સ્વ. લાલશંકર ઉમીયાશંકર સ્મારક ગ્રંથમાળા નં. ૧

# મહાભારતની નીતિકથાઓ.



ભાષાન્તર કર્તા,

મગનલાલ હરિકૃષ્ણ મ્હેતા, ભરૂચ.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી,

છપાવી પ્રસિદ્ધ કરનાર,

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.

આસિ. સેક્રેટરી—અમદાવાદ.



આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦.

સન ૧૯૨૨. સંવત ૧૯૭૮.



મૂલ્ય દોઢ રૂપિયો.

સ્વ. રા. બા. લાલશંકર ઉમીયાશંકર સ્મારક ફંડનો

# ઉપોદ્ઘાત.

તા. ૧૯–૧૦–૧૯૧૨ ના રોજ ગુ. વ. સોસાઇટીના ઓન. સેક્રેટરી રા. બા. લાલશંકર ઉમીઆશંકરના ખેદકારક મૃત્યુ માટે દિલગીરી દર્શાવવાને સોસાઇટીની એક અસાધારણ સભા તા. ૨ જી. નવેમ્બર ૧૯૧૨ ના રોજ મળી હતી અને તેમાં એમના નામનું સ્મારક રાખવાને નીચે પ્રમાણે ઠરાવ પસાર થયો હતો. (ઠરાવ) સોસાઇટીના માનવંત ઓનરરી સેક્રેટરી રા. બ. લાલશંકર ઉમીઆશંકરના દુઃખદાયક મૃત્યુની, સોસાઇટીના તમામ મેમ્બરોની આ અસાધારણ સામાન્ય સભા બહુ દિલગીરી સાથે નોંધ લે છે, અને વિરૂદ્ધ મતવિના ઠરાવ કરે છે કે, સ્વર્ગસ્થે સોસાઇટીની લગભગ ૨૨ વર્ષ સુધી અવિશ્રાંત અને ખરા દિલથી પોતાનાં તન મન અને ધનથી જે અમૂલ્ય સેવા બજાવી છે તેના યત્કિંચિત્ સ્મારક રૂપે રૂ. ૫૦૦૦) પાંચ હજાર સોસાઇટીના ફંડમાંથી તેમને નામે જુદા કાઢવા અને તેમાંથી નીચે પ્રમાણે વ્યવસ્થા કરવી:—

(૧) રા. રા. લાલશંકર ઉમિયાશંકરનું એક ઑઇલ પેઇન્ટિંગ રૂા. ૩૦૦) ત્રણસો સુધી ખર્ચ કરીને તૈયાર કરાવી સોસાઇટીમાં મુકાવવું.

(૨) તેમનું જીવન ચરિત્ર રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ પાસે લખાવીને તેમની છબિ સાથે છપાવવું અને તે સોસાઇટીના જુના તેમજ નવા થતા તમામ મેમ્બરોને બક્ષિસ આપવું.

(૩) અને જે અવેજ બાકી રહે તેના વ્યાજમાંથી સામાન્ય નીતિ, સામાન્ય ધર્મ અને બીજાં લોકોપયોગી પુસ્તકો રચાવીને પ્રસિદ્ધ કરવાં.

તે પ્રમાણે નીચે જણાવેલું પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે:—

| નંબર. | પુસ્તકનું નામ. | કર્તા કે અનુવાદક. | કીંમત. |
|---|---|---|---|
| ૧ | મહાભારતની નીતિ કથાઓ. | રા. રા. મગનલાલ હરિકૃષ્ણ ભટ્ટ. | રૂ. ૧–૦–૦ |

# ભાષાન્તર કર્તાના બે બોલ.



મહાભારત અને રામાયણ આપણાં ઐતિહાસિક કાવ્યો છે. આપણો પ્રાચીન ઇતિહાસ—આપણા પ્રાચીન આદર્શો—જાણવાનાં જે કાંઇ સાધનો છે, તેમાં ઉપરોક્ત બન્ને ગ્રંથો મુખ્ય ગણાયા છે. એમાં ધર્મ, વ્યવહાર અને રાજનીતિ સુંદર અને મનોહર રીતે ગુંથી ચારિત્રના આદર્શો એવી ઉત્તમ રીતે બતાવ્યા છે કે, એની ઉત્પત્તિને આજે સૈકાઓ થઇ જવા છતાં હજુ સુધી જેવાં ને તેવાંજ લોકપ્રિય અને શિક્ષાપ્રદ રહ્યાં છે; અને ભવિષ્યમાં પણ રહેશે જ, એમાં કાંઇ શંકા નથી. પરંતુ એ બન્ને કાવ્યો અને મુખ્યત્વે કરીને મહાભારત, ઘણો મ્હોટો ગ્રંથ હોવાથી આજના પ્રવૃત્તિમય જીવનમાં તેનું પુરેપુરૂં વાચન કરવાનું બહુ થોડાથી જ બની શકે છે, અને તેથી કરીને તેમાંથી સારાંશ રૂપે ટુંકા બોધપ્રદ આદર્શો જનસમાજની સેવામાં મુકવાની હિંદી—બંગાળી આદિ દરેક સાહિત્યના ક્ષેત્રમાં જરૂર જણાઈ છે. આપણા ગુર્જર સાહિત્યમાં ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ તરફથી સંપૂર્ણ મહાભારત બહાર પડી ગયું છે, તેમ સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી તેવોજ એક સ્તુત્ય પ્રયત્ન ચાલુ છે, પરંતુ હજી સુધી સમાજને અને ખાસ કરીને મ્હારા વિદ્યાર્થી બંધુઓને ઉપયોગી થઇ પડે એવા મહાભારતના આદર્શો સંક્ષિપ્તમાં ખડા કરે એવા પુસ્તકનો અભાવ હોવાથી રાજેન્દ્ર બાબુનું " મહાભારતીય નીતિકથા " નામક પુસ્તક હાથમાં આવતાં, ગુર્જર વાચકોની અને મ્હારા વિદ્યાર્થી બંધુઓની અલ્પ સ્વલ્પ સેવા કરવાના ઉદ્દેશથી આ ભાષાન્તર કર્યું છે.

આ ગ્રંથકારની પ્રસ્તાવના સાથે જ હોવાથી નીતિકથાની રચના—વગેરે સંબંધી કાંઇક લખવું એ વધારે પડતું જ લેખાય, પરંતુ તેના લેખક શ્રીયુત રાજેંદ્રનાથ કાંજીલાલ, બી. એ. એલ. એલ. બી. માટે આભારદર્શક બે શબ્દો લખવા અસ્થાને તો નહિ જ ગણાય. રાજેન્દ્રબાબુને, એલ. એલ. બી. હોવા છતાં કેટલાક વર્ષો સુધી બંગાળાની એક પ્રખ્યાત માધ્યમિક શાળાના

મુખ્ય શિક્ષક તરીકે કામ કરેલું હોવાથી કેળવણી ખાતાનો ઘણો સારો અનુભવ છે. તેમની નીતિકથા બંગાળામાં બહુ લોકપ્રિય થઇ પડી છે અને થોડા વખતમાં જ ત્રીજી આવૃત્તિ નીકળી છે; તેમ કેળવણીખાતા તરફથી પાઠ્ય-પુસ્તક તરીકે મંજુર થઇ છે, એજ તેની ઉપયોગિતા અને લોકપ્રિયતા સિદ્ધ કરી આપે છે. મૂળ પુસ્તકમાં પ્રથમ ભાગનું ભાષાન્તર કરી ભાવનગર રાજ્યના સાક્ષર વિદ્યાધિકારી શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ મ્હેતાના અભિપ્રાયાર્થે મોકલ્યું, અને તેમના અનુકૂળ અભિપ્રાયથી ઉત્તેજીત થઇ-તેને છપાવવા રજા આપવા મૂળ પુસ્તકના પ્રકાશક શ્રીયુત ગજેન્દ્ર ચંદ્ર ઘોષ-કે જેઓ કલકત્તાની અમારી મેસર્સ રાલી બ્રધર્સની ઓફીસમાં છે-તેમને વિનંતિ કરતાં તેમણે રાજેન્દ્ર બાબુની અનુમતિ મેળવી આપવા સાથે બીજા ભાગનું પણ ભાષાન્તર કરવા સૂચવી તેની એક પ્રત મોકલી આપી, જે માટે તે ભાઇનો તેમ જ શ્રીયુત રાજેન્દ્ર બાબુનો તથા રા. રા. કૌશિકરામ ભાઇનો અન્તઃકરણપૂર્વક આભાર માનું છું. વળી તે ઉપરાંત બન્ને ભાગનું ભાષાન્તર તૈયાર થયા પછી મ્હારા સ્નેહી-ભાવનગરના જોઇન્ટ દિવાની-ન્યાયાધીશ, રા. રા. નટવરલાલ માણેકલાલ સુરતી તથા શ્રીયુત હરિભાઇ ઝવેરભાઈ અમીન વગેરેએ કેટલીક અમૂલ્ય સૂચનાઓ આપી, જે ઉપકાર કર્યો છે તે માટે તેમનો-તેમજ આ ગ્રંથને પ્રસિદ્ધ કરનાર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો આભાર ન માનું તો કૃતઘ્ની જ ગણાઉં.

છેવટમાં, આ ભાષાન્તરમાં મૂળ ગ્રંથનું ગૌરવ જાળવી રાખવા મ્હેં મ્હારાથી બને તેટલો પ્રયત્ન કર્યો છે, તે છતાં જે કાંઈ અપૂર્ણતા જણાય તે મ્હારી પોતાની જ છે, અને જે સારૂં કિંવા ગૌરવયુક્ત જણાય તે સઘળું રાજેન્દ્ર બાબુનું જ છે, એમ ગણી ક્ષીરનીર ન્યાયનું પાલન કરવા વાચક બંધુઓને ખાસ વિનંતિ છે. इति शिवम् ।

રાલીબ્રધર્સની ઓફીસ.
લીંબડી. આસો સુદ ૧
સંવત ૧૯૭૩.

મગનલાલ હરિકૃષ્ણ મ્હેતા.

# આદ્યગ્રંથકારનું નિવેદન.

ધર્મચુસ્ત હિંદુ જાતિના પરમ પવિત્ર ધર્મગ્રંથ મહાભારતનું અવલંબન કરીને આ નાનો ગ્રંથ રચવામાં આવ્યો છે. આ પુસ્તકમાં મહાભારતમાં વર્ણવેલી નીતિ વિષયની કથા અને વ્યાખ્યાનોનો સમાવેશ થયેલો હોવાથી એનું નામ "મહાભારતની નીતિકથા" રાખવાનું ઉચિત ધાર્યું છે.

મહાભારત અસંખ્ય ઉપન્યાસોનો અનંતપ્રવાહ અને વિવિધ વિચિત્ર આખ્યાન કુસુમોનું વિસ્તીર્ણ ઉદ્યાન છે. એ અનંત પ્રવાહનું એક બિંદુ લઇને,–વિસ્તીર્ણ ઉદ્યાનમાંથી એક જાતનાં પુષ્પો ચુંટી કાઢીને બાલક બાલિકાઓની નીતિશિક્ષાને અનુકૂળ આ લઘુપુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે.

આ પુસ્તક રચવામાં (૧) મહાભારતનું ઉપાખ્યાન વર્ણન. (૨) નીતિ શિક્ષા. (૩) ચરિત્રાંકન, એ પ્રકારના ઉદ્દેશો લક્ષ્યમાં રાખવામાં આવ્યા છે.

**૧ ઉપાખ્યાન વર્ણન**—મહાભારતના આદિથી ઉદ્યોગ પર્વ સુધીની મુખ્ય મુખ્ય ઘટનાઓનું એક પછી એક વર્ણન કરવામાં આવ્યું છે. પ્રથમ પરિચ્છેદમાં આદિપર્વનાં આઠ ઉપાખ્યાનો વર્ણવેલાં છે. દ્વિતીય પરિચ્છેદમાં વર્ણવેલાં ઉપાખ્યાનોમાં, બે સભાપર્વમાંથી, અને ૭ વનપર્વમાંથી લીધાં છે, અને ત્રીજા પરિચ્છેદમાં બે વિરાટપર્વમાંથી અને ચાર ઉદ્યોગપર્વમાંથી જુદી જુદી કથાઓ લેવામાં આવી છે. પ્રત્યેક કથા મૂળ આખ્યાયિકામાંથી લેવામાં આવી છે, અને ઘટના ક્રમની રક્ષા કરીને મહાભારતની આખ્યાનમાળાનું અનુક્રમે વર્ણન કરવામાં આવ્યું છે. કથા–ગુચ્છ ભિન્ન ભિન્ન આકારમાં રચવામાં આવ્યો છે છતાં પણ તે મૂળમાં એકજ સૂત્રથી બંધાયલો છે. આધુનિક "નોવેલ" અથવા ઉપન્યાસ જેવી રીતે જુદા જુદા અધ્યાયોમાં વિભક્ત થવા છતાં પણ એક મૂળ ઉપાખ્યાનને લક્ષ્યમાં રાખીને રચવામાં આવે છે, તેજ પ્રમાણે મહાભારતની વાર્તાઓ અને આખ્યાનો પણ એક

લક્ષ્ય રાખીને ગોઠવવામાં આવેલાં છે. જેઓએ કોઇ પણ દિવસ મહાભારત વાંચ્યું નહિ હોય, તેઓ પણ આ પુસ્તક વાંચવાથી મૂળ ઇતિહાસ જાણવાને શક્તિમાન થશે.

(૨) **નીતિશિક્ષા**—મહાભારતની મુખ્ય મુખ્ય ઘટનાઓ અને નાયક નાયિકાઓનાં ચરિત્રોનું અવલંબન કરીને દૃષ્ટાંતદ્વારા નીતિશિક્ષાનાં તત્ત્વોનો સંગ્રહ કરેલો છે. વાર્તાના રૂપમાં નીતિશિક્ષાનો ઉપદેશ કરવો એ સંસ્કૃત સાહિત્યનો આદરણીય પ્રથા છે. ઇંગ્રેજી સાહિત્યમાં પણ એવાં દૃષ્ટાંતોનો અભાવ નથી. બાલક બાલિકાઓ માટે આવો ઉપદેશ બીજા નીરસ ધર્મોપદેશ કરતાં અધિક ફળપ્રદ છે એમાં લેશમાત્ર પણ સંદેહ નથી. એ હેતુથી જ Æsops Fables, હિતોપદેશ, પંચતંત્ર વગેરે ગ્રંથોનો આટલો બધો આદર થાય છે. આશા છે કે આ પુસ્તક પણ ઘરે ઘરમાં પ્રવેશ કરીને બાલક બાલિકાઓને પોતાની ચરિત્રોન્નતિનો માર્ગ બતાવશે.

(૩) **ચરિત્રાંકન**—મહાભારતના આદર્શ ચરિત્રો વિચિત્ર અને વિશિષ્ટ નૈતિક ગુણોથી વિભૂષિત થયેલાં છે. એના જેવી ચરિત્ર રચના ચરાચર અન્ય કોઈ પણ કાવ્યમાં દૃષ્ટિગોચર થતી નથી અમે એ વિચિત્ર ચરિત્ર પુંજના સુંદર કુંજમાંથી કેટલાંક ઉત્કૃષ્ટ નૈતિક પુષ્પો ચુંટી કાઢીને આ ગ્રંથમાં માળારૂપે પોરવ્યાં છે. ભીષ્મ, અર્જુન, કર્ણ, દ્રોણ, યુધિષ્ઠિર, કુંતી, દ્રૌપદી વગેરે પુણ્યશ્લોક નરનારીઓ બંગીય પાઠક પાઠિકાઓથી ચિર વિદિત અને પરમ પ્રીતિ અને શ્રદ્ધાને પાત્ર છે. અમે આ પુસ્તકમાં એ સકળ મહાત્માઓના મુખ્ય મુખ્ય કીર્તિ કલાપો અને સત્કાર્યોનું કીર્તન કરતાં ત્હેમના ચરિત્રગત મહત્વનું દર્શન કરાવવાનો પ્રયત્ન કર્યો છે. મ્હારો એ પ્રયત્ન જો થોડે ઘણે અંશે પણ સફળ થશે તો આ પુસ્તક રચના સાર્થક થઈ છે, એમ માનીશ. નીતિ એટલે શું?—જેનાથી કોઇ પણ વ્યક્તિ અથવા સમાજ દોરાય, આગળ વધે અને ઉન્નતિને માર્ગે ચડે તેનું જ નામ નીતિ છે. સચરાચર નીતિ શબ્દ ધર્મ—રીતિના અર્થમાં વપરાય છે; પરંતુ આ પુસ્તકમાં નીતિ શબ્દનો વ્યાપક અર્થ લેવામાં આવ્યો છે. એનો અર્થ

સામાન્ય ભાવમાં ગ્રહણ કરવાનો છે. નીતિશબ્દથી કેવળ ધર્મોપદેશ, સમજવો નહિ પરંતુ—ધર્મનીતિ, રાજનીતિ, અર્થનીતિ, સમાજનીતિ, વગેરે સઘળા પ્રકારની નીતિનો એમાં સમાવેશ થાય છે.

**મહાભારતની નીતિની ઉપયોગિતા**—મહાભારત એ નીતિકથાની ખાણ છે. એમાંથી ધર્મનીતિ, રાજનીતિ વગેરે નાના પ્રકારનાં રત્નો મળી આવે છે. આ પુસ્તકમાં એ પ્રાચીન પૌરાણિકયુગની નીતિનાં ઉદાહરણ સ્વરૂપ કેટલાંક ઉપાખ્યાનોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. આ નીતિ સર્વાંશે વર્તમાન કાળમાં ઉપયોગી થાય એમ નથી, કારણ કે સમયના પરિવર્તનની સાથે સાથે તેના માર્ગમાં પણ યોગ્ય પરિવર્તન થવું જોઇએ. તથાપિ એટલું તો લખવું જ પડશે કે આ નીતિકથાઓના મૂળમાં જે અમૂલ્ય તત્ત્વ રહેલું છે, તે સર્વ કાળમાં સર્વ સમાજમાં આદરણીય અને પ્રશંસનીય થયા વિના રહેશે નહિ. એ અમૂલ્ય તત્ત્વ વિદ્યાર્થીઓના કોમળ અંતઃકરણમાં ઉંડા કોતરવાનો જ આ પુસ્તકનો હેતુ છે.

એકલવ્યની અસાધારણ ગુરૂભક્તિ ગુરૂદક્ષિણામાં પોતાની આંગળી કાપી આપવાને પણ પર્યવસિત થઇ હતી. કર્ણની દાનશીલતા પોતાના શરીર ઉપરની ચામડી પણ ઉતારી આપવાને નિયોજીત થઇ હતી—યુધિષ્ઠિરની સત્યનિષ્ઠા પાસે ઉભેલી સહધર્મિણીની દારૂણ દુર્દશા જોઇને પણ વિચલિત થઇ નહોતી. ઉપરોક્ત કથાઓમાં જે સત્ય અને મહત્ત્વ રહેલું છે, તે કદાપિ પણ ભુલાય એમ નથી. ગુરૂભક્તિ ગમે તે ક્ષેત્રમાં ગમે તેવા સ્વરૂપમાં પ્રદર્શિત થાય એ કદાપિ પણ નિંદનીય કહી શકાશે નહિ. સ્વાર્થવૃત્તિનો ત્યાગ કરીને પરોપકાર, અને યાચકને તેની યાચના પ્રમાણે અર્થદાન આપી પરિતૃપ્ત કરવામાં જ દાનશીલતાનો પરમ ઉત્કર્ષ છે. સત્યપરાયણતા એ સાધુ પુરૂષોનો પરમપવિત્ર આશય છે. પ્રતિજ્ઞાનો ભંગ કરવો એ દુર્બલતાની નિશાની છે. જો કે દેશકાળ અને પાત્ર પ્રમાણે રીતિનીતિમાં વૈષમ્ય થવું સ્વાભાવિક હોવા છતાં પણ ધર્મનાં મૂળતત્ત્વો તો ચિરકાળ જેવાં ને તેવાં અવિકૃત અને પૂર્ણ રહીને માનવ સમાજને ગૌરવશાળી બનાવે છે.

"અર્જુનની એકાગ્રતા"—સર્વતોભાવ વિદ્યાર્થીવર્ગને અનુકરણ કરવા જેવી છે. અર્જુન આ વખતે વિદ્યાર્થીઓની પેઠે શિક્ષાર્થી છે. ત્હેણે જેવી રીતે વિદ્યાસંપાદન કરી છે જેવી અવિચલિત એક નિષ્ઠાથી વિદ્યાભ્યાસ કર્યો છે, તેવીજ રીતે આધુનિક વિદ્યાર્થી વર્ગને માટે પણ અભ્યાસ કરવાની એકાંત આવશ્યકતા છે એમાં લેશમાત્ર પણ સંશય નથી. એ સિવાય સારૂં ઉચ્ચ પ્રકારનું શિક્ષણ મેળવવાનો બીજો માર્ગ નથી; પરંતુ "અર્જુનનું તપોબળ" એ વિષમ આધુનિક વિદ્યાર્થીવર્ગને માટે ગુંચવાડા ભરેલો થઇ પડશે. આ સ્થળે જો આપણે "તપસ્યા" શબ્દનો સામાન્ય અર્થ ગ્રહણ કરીએ તો તે ગુંચવાડો દૂર થઇ જશે. વિદ્યાર્થીને માટે અધ્યયન, ગૃહસ્થને માટે અર્થોપાર્જન, પંડિતને માટે શાસ્ત્રચર્ચા, ભિક્ષુકને માટે ભિક્ષાવૃત્તિ, રાજાને માટે પ્રજાપાલન અને યોદ્ધાને માટે યુદ્ધવિદ્યા, એ ત્હેમની તપસ્યા જ છે, તપસ્યા શબ્દનો આવો અર્થ લેવાથી અર્જુનનું તપોબળ નિર્થક લાગશે નહિ.

"દ્રૌપદીનું પાતિવ્રત્ય" એ મથાળાના લેખમાં સત્યભામાની પાસે દ્રૌપદીનો કાર્યકલાપ બાલકોને માટે નકામો હોવા છતાં પણ બાલિકાઓ માટે વિશેષ ઉપદેશપ્રદ થઇ પડશે એમાં કાંઇ સંદેહ નથી. પ્રાતઃસ્મરણીયા દ્રૌપદી પાંડવોની સહધર્મિણી–પત્ની–હતાં. તેઓ સુખમાં, દુઃખમાં, સંપદ્‌માં, વિપદ્‌માં, પોતાના પતિનાં સહયોગિની, અને સમભાગિની થયાં હતાં ગૃહકાર્યમાં ત્હેમનો જેવો મનોયોગ અને એકાગ્રતા માલમ પડે છે, તેવો જ યત્ન અને અનુરાગ પતિસેવા અને ગુરૂ શુશ્રૂષામાં પણ જોવામાં આવે છે. તે પાંડવોના અંતઃપુરનાં અધિષ્ઠાત્રી દેવી, ત્હેનાં ધર્મકાર્યમાં સહાય કરનારાં, વિપદ્‌માં ધીરજ આપનારાં, અને સર્વ પ્રકારે નારીજાતિના આદર્શરૂપ હતાં.

આવી રીતે પ્રત્યેક ચરિત્રમાં રહેલા આદર્શ ગુણની દરેક વિદ્યાર્થીના અંતઃકરણમાં છાપ પાડવાની દરેક શિક્ષકની ફરજ છે.

ભાષા—ગ્રંથની ભાષા માટે અમે મહાત્મા કાળીપ્રસન્નસિંહના ઋણી છીએ, કારણ કે તેમના કરેલા સંસ્કૃત મહાભારતના અનુવાદનો આશ્રય

લઇને આ પુસ્તક રચવામાં આવ્યું છે. વાંચકવર્ગને માટે પ્રસ્તુત ગ્રંથની ભાષા સરળ અને કર્ણપ્રિય બનાવવાને અમે કેટલેક સ્થાને ફેરફાર અને સુધારો વધારો કરેલો છે. સ્કૂલ પાઠ્ય પુસ્તકોમાં આવા પ્રકારનો સુધારો આવશ્યક છે. પુસ્તકની ભાષા સંસ્કૃત અનુવાદની અનુયાયી હોવાથી બે ત્રણ સ્થળે મ્હોટા સમાસો અને અઘરા શબ્દોનો પ્રયોગ થઇ ગયો છે, પરંતુ અમારા વિચાર પ્રમાણે ભાષા જ્ઞાનને માટે આવા પ્રકારના શબ્દજ્ઞાનની નિતાંત આવશ્યકતા છે. વિદ્યાર્થી વર્ગનું શબ્દજ્ઞાન સંકીર્ણ અલ્પ-હોવાથી વિશ્વવિદ્યાલયની પરીક્ષાઓમાં તેઓને બહુ ખમવું પડે છે. આ પુસ્તકને વાંચવાથી એ અભાવ કેટલેક અંશે દૂર થશે એવી અમને આશા છે.

સાહિત્યરસ—પુસ્તકની ભાષા સૌંદર્યશાળી અને કર્ણપ્રિય બનાવવામાં અમે વિશેષ ધ્યાન આપ્યું છે. સારા મધુર શબ્દ સંયોગ, સુલલિત પદવિન્યાસ, અને સુંદર ભાવનો સંગ્રહ કરવામાં અમે કચાશ રાખી નથી. વળી એ ઉપરાંત આ પ્રબંધમાળામાં નાના પ્રકારનો સાહિત્ય રસ પણ રેડયો છે. યુદ્ધ વિગ્રહમાં લોમહર્ષનું દશ્ય, શોકની પવિત્ર છાયા, હાસ્યની સુવિમલ-જ્યોત્સ્ના, શાંતિનો આનંદજનક પ્રવાહ, ક્રોધાગ્નિના તણખા, હિંસાનો તિરસ્કાર, વીરત્વની માદકતા, બાયલાઓનું હૃદયકંપન, તપસ્યાની ગંભીર કષ્ટ સહિષ્ણુતા અને ધર્મનિષ્ઠાનાં અમૃતમય ફળ વગેરે યથાસ્થાને પ્રદર્શિત કરવામાં આવ્યાં છે.

કેળવણીખાતાના અમલદારોએ પ્રસ્તુત પુસ્તકને મંજુર કરીને જેવી ઉદારતા અને અનુકંપા બતાવી છે, તેવી આશા છે કે વિશ્વવિદ્યાલયના અધિકારીઓ પણ કૃપાદૃષ્ટિ કરશે. આ પુસ્તકના સંબંધમાં કેટલાએક પ્રસિદ્ધ વર્તમાન પત્રોના સંપાદકોએ અને દેશપૂજ્ય સાહિત્ય સેવકોએ જે પ્રશંસા કરી છે, અને ઘણાજ અલ્પકાળમાં અમે આ દ્વિતીય આવૃત્તિ બહાર પાડવાને ભાગ્યશાળી થયા છીએ, તે ઉપરથી જ જણાશે કે અમારો આ પ્રયાસ નિષ્ફળ ગયો નથી.

દ્વિતીય આવૃત્તિ માત્ર પ્રથમ આવૃત્તિનું રૂપાંતર છે. તેમાં કાંઇ પણ સુધારો વધારો કરવામાં આવ્યો નથી. સંસ્કૃત કોલેજના અધ્યક્ષ મહામહોપાધ્યાય ડોક્તર સતીશચંદ્ર વિદ્યાભૂષણ મહાશયે પોતે અનુગ્રહપૂર્વક આ ગ્રંથની ભૂમિકામાં જે યથાર્થ મત આ પુસ્તકનો પ્રકાશ અને અમારા બીજા પણ બંધુ બાંધવોએ આ પુસ્તકનો પ્રકાશ અને પ્રચાર કરવામાં જે સદુપદેશ આપી સહાનુભૂતિ બતાવી છે, તેને માટે ત્હેમની પ્રતિ અમો આંતરિક કૃતજ્ઞતા પ્રદર્શિત કરીયે છીયે. અમારા પ્રિય મિત્ર શ્રીમાન્ નિશિકાંત બંદોપાધ્યાય બી. એ. એલ. એલ. બી. એ આ પુસ્તકને ઉપયોગી બનાવવામાં અનેક પ્રકારે સાહાય્ય કરી છે. તે પછી આ પુસ્તકને ફરીથી છપાવતી વખતે સાઉથ સુબર્ન સ્કૂલના માનનીય શિક્ષક—સુવિખ્યાત રાજા પ્રતાપાદિત્યરાયના વંશજ—શ્રીયુત્ બાબુ સુરાજકાંતરાય ચૌધુરી મહાશયે પુસ્તકની ભાષા વગેરેમાં સુધારા કરવામાં મ્હને અતિશય સહાયતા કરી છે, અને કલકત્તાના બ્રહ્મવિદ્યાલયના મુખ્ય પંડિત મ્હારા પરમ મિત્ર શ્રીયુત્ બાબુ રામલાલ કાવ્યતીર્થ મહાશયે આ બીજી આવૃત્તિનાં આદ્યોપાંત પ્રુફ સુધારીને મ્હારી ઉપર મોટો ઉપકાર કરેલો છે. વળી લખતાં આનંદ થાય છે કે, પ્રિય શિષ્ય શ્રીમાન્ વૈદ્યનાથરાયે આ પુસ્તકમાં આપેલા અઘરા શબ્દોની વ્યાખ્યા અને પૌરાણિક કથાનો સંક્ષિપ્ત ઇતિહાસ લખીને પુસ્તકને વિદ્યાર્થી વર્ગ માટે સરલ, સુબોધ અને વધારે ઉપયોગી બનાવ્યું છે.

અન્યમાં જણાવવાનું કે મહિષાદલના રાજપરિવારે આ પુસ્તકનો પ્રચાર કરવામાં ઉત્સાહિત કરી છપાવવામાં યોગ્ય અનુકૂળતા કરી આપી મ્હને ચિરકૃતજ્ઞતાના પાશથી બાંધી લીધો છે.

| | |
|---|---|
| ભવાનીપુર<br>અશાડ—૧૩૧૯ | શ્રી રાજેંદ્રનાથ કાંજીલાલ<br>બી. એ. એલ. એલ. બી. |

# સૂચિપત્ર.

## અનુક્રમણિકા.



### કથારંભ.

### ( પ્રથમ પરિચ્છેદ )



### દ્વિતીય પરિચ્છેદ.

## તૃતીય પરિચ્છેદ.



## ચતુર્થ પરિચ્છેદ.

# ઉપક્રમણિકા.

## મહાભારતની ઉત્પત્તિ અને માહાત્મ્ય.

---

મહર્ષિ વેદવ્યાસે પોતાના તપોબળના પ્રભાવથી સનાતન વેદ શાસ્ત્રનું દોહન કરી સારોદ્ધાર કરી–પવિત્ર મહાભારત ગ્રંથની રચના કરી, એમ કહેવામાં આવે છે. રચના કર્યા પછી આ ગ્રંથનું પોતાના શિષ્યોને કેવી રીતે અધ્યયન કરાવવું તેનો મનમાં ને મનમાં જ તેઓ વિચાર કરતા હતા, તેટલામાં જ સર્વજ્ઞ, સર્વ શક્તિમાન ભગવાન્ બ્રહ્મા ત્યાં આવિર્ભૂત થયા. વેદવ્યાસે ત્હેમના અચાનક દર્શનથી વિસ્મય થઇ હાથ જોડી ત્હેમની પ્રાર્થના કરી સવિનય નિવેદન કર્યું કે "ભગવન્! મ્હેં એક અદ્ભુત કાવ્યની રચના કરી છે; તેમાં વેદ વેદાંગ અને ઉપનિષદાદિનો સાર–સંકલન કરીને, ઇતિહાસ, અને પુરાણને અનુસરીને ભૂત, ભવિષ્ય, અને વર્તમાન એ ત્રણે કાળનું સારી રીતે નિરૂપણ કર્યું છે, અને જરા, મૃત્યુ, ભય, વ્યાધિ, ભાવ અને અભાવનો નિર્ણય, વિવિધ ધર્મ અને આશ્રમનાં લક્ષણોનું નિદર્શન, ચાતુર્વર્ણ્ય વિધાન, તપસ્યા, બ્રહ્મચર્ય, પૃથિવી, ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર વગેરેનું વર્ણન કર્યું છે. ભૂતભાવન ભગવાન્ શા માટે દિવ્ય મનુષ્ય દેહમાં જન્મગ્રહણ કરે છે, તેનું તત્ત્વસંધાન અને અતિપવિત્ર પુણ્યક્ષેત્ર અને તીર્થસ્થાન સમૂહનું કીર્તન કર્યું છે. નંદ, નદી, સમુદ્ર, પર્વત, ગ્રામ, નગર, વન, ઉપવન, તેમનાં સ્થાનો અને યુદ્ધકૌશલ્ય, જાતિ વિશેષ લોકયાત્રા વિધાન, એ સર્વ સુસ્પષ્ટ રીતે બતાવ્યાં છે. પરંતુ આ વિશાળ વિશ્વક્ષેત્રમાં તેને માટે એક યોગ્ય લેખક જોવામાં આવતો નથી."

બ્રહ્માએ વેદવ્યાસનું કથન સાંભળીને ત્હેમની બહુજ પ્રશંસા કરી, અને વરદાન આપ્યું કે, "જ્યારે તુંજ ત્હારા રચેલા મહાભારતને કાવ્યની ઉપમા આપે છે ત્યારે ત્હારો એ ગ્રંથ કાવ્ય તરીકે ગણાશે અને પ્રખ્યાત

થશે. વળી જેવી રીતે બીજા આશ્રમો કરતાં ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે તેવી જ રીતે ત્હારૂં આ કાવ્ય અન્યાન્ય કવિનાં કાવ્યો કરતાં ઉત્કૃષ્ટ થશે એમાં સંદેહ નથી. તું ગણેશનું સ્મરણ કર, તે ત્હારો લેખક થશે." એ પ્રમાણે કહીને બ્રહ્માજી અંતર્ધાન થઇ ગયા, એટલે વેદવ્યાસે ગણપતિનું સ્મરણ કર્યું. સ્મરણ કરતાં જ સ્મરણગામી ગણપતિ ત્યાં ઉપસ્થિત થયા. વેદવ્યાસે ભક્તિ અને શ્રદ્ધાથી ત્હેમનો યથોચિત આદરસત્કાર કરીને કહ્યું કે, "હે ગણનાયક! ( મ્હારૂં મનઃસંકલ્પિત મહાભારત નામનું કાવ્ય અવિકળ કહેવાય છે.) આપ ત્હેના લેખક થઇને મ્હારો પ્રયાસ સફળ કરો." ગણેશે કહ્યું, "મુનિવર! જો લખતી વખતે મ્હારી લેખણ એક ક્ષણ પણ અટકે નહિ તોજ હું લેખક થઇશ." વેદવ્યાસે કહ્યું, "હે વિઘ્નનાશક! હું જે કાંઇ બોલું તેનો અર્થ સમજ્યા સિવાય આપ પણ લખી શકશો નહિ." ગણપતિએ વેદવ્યાસે કહ્યું તે કબૂલ કર્યું. આને લીધે વ્યાસજીએ અનેક સ્થળે કૂટાર્થ શ્લોકોની રચના કરી છે, અને તેને માટે સ્વયં વ્યાસે જ એવું કહ્યું છે કે આ ભારતગ્રંથમાં આઠ હજાર ને આઠસો એવા કૂટાર્થ શ્લોકો છે કે, તેનો ભાવાર્થ હું અને શુકદેવ જ સમજી શકીએ એમ છે. સંજય સમજી શકશે કે કેમ? તે પણ સંદેહની વાત છે. વ્યાસજીના આ શ્લોકોનો યથાર્થ અર્થ અદ્યાપિ કોઇ પણ કરી શકયું નથી. એ તો શું પણ શ્રી ગણેશજી સર્વજ્ઞ હોવા છતાં પણ લખતી વખતે એ બધા શ્લોકોનો અર્થ સમજવા માટે થોડીવાર વિચારમાં પડી જતા; એટલામાં વ્યાસદેવ અનેક શ્લોકોની રચના કરી લેતા હતા.

વેદવ્યાસે આ મહાભારત ગ્રંથ તૈયાર કરીને સૌથી પહેલાં પોતાના પુત્ર શુકદેવને તેનું અધ્યયન કરાવ્યું. ત્યાર પછી પોતાના શિષ્યોને તે વાંચી સંભળાવ્યું, ભારતસંહિતાના પ્રથમ ચોવીશ હજાર શ્લોકો રચાયા, તેમાંથી ઉપાખ્યાન વિભાગનો તદ્દન પરિત્યાગ કરવામાં આવ્યો હતો. ત્યાર પછી સાઠ લાખ શ્લોકની બીજી એક ભારતસંહિતાની રચના કરી. એ સાઠ લાખમાંથી દેવલોકમાં ત્રીશ લાખ, પિતૃલોકમાં પંદર લાખ, ગંધર્વ લોકમાં ચૌદ લાખ, અને નરલોકમાં એક લાખ શ્લોક અદ્યાપિ વર્તમાન છે. નારદે

દેવલોકમાં, અને અસિતદેવલે પિતૃલોકમાં મહાભારતનો પ્રચાર કર્યો. શુકદેવે, ગંધર્વ, યક્ષ, અને રાક્ષસોને ભારત શ્રવણ કરાવ્યું છે, અને વ્યાસ ભગવાનના શિષ્ય વૈશંપાયને મનુષ્ય લોકમાં મહાભારતનું કીર્તન કર્યું છે.

મહાભારતના અનુક્રમણિકાના અધ્યાયમાંથી તેની ઉત્પત્તિનો લેખિત વૃત્તાંત આપણી જાણમાં આવે છે. સંપૂર્ણ મહાભારત ગ્રંથ સાઠલાખ શ્લોકનો બનેલો છે, તેમાં ફક્ત એકજ લાખ વર્તમાન છે. મહાભારત કેવો વિશાળ ગ્રંથ છે તે આ ઉપરથી સહજ જણાશે. વાસ્તવિક રીતે એના જેવું મહાન્ કાવ્ય બીજી કોઇ પણ ભાષામાં હજુ સુધી રચાયું નથી. મહારાજા જનમેજયના સર્પયજ્ઞ વખતે વેદવ્યાસની અનુમતિથી ત્હેમના શિષ્ય વૈશંપાયને સૌથી પહેલાં આ મહાભારત ગ્રંથનું કીર્તન કર્યું હતું. ત્યાર પછી જ્યારે નૈમિષારણ્યમાં કુલપતિ શૌનકે બાર વર્ષના યજ્ઞનું અનુષ્ઠાન કર્યું હતું ત્યારે લોમહર્ષણના પુત્ર ઉગ્રશ્રવાએ, તે યજ્ઞની સભામાં બેઠેલા ઋષિ મુનિયોની સમક્ષ વૈશંપાયને કહેલી મહાભારતની કથાનું વર્ણન કર્યું, અને ત્યાર પછી કેટલીએ અસંખ્ય સભાઓમાં મહાભારતનું કીર્તન થયું છે તેની કોણ ગણના કરી શકે એમ છે?

મહાભારત ગ્રંથની મૂળ આખ્યાયિકા કૌરવપાંડવોના વિવરણથી પરિપૂર્ણ છે. રાજા દુષ્યંત અને શકુન્તલાનો પુત્ર ભરત કૌરવ પાંડવોનો પૂર્વ પુરૂષ હતો. આ ગ્રંથમાં ભરતવંશના રાજાઓનું વિવરણ થયેલું હોવાથી એ "ભારત" નામે પ્રસિદ્ધ થયું છે. 'ભારતવર્ષ' એ નામની ઉત્પત્તિનું પણ એજ કારણ છે. 'મહાભારત' નામ આપવાનું એક બીજું પણ કારણ છે. પ્રાચીનકાળમાં એક દિવસ દેવતાઓએ એકઠા થઇને એકતરફ ચારે વેદ અને બીજી તરફ આ ભારત સંહિતા મૂકીને તેની તુલા કરી, તેમાં છેવટે ભારત સંહિતા રહસ્યવાળી અને ચારે વેદ કરતાં મ્હોટી અને ભારે થઇ તે વખતથી દેવતાએ તેને 'મહાભારત' કહીને ઓળખવા માંડી.

જે માણસ મહાભારતને પૂર્ણશ્રદ્ધાથી સાંભળતો નથી ત્હેને તેનું માહાત્મ્ય

જણાતું નથી, સ્વયં વેદવ્યાસજીએ એના માહાત્મ્ય સંબંધી જે કાંઇ કહ્યું છે તેનો યત્‌કિંચિત્ ઉલ્લેખ કરીએ છીએ. "વેદવ્યાસનો રચેલો આ પરમ પવિત્ર રમણીય ઇતિહાસ સાક્ષાત્ વેદસ્વરૂપ છે. મહર્ષિઓએ પણ ગ્રંથની યથેષ્ટ પ્રશંસા કરી છે. મહાત્મા વેદવ્યાસે આ ભારતગ્રંથમાં અર્થશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, અને કામશાસ્ત્ર વગેરેનું વર્ણન કર્યું છે. જેવી રીતે કોયલનો પરમ સુમધુર ટહુકો સાંભળીને, કર્કશ કાકધ્વનિ સાંભળવાની ઇચ્છા થતી નથી, તેવીજ રીતે આ મહાભારત ગ્રંથનાં આખ્યાનો શ્રવણ કર્યા પછી અન્ય શાસ્ત્ર શ્રવણ કરવાની રૂચિ થતી નથી. જેવી રીતે પંચભૂતમાંથી ત્રિવિધ લોકની ઉત્પત્તિ થાય છે તેવી રીતે આ સર્વોત્કૃષ્ટ ઇતિહાસમાંથી કવિ બુદ્ધિ ઉત્પન્ન થાય છે. જેવી રીતે આહાર વિના શરીર ધારણ કરવાનો બીજો ઉપાય નથી, તેવી જ રીતે આ સુલલિત ઇતિહાસમાં જણાવેલી કથાઓ સિવાય ભૂમંડળમાં અન્ય કોઇ કથા નથી. જેવી રીતે ઉન્નતિની ઇચ્છાવાળા નોકરો કુલિન શેઠની આરાધના કરે છે, તેવીજ રીતે કવિઓ પણ આ વિચિત્ર ઇતિહાસની ઉપાસના કરે છે. જેવી રીતે અન્યાન્ય આશ્રમો કરતાં ગૃહસ્થાશ્રમ ઉત્કૃષ્ટ છે તેવી જ રીતે આ કાવ્ય અન્યાન્ય કવિકૃત કાવ્યોથી શ્રેષ્ઠ છે.

"જે વ્યક્તિ શ્રદ્ધા અને ભક્તિથી મહાભારતનો પાઠ કરે છે, અથવા તો પોતે શ્રવણ કરે કરાવે છે, તે સર્વ પાપથી મુક્ત થાય છે. મહર્ષિ વેદવ્યાસે, પ્રતિદિન પ્રાતઃ કૃત્યાદિથી પરવારી જઇને, નિયમિત રીતે ત્રણ વર્ષ સુધી આ મહાભારત ગ્રંથની રચના કરી હતી માટે એવી જ નિયમિત રીતે તેને શ્રવણ કરવું જોઇએ. આ મહાભારતમાં દેવતા, રાજર્ષિ, અને બ્રહ્મર્ષિઓની કથાઓ અને ભગવાન્ વાસુદેવના સુચરિત્રનું કીર્તન કરવામાં આવ્યું છે, એમાં ભગવાન ભવાનીપતિ અને દેવી પાર્વતીનો અનિર્વચનીય મહિમા, કાર્તિકેયની ઉત્પત્તિ, અને ગોબ્રાહ્મણનાં માહાત્મ્યનું વર્ણન કરેલું છે. જે વ્યક્તિ ધર્મકામનાથી આ ઇતિહાસનો આદ્યોપાંત સુધી પાઠ કરે છે, તેની સકળ વાસનાઓ સફળ થાય છે અને તે આખરે દેવલોકમાં જઇને પરમ

સંતોષ પ્રાપ્ત કરે છે. જે માણસ અધિકારીને આ શ્રવણ- સુખકર મહાભારતનું દાન આપે છે, ત્હેને સસાગરા પૃથ્વી-દાનનું ફળ મળે છે. આ મહાભારતમાં જેનું વર્ણન કરેલું છે તેનું વર્ણન બીજે *કોઈ પણ ઠેકાણે નથી અને એમાં જે નથી તે કહિં પણ જોવામાં આવતું નથી. જેવી રીતે મેઘ સર્વનો આધારભૂત છે તેવી આ અક્ષય ભારતવૃક્ષ ઉત્તરકાળમાં કવિકુલનું આધારભૂત થઈ પડશે. ”

# ૨ ભરતવંશ-વિવરણ.

સર્વલોક પિતામહ બ્રહ્માના મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, અને ક્રતુ નામે છ માનસ પુત્રોએ જન્મગ્રહણ કર્યો. મરીચિને કશ્યપ નામનો એક પુત્ર હતો. એ કશ્યપથી સમસ્ત પ્રજાની સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે. ભગવાન દક્ષ ઋષિ બ્રહ્માના જમણા અંગુઠામાંથી અને ત્હેમનાં પત્ની પ્રજાપતિના ડાબા અંગુઠામાંથી ઉત્પન્ન થયા. આ મહર્ષિ દંપતીએ પચાસ કન્યારત્નો ઉત્પન્ન કરી એ પચાસ કન્યામાંથી ધર્મને દશ, ચંદ્રને સત્તાવીશ, અને કશ્યપને તેર કન્યાઓનું વેદવિધાનપૂર્વક દાન કર્યું. કીર્તિ, લક્ષ્મી, ધૃતિ, મેધા, પુષ્ટિ, શ્રદ્ધા, ક્રિયા, બુદ્ધિ, લજ્જા, અને મતિ એ દશ ધર્મનાં પત્ની હતાં. લોક વિશ્રુતા, સમય બોધિકા, નક્ષત્રરૂપિણી અશ્વિની, ભરણી વગેરે સત્તાવીશ ચંદ્રની ભાર્યાઓ હતી અને અદિતિ, દનુ, કાલા, દનાયુ, સિંહિકા, ક્રોધ, પ્રધા, વિનતા, મુનિ અને કદ્રુ એ તેર દક્ષ કન્યાઓ કશ્યપના સધર્મિણી હતી. એમનાં ગર્ભમાં કશ્યપને અસંખ્ય બળવાન અને પરાક્રમી સંતાનો ઉત્પન્ન થયાં. કશ્યપની તેર સ્ત્રીઓમાં અદિતિ મુખ્ય હતાં. ત્હેમના ગર્ભમાં યથાક્રમે, ધાતા, મિત્ર, અર્યમા, શક્ર, વરુણ, અંશ,

* કોઇ પણ ઠેકાણે

ભગ, વિવસ્વન, પૂષા, સવિતા, ત્વષ્ટા, અને વિષ્ણુ નામના દ્વાદશ આદિત્યોનો જન્મ થયો. આદિત્ય ગણમાં સૌથી ન્હાના વિષ્ણુ સૌ કરતાં વધારે ગુણવાન્ હતા. વિવસ્વાનને, વિવસ્વત મનુ એ નામના બે પુત્રો હતા. એ શ્રીમાન્ મનુથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય વગેરે મનુષ્યજાતિ ઉત્પન્ન થયેલી હોવાથી તેઓ ' માનવ ' નામથી પ્રખ્યાત થયા. એમાં બ્રાહ્મણોએ સામવેદનું અધ્યયન કર્યું, વેન, ધષ્ટ, નરિષ્યન્ત, નાભાગ, ઇક્ષ્વાકુ, કારૂષ, શર્યાતિ, ઇલા, પૃષત્, અને નાભાગારિષ્ઠ એ દશ પુત્રો ક્ષત્રિય–ધર્મપરાયણ હતા. એમાંથી ઇક્ષ્વાકુ અને ઇલા, એ બેમાંથી બે રાજવંશ ઉત્પન્ન થયા, કે જે હજુ પણ સૂર્યવંશ અને ચંદ્રવંશના નામથી વિખ્યાત છે. મૂળતઃ બન્ને વંશ વિવસ્વાન, અને સૂર્યદેવમાંથી ઉત્પન્ન થયા છે. પરંતુ ઇલાના વંશજો ચંદ્રવંશી કહેવાયા તેનું પણ એક કારણ છે. ઇલાનું લગ્ન ચંદ્રના પુત્ર બુધ સાથે થયું હતું. મહાભારતમાં ઇલા સ્ત્રી છે કે પુરૂષ તેનો ઉલ્લેખ નથી. કેવળ એટલુંજ લખ્યું છે કે " ઇલાથી પુરૂરવા ઉત્પન્ન થયા." ત્હેમના પિતા અને ઇલા જો બુધપત્ની હોય તો ઇલાના વંશજો ચંદ્રવંશી કહેવાય છે તે સત્ય છે. એમાં લેશમાત્ર પણ સંશય નથી.

ઇક્ષ્વાકુથી રઘુવંશની ઉત્પત્તિ થઈ છે. મહાકવિ કાલિદાસનું ' રઘુવંશ' નામનું કાવ્ય આ રાજવંશને અવલંબીને રચવામાં આવ્યું છે. અયોધ્યામાં એમની રાજધાની હતી, ધીમે ધીમે એ વંશની શાખા પ્રશાખાઓ વિસ્તૃત થઇને ચારે તરફ વ્યાપી ગઈ, ઇલાથી યાદવ, પૌરવ, વગેરે વંશો ઉત્પન્ન થયા. રામાયણમા જેવી રીતે સૂર્યવંશના યુવનાશ્વ, માંધાતા, દિલીપ, રઘુ, દશરથ અને રામચંદ્ર વગેરેનું વર્ણન કરેલું છે. તેવીજ રીતે મહાભારતમાં ચંદ્રવંશના યયાતિ, પુરૂ, દુષ્યંત, ભરત, કુરૂ, શાન્તનુ, યુધિષ્ઠિર, અને દુર્યોધન વગેરે રાજાઓનું વર્ણન કરવામાં આવ્યું છે. રામાયણનો મુખ્ય આધાર જેવી રીતે સર્વ ગુણાલંકૃત પ્રજાવત્સલ મહારાજા રામચંદ્રજી ઉપર છે; તેવીજ રીતે મહાભારતનો મુખ્ય આધાર ભગવાન્ વાસુદેવ ઉપર છે. રામાયણમાં ત્રેતાયુગના રાજવંશ, સમાજ, રાજનીતિ, અને યુદ્ધવિગ્રહનું વર્ણન છે. જ્યારે

મહાભારતમાં દ્વાપરયુગના રાજવંશ, સમાજ અને યુદ્ધ કૌશલ્ય વગેરે ઘણા ઘણા વિષયોનું વર્ણન કરેલું છે. રામાયણના યુદ્ધકાંડમાં નર, વાનર અને રાક્ષસો જોવામાં આવે છે, જ્યારે મહાભારતના કુરૂક્ષેત્રના યુદ્ધમાં ક્ષત્રિય રાજાઓ જ દર્શન દે છે. રામાયણમાં વર્ણવેલા યુદ્ધનું મૂળ કારણ રાવણનો અત્યાચાર પાપાસક્તિ હોઇ તેનો અંત રહેના વંશના વિનાશમાં આવે છે. કુરૂક્ષેત્રના યુદ્ધનું મૂળ કારણ દુર્યોધનની હિંસા અને લોભ પરતંત્રતા હોઇ તેનો અંત સમસ્ત ક્ષત્રિયકુળના ઉચ્છેદમાં આવ્યો છે. બન્ને ગ્રંથો બહુજ અગત્યના અને બોધપ્રદ આખ્યાનોથી પરિપૂર્ણ છે. મહાભારતમાં ઘટના વૈચિત્ય વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. લોકતત્વ અને સમાજ તત્વ નાના પ્રકારના રહસ્યથી પરિપૂર્ણ છે, તેમ રાજવંશ પણ બહુ શાખા પ્રશાખામાં વિસ્તૃત હોઇ, તેમાં ભગવાન શ્રીકૃષ્ણ ચંદ્રના મુખમાંથી નીકળેલી ગીતા, ભીષ્મની અમૂલ્ય સારવાન્ ધર્મનીતિ, અને રાજનીતિ વગેરે અને વનપર્વમાં માર્કંડેય વગેરે ઋષિ મુનિઓના ધર્મોપદેશના નાના વિધ તત્વોનો સંગ્રહ કરેલો છે.

મહાભારતમાં "ઇલા" વંશની કથા વર્ણવી છે, ઇલાથી પુરૂરવા ઉત્પન્ન થયો હતો. કહેવાય છે કે પુરૂરવાએ મનુષ્યરૂપ ધારણ કરેલું હોવા છતાં પણ, તે સદાસર્વદા દેવલોકમાં વિચરતો હતો અને સમસ્ત પૃથ્વી ઉપરના શાપનો ભોગ થઇ પડ્યો. આ પુરૂરવા યજ્ઞાદિ ક્રિયાઓ કરવા માટે ગંધર્વ લોકમાંથી ત્રેતાગ્નિ અને ઉર્વશીને પરણી લાવ્યો હતો. કવિકુલભૂષણ કાલિદાસે 'વિક્રમોર્વશી' નાટકમાં પુરૂરવા અને ઉર્વશીની કહાણી વિચિત્ર ભાષા અને અપૂર્વ કવિત્વથી ચીતરીને અપૂર્વ સૌંદર્ય-સૃષ્ટિની રચના કરી છે. એ ઉર્વશીના ગર્ભમાં પુરૂરવાને આયુ વગેરે છ પુત્રો જન્મ્યા. આયુ પુત્ર ધીમાન્ નહુષ કે નહૂષ ? ધર્માનુસારે આ પૃથિવીનું પાલન કરતા હતા. તેઓએ પોતાના તેજ અને તપોબળના પ્રભાવથી દેવતાઓનો પરભાવ કરીને ઇંદ્રપદ મેળવ્યું. પરંતુ છેવટમાં એક ઋષિ પાસે પોતાની

પાલખી ઉંચકાવી પોતાના તેજના ગર્વથી ત્હેમનું અપમાન કરવાથી અગસ્ત્યના શાપે સર્પયોનિને પ્રાપ્ત થયા.

નહૂષ–પુત્ર યયાતિ પોતાના બળવિક્રમથી રાજ્ય સંપાદન કરીને સસાગરા પૃથિવીનું શાસન, નાના પ્રકારના યજ્ઞાનુષ્ઠાન, અને એકાંત ભકિતથી પિતૃ અને દેવગણની અર્ચના કરીને પોતાની પ્રજાનું પાલન કરવા લાગ્યા. યયાતિને દેવયાની અને શર્મિષ્ઠા નામની બે રાણીઓ હતી. તેમાં દેવયાનીના ગર્ભમાં યદુ અને તુર્વસુ નામે બે પુત્રો અને શર્મિષ્ઠાના ગર્ભમાં દ્રહ્યુ, અનુ, અને પુરૂ નામના ત્રણ પુત્રો ઉત્પન્ન થયા. તે સઘળા મહાન્ ધનુર્ધર અને સર્વગુણસંપન્ન હતા. મહારાજા યયાતિ ઘણા કાળ સુધી પ્રજાનું યોગ્ય પ્રતિપાલન કરીને છેવટે દેવયાનીના પિતા શુક્રાચાર્યના શાપથી જરાગ્રસ્ત થઈ ગયા, ત્યારે તેઓએ રૂપગુણનો નાશ કરવાવાળી વૃદ્ધાવસ્થાને લીધે ભોગસુખથી વંચિત થવાથી, પોતાના સર્વ પુત્રોને બોલાવીને કહ્યું કે, " હે પુત્રો ! ત્હમારામાંથી ગમે તે એક જણ મ્હારી વૃદ્ધાવસ્થા લઇને રાજ્યશાસન કરો. મ્હારી વૃદ્ધાવસ્થા ત્હમને આપી ત્હમારૂં નવીન કલેવર ધારણ કરીને હું વિષયસંભોગ કરી તૃપ્ત થઇશ." પિતાનું આ કથન સાંભળીને યદુ વગેરે ચાર ભાઈઓ પિતાની વૃદ્ધાવસ્થા લેવાને સંમત થયા નહિ, પરંતુ સૌથી ન્હાના પુત્ર પુરૂએ પ્રસન્નતાથી પિતૃ આજ્ઞાને માથે ચડાવી. ત્યાર પછી રાજર્ષિ યયાતિ, પોતાના તપોબળના પ્રભાવથી પુરૂના શરીરમાં પોતાની વૃદ્ધાવસ્થાનો સંચાર કરી, ત્હેનું નવયૌવન પોતે સંપાદન કરીને હજાર વર્ષ સુધી બન્ને પત્નીઓ સાથે પરમ સુખથી વિહાર કરીને, પરિતૃપ્ત થયો. આખરે ત્હેમને અનુભવ થયો કે કામ્ય વસ્તુના ઉપયોગથી કામ શાંત પડતો નથી; પરંતુ અગ્નિમાં ઘી હોમાય તેવી રીતે તે દિનપ્રતિદિન વૃદ્ધિ પામતો જાય છે તેથી તેઓએ વૈરાગ્યનો સાર અને કામની અસારતાનું અવલોકન કરીને પુત્ર પાસેથી પોતાની વૃદ્ધાવસ્થા પાછી લઇ લઇને, ત્હેની નવ યૌવનાવસ્થા ત્હેને આપી દીધી. છેવટ પુરૂને રાજ્યાભિષેક કરીને કહ્યું કે, " હે પુત્ર ! તેં યથાર્થ પુત્રધર્મનું પાલન કર્યું છે અને ત્હારાથીજ

મ્હારા વંશની રક્ષા થઈ છે; માટે હવે પછી ત્હારો વંશ પુરૂવંશ તરીકે લોકમાં વિખ્યાતિ પામશે. ” મહારાજા યયાતિ એ પ્રમાણે પુરૂને આશીર્વાદ આપીને તપશ્ચર્યા કરવા ચાલ્યા ગયા. ઉપવાસ-વ્રતધારણ કરીને પોતાની સ્ત્રી સાથે સ્વર્ગમાં ગયા.

યદુથી યદુવંશ અને પુરૂવંશની ઉત્પત્તિ થઇ છે. યદુએ પિતૃઆજ્ઞાનું પાલન નહિ કરવાથી પિતાના રાજ્ય ઉપરનો હક ગુમાવ્યો અને ત્હેમના વંશજોએ મ્લેચ્છ રાજ્યનો અધિકાર લીધો. ભગવાન વાસુદેવે આજ યદુવંશમાં જન્મ લીધો હતો. પુરૂરાજાએ પિતાના રાજ્ય સિંહાસનનો અધિકાર મેળવ્યો. પુરૂરાજા, પાંડવ કૌરવોના પૂર્વ પુરૂષ હતા તેથી તેઓને મહાભારતમાં આધિક્ય આપ્યું છે. પૂર્વ વર્ણનાનુસારે બ્રહ્માથી દશ પુરૂષ પછી પુરૂરાજાનો જન્મ થયો હતો. આ પુરૂરાજા પછી બીજા અઢાર પુરૂષોનો જન્મ થયો અને ત્યાર પછી ઈલિનપુત્ર રાજા દુષ્યંત ઉત્પન્ન થયા. દુષ્યંતનો વિવાહ વિશ્વામિત્રની પુત્રી શકુન્તલા સાથે થયો હતો, અને ત્હેના ગર્ભમાં સુવિખ્યાત ભરત મહારાજાનો જન્મ થયો હતો.

અમર કવિ કાલિદાસની અમૃતમય લેખનીના પ્રસાદરૂપ ‘ શકુન્તલા ’ નાટકમાં મહારાજા દુષ્યંતનો પરિચય થાય છે. કાલિદાસની શકુન્તલા અને વેદવ્યાસજીએ વર્ણવેલી શકુન્તલા જુદી જુદી પ્રકૃતિવાળી છે. કાલિદાસની શકુન્તલા શાન્ત પ્રકૃતિવાળી, અતિશય લજ્જાશીળા, અને લોક-ચરિત્રથી અજ્ઞાત સરલ બાલિકાના જેવી છે, જ્યારે વ્યાસજીની શકુન્તલા જોઇએ તે કરતાં વધારે સાહસિક, વાક્ ચાતુર્યવાળી, અને પ્રગલ્ભા સ્ત્રી જેવી દોરવામાં આવી છે. વળી કથામાં તો વિલક્ષણ પ્રભેદ માલમ પડે છે. કાલિદાસના નાટકની શકુન્તલાને દુર્વાસાના શાપથી રાજા દુષ્યંતથી ત્યાગઇને, ત્હેમની માતા મેનકા ત્હેને અપ્સરા લોકમાં લઇ ગઇ છે અને ત્યાં ત્હેણે પુત્ર રત્નને જન્મ આપ્યો છે. મહાભારતમાં શકુન્તલાને કણ્વ ઋષિના આશ્રયમાં પુત્ર પ્રાપ્તિ થાય છે. શકુન્તલા નાટકમાં પારધીની પાસે વીંટી જોવાથી દુષ્યંતને શકુન્તલા યાદ આવે છે, તે વખતે તે નિતાંત શોક વિહ્વલ અને મુગ્ધ

ચાઇ જાય છે, અને દારૂણ પશ્ચાત્તાપમાં કાળક્ષેપ કરે છે. છેવટમાં ઇંદ્રના આમંત્રણથી તે માતલિથી હંકાતા ઇંદ્રરથમાં બેસીને દેવલોકમાં ગમન કરે છે. ત્યાંથી રાક્ષસોનો પરાભવ કરીને મૃત્યુલોકમાં પાછા ફરતી વખતે હેમકૂટ પર્વત ઉપર કશ્યપ મુનિના આશ્રમમાં તેને પોતાના પુત્ર ભરત અને શકુન્તલાનો મેળાપ થાય છે; પરંતુ મહાભારતમાં દુર્વાસાના શાપની વાત જ નથી. શકુન્તલાને દેવલોકમાં લઇ જવામાં આવી નથી, અને રાજા દુષ્યંતે ઇંદ્રના આમંત્રણથી દેવલોકમાં પ્રયાણ પણ કર્યું નથી. પુત્ર યુવરાજ પદને યોગ્ય થતાંજ શકુન્તલા પિતાની આજ્ઞાનુસાર સ્વામી પાસે આવી છે. પરંતુ લોકલજ્જાથી દુષ્યંત પ્રથમ શકુન્તલાનો અનાદર કરે છે. આ વખતે શકુન્તલા ગુસ્સે થઇને સ્વામીના અધર્મયુકત કર્મની નિંદા કરે છે, અને ત્હેમના વીર્યથી ઉત્પન્ન થયેલા બાળકને ગ્રહણ કરવાનો આગ્રહ કરે છે. પરંતુ દુષ્યંત તેમ કરવાને સંમત થતો નથી; ત્યારે રાજાપ્રતિ દેવવાણી થાય છે કે, " હે મહારાજા ! શકુન્તલાને પાછી કાઢશો નહિ. તે જે કહે છે તે સઘળું સત્ય છે. આ બાલક ત્હમારા વીર્યથી જ ઉત્પન્ન થયેલો છે. એનાથી ત્હમને આખરે પરમ દુર્લભ સ્વર્ગની પ્રાપ્તિ થશે; માટે સંભાળથી ત્હેનું પાલનપોષણ કરો. અમારા આ ઉપદેશથી ત્હમને આ પુત્રનું ભરણ પોષણ કરવું આવશ્યક લાગશે, તેથી તે આગળ જતાં ભરત નામથી જગતમાં પ્રસિદ્ધ પામશે. " મહારાજા દુષ્યંતે આ દેવવાણી સાંભળી અતિશય સંતુષ્ટ થઇને, પોતાના પુરોહિત અને અમાત્ય વર્ગને કહ્યું કે, " આપે આ દેવવાણી સાંભળી કે ? હું પણ આ બાલક મ્હારો પુત્ર છે તે જાણું છું પરંતુ જો એકાએક હું એને ગ્રહણ કરૂં તો લોકો મ્હને દુષિત ઠરાવે અને પુત્ર કલંકિત થાય, એ ભયથી મેં અત્યાર સુધી શકુન્તલા સાથે વાદવિવાદ કર્યો છે. " ત્હેમને એ પ્રમાણે કહીને મહારાજે પ્રસન્ન ચિત્તે પુત્રને પોતાના ખોળામાં બેસાડયો છે. અમે મહાભારતમાં વર્ણવેલી આ કૃતિ ઐતિહાસિક સત્ય તરીકે ગ્રહણ કરીશું. કાલિદાસ કવિની કલ્પનાથી " શાકુંતલ નાટકની ઉત્પત્તિ થઇ છે—વ્યાસ ભગવાન્‌નો ઉદ્દેશ આથી તદ્દન જુદો જ હતો.

ત્યાર પછી મહારાજા દુષ્યંતે શકુન્તલાને યથોચિત સમાદરપૂર્વક આશ્વાસન આપી વસ્ત્ર ને પાનાદિથી પરિતુષ્ટ કરી છે, અને પુત્રનું નામ ભરત રાખી ત્હેને યુવરાજપદે અભિષિક્ત કર્યો છે. ભરતે, યુવરાજપદ પ્રાપ્ત કર્યા પછી ઘણા થોડા સમયમાં સમસ્ત રાજા મહારાજાઓનો પરાજય કરીને ધર્માનુષ્ઠાનદ્વારા યશસ્વી થયો, અને તે પછી ચક્રવર્તી મહારાજા થઇને અનેક આશ્રયથી યજ્ઞો કરીને દેવલોકમાં ઇંદ્રના જેવો આદરણીય થઇ પડયો. એ ભરત મહારાજાના નામથી જ ભારતની કીર્તિ અને ભારત નામનું સુવિખ્યાત કુળ ઉત્પન્ન થયાં છે.

મહારાજા દુષ્યંતના પ્રપૌત્ર હસ્તિનામના નરપતિએ એક નગરનીસ્થાપના કરી, અને સ્થાપન કરનારના નામ પાછળ તે નગર હસ્તિનાપુર કહેવાયું. કૌરવ પાંડવોની રાજધાની ત્યાં હતી, અને એજ સ્થાનમાં પરીક્ષત્ પુત્ર રાજર્ષિ જનમેજયે મહર્ષિ વૈશંપાયન પાસે મહાભારતની કથા શ્રવણ કરી હતી. હસ્તિ રાજાના પૌત્ર અજમીઢને કૈકેયી, ગાંધારી, વિશાળા, અને રૂક્ષા નામની ચાર રાણીઓ હતી. ત્હેમના ગર્ભમાં રાજાને ચોવીસો પુત્ર થયા. તેમાં કેવળ સંવરણથી જ હસ્તિ રાજાનું ઘર ઉજ્વાળું રહ્યું. સંવરણ સૂર્યનો પરમ ભક્ત હતો, અને તે પોતાના તપોબળના પ્રભાવથી સૂર્યનારાયણને પ્રસન્ન કરીને કુળગુરૂ વસિષ્ઠની કૃપાથી ‘ તપતી ’ નામની સૂર્યકન્યા સાથે પરણ્યો હતો. મહારાજા સંવરણે તપતીનું પાણિગ્રહણ કરીને કુરૂ નામના એક પુત્રને ઉત્પન્ન કર્યો, કુરૂ અત્યંત ધર્મપરાયણ હોવાથી પોતાની સમસ્ત પ્રજાને અતિશય પ્રીતિપાત્ર થઇ પડયો. મહારાજા કુરૂએ કુરૂજંગલમાં તપસ્યા કરી હતી, તેથી તે પ્રદેશ પાછળથી પરમ પવિત્ર કુરૂક્ષેત્રના નામથી પ્રખ્યાત થયો. કુરૂ મહારાજાના વંશજો કૌરવ નામથી પ્રસિદ્ધિ પામ્યા.

કુરૂ રાજાના મરણ પછી પાંચમા પુરૂષ તરીકે જન્મ ગ્રહણ કરીને પ્રતીપ નામના વિખ્યાત મહારાજાએ અતિશય પ્રતિષ્ઠા સંપાદન કરી. પ્રતીપને દેવાધિ, શાન્તનુ અને બાહ્લિક નામના ત્રણ પુત્રો હતા. તેમાંથી દેવાધિ, બાલ્યાવસ્થામાંજ તપશ્ચર્યા કરવાને વનમાં ચાલ્યો ગયો. શાન્તનુ

અને બાહ્લિક રાજ્યશાસન કરવા લાગ્યા. પરંતુ શાન્તનુ જ રાજા થયો. વૃદ્ધાવસ્થાથી જીર્ણ થઇ ગયેલા ને ત્હેનો સ્પર્શ થતાંજ, તે તત્ક્ષણ યુવાન જેવો સબળ થઇ જતો, તેથી ત્હેનું નામ શાન્તનુ પડયું હતું. શાન્તનુનાં લગ્ન ગંગાજી સાથે થયાં હતાં. ગંગાજીથી ત્હેમને દેવવ્રત નામનો એક પુત્ર પ્રાપ્ત થયો. ત્હેણે પિતાને સંતુષ્ટ કરવાને મરણ પર્યંત કૌમારવ્રત ધારણ કર્યું હતું અને પાછળથી ભીષ્મ નામથી પ્રખ્યાત થયો હતો. પિતાની પ્રીતિ સંપાદન કરવાને ભીષ્મે સત્યવતી સાથે ત્હેમનું લગ્ન કરાવી આપ્યું. સત્યવતીના ગર્ભમાં શાન્તનુ રાજાને ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય નામના બે પુત્ર રત્નો પ્રાપ્ત થયા. તેમાં ચિત્રાંગદ યુવાવસ્થાને પ્રાપ્ત થયો ન થયો એટલામાં જ ગંધર્વને હાથે મરણ પામ્યો. ત્હેના મરણ પછી વિચિત્રવીર્ય રાજ્યશાસન કરવા લાગ્યો. વિચિત્રવીર્યને ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુર, નામના ત્રણ પુત્રો હતા. જ્યેષ્ઠ પુત્ર ધૃતરાષ્ટ જન્માંધ હોવાથી પાંડુરાજા પિતૃસિંહાસને આવ્યા. પાંડુ મહારાજા ભરતથી સત્તરમા પુરૂષ હતા.

ધૃતરાષ્ટનું લગ્ન સુબલરાજાની કન્યા ગાંધારી સાથે થયું હતું, વ્યાસદેવના વરદાનથી ગાંધારીને સો પુત્રો થયા, ત્હેમાં દુર્યોધન સૌથી વડો હતો. પાંડુને કુન્તી અને માદ્રી નામની બે રાણીઓ હતી. કુન્તીને ધર્મથી યુધિષ્ઠિર, વાયુથી ભીમ, અને ઇંદ્રથી અર્જુન એ ત્રણ પુત્રો થયા અને માદ્રીને બન્ને અશ્વિનીકુમારોથી નકુળ અને સહદેવ નામના બે પુત્રો પ્રાપ્ત થયા. પાંડુ રાજાના આ પાંચ પુત્રો પાંડવોના નામથી ઓળખાયા. તેઓ મહા બળવાન, વીર્યશાળી, અને પરમ ધાર્મિક હતા. ધૃતરાષ્ટના સો પુત્રો મહાભારતમાં કૌરવોના નામથી ઓળખાયલા છે. પણ પાંડવો પણ કૌરવો જહતા, કારણ કે ધૃતરાષ્ટ અને પાંડુ બન્ને કુરૂવંશમાં ઉત્પન્ન થયા હતાં. વિદુરજી દાસી પુત્ર હોવાથી રાજ્ય ઉપર ત્હેમનો અધિકાર નહોતો, પરંતુ તેઓ પરમ ધાર્મિક હતા, દુર્યોધન અતિશય ક્રૂર અને રાજ્ય લોભી હતો અને પાંડવોનો હમેશાં દ્વેષ કરતો હતો. એજ દ્વેષમાં ભારતના યુદ્ધનાં અને ક્ષત્રિયકુળના વિનાશનાં બીજ રોપાયાં હતાં.

# મહાભારતમાંની નીતિ કથાઓ.

## પ્રથમ પરિચ્છેદ.

### ૧. ભીષ્મની પિતૃભક્તિ અને સત્યાનુરાગ.

**ભીષ્મની ઉત્પત્તિ—મહારાજા શાન્તનુને ધીવર કન્યા સત્યવતી ઉપર મોહ થવો અને તેના પિતા પાસે લગ્નની માગણી કરવી—ધીવરનો ઉત્તર સાંભળી શાન્તનુનું નિરાશ થઈ પાછા ફરવું—ભીષ્મનું પિતા માટે સત્યવતીનું માગું કરવું—ધીવરનો ઉત્તર—ભીષ્મની પ્રતિજ્ઞા-ચિત્રાંગદ અને વિચિત્રવીર્યના મરણથી શોકાતુર થઈ સત્યવતીનો ભીષ્મને લગ્ન કરવા આગ્રહ, ભીષ્મની બીજી પ્રતિજ્ઞા—ઉપસંહાર.**

ભીષ્મ એ પ્રાતઃસ્મરણીય મહા પુરૂષ હતા. આધુનિક ભારતવર્ષમાં એમના જેવા મહા પુરૂષોનો આવિર્ભાવ તદ્દન વિરલ છે. એમનું જન્મ-વૃત્તાંત જેવી રીતે અલૌકિક છે તેવી જ રીતે ત્હેમનાં બળવીર્ય, બ્રહ્મચર્ય અને શાસ્ત્રજ્ઞાન પણ અદ્દભુત અને અસાધારણ છે. અમે આ પ્રબંધમાં ત્હેમની અસાધારણ પિતૃભક્તિ અને સત્યાનુરાગનો પરિચય કરાવીશું.

કુરૂવંશીય મહાત્મા શાન્તનુ મહારાજાની પત્ની ગંગાદેવીને પેટે ભીષ્મનો જન્મ થયો હતો. કહેવામાં આવે છે કે સૂર્યવંશના મહારાજા મહાભીષ પોતાના પુણ્યના પ્રભાવથી ઇન્દ્રલોકમાં ગયા હતા. ત્હેમણે એક વખત બ્રહ્મ-લોકમાં નિવાસ કરનારાં ગંગાદેવી ઉપર અસંકુચિત અને નિર્લજ દૃષ્ટિ નાખી. આથી બ્રહ્માજી ગુસ્સે થયા, અને ત્હેમના શાપથી તેઓ સ્વર્ગમાંથી ભ્રષ્ટ

થયા, અને પ્રતીપ રાજાના પુત્ર રૂપે શાન્તનુ નામથી પૃથિવી ઉપર જન્મ્યા, તે પોતાના અક્ષય સ્વર્ગસુખનું સ્મરણ કરીને નિરંતર સત્કર્માનુષ્ઠાનમાં નિમગ્ન રહેતા હતા. વળી તેઓ પરમ પ્રાજ્ઞ અને ધાર્મિક હોઇ, નિષ્પક્ષપાત રીતે, કામ, ક્રોધ, લોભ, મોહ ઈત્યાદિનો ત્યાગ કરી પોતાની પ્રજાનું પુત્રવત્ પાલન કરતા હતા. આણી તરફ ગંગાદેવી પણ, વસિષ્ઠ ઋષિના શાપનું નિવારણ કરવાને પૃથિવી ઉપર આવી, પુણ્યાત્મા અને પરમ ભાગ્યવાન્ શાન્તનુ મહારાજાનાં રાણી થયાં. ત્હેમને એક પછી એક દેવ જેવા આઠ પુત્રો થયા. પરંતુ તેઓ સંતાનનો જન્મ થતાંજ ત્હેને ગંગાજીના અગાધ જળમાં નાંખી દેતાં. એવી રીતે સાત પુત્રોને નાંખી દઇને શાપ મુક્ત કર્યા પછી શાન્તનુ રાજાના અતિશય આગ્રહથી આઠમા પુત્રની રક્ષા કરી, પરન્તુ પહેલાંની સરત મુજબ તેઓ શાન્તનુ રાજાનો ત્યાગ કરીને ચાલ્યાં ગયાં. મહારાજા પત્ની વિયોગથી અતિશય શોકાતુર થઇ રાજપાટ છોડી તપશ્ચર્યા કરવાને ચાલ્યા ગયા. આ વખતે ગંગાજીએ રાજાના આઠમા પુત્ર દેવવ્રતનું રક્ષણ કરી ત્હેના શિક્ષા વિધાનનો ભાર પોતાના હાથમા લીધો. પુત્રને યોગ્ય શિક્ષા પ્રાપ્ત થયા પછી ત્હેને રાજા શાન્તનુને પાછો સોંપી દીધો. રાજા સૂર્યસમ તેજસ્વી, સર્વશાસ્ત્રવિશારદ અને સર્વગુણસંપન્ન આ પુત્રરત્નને લઇને આનંદ પામતા પામતા પોતાની રાજધાની હસ્તિનાપુરમાં આવ્યા, અને પોતાના બધા બાન્ધવોને બોલાવીને રાજ્યના કુશળ નિમિત્ત ત્હેને યુવરાજ પદે અભિષિક્ત કર્યો. યુવરાજ ઘણા જ થોડા સમયમાં સદ્વ્યવહાર બતાવીને સકળ પ્રજાને પ્રિય થઇ પડયો, અને રાજાએ પણ પુત્ર સાથે ચાર વર્ષ પરમ સુખમાં ગાળ્યાં.

એક સમયે મહારાજા શાન્તનુ મૃગયા રમતાં ગંગાતટ ઉપર આવેલા એક અરણ્યમાં જઇ ચડયા. ત્યાં ત્હેમને એકાએક કાંઇક સુગંધ આવી. આ સુગંધ શાની છે અને કયાંથી આવે છે. તેની તપાસ કરવા માટે મહારાજા આમતેમ ફરવા લાગ્યા, તો થોડે છેટે એક અસિતલોચના, દેવરૂપ ધારિણી, ધીવર ( ઢીમર ) કન્યા ત્હેમના જોવામાં આવી. રાજા તે ધીવર કન્યાને જોઇને સ્તબ્ધ થઇ ગયા. ત્યાર પછી પૂછપરછ કરતાં માલમ પડયું

કે ધીવર કન્યા સત્યવતી તેના પિતાની આજ્ઞા પ્રમાણે હોડી હાંકવાને માટે ત્યાં આવી હતી. મહારાજા શાન્તનુ ધીવર કન્યાનું અનુપમ રૂપ લાવણ્ય જોઈને મુગ્ધ થઇ ગયા. તેથી ત્હેની સાથે લગ્ન કરવાની ઈચ્છાથી ધીવરરાજની પાસે જઇને પોતાનો વિચાર દર્શાવ્યો. શાન્તનુ રાજાનું કથન સાંભળીને ધીવરરાજે કહ્યું કે, " મહારાજ ! આપ મ્હારી પુત્રીની ધર્મપત્ની રૂપે માગણી કરો છો તે મ્હારા પરમ સૌભાગ્યની વાત છે, એમાં સન્દેહ નથી; પરંતુ મ્હારે એક જ અભિલાષા છે, તે આપને પૂર્ણ કરવી પડશે. મ્હારી પુત્રીને જે પુત્ર થાય તેજ પુત્ર આપની પછી રાજ્યગાદી ઉપર આવે. બીજો કોઇપણ રાજ્યાસને બેસી શકે નહિ. જો આપ આ સરત કબુલ કરો તો હું તો ત્હમને મ્હારી કન્યા આપું," મહારાજા શાન્તનુએ પોતાને એક યોગ્ય પુત્ર હોવાથી આ માગણી કબુલ કરી નહિ અને પાછા હસ્તિનાપુર ચાલ્યા ગયા.

ત્યાર પછી દેવવ્રતે, પોતાના પરમહિતૈષી વૃદ્ધસચિવના મુખથી ધીવર કુમારીનું વૃત્તાંત સાંભળીને, અને તેથી ઉત્પન્ન થયેલા પિતાના શોકનું વૃત્તાંત જાણી લઇને, ક્ષત્રિયજનોચિત વ્યવહાર પ્રમાણે ધીવરરાજ પાસે જઇને પોતે પિતાને માટે ત્હેની કન્યાની માગણી કરી. ધીવરરાજે રાજકુમારનો યથોચિત સમાદર અને અભ્યર્થના કરીને કહ્યું કે, " હે ભરતર્ષભ ! આપ મ્હારી સાથે જે સંબંધ બાંધવાને તૈયાર થયા છો, તે મ્હારે માટે પરમ સૌભાગ્ય અને ગૌરવની વાત છે. સાક્ષાત્ ઇંદ્ર પણ આવા ઉત્તમ સંબંધનો ત્યાગ કરે નહિ; પરંતુ હું કન્યાનો પિતા છું તેથી એક વાત કહું છું. મ્હારૂં ધારવું છે કે આ લગ્નક્રિયા સંપૂર્ણ થયા પછી રાજકુળમાં મહાન્ ભયંકર વૈરાગ્નિ પ્રજ્વલિત થશે. તમે દેવદાનવોનો વિજય કરવાવાળા મહાન્ તેજસ્વી પુરૂષ છો. ત્હમને ક્રોધ થાય તો ત્હમે સમસ્ત વિશ્વને દગ્ધ કરી નાખો એમ છો. કેવળ એટલોજ દોષ દેખાય છે. એ સિવાય બીજો કોઇપણ સંશય નથી.

પિતૃભક્ત ગાંગેયે ( ભીષ્મે ) ધીવરરાજનું વાક્ય શ્રવણ કરીને, ત્હેને સમાગત સર્વ રાજાઓની સમક્ષમાં ઉત્તર આપ્યો કે, " હે સત્યવાદન્ !

મ્હારૂં સત્ય વ્રત સાંભળ—હું નિશ્ચય કરીને કહું છું કે તું કહે છે તે જ પ્રમાણે થશે. જે કોઇ એના ગર્ભમાં જન્મ ગ્રહણ કરશે તેજ અમારો રાજા થશે.”

ધીવરરાજે કહ્યું, “ હે ભરતકુલ શ્રેષ્ઠ ! આપ મ્હારી કન્યા સત્યવતીને માટે આ સકળ રાજાઓની સમક્ષ જે પ્રતિજ્ઞા કરો છો, તેજ આપની મહત્તા બતાવી આપે છે, એમાં સંદેહ નથી. પરંતુ કદાચ આપને પુત્ર થાય તો ત્હેને માટે મ્હને સંદેહ ઉત્પન્ન થાય છે. ”

પિતૃભક્ત ભીષ્મે ધીવરરાજને સંબોધીને કહ્યું, “ મ્હેં પહેલાં રાજ્યનો ત્યાગ કર્યો છે, હવે પ્રતિજ્ઞા કરૂં છું કે હું મરણપર્યંત બ્રહ્મચર્ય પાળીશ. ”

ધીવરરાજ સત્યવ્રતની આ ભીષણ પ્રતિજ્ઞા સાંભળીને સ્તબ્ધ થઈ ગયો. ત્હેણે પ્રસન્ન ચિત્તે કહ્યું, “ મહારાજ ! હું ત્હમારા પિતાનેજ કન્યાદાન આપીશ.” આ વખતે અંતરીક્ષમાંથી દેવતા અને અપ્સરાઓએ દેવવ્રત ઉપર પુષ્પવૃષ્ટિ કરી. તે દિવસ પછી દેવવ્રતને સઘળા “ભીષ્મ” કહીને બોલાવવા લાગ્યા. પિતૃભક્ત ભીષ્મે સત્યવતીને કહ્યું કે, “માતા ! આ રથમાં બેસી જાઓ અને આપણે ઘેર ચાલો, ” ત્યારપછી સત્યવતી સાથે રથમાં બેસીને તે હસ્તિનાપુર આવ્યા, અને પિતાને સઘળી વાત કહી સંભળાવી. મહારાજા શાન્તનુ, ભીષ્મની અસાધારણ પિતૃભક્તિ અને તેજસ્વિતા જોઇને, અતિશય આનંદ પામ્યા, અને ત્હેને વરદાન આપ્યું કે, “ હે મહાત્મન્ ! ત્હારી પોતાની ઇચ્છા થયા સિવાય ત્હારૂં મૃત્યુ થશે નહિ. ”

મહારાજા શાન્તનુએ ત્યારપછી વિધિપૂર્વક સત્યવતીનું પાણિગ્રહણ કર્યું કાળક્રમે સત્યવતીના ગર્ભથી શાન્તનુ મહારાજાને ચિત્રાંગદ, અને વિચિત્ર વીર્ય નામના બે પુત્રરત્નો પ્રાપ્ત થયા. પિતાના મરણ પછી ભીષ્મે વિમાતાની આજ્ઞા પ્રમાણે ચિત્રાંગદનો રાજ્યાભિષેક કર્યો; પરંતુ દુર્ભાગ્યે રાજા ચિત્રાંગદ થોડા સમયમાં એક ગંધર્વ સાથે યુદ્ધ કરતાં મરણ પામ્યો—ભીષ્મે ભાઇના મરણથી અતિશય ખેદ પામીને, ન્હાના ભાઇ વિચિત્રવીર્યને રાજ્યાસન ઉપર બેસાડયો. આ વખતે વિચિત્રવીર્યની ઉમ્મર બહુ જ ન્હાની હતી, તેથી ભીષ્મ ત્હેના નામથી રાજ્યકારભાર ચલાવવા લાગ્યા. ક્રમે વિચિત્રવીર્ય યોગ્ય ઉમ્મરે

આવી પહોચ્યો, તેથી સઘળા હેના લગ્ન સંબંધી વિચારમાં પડયા. એજ વખતે કાશીના રાજાની ત્રણ કન્યાઓનો સ્વયંવર થતો હતો. ભીષ્મને આ વાતની ખબર પડતાં જ તે માતાની આજ્ઞા લઇને કાશી જવાને નીકળ્યા, અને ત્યાં જઇને સ્વયંવર મંડપમાં પ્રવેશ કરી સઘળા રાજા મહારાજાઓની વચ્ચે પોતાના ભાઈ સારૂ ત્રણે કન્યાઓનું હરણ કર્યું-તે વખતે બળપૂર્વક કન્યાનું હરણ કરીને પરણવામાં ક્ષત્રિયો માન સમજતા હતા, અને લોકો પણ તેમના બળવીર્યની પ્રશંસા કરતા હતા. ભીષ્મના આ કૃત્યથી સમસ્ત રાજા મહારાજાઓ ગુસ્સે થઇ ગયા, અને હેની પાછળ પડયા. ભીષ્મ અને રાજા મહારાજાઓ વચ્ચે પ્રચંડ તુમુલ યુદ્ધ થયું. પરંતુ ભીષ્મના અપૂર્વ વીરત્વના પ્રભાવથી સઘળા પરાજીત થઇને નાસી ગયા. કેવળ શાલ્વરાજાએ રસ્તામાં ભીષ્મની સાથે ટક્કર ઝીલી; પરંતુ છેવટમાં તે ભીષ્મનું ભીષણ અસ્ત્રબળ સહન કરવાને અસમર્થ થવાથી પલાયન કરી ગયો. ભીષ્મ ત્રણે કન્યાઓ લઇને હસ્તિનાપુર ગયા, અને તેમને પોતાના ભાઈ વિચિત્રવીર્યને સ્વાધીન કરી. આમાંથી કાશીરાજાની મ્હોટી કન્યા અંબાને શાલ્વરાજા સાથે પરણવાની ઇચ્છા હોવાથી હેને પાછી મોકલી આપી અને અંબિકા અને અંબાલિકા નામની બે કન્યાઓ સાથે વિચિત્રવીર્યનું લગ્ન કર્યું વિચિત્રવીર્યે વધારે વખત રાજ્ય કર્યું નહિ. તે અતિશય ઇન્દ્રિયાસક્ત હોવાથી અનેક ભયંકર રોગોનો ભોગ થઈ પડયો, અને યુવાવસ્થામાંજ મરણ પામ્યો.

સત્યવતી પુત્ર વિરહથી અને વંશનો નાશ થવાના ભયથી ઉદ્વિગ્ન થઇ ગઈ. હેણે ભીષ્મને લગ્ન કરવાનો અને રાજ્યસિંહાસને બેસવાનો બહુજ આગ્રહ કર્યો, પરન્તુ ભીષ્મ તે પ્રમાણે કરવાને સંમત થયા નહિ. હેમણે જવાબ આપ્યો, "માતા! મ્હેં મરણપર્યંત બ્રહ્મચર્ય પાળવાને પ્રતિજ્ઞા લીધી છે તે આપ જાણો છો. વળી હું આ વખતે બીજીવાર સત્ય પ્રતિજ્ઞા લઉં છું તે સાંભળો. હું ત્રૈલોક્યનો પરિત્યાગ કરીશ, ઇંદ્રત્વનો ત્યાગ કરીશ અને તેના કરતાં પણ બીજી કોઈ વધારે અભિષ્ટ વસ્તુ હશે તો તેનો પણ ત્યાગ કરીશ. પરંતુ કદીપણ સત્યનો ત્યાગ કરીશ નહિ. કદાપિ પૃથિવી ગંધનો પરિત્યાગ કરે, જળ મધુરરસનો પરિત્યાગ કરે, વાયુ કદી પોતાના સ્પર્શ

ગુણનો પરિત્યાગ કરે, સૂર્ય પોતાના તેજનો પરિત્યાગ કરે અને અગ્નિ ઉષ્ણતાનો, આકાશ શબ્દગુણનો, હિમ શીતળતાનો, ઈંદ્ર પોતાના પરાક્રમનો અને ધર્મરાજ પોતે પોતાના ધર્મનો પરિત્યાગ કરે તોપણ હું સત્યનો પરિત્યાગ કરીશ નહિ."

ભીષ્મે મરણપર્યંત આ ભીષણ પ્રતિજ્ઞાનું પાલન કર્યું. માતાનો અતિશય આગ્રહ હોવા છતાં પણ હેમણે પોતાના ભાઇના સિંહાસનને સ્પર્શ પણ કર્યો નહિ. રાજ્યસિંહાસન ખાલી પડ્યાથી, તે અમાત્યની પેઠે રાજ્યકારભાર ચલાવવા લાગ્યા. હેમણે ધૃતરાષ્ટ્ર અને પાંડુનું હેમની બાલ્યાવસ્થાથી જ પ્રતિપાલન કર્યું, અને યોગ્ય ઉમ્મરે પહોંચતાં હેમના હાથમાં સમસ્ત રાજ્યનો ભાર સોંપી દઇને પોતે હેમના વિશ્વાસુ સચિવની પેઠે સલાહ આપવા, અને સેનાપતિની પેઠે રાજ્યની રક્ષા કરવા લાગ્યા. ધૃતરાષ્ટ્રના પુત્રોએ હેમના સદુપદેશની અવગણના કરીને ભાઇઓ ભાઇઓમાં વિરોધાગ્નિ સળગાવ્યો, તે છતાં પણ ભીષ્મપિતામહે અવિચલિત સત્ય નિષ્ઠા રાખીને, પોતે આપેલી સત્તા ખુંચવી લઇ, પોતાનું પ્રભુત્વ સ્થાપન કરવાનો પ્રયાસ કર્યો નહિ. અસાધારણ બળ વીર્ય હોવા છતાં પણ હેમણે કોઇ પણ વખતે રાજ્ય સુખ ભોગવવાનો વિચાર સરખો પણ કર્યો નહિ. પોતે એક રાજકુમાર હોવા છતાં પણ સત્યનું પાલન કરવા માટે સમસ્ત વિષયભોગોથી વિરક્ત થઇને સમસ્ત જીવનપર્યંત કઠોર બ્રહ્મચર્યનું પાલન કર્યું હતું. વિશાળ સામ્રાજ્યના હક્કદાર ઉત્તરાધિકારી હોવા છતા પણ પોતાના પિતાને સંતુષ્ટ કરવાને સમગ્ર રાજ્ય અને ઐહિક સુખ વૈભવને એકકી વખતે લાત મારવાને તેઓ શક્તિમાન થયા હતા. એમના જેવી અસાધારણ પિતૃભક્તિ, સત્યાનુરાગ, અપૂર્વ સ્વાર્થત્યાગ અને આત્મસંયમનાં દષ્ટાંતો જગતના ઇતિહાસમાં મળી આવવાં દુર્લભ છે. એટલા માટે જ ભીષ્મપિતામહ અદ્યાપિ-પણ પ્રત્યેક હિંદુના હૃદયમાં અમર થઇને બિરાજ્યા છે. હેમના ઐહિક દેહનો વિનાશ થયેલો હોવા છતાં પણ, હેમનું કીર્તિ-શરીર હજુ પણ સમસ્ત જન-સમાજમાં વિચરણ કરે છે—અને ભવિષ્યમાં પણ કરશે જ.

# ૨ અર્જુનની એકાગ્રતા.

રાજકુમારોની અસ્ત્ર-પરીક્ષા–ભાસચક્ષુ ભેદમાં સર્વ રાજકુમારોની નિષ્ફળતા-અર્જુનની સફળતા–ગુરૂ દ્રોણનો સંતોષ

મહાત્મા દ્રોણાચાર્ય કૌરવ પાંડવોના અસ્ત્રશિક્ષક-ગુરૂ હતા. ત્હેમનું અદ્ભુત અસ્ત્રશિક્ષા કૌશલ્ય શ્રવણ કરીને દાસી પુત્ર કર્ણ, અને અંધક, વૃષ્ણિ અને અન્યાન્ય રાજવંશના કુમારો દેશ દેશાંતરમાંથી ત્હેમની પાસે અધ્યયન કરવાને આવવા લાગ્યા. કર્ણ અર્જુનની સાથે સ્પર્ધા કરીને દુર્યોધનની સહાયતામાં પાંડવોની વારંવાર અવગણના કરતો હતો; પરંતુ દ્રોણાચાર્યના આશ્રમમાં અધ્યયન કરતા સઘળા રાજકુમારોમાં અર્જુન બાહુબળમાં, ઉદ્યોગમાં, અને ધનુર્વેદ શીખવામાં શ્રેષ્ઠ હતો. દ્રોણાચાર્ય અર્જુનને અસ્ત્રવિદ્યામાં અનુરાગ, પ્રયોગ, ચાલાકી, અને કૌશલ્યમાં સર્વથી શ્રેષ્ઠ, આગળ પડતો જોઇને, ત્હેને વધારે યત્નપૂર્વક ઉપદેશ કરતા હતા. અર્જુન પણ શ્રદ્ધા અને ભક્તિથી ગુરૂની સેવા કરતો હતો, અને ધનુર્વિદ્યામાં સંપૂર્ણ લક્ષ આપતો હતો. આથી અર્જુન દ્રોણાચાર્યનો અતિશય પ્રીતિ પાત્ર થઇ પડયો હતો.

અર્જુને એક પછી એક એમ ચાર વખત દ્રોણાચાર્યના શિષ્યોમાં વિશેષ પ્રતિષ્ઠા મેળવી. ત્હેણે વરૂણાસ્ત્રથી ગુરૂનું સાંકડા મ્હોંડાનું કમંડળ પરિપૂર્ણ કરવામાં, રાત્રીના સમયે પણ ધાર્યું બાણ નાખવામાં, ભાસચક્ષુ ભેદ બતાવવામાં અને કુંભીના હાથમાંથી ગુરૂ દ્રોણાચાર્યને છોડવવામાં એ પ્રમાણે ચાર પરીક્ષાઓમાં કૃતકાર્ય થઇને ગુરૂ દ્રોણાચાર્યનું ચિત્ત હરી લીધું હતું. તેમાં વળી ભાસચક્ષુ-ભેદ બતાવતી વખતે ત્હેણે અગાડી જણાવ્યા પ્રમાણે અસાધારણ એકાગ્રતા અને ચિત્ત સંયમ બતાવ્યો છે.

એક દિવસ ગુરૂ દ્રોણાચાર્યે પોતાના શિષ્યોની પરીક્ષા લેવાને સઘળા રાજકુમારોની ગેરહાજરીમાં એક શિષ્ય પાસે બનાવટી લીલું પક્ષી તૈયાર કરાવી તેને એક ઝાડની છેક ઉંચી ટોચે મુકાવ્યું. ત્યાર પછી ત્હેમણે સઘળા રાજકુમારોને બોલાવીને કહ્યું કે, "હે રાજકુમારો! ત્હમે સઘળા ધનુષ્ય ઉપર બાણ ચઢાવીને હું કહું તેમ કરો. હું ત્હમને એક પછી એક ગોઠવું છું, અને મ્હારૂં વાક્ય પુરૂં થતાં જ ત્હમારે આ વૃક્ષ ઉપર બેઠેલા પક્ષીનો શિરચ્છેદ કરીને તેને જમીન ઉપર પાડવું." એમ કહીને ત્હેમણે પહેલાં યુધિષ્ઠિરને આજ્ઞા કરી. યુધિષ્ઠિર ગુરૂ મહારાજની આજ્ઞા પ્રમાણે ધનુષ્ય અને બાણ લઇને તે પક્ષી તરફ જોઇને ઉભા રહ્યા એટલે દ્રોણાચાર્યે કહ્યું કે "વત્સ યુધિષ્ઠિર! વૃક્ષની છેક ટોચ ઉપર બેઠેલા મોરને જો." યુધિષ્ઠિરે કહ્યું, "મહારાજ! જોઉં છું." દ્રોણાચાર્યે ફરીથી પૂછ્યું. "તું શું જુએ છે?" યુધિષ્ઠિરે કહ્યું "ભગવાન હું વૃક્ષને, ત્હમને અને વૃક્ષ ઉપર બેઠેલા પક્ષીને એ ત્રણને જોઉં છું."

દ્રોણાચાર્યે યુધિષ્ઠિરનું આ વાક્ય સાંભળી અપ્રસન્નતા દર્શાવીને કહ્યું કે, "ત્હારાથી એ પક્ષી વિંધાશે નહિ, માટે અહિંથી ચાલ્યો જા." એ પ્રમાણે યુધિષ્ઠિરનો તિરસ્કાર કરી ધૃતરાષ્ટ્રના પુત્રો દુર્યોધનાદિને અને અન્ય સકળ રાજપુત્રોને એક પછી એક બોલાવીને એજ સવાલ પૂછ્યો, પરંતુ કોઇએ પણ ત્હેમને મનમાનતો ઉત્તર આપ્યો નહિ તેથી તેમણે તે સઘળાને તિરસ્કાર કરી ત્યાંથી ખસેડી નાંખ્યા.

ત્યારપછી છેક છેવટે ગુરૂ મહારાજની આજ્ઞા પ્રમાણે બાણ ચઢાવીને ટોચ ઉપર બેઠેલા પક્ષી ઉપર દૃષ્ટિ ફેંકતો અર્જુન અગાડી આવ્યો, અને પક્ષીને બરોબર તાકીને ઉભો. દ્રોણાચાર્યે અર્જુનને પણ એજ પ્રશ્ન પૂછ્યો. તેના જવાબમાં અર્જુને કહ્યું કે, "મહારાજ! હું વૃક્ષ અથવા આપને જોતો નથી, પરંતુ ફક્ત મોરને જ જોઇ શકું છું." દ્રોણાચાર્યે પ્રસન્ન થઇને પૂછ્યું, "વત્સ! મોરને સારી રીતે જોઇ શકે છે કે?" અર્જુને ઉત્તર દીધો, ના મહારાજ! હું ફક્ત તેના મસ્તકને જ જોઉં છું." દ્રોણાચાર્યે અર્જુનના

આ ઉત્તરથી સંતુષ્ટ થઇને કહ્યું કે, "વત્સ, હવે પક્ષીને વિંધીને નીચે પાડ" એ શબ્દો શ્રવણ થતાંની સાથેજ અર્જુને બાણ છોડયું, અને વૃક્ષની ટોચ ઉપર બેઠેલું પક્ષી અર્જુનના તીક્ષ્ણ બાણથી વિંધાઇને જમીન ઉપર પડયું. દ્રોણાચાર્ય અર્જુનને એવાં એવાં બીજાં અનેક અસાધારણ કર્મ કરતો જોઇને, અતિશય પ્રસન્ન થતા અને ત્હેને વારંવાર આશીર્વાદ આપી હેતથી આલિંગન કરતા હતા.

આવી એકાગ્રતા હોય તો જ વિદ્યાર્થીઓ યથેષ્ટ શિક્ષા પ્રાપ્ત કરી શકે છે. એકાગ્રચિત્તથી કોઇપણ વિષયમાં સિદ્ધિ મળે છે; અર્જુનની એકાગ્રતા એ ત્હેનું ઉત્કૃષ્ટ દૃષ્ટાંત છે.

## ૩. એકલવ્યની ગુરૂભકિત.

**એકલવ્યનો પરિચય–ગુરૂ દ્રોણાચાર્ય પાસે વિદ્યાભ્યાસ કરવા જતાં તેમના વચનોથી ખેદ પામી પાછા ફરવું અને વનમાં તેમની પ્રતિમા બનાવી અસ્ત્ર–વિદ્યા શીખવી–પાંડવ કૌરવાદિ રાજકુમારોનું એકલવ્યની અસ્ત્ર–કુશળતા જોઇ ખેદ પામવું–દ્રોણાચાર્યની ગુરૂદક્ષિણા માંગવી–ગુરૂભક્તિની પરાકાષ્ઠા–ગુરૂદક્ષિણામાં પોતાનો અંગુઠો કાપી આપવો.**

એકલવ્ય નિષાદરાજ હિરણ્યધનુનો પુત્ર હતો. તે એક વખત ધનુર્વેદ શીખવાને માટે ગુરૂ દ્રોણાચાર્યની પાસે ગયો. પરંતુ એ અસ્પૃશ્ય મ્લેચ્છ જાતિનો હતો, તેથી દ્રોણાચાર્યે ત્હેને રાજકુમારોની સાથે વિદ્યાભ્યાસ કરી તેમની બરોબરી કરવાને અયોગ્ય જણાવી પાછો કાઢયો. આથી એકલવ્યને ખોટું લાગ્યું; પરંતુ તે વખતે એક શબ્દ પણ ન બોલતાં દ્રોણ ગુરૂને પગે લાગી વનમાં ચાલ્યો ગયો. અને ત્યાં આગળ આશ્રમ બાંધીને ગુરૂ દ્રોણાચાર્યની કાદવની મૂર્તિ બનાવીને ત્હેનું નિત્ય આચાર્ય ભાવે પૂજન કરવા લાગ્યો. આવી રીતે નિયમપૂર્વક ત્હેણે અસ્ત્રશિક્ષાનો આરંભ કર્યો અને ઘણાજ થોડા સમયમાં તે અસ્ત્રના પ્રયોગ, સંહાર અને સંધાન કરવામાં નિપુણ થઇ ગયો.

એક વખત કૌરવપાંડવો દ્રોણાચાર્યની આજ્ઞાનુસાર મૃગયા રમવા માટે નગર બહાર નીકળ્યા. એકબીજો માણસ પણ પોતાના કુતરાને લેઇને ત્હેમની સાથે જવા નીકળ્યો. રસ્તામાં એ કુતરાએ મલિન કલેવર અને લાંબી કાળી દાઢીવાળા નિષાદરાજકુમાર એકલવ્યને જોઇને એકાએક

ભસવા માંડ્યું. એ સાંભળીને એકલવ્યે પોતાની બાણપ્રયોગ શક્તિની પરીક્ષા કરવાને એકદમ સાત બાણો નાખીને ત્હેનું મુખ વીંધી નાંખ્યું. કુતરો ચિત્કાર ધ્વનિ કરતો પાંડવોની પાસે ગયો. પણ તે કુતરાના મુખમાં પેસી ગયેલા સાત બાણો જોઈને અતિશય વિસ્મય પામ્યા. અને જે બાણોનું લઘુત્વ અને શબ્દભેદિત્વ જોઈને સઘળા પોતાને એ બાણ મૂકનારથી નિકૃષ્ટ માની શરમિંદા પડી ગયા. પછી તેઓ તે બાણ મૂકનારની શોધ કરવા લાગ્યા. શોધતાં શોધતાં એક અગાધ અરણ્યમાં એકલવ્યને વારંવાર બાણોનો વર્ષાદ વર્ષાવતો જોયો. પાંડવો તેને ઓળખી શક્યા નહિ, તેથી ત્હેમણે પૂછ્યું કે, "હે વીરવર ! ત્હમે કોણ છો અને કોના પુત્ર છો?" એ સાંભળીને એકલવ્યે જવાબ આપ્યો કે, " હું નિષાદાધિપતિ હિરણ્ય-ધનુનો પુત્ર અને મહાસમર્થ દ્રોણાચાર્યનો શિષ્ય છું. આ પાસેના આશ્રમમાં એકલો ધનુર્વેદનો અભ્યાસ કરૂં છું. "

ત્યાર પછી પાંડવોએ એકલવ્યનો યથાર્થ પરિચય મેળવીને એકદમ રાજ્યધાનીમાં પાછા આવી ગુરૂ દ્રોણાચાર્યને આ અદ્ભુત વૃત્તાંત આદ્યોપાંત કહી સંભળાવ્યું. વળી અર્જુને દ્રોણાચાર્યને એકાંતમાં કહ્યું કે, " ગુરો ! આપે મ્હને આશીર્વાદ આપ્યો છે કે મ્હારો બીજો કોઈ પણ શિષ્ય ત્હારા કરતાં ધનુર્વિદ્યામાં વધી જશે નહિ; પરંતુ આ વખતે તો એથી ઉલટુંજ જણાય છે. નિષાદાધિપતિ હિરણ્યધનુનો પુત્ર એકલવ્ય આપનો એક શિષ્ય છે. ત્હેણે ધનુર્વિદ્યામાં મ્હારા કરતાં પણ વધારે ઉત્કૃષ્ટતા પ્રાપ્ત કરી છે. " એ વાત સાંભળીને ગુરૂ દ્રોણાચાર્ય આનું મૂળ કારણ સમજી નહિ શકવાથી અર્જુનની સાથે એકલવ્યના વનમાં ગયા, અને ત્યાં જઈને જોયું તો, જટા અને મલિન કલેવરવાળો નિષાદરાજકુમાર એકલવ્ય ધનુષ્યને વારંવાર ખેંચીને બાણનો વર્ષાદ વર્ષાવતો હતો. એકલવ્યે દ્રોણાચાર્યને પોતાની પાસે આવી પહોંચેલા જોઈને ત્હેમને પ્રણામ કર્યાં અને પોતાને ત્હેમના શિષ્ય તરીકે ઓળખાવી શ્રદ્ધા અને ભક્તિથી ત્હેમનું અર્ઘ્યપાદ્યપૂજન કરી આસન આપ્યું. ત્યાર પછી થોડીવારે દ્રોણાચાર્યે કહ્યું કે, " હે વીર !

જો યથાર્થ રીતે મ્હારા શિષ્ય થયુ હોય તો ગુરૂદક્ષિણા આપ." એ સાંભળી એકલવ્યે આનંદ પામતાં કહ્યું, "ભગવાન્ ! ગુરૂને માટે કોઇ પણ પદાર્થ અદેય એટલે ન આપી શકાય એવો નથી. માટે આ ક્ષણે આપને શું દક્ષિણા આપું તે સત્વર કહી દો." એ સાંભળી દ્રોણાચાય બોલ્યા, "હે વીર ! જો એમજ હોય તો ત્હારા જમણા હાથના અંગુઠાનું છેદન કરીને તે દક્ષિણા તરીકે આપ." એકલવ્યે ગુરૂ દ્રોણાચાર્યનું વચન સાંભળીને પોતાની પ્રતિજ્ઞા પાળવાને પ્રફુલ્લ મને હસતાં હસતાં પોતાના જમણા હાથનો અંગુઠો કાપી નાખી તેજ વખતે ગુરૂદક્ષિણામાં આપી દીધો. ત્યાર પછી બીજી આંગળીઓવડે બાણ નાખી જોયું, તો પહેલાં કરતાં બાણ નાંખવામાં વધારે કુશળતા પ્રાપ્ત થયેલી જણાઇ.

ધન્ય છે એકલવ્ય ત્હારી ગુરૂભક્તિને ! તું અસ્પૃશ્ય મ્લેચ્છ નિષાદ કુળમાં ઉત્પન્ન થયેલો હોવા છતાં પણ તેં અલૌકિક ગુરૂભક્તિ બતાવી. આભિજાત્યગર્વિત ગુરૂ દ્રોણાચાર્યની નિર્મમતા સ્પષ્ટાક્ષરે પ્રતિપન્ન કરીને અકલંકિત કીર્તિ સંપાદન કરી છે. ત્હારી ગુરૂભક્તિ ઉપમન્યુ અને આરૂણિ કરતાં લેશમાત્ર પણ ઓછી નથી !

———o———

## ૪. કર્ણની સહનશીલતા.

**કર્ણની ગુરૂ દ્રોણાચાર્ય પાસે બ્રહ્માસ્ત્રની માગણી—આચાર્યનો અસ્વીકાર—કર્ણનું પરશુરામ પાસે જઇ બ્રહ્માસ્ત્ર શીખવું—કર્ણની સહનશીલતા—તેના રૂધિરના સ્પર્શથી પરશુરામનું જાગ્રત થવું અને સત્ય વૃત્તાંત શ્રવણ કરી તેના અસત્યપણા માટે શાપ આપવો—ઉપસંહાર.**

---

એક દિવસ કર્ણે અર્જુનની સાથે હરીફાઈ કરવાની ઇચ્છાથી ગુરૂ દ્રોણાચાર્ય પાસે એકાંતમાં જઇને બ્રહ્માસ્ત્રનો ઉપદેશ કરવાની પ્રાર્થના કરી. દ્રોણાચાર્ય અર્જુનનું અનિષ્ટ કરવાની કર્ણની મનોભાવના સમજી ગયા, તેથી કર્ણને દાસી પુત્ર જણાવી બ્રહ્માસ્ત્રના ઉપદેશ માટે અયોગ્ય ઠરાવી ત્હેની અભિલાષા પરિપૂર્ણ કરવાની અસંમતિ દર્શાવી. એથી કર્ણને બહુજ ખોટું લાગ્યું, અને તે તત્ક્ષણે મહેંદ્ર પર્વત ઉપર પરશુરામને શરણે ગયો. ત્યાં આગળ પોતાની અભિલાષા પૂર્ણ કરવા માટે પોતાને ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણ તરીકે ઓળખાવી તે પરશુરામનો શિષ્ય થયો, અને વિનય અભિનિવેષ, ગુરૂ—સેવા, અને પોતાના નૈસર્ગિક વીર્ય પ્રભાવથી થોડા સમયમાં ગુરૂનો પ્રીતિપાત્ર થઇ પડયો—પરશુરામે પણ પોતાના આ નવીન શિષ્યના સદ્‌ગુણોથી પરમ આનંદ પામી ત્હેને વિવિધ અસ્ત્રવિદ્યા શીખવીને છેવટે વિધિ વિધાનપૂર્વક બ્રહ્માસ્ત્રનો ઉપદેશ આપી ત્હેના મનની અભિલાષા પૂર્ણ કરી.

એક દિવસ પરશુરામ વ્રત અને ઉપવાસથી શ્રમિત થઇ જઇ કર્ણના ખોળામાં મસ્તક મૂકીને નિદ્રાવશ થયા. એવામાં એક રકતપપાસુ ભીષણ વજ્રકીટ કર્ણની જંઘા ઉપર બેસી તેને કોરવા લાગ્યો. આ આઠ પગવાળો કીટ અલર્ક જાતિનો અને તિક્ષ્ણ ડંખવાળો હતો, અને દેખાવમાં પણ મ્હોટો

હતો- આ વજ્રકીટના ભીષણ દંશથી કર્ણને અતિશય દુઃખ થવા લાગ્યું; પરંતુ પોતાના ખોળામાં મસ્તક મુકીને નિદ્રાવશ થઇ ગયેલા ગુરૂજીની નિંદ્રામાં ભંગ પડવાના ભયથી અસામાન્ય ધૈર્ય રાખીને તે દુઃસહ વેદના સહન કરી ધ્રુજતો ધ્રુજતો ગુરૂ મહારાજને ધારણ કરીને શાન્ત ચિત્તે બેસી રહ્યો. થોડી વારમાં કર્ણની જંઘામાંથી રક્તની ધાર નીકળીને પરશુરામના શરીરે અડકી તેથી તેઓ એકદમ જાગી ઉઠયા, અને બેબાકળા થઇને કર્ણને પૂછવા લાગ્યા, અરે, આ શું ? હું અશુદ્ધ થયો. ત્હેં આ શું કર્યું ? નિર્ભયચિત્તે જે કાંઇ હોય તે મ્હને યથાર્થ જણાવી દે."

કર્ણે ગુરૂજીની આજ્ઞા પ્રમાણે પોતાને કીટ દંશથી થયેલા દારૂણ દુઃખનું વૃત્તાંત કહી સંભળાવ્યું. પરશુરામ, કીટનો ભીષણ આકાર જોઇને વિસ્મિત ચિત્તે બોલ્યા, " અરે મુઢ ! ત્હેં આ કીટના દંશથી જે દારૂણ યંત્રણા સહન કરી તે બ્રાહ્મણ કદી પણ સહન કરી શકે નહિ. ક્ષત્રિય સિવાય આવી સહનશીલતા બીજા કોઇનામાં પણ સંભવતી નથી, તું બ્રાહ્મણ નથી માટે તું કોણ છે ? સાચે સાચું કહી દે. "

પરશુરામનું વચન સાંભળીને કર્ણ ચમકી ઉઠયો. તે પોતાના મિથ્યા વચનને માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યો, અને પરશુરામનો ક્રોધ સમાવવાને હાથ જોડીને ધ્રુજતો ધ્રુજતો બોલ્યો, " ગુરૂદેવ ! મ્હારો અપરાધ ક્ષમા કરો. ખરેખર હું બ્રાહ્મણ નથી, હું સૂત અધિરથનો પુત્ર છું. સૂતનંદિની રાધા મ્હારી માતા થાય છે. મહારૂં નામ કર્ણ છે. હું, ગુરૂ દ્રોણાચાર્ય પાસે બ્રહ્માસ્ત્ર મેળવવાને નિષ્ફળ થયો, તેથી ગમે તે પ્રકારે અર્જુનનો પરાભવ કરવાની ઇચ્છાથી આપનો શિષ્ય થયો. આપ મ્હારા ઉપર પ્રસન્ન થાઓ ! અને મ્હારો અપરાધ ક્ષમા કરો, " એમ બોલતાં બોલતાં કર્ણ કાપી નાંખેલા વૃક્ષની પેઠે ગુરૂ પરશુરામના ચરણકમળમાં પડી ગયો.

પરશુરામે કર્ણની દુર્દશા જોઇને કોપાવેશમાં પણ જરા હાસ્ય કરીને કહ્યું, " સૂત પુત્ર ! ત્હારી અવિચલિત ગુરૂ ભક્તિ, અવિશ્રાંત ગુરૂ સુશ્રુષા

અને અસાધારણ સહનશીલતાથી હું પ્રસન્ન થયો છું. અને તેથી ત્હને ક્ષમા કરૂં છું. જા મ્હારો આશીર્વાદ છે કે બીજો કોઇ પણ ક્ષત્રિય ત્હારા જેવું યુદ્ધ કરી શકશે નહિ; પરંતુ આ સ્થાન અસત્યવાદીને માટે નથી. માટે તું એકદમ અહિંથી ચાલ્યો જા—તું, બ્રહ્માસ્ત્ર મેળવવાને માટે મ્હારી પાસે અસત્ય બોલ્યો છે, તેથી મ્હારૂં આપેલું બ્રહ્માસ્ત્ર ત્હને સંકટ સમયે સહાય કરશે નહિ. "

કર્ણની સહનશીલતા પ્રશંસનીય છે એમાં લેશ માત્રપણ સંશય નથી, પરંતુ ત્હેણે બ્રહ્માસ્ત્ર મેળવવા માટે જુઠું બોલી ગુરૂને છેતર્યા, તેથી ત્હેનું બ્રહ્માસ્ત્ર નિષ્ફળ ગયું, અને ગુરૂના શાપના પ્રભાવથી મરણ સમયે બ્રહ્માસ્ત્ર ભૂલી જઇ, શત્રુને હાથે મરણ પામ્યો.

— o —

## ૫. દ્રોણાચાર્યની દૃઢ પ્રતિજ્ઞા અને ક્ષમા.

દ્રોણાચાર્ય અને દ્રુપદરાજની મિત્રાચારી—દ્રુપદરાજની પ્રતિજ્ઞા—દ્રોણાચાર્યની દરિદ્રાવસ્થા—દ્રોણાચાર્યનું દ્રુપદરાજને મળવું—દ્રુપદરાજનો તિરસ્કાર—દ્રોણાચાર્યની પ્રતિજ્ઞા—હસ્તિનાપૂર જઈને પાંડવ કૌરવનું ગુરૂપદ ગ્રહણ કરવું—અર્જુનની અસ્ત્રકુશળતા—કર્ણ અને દુર્યોધનનો સંબંધ—કર્ણનો રાજ્યાભિષેક—પાંડવ કૌરવની ગુરૂદક્ષિણા—કર્ણ અને કૌરવનો દ્રુપદરાજને હાથે પરાજય—અર્જુનનો વિજય—દ્રોણાચાર્યની પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિ અને ક્ષમા—ઉપસંહાર.

---

ભરદ્વાજનંદન દ્રોણાચાર્યે બાલ્યાવસ્થામાંજ પોતાના પિતા પાસે સામવેદ અને વેદાંગનું અધ્યયન કર્યું હતું. પછી ધનુર્વિદ્યાનો અભ્યાસ કરવાને પિતૃશિષ્ય મહર્ષિ અગ્નિવેશની પાસે ગયા, અને ત્યાં આગળ બ્રહ્મચર્ય પાળીને આત્મ સંયમ અને જટાધારણ કરીને બહુ કાળ સુધી ગુરૂની સેવા સુશ્રુષા કરી. એ વખતે પાંચાળ દેશનો રાજપુત્ર દ્રુપદ પણ ગુરૂ અગ્નિવેશના આશ્રમમાં અસ્ત્રવિદ્યાનો અભ્યાસ કરવાને નિવાસ કરતો હતો. બાલ્યકાળથી એકત્રવાસ કરી એકજ ગુરૂ પાસે વિદ્યાભ્યાસ કરતા હોવાથી દ્રોણાચાર્ય અને દ્રુપદ વચ્ચે વિલક્ષણ સૌહાર્દ—પ્રીતિ—ઉત્પન્ન થયું હતું. એક સમયે દ્રુપદે દ્રોણાચાર્યને કહ્યું " હે દ્રોણ ! હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે મ્હારા પિતાનો પ્રિયતમ પુત્ર છું. તે જે વખતે પાંચાળ દેશના રાજ્ય સિંહાસન ઉપર મ્હારો અભિષેક કરશે, તે વખતે મ્હારા સમસ્ત ભોગ, સુખ, અને સંપત્તિ ત્હારે આધીન થશે." થોડા સમય પછી દ્રુપદ અસ્ત્રવિદ્યામાં નિપુણતા સંપાદન કરીને પોતાના દેશમાં ગયો. જતી વખતે દ્રોણાચાર્યે દ્રુપદને યથાયોગ્ય સન્માન બતાવીને વિદાય કર્યો. પરંતુ તે સમયથી દ્રુપદનાં વાક્યો ત્હેના હૃદયમંદિરમાં ઉંડાં કોતરાઈ ગયાં હતાં.

કેટલાક સમય પછી મહર્ષિ ભરદ્વાજ પોતાના પાર્થિવ–કલેવરનો ત્યાગ કરી સ્વર્ગમાં ગયા અને દ્રોણાચાર્ય પિતાના આશ્રમમાં રહીને તપસ્યા કરવા લાગ્યા. તપાનુષ્ઠાનથી ત્હેમનું સમસ્ત પાપ નષ્ટ થઇ ગયું. ત્યાર પછી પિતાની આજ્ઞા પ્રમાણે પુત્ર પ્રાપ્તિ માટે કૃપાચાર્યની બ્હેન કૃપી સાથે લગ્ન કર્યું. કૃપીધર્મ પરાયણ અગ્નિહોત્ર ઉપર પ્રીતિ રાખવાવાળાં અને આત્મસંયમ કરવાવાળાં હતાં. એમના ગર્ભમાંથી દ્રોણાચાર્યને અશ્વત્થામા નામે એક અપૂર્વ અને મહાન્ પરાક્રમી પુત્ર જન્મ્યો. એ પુત્ર જન્મતાંજ ઉચ્ચૈઃશ્રવા અશ્વની પેઠે ઉચ્ચ સ્વરે રૂદન કરવા લાગ્યો, તેથી દ્રોણાચાર્યે ત્હેનું નામ અશ્વત્થામા રાખ્યું. દ્રોણાચાર્ય પુત્રપ્રાપ્તિથી પરમ સંતોષ અને આનંદ પામવા લાગ્યા.

એ વખતે સર્વ જ્ઞાનસંપન્ન અને સર્વશાસ્ત્રવિત્ તપસ્વી મહાત્મા પરશુરામે બ્રાહ્મણોને પોતાનું યથા સર્વસ્વ દાન કરી દેવાનો સંકલ્પ કર્યો હતો. દ્રોણાચાર્યને આ વાતની ખબર પડતાંજ તેઓ રામની પાસે ધનુર્વેદ, દિવ્યાસ્ત્ર, અને નીતિશાસ્ત્ર ગ્રહણ કરવાને ત્યાં જઇ પહોંચ્યા. ત્યારબાદ મહર્ષિ ભરદ્વાજના બીજા પણ શિષ્યો ત્યાં જઇ પહોંચ્યા, અને પોતાનો પરિચય કરાવીને અભિલષિત ધનની પ્રાર્થના કરવા લાગ્યા. ભગવાન પરશુરામે તે સર્વનો યોગ્ય આદર સત્કાર કરીને કહ્યું કે, “ભગવાન ! હું ત્હમને કયું ધન આપું ? દ્રોણાચાર્યે કહ્યું; “ભગવાન, અમને વિવિધ અનંત ધન પ્રદાન કરો.” રામે કહ્યું, “હે તપોધન ! મ્હેં મ્હારૂં સઘળું હિરણ્ય અને અન્યાન્ય ધન બ્રાહ્મણોને આપી દીધું છે. હવે ફક્ત મ્હારૂં શરીર અને મ્હારાં સંપાદન કરેલાં વિવિધ શસ્ત્રાસ્ત્ર માત્ર બાકી રહ્યાં છે, એમાંથી ત્હારી જે ઇચ્છા હોય તે માંગી લે, હું તે આપીશ” એ સાંભળીને દ્રોણાચાર્યે કહ્યું, “હે મહાત્મન્ ! જો આપ પ્રસન્ન જ થયા હોય તો પ્રયોગ અને સંહાર સાથે આપનાં સકળ શસ્ત્રાસ્ત્ર મ્હને આપો.” પરશુરામે “તથાસ્તુ” કહીને દ્રોણને સમસ્ત અસ્ત્રશસ્ત્ર અને રહસ્ય સાથે ધનુર્વેદ આપ્યો.

એક દિવસ બાલક અશ્વત્થામા અન્યાન્ય બાલકોને દૂધ પીતા જોઇને દ્રોણની પાસે આવી રૂદન કરવા લાગ્યો. તે જોઇને દ્રોણાચાર્યનું મન નિતાંત ચંચળ થઇ ગયું. તેઓ ગાયની તપાસમાં બહાર નીકળ્યા, પણ કોઇ ઠેકાણે

દુધાળી ગાય ત્હેમના જોવામાં આવી નહિ, છેવટે થાકીને તેઓ પાછા ઘેર આવ્યા, તો કેટલાક બાલકો પાણીમાં લોટ નાખી " લે, આ દૂધ છે, પી જા." એમ કહી બાલક અશ્વત્થામાને લલચાવતા દીઠા. અશ્વત્થામા તે પી ગયા, અને પોતે ખરેખરૂં જ દૂધ પીધું હોય, એમ આનંદ પામવા લાગ્યા. તે એકાએક ગુરૂ દ્રોણાચાર્ય પાસે પહોંચી ગયા, અને " મ્હેં દૂધ પીધું, મ્હેં દૂધ પીધું, " એમ કહીને નૃત્ય કરવા લાગ્યા. આ જોઈને બીજાં બાલકો અન્યોન્યમાં હાથતાળી લઇને દ્રોણાચાર્યની મશ્કરી કરવા લાગ્યા. દ્રોણાચાર્યને પોતાના સંતાનની દુર્દશા જોઇને, અને બાલકોનાં ઉપહાસ-વાક્યો શ્રવણ કરીને બહુજ લાગી આવ્યું. ત્હેમના મનમાં અતિશય પરિ-તાપ થવા લાગ્યો. તેઓ મનમાં ને મનમાંજ પોતાની જાતનો તિરસ્કાર કરીને વિચાર કરવા લાગ્યા કે, " હું અત્યાર સુધી નિર્ધનતાની બેડીથી જકડાયલા બ્રાહ્મણોથી નિંદિત અને પરિત્યકત થઈને જેમ તેમ દિવસો ગુજારૂં છું, અને ગુજારીશ, પરંતુ ધનની ઇચ્છાથી કોઇની પણ પાપજનક પરસેવા કરીશ નહિ. ભલે આસમાન તૂટી પડે અને આથી પણ વધારે દુઃખ મ્હારે માથે પડે. પરંતુ બીજાની સેવા તો હું કદીપણ કરનાર નથી તે નથીજ " આ પ્રમાણે વિચાર કરે છે, એટલામાં ત્હેમને મહારાજા દ્રુપદના પૂર્વ સ્નેહનું સ્મરણ થઇ આવ્યું. મિત્રને ત્યાં ત્હેમને સારૂં સંમાન મળશે, એમ ધારીને ત્હેમણે ત્હેની પાસે જવાનો વિચાર કર્યો. અને તરત જ પાંચાલ રાજ્ય તરફ જવાને નીકળી પડયા. રસ્તામાં ત્હેમને મહારાજા દ્રુપદના રાજ્યાસન ઉપર બેઠાના સમાચાર મળ્યા. એ સાંભળીને તેઓ, પોતાના પ્રિય મિત્રનો સહવાસ અને ત્હેનાં કહેલાં વાક્યો સ્મરણ કરીને મનમાં અને મનમાં જ આનંદ પામવા લાગ્યા થોડા દિવસમાં તેઓ મહા-રાજા દ્રુપદના રાજનગરમાં આવી પહોંચ્યા. દ્રોણાચાર્ય હર્ષભેર દરબારમાં ગયા, અને દ્રુપદ રાજાને આશીર્વાદ આપીને કહેવા લાગ્યા કે, " હે પુરૂષ શ્રેષ્ઠ ! હું ત્હારો મિત્ર છું. ત્હેં ત્હારી વિદ્યાર્થી અવસ્થામાં મ્હારી સાથે એકત્ર રાજ્યભોગ કરવાની પ્રતિજ્ઞા લીધી છે. હું આજે તે પ્રમાણે ત્હારી પાસે આવ્યો છું. "

ઐશ્વર્ય મદથી અંધ બનેલા દ્રુપદે ગુરૂ દ્રોણાચાર્યની વાત ઉપર લક્ષ આપ્યું નહિ એટલુંજ નહિ, પરંતુ એક નીચ માણસની પેઠે ત્હેની અવજ્ઞા કરીને કહ્યું કે "હે બ્રાહ્મણ ! તું એકાએક મ્હને મિત્ર કહેવામાં મ્હોટી મૂર્ખાઇ કરે છે. ઐશ્વર્યશાળી ભૂપતિઓ સાથે ત્હારા જેવા દરિદ્રીની મિત્રાચારી થવી અસંભવિત છે. કદાચ બાલ્યાવસ્થામાં ત્હારે ને મ્હારે મિત્રાચારી હશે પરંતુ હવે ત્હારી સાથે એવી મિત્રાચારી કોઇપણ રીતે સંભવતી નથી. કોઇની પણ સાથે મરણપર્યંત મિત્રાચારી નભતી નથી. કાળના પ્રભાવથી અને નવીન ક્રોધના આવેશથી મિત્રાચારી નષ્ટ થઇ જાય છે. માટે તું પણ એ જુની પુરાણી મિત્રાચારી ભૂલી જા. જેવી રીતે પંડિતની સાથે મૂર્ખની અને શૂરા સાથે કાયરની મિત્રાચારી સંભવતી નથી, તેવી જ રીતે ધનવાનની સાથે દરિદ્રની મિત્રાચારી થવી નિતાંત અસંભવિત છે. તે શું તું જાણતો નથી ? જે ધનમાં અને જ્ઞાનમાં આપણો બરોબરીઓ હોય ત્હેની સાથે જ વ્યવહારિક સંબંધ અને સખાભાવ રાખવો જોઈએ. એ સિવાય ઉચ્ચની સાથે નીચનો અને નીચની સાથે ઉચ્ચનો મૈત્રી અને વ્યવહારિક સંબંધ તદન અનુચિત છે, જેવી રીતે અશ્રોત્રિય સાથે શ્રોત્રિય અને અતિરથી સાથે રથીની બંધુતા થવી તદન અસંભવિત છે, તેવીજ રીતે રાજા સાથે દરિદ્રની કદી પણ મિત્રાચારી થઇ શકતી નથી, તો હવે તું કેવી રીતે મ્હારો મિત્ર થવાની અભિલાષા રાખે છે ? તું કહે છે કે ત્હેં મ્હારી સાથે એકત્ર રાજ્યભોગ કરવાની પ્રતિજ્ઞા કરી છે; પરંતુ તેમાંનું કાંઇ પણ મ્હને યાદ આવતું નથી. અહિયાં ફક્ત એક રાતજ ત્હને ભોજન કરાવવામાં આવશે." મહાત્મા દ્રોણ દ્રુપદનાં આવાં કડવાં વચનો શ્રવણ કરીને ક્રોધથી કંપવા લાગ્યા, અને ત્યારથીજ દ્રુપદ રાજા ઉપર તેમને નિતાંત વૈરભાવ ઉત્પન્ન થયો. તેઓ પોતાના વૈરનો બદલો લેવાની દૃઢ પ્રતિજ્ઞા લઇને તેજ વખતે ત્યાંથી બહાર નીકળ્યા, અને પોતાનાં સ્ત્રી-પુત્ર અને શિષ્ય વર્ગને લઇને હસ્તિનાપુર આવી પોતાના સાળા કૃપાચાર્યને ઘેર નિવાસ કરવા લાગ્યા.

એક દિવસ કૌરવ પાંડવો નગરની બહાર જઇને ગેડીદડો રમતા હતા દૈવયોગે રમતાં રમતાં ત્હેમનો દડો એક કુવામાં પડી ગયો. રાજકુમારો

કુવામાંથી દડો કાઢવાને અનેક પ્રયત્નો કરવા લાગ્યા, પરંતુ કોઇ પણ રીતે કૃતકાર્ય થઇ શક્યા નહિ, તેથી તેઓ અતિશય ઉત્કંઠિત અને લજ્જીત થઇને એકબીજાનાં મ્હોડાં જોવા લાગ્યા. તે વખતે દ્રોણાચાર્ય ત્હેમની પાસે થઇને ચાલ્યા જતા હતા. દડો કુવામાં પડી જવાથી ઉત્સાહભંગ થયેલા સઘળા રાજકુમારો આ મહાત્માને જોઈને ત્હેમની આસપાસ ફરી વળ્યા. દ્રોણાચાર્યે પોતાને આમ અચાનક ઘેરી લીધેલા જોઇને કહ્યું કે, " હે બાળકો ! ત્હમને, ત્હમારા ક્ષત્રિયબળને અને ત્હમારી અસ્ત્રવિદ્યાને ધિક્કાર છે. ત્હમે સઘળાએ સુવિખ્યાત ભરતવંશમાં જન્મ લીધેલો હોવા છતાં પણ આ એક સામાન્ય કુવામાંથી ત્હમારો દડો કાઢી શકતા નથી. હું હમણાંજ ત્હમારો દડો અને વીંટી એક તણખલાંથી બહાર કાઢી આપીશ. ત્હમે મ્હને ભોજન કરાવજો. " એમ કહીને ત્હેમણે પોતાના હાથમાં પહેરેલી વીંટીને કુવામાં નાખી દીધી. આ વખતે યુધિષ્ઠિરે કહ્યું કે, " મહારાજ ! જો ત્હમે આ કુવામાંથી અમારો દડો કાઢી આપશો તો કૃપાચાર્ય મહારાજની અનુમતિ લઇને જીંદગી સુધી ભિક્ષા મેળવશો, " દ્રોણાચાર્યે ત્હેમનું વચન સાંભળીને હસતાં હસતાં એક મુઠીમાં કેટલાંક તણખલાં લઇને કહ્યું કે, " મ્હારા હાથમાં આ તણખલાને જુઓ છો, તેનો પ્રભાવ જુવો. એક તણખલાથી કુવા માંહેલા દડાને વીંટીને તથા તેને બીજા તણખલા અને તે બીજા તણખલાને એક ત્રીજા તણખલાંથી વીંટીશ. આ પ્રમાણે એક પછી એક તણખલાં ગાંઠીને ત્હેની સાંકળ બનાવી દડો તથા વીંટી બહાર કાઢીશ. "

દ્રોણાચાર્યે રાજકુમારોને આ પ્રમાણે કહીને તેજ વખતે પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે દડો બહાર કાઢી આપ્યો. રાજકુમારોએ તે જોઇને આશ્ચર્ય ચકિત થઇને કહ્યું, " હે વિપ્ર ! હવે આપની વીંટી પણ બહાર કાઢો. " દ્રોણાચાર્યે હાથમાં ધનુષ્ય લઇ બાણ ચઢાવી, કુવામાં નાખીને એકદમ પોતાની વીંટીને બહાર કાઢી. રાજકુમારો આ જોઇને પહેલા કરતાં વધારે વિસ્મિત થઇને દ્રોણાચાર્યને પગે લાગ્યા, અને ત્હેમની આજ્ઞા પ્રમાણે પિતામહ ભીષ્મની પાસે જઇને ત્હેમના રૂપ અને ગુણની

પ્રશંસા કરી. મહાત્મા ભીષ્મ, રાજકુમારોની વાત સાંભળતાં જ સમજી ગયા કે દ્રોણાચાર્ય આવ્યા છે. કેટલાક વખત પહેલાં ત્હેમણે એક સુશિક્ષકના હાથમાં રાજકુમારોને સોંપવાનો વિચાર કર્યો હતો, તેથી આ વખતે ધનુર્વિદ્યાવિશારદ દ્રોણાચાર્ય સ્વેચ્છાથી પોતાના રાજ્યમાં આવી પહોંચ્યા છે તે સાંભળીને અતિશય સંતુષ્ટ થયા. તેઓએ પોતે દ્રોણાચાર્ય પાસે જઇને તેમને પોતાના મહેલમાં તેડી લાવી યથાયોગ્ય આદરસત્કાર કરી, મૃદુતાથી કુશળ સમાચાર અને હસ્તિનાપુર આવવાનું કારણ પૂછ્યું. દ્રોણાચાર્યે દ્રુપદરાજના વચનોનું અને ત્યાંથી વૈરનો બદલો લેવાની પ્રતિજ્ઞા કરીને પાછા વળવા અથથી ઇતિ સુધી વર્ણન કરીને કહ્યું કે, "હે ભીષ્મ ! મ્હેં દ્રુપદ રાજા ઉપર ગુસ્સે થઇને આ પ્રમાણે પ્રતિજ્ઞા લીધી છે અને તે પાર પાડવા માટેજ મ્હારા સ્ત્રી, પુત્ર અને શિષ્યો સાથે કૌરવોના અધિકારમાં આવ્યો છું. આ વખતે હું ત્હમારો આશ્રય લેવાને હસ્તિનાપુરમાં આવ્યો છું, માટે હવે મને યોગ્ય કાર્ય બતાવો.

દ્રોણાચાર્યનું વચન સાંભળીને ભીષ્મે સવિનય કહ્યું, "હે મહાત્મન્ ! આપ કૃપા કરીને સકળ રાજકુમારોને સારી રીતે અસ્ત્રવિદ્યાથી સુશિક્ષિત કરો અને અમારા રાજ્યમાં હમેશાં પૂજાઇને પરમ સુખ ભોગવો. કૌરવોનું જે કાંઇ ધન, રાજ્ય વગેરે છે, તે ત્હમારે આધીન થશે." દ્રોણાચાર્ય ભીષ્મના વચનથી પરમ સંતોષ પામીને સમાદરપૂર્વક હસ્તિનાપુરમાં નિવાસ કરવા લાગ્યા. ભીષ્મે પરમ આનંદ પામીને પ્રચુર અર્થ સાથે સમસ્ત પૌત્રોને ત્હેમના હાથમાં સોંપ્યા. ત્યાર પછી સકળ કુરૂ રાજકુમારો અસ્ત્રશિક્ષા શીખવાને આચાર્ય દ્રોણની પાસે આવ્યા. દ્રોણાચાર્યે આનંદપૂર્વક ત્હેમનું શિષ્યત્વ ગ્રહણ કર્યું. પરંતુ તેજ વખતે દ્રુપદ રાજાનાં તિરસ્કાર–વાક્યો તેમને સ્મરણ થયાં, તેથી ત્હેમણે શિક્ષાદાન કરતાં પહેલાંજ તે સકળને પોતાનો ઉદ્દેશ કહી સંભળાવ્યો. આ પ્રમાણે મહાવીર દ્રોણાચાર્ય કૌરવ પાંડવોને અસ્ત્રવિદ્યા શિખવવાનો ભાર ગ્રહણ કરીને પોતાનું અપૂર્વ શિક્ષા નૈપુણ્ય બતાવવા લાગ્યા. ત્હેમનાં અપૂર્વ મહેનત અને યત્નથી રાજકુમારો

ઘણીજ થોડી મુદતમાં શસ્ત્રવિદ્યામાં પ્રવીણ થઇ ગયા. ક્રોધ પરાયણ દુર્યોધન અને ભીમસેન ગદાયુદ્ધમાં પારંગત થયા. અશ્વત્થામા એ સકળ વિદ્યામાં પારંગત થઇને અસાધારણ ઉત્કર્ષતા સંપાદન કરી. નકુળ અને સહદેવ અસિચર્યામાં (તરવાર ચલાવવામાં) કુશળ થયા. યુધિષ્ઠિર એક ઉત્તમ મહારથી થયા. અર્જુન, પોતાના બુદ્ધિ, બળ અને ઉત્સાહથી સમસ્ત પૃથિવીપર પ્રખ્યાત થયો. અર્જુન દ્રોણાચાર્ય પ્રતિ અસાધારણ અનુરાગ બતાવી સમસ્ત રાજકુમારોમાં એક અદ્વિતીય ધનુર્ધર નીવડી આવ્યો.

આ પ્રમાણે કૌરવ પાંડવો અસ્ત્રવિદ્યામાં નિપુણ થયા એટલે એક વખત દ્રોણાચાર્યે રાજસભામાં સકળ રાજા મહારાજા અને અમાત્યોની વચ્ચે સિંહાસને બેઠેલા મહારાજા ધૃતરાષ્ટ્ર પાસે જઇને કહ્યું, " મહારાજ! સકળ રાજકુમારો ધનુર્વિદ્યામાં નિપુણ થયા છે, આપની આજ્ઞા થતાંજ સર્વ પોત પોતાની નિપુણતાનો પરિચય કરાવશે. " ધૃતરાષ્ટ્ર મહારાજે દ્રોણાચાર્યનાં વાક્યોથી પરમ સંતુષ્ટ થઇને કહ્યું કે, હે દ્વિજશ્રેષ્ઠ ભારદ્વાજ ! આપે અમારા પર મ્હોટો ઉપકાર કર્યો છે. હમણાંજ અસ્ત્રવિદ્યાના પ્રદર્શનને ઉપયોગી થઇ પડે એવી રંગભૂમિ જે સ્થાને અને જે પ્રકારે નિર્માણ કરવાને યોગ્ય લાગે તે પ્રમાણે તૈયાર કરવાને આજ્ઞા કરો. આપની આજ્ઞાની કદી પણ અવજ્ઞા થવાની નથી. આજે હું મ્હારી અંધતાને દૂર થએલી સમજીશ. રાજકુમારો સકળ સભા તરફ પોતાની અસ્ત્રશિક્ષાનો યથાર્થ પરિચય કરાવશે, એટલે હું પરમ સંતોષ પામીશ." એમ કહીને મહારાજા ધૃતરાષ્ટ્રે પોતાની પાસે બેઠેલા વિદુરજીને કહ્યું કે, " હે ધર્માત્મન ! દ્રોણાચાર્ય જે કાંઇ આજ્ઞા કરે, તે ત્હમે સત્વર સંપાદન કરો." વિદુરજી ધૃતરાષ્ટ્રની આજ્ઞા થતાંજ કર્તવ્ય ધર્મ કરવામાં નિયુક્ત થયા. દ્રોણાચાર્યે એક અતિ વિસ્તારવાળા સપાટ ક્ષેત્રમાં રંગભૂમિસીમાનો નિર્દેશ કરીને શુભ દિવસે તેની પૂજા કરીને મંડપ રચનાનો આરંભ કરાવ્યો. રાજ્યના ઉત્તમોત્તમ કારીગરો અને શિલ્પિઓ તે રંગભૂમિમાં અસ્ત્રશસ્ત્ર પરિપૂર્ણ વિસ્તીર્ણ દર્શનાગાર, અત્યુત્તમ બેઠકો, અને અમૂલ્ય શિબિકા વગેરે પ્રસ્તુત અને સુસજ્જીત કરવા લાગ્યા.

ઠરાવેલે દિવસે મહારાજા ધૃતરાષ્ટ્ર પોતાના સાથી મંત્રીઓ અને અન્ય સેવકો સાથે મણિમુક્તા પરિશોભિત દર્શનાગરમાં ઉપસ્થિત થયા. મહાભાગ ગાંધારી, કુંતિ, અને અન્યાન્ય મહિલાઓ પોત પોતાની દાસીઓ સાથે હર્ષોત્ફુલ્લ નયને ત્યાં આવી પહોંચી. બ્રાહ્મણ ક્ષત્રિય વગેરે ચારે વર્ણના લોકોના ટોળેટોળાં રાજકુમારોની અસ્ત્રવિદ્યાની નિપુણતા જોવાને મહા આનંદપૂર્વક ત્યાં આવવા લાગ્યાં. ક્ષણ વારમાં સમસ્ત રંગભૂમિ સોત્સુક દર્શક વર્ગથી પરિપૂર્ણ થઇ ગઇ. વાજીંત્ર વગાડનારાઓ મધુરવાદ્ય ધ્વનિ કરીને દર્શક મંડળીને પ્રફુલ્લ કરવા લાગ્યા. અભ્યાગત લોકોના કોલાહલથી ભૂમિ ઉભરાઇ ગયેલા સમુદ્ર પેઠે ગાજી ઉઠી. આ વખતે શુક્લાંબર ધારી, શુક્લ કેશવાળા મહાનુભવ દ્રોણાચાર્યે શ્વેત ચંદનથી પોતાનું લલાટ અર્ચિત કરીને અને ગળામાં શુભ્ર યજ્ઞોપવીત અને શુભ્ર સ્ફાટીક માળા ધારણ કરીને પોતાના પુત્ર અશ્વત્થામા સાથે રંગભૂમિમાં પ્રવેશ કર્યો, અને યથાનિર્દિષ્ટ સમયે બલિપ્રદાન કરીને વિજ્ઞ અને મંત્રજ્ઞ બ્રાહ્મણો પાસે માંગલિક કાર્યનો આરંભ કરાવ્યો. થોડીવાર પછી અનુચરોએ અસ્ત્રશસ્ત્ર સાથે રંગભૂમિમાં પ્રવેશ કર્યો.

ત્યાર પછી અસ્ત્ર કુશળ પરાક્રમશાળી રાજપુત્રોએ એક બીજાની આંગળીઓ પકડીને પોતપોતાના શસ્ત્રાસ્ત્ર ધારણ કરીને વડીલ બંધુ યુધિષ્ઠિરની સાથે રંગભૂમિપર પ્રવેશ કર્યો. તે વખતે રંગભૂમિમાં આવેલા સકળ દર્શકોએ ધનુષ્યબાણવાળા અદ્ભુત કુમાર–સેનાને જોઇને વિસ્મયોત્ફુલ્લ લોચને હજારો જય ઘોષણાઓ કરી. રાજકુમારો પ્રચંડ પાણીદાર અશ્વો ઉપર આરોહણ કરીને પોતપોતાના બાણથી લક્ષ્યભેદ કરવા લાગ્યા. તેઓ પોતાના ધનુષ્યથી અસ્થિર લક્ષ્ય–પાત વગેરે આશ્ચર્યકારક વ્યાપારો સંપાદન કરીને, રથમાં બેસીને વારંવાર રંગભૂમિમાં આમતેમ ઘુમવા લાગ્યા. ખડ્ગ અને ચર્મ ગ્રહણ કરીને કોઇ હાથી ઉપર તો કોઇ અશ્વ ઉપર આરોહણ કરીને પરસ્પર પ્રહાર કરવા લાગ્યા. નિરવચ્છિન્ન ફરતા ખડ્ગનાં કિરણો એ ચારેપાસ વિસ્તાર પામીને અપૂર્વ શોભા ધારણ કરી. એ પ્રમાણે અસિ-

પ્રયોગમાં—તરવાર વાપરવામાં—ત્હેમની નિપુણતા અને નિર્ભીકતા પ્રકાશિત થઇ, અને રંગમંડપમાં બેઠેલા સઘળો દર્શક વર્ગ વિસ્મયમાં ડુબી ગયો.

ત્યાર પછી મહાન્ પ્રતાપી દુર્યોધન અને ભીમસેન બે પ્રચંડ પર્વતોની પેઠે રંગભૂમિમાં ઉતરી આવ્યા. વર્ષા ઋતુના મેઘરાજ જેમ ગંભીર ગર્જના કરે છે તેવી રીતે આ બન્ને વીર પુરૂષો પોતપોતાનું વીરત્વ બતાવવાને રંગભૂમિમાં તેવોજ નિનાદ કરવા લાગ્યા, અને હાથમાં ગદા લઈને મંડપમાં આમતેમ ઘુમવા લાગ્યા. આ બંન્ને યોદ્ધાઓને જોઇને પ્રેક્ષક વર્ગ પણ બે ભાગમાં વિભક્ત થઇ ગયો. કેટલાક દુર્યોધનની તો કેટલાક ભીમસેનની પ્રશંસા કરવા લાગ્યા, બન્ને વીરો પ્રાણપને ગદાયુદ્ધ કરવા લાગ્યા. ત્હેમને યુદ્ધ કરતા જોઇને પ્રેક્ષક વર્ગમાં ચારે તરફ કોલાહલ મચી રહ્યો. એ જોઇને દ્રોણાચાર્યે તે રંગસ્થળને તરંગયુક્ત સાગરની પેઠે અવલોકન કરીને પોતાના પુત્ર અશ્વત્થામાને બોલાવીને કહ્યું કે, "હે વત્સ! મહાવીર્ય અને સુશિક્ષિત બન્ને વીરોને ગદાયુદ્ધમાંથી નિવૃત કરો. જોજે ભીમ દુર્યોધન ક્રોધાવેશમાં આવી જાય નહિ. અશ્વત્થામાએ પિતાની આજ્ઞા થતાંજ વેગથી રંગભૂમિમાં પ્રવેશ કર્યો, અને ગદાયુદ્ધમાં મચી રહેલા બન્ને વીરોને એકદમ છુટા પાડયા.

ત્યાર પછી દ્રોણાચાર્ય રંગભૂમિમાં અગાડી આવીને મહામેઘ—નિર્ઘોષ જેવા વાદ્ય ધ્વનિને બંધ કરાવીને મ્હોટેથી બોલ્યા કે, "હે પ્રેક્ષકો! મ્હારો શિષ્ય અર્જુન મ્હને મ્હારા પુત્ર કરતાં પણ વધારે પ્રિય, સર્વ શાસ્ત્રવિશારદ અને ઉપેન્દ્ર તુલ્ય મહા બળવાન છે, માટે હે દર્શકો! ત્હમે એનું બરોબર નિરક્ષણ કરજો," ત્યાર પછી આચાર્ય મહારાજની આજ્ઞાથી દિવ્ય સુવર્ણ મય કવચ ધારણ કરીને અર્જુન રંગભૂમિમાં આવી ઉભો. તે વખતે તે સૂર્ય સન્નિહિત સંધ્યાકાળના મેઘની પેઠે શોભવા લાગ્યો. એને જોતાંજ દર્શકોનું મન પ્રફુલ્લ થઇ ગયું, અને ચારે તરફથી વિવિધ વાદ્યો અને શંખ ધ્વનિ થવા લાગ્યા. "આજ શ્રીમાન કુન્તીનંદન પાંડુ મહારાજાનો ત્રીજો પુત્ર છે, આજ દેવરાજ ઈંદ્રનો પુત્ર, કુરૂવંશનો મુકુટ, અને શસ્ત્રવિદ્યા

વિશારદ અર્જુન છે" એવા એવા અનેક પ્રશંસાયુક્ત વાકયો રંગભૂમિમાં સર્વત્ર સંભળાવા લાગ્યાં. પુત્રની પ્રશંસા શ્રવણ કરીને કુન્તીનું વક્ષઃસ્થળ આનંદાશ્રુથી ભિંજાઇ ગયું. મહારાજા ધૃતરાષ્ટ્ર અને ભીષ્મ દ્રોણ વગેરે મહાત્માઓ પણ અર્જુનની પ્રશંસાના વાકયો શ્રવણ કરીને આનંદ પામવા લાગ્યા.

ક્રમે સકળ કોલાહલ સમી ગયો, અને મહાવીર અર્જુને પોતાનું અદ્દભુત અસ્ત્રકૌશલ્ય બતાવવાનો આરંભ કર્યો. સૌથી પહેલાં આગ્નેયાસ્ત્ર અગ્નિ ઉત્પાદન કરીને વારૂણાસ્ત્રના પ્રયોગથી જળ વર્ષાવ્યું. ત્યાર પછી વાયવ્યાસ્ત્રથી વાયુ સ્થાપિત કરીને, પાર્જન્યાસ્ત્રથી આકાશમાં મેઘ સૃષ્ટિ કરી, ભૌમાસ્ત્રદ્વારા પૃથ્વીમાં પ્રવેશ કરીને પાર્વતાસ્ત્રદ્વારા પર્વતોની સૃષ્ટિ કરી બતાવી અને અંતર્ધાનાસ્ત્રથી અંતર્ધાન થઇ ગયો. અપૂર્વ શિક્ષા કૌશલ્યથી તે કોઇવાર મ્હોટો તો કોઇવાર છેક ન્હાનો એમ ભિન્ન ભિન્ન આકાર જણવવા લાગ્યો. કોઈ વખતે રથ પાસે ઉભા રહીને તો કોઈ વખત રથમાં બેસીને જુદી જુદી રીતે પોતાની નિપુણતા બતાવવા લાગ્યો. આ વખતે તે એકાએક પૃથિવીમાં ઉતરી પડયો, ત્યાર પછી અર્જુન વિવિધ બાણોનો વર્ષાદ વર્ષાવીને સ્થૂલ અને સૂક્ષ્મ લક્ષ્યને વિંધી નાંખવા લાગ્યો. તેણે એક લોઢાના બનાવેલા અને ગતિમાં મૂકેલા વરાહના મુખમાં એકી વખતે જોત જોતામા પાંચ બાણો નાંખી બતાવ્યાં. ત્યાર પછી કેશમય રજ્જુદ્વારા એકી વખતે એકત્રીશ બાણો નાંખી બતાવ્યાં, એજ પ્રમાણે અસિચર્યા ( તલવારના પટા ) ગદા ચાલન, વગેરેમાં પણ અતિશય કૌશલ્ય બતાવ્યું પ્રેક્ષકો નિષ્પંદભાવે ત્હેની અસ્ત્ર પ્રયોગ કરવાની નિપુણતા જોઇને દિઙ્મૂઢ થઈ ગયા.

આ પ્રમાણે અદ્દભૂત અસ્ત્રક્રીડા જોઇને મંડપમાં બેઠેલા માણસો ચાલ્યા જવાની તૈયારી કરવા લાગ્યા. અને વાદ્ય કોલાહલ બંધ પડયો. પરંતુ એટલામાં દ્વાર આગળ વજ્રપાતના જેવો ઘોર સ્વર સંભળાવવા લાગ્યો. સઘળા વિસ્મય થઇને તેના તરફ જુએ છે એટલામાં તો સુવર્ણ કવચ કુંડળ ધારી બળવાન કર્ણે કેડે ખડ્ગ બાંધીને, એક ચાલતા પર્વતની

પેઠે વિસ્તીર્ણ રંગમંડપમાં પ્રવેશ કર્યો, રંગભૂમિમાં પ્રવેશ કરી વિશાલ કાર્ય અને સર્વાંગ સુંદર યુવાન પુરૂષે ખિન્ન વદને દ્રોણ અને કૃપાચાર્યને પ્રણામ કર્યા. મંડપમાં બેઠેલા લોકો ત્હેનું અપૂર્વ રૂપ જોઇને સ્તબ્ધ થઇ ગયા અને "આ કોણ છે ? આ કોણ છે ?" એવા માંહોમાંહે પ્રશ્નો કરી ત્હેને ઓળખવાને અધીરા થઇ ગયા. સૂતપુત્ર કર્ણ રંગભૂમિમાં આવી અર્જુનને સંબોધન કરીને ગંભીર સ્વરે બોલ્યો, "હે પાર્થ ! ત્હેં જે જે કાર્યો કર્યાં છે તે સઘળાં હું વિશેષ રૂપે કરી બતાવીશ. તું લેશ માત્ર પણ અભિમાન કરતો નહિ." આવાં કટુ વચનો કહેતો અને અર્જુનનો તિરસ્કાર કરતો કર્ણને જોઇને સઘળાનાં મન બહુજ દુઃખાયાં. દુર્યોધન રાજી થયો અને અર્જુન લજ્જા અને ક્રોધથી અધીરો બની ગયો. ત્યાર પછી દ્રોણાચાર્યની આજ્ઞા પ્રમાણે દિવ્યાસ્ત્રવિત કર્ણે, અર્જુનના જેવી અસ્ત્રક્રીડા બતાવીને સમસ્ત દર્શક વર્ગને વિસ્મિત કર્યો. આથી દુર્યોધને, પોતાના સમસ્ત ભાઇઓ સાથે મહાવીર કર્ણને સમાદારપૂર્વક આલિંગન કરી, પ્રફુલ્લ મનથી કહ્યું કે, "હે મહાબાહો ! અમારાં પરમ સૌભાગ્યથી જ તું અહિયાં આવી ચડયો છે. તું અહિંજ રહે અને સ્વેચ્છાનુસાર અમારા રાજ્યનો ઉપભોગ કર." દુર્યોધનનાં મધુર વાકયોથી ઉત્તેજીત થઇને કર્ણે પ્રત્યુત્તર આપ્યો, "પ્રભો ! આ રંગભૂમિમાં જ ત્હમારી સાથે મિત્રતા અને અર્જુન સાથે યુદ્ધ કરવાની મારી ઈચ્છા છે." એ સાંભળીને દુર્યોધને જવાબ આપ્યો, "બહુ સારૂં. હમણાંજ અમારી સાથે મિત્રાચારી કરી વિષય ભોગની લાલસા પરિતૃપ્ત કર અને પછી વિરોધી પક્ષના માથા ઉપર પગ મુકીને પરમ સુખથી હસ્તીનાપુરમાં રહીને દિવસ નિર્ગમન કરજે." દુર્યોધનનાં આવાં ઉદ્ધત વાકયોથી ઉત્તેજીત થવાથી અર્જુન કર્ણને કહેવા લાગ્યો કે "હે કર્ણ ! જે વગર બોલાવે બીજાને શિખામણ આપે છે અને વાક્યાલાપ કરે છે, તેઓ જે લોકમાં ગમન કરે છે તે લોકમાં હું હમણાં જ ત્હારો સંહાર કરીને ત્હને મોકલી આપું છું." એમ કહીને અર્જુન પોતાનાં ધનુષ્ય બાણ સંભાળવા લાગ્યો. અર્જુનનાં વચનથી કર્ણે વધારે ક્રુદ્ધ થઇને જવાબ આપ્યો, "હે અર્જુન ! મ્હારી સામું જો. આ રંગભૂમિ સઘળા

યોને માટે નિર્માણ કરેલી છે અને તેથી કરીને આ સ્થાને ત્હારે
પ્રકારે પ્રભુત્વ નથી. અહિં આવેલા સઘળા ભૂપાલો પરાક્રમી છે અને
સઘળાએ પોતપોતાનું પ્રરાક્રમ બતાવવું જોઇએ, વધારે શું કહું.
સુધી આ સમસ્ત ગુરૂજનોની સમક્ષ, હું મ્હારા બાણવતી ત્હારો
છેદ ન કરૂં, ત્યાં સુધી નકામા બાણ વર્ષાવવાની આવશક્તા નથી."
માણે બન્ને વીરપુરૂષોનું વાગ્યુદ્ધ સમાપ્ત થયું. અર્જુન, ગુરૂ દ્રોણા-
આજ્ઞા અને વડીલ બંધુના ઉપદેશાનુસાર સંગ્રામ કરવાને કર્ણ સ્હામે
ઉભો રહ્યો. કર્ણ પણ દુર્યોધન અને ત્હેના ભાઇઓના ઉત્તેજનથી
ા ધનુષ્ય બાણ લઇને રંગભૂમિમાં ઉતરી આવ્યો. એક તરફ કર્ણ
ધૃતરાષ્ટ્રો અને બીજી તરફ અર્જુન, દ્રોણ, કૃપાચાર્ય, ભીષ્મ, વગેરે
ો એમ બે સબળ પક્ષો પડી ગયા. રંગભૂમિમાં બેઠલા પ્રેક્ષકોમાં
બે પક્ષ પડયા. એટલે દ્વંદ્વયુદ્ધ નીતિજ્ઞ કૃપાચાર્ય, અર્જુન અને કર્ણ
ધનુષ્ય બાણ ધારણ કરી ઉભા રહેલા જોઇને કર્ણને કહેવા લાગ્યા
તીના ગર્ભમાં ઉત્પન્ન થયેલા અને મહારાજા પાંડુનો તૃતીય પુત્ર
ા ત્હમારી સાથે દ્વંદ યુદ્ધ કરશે, હે વીરવર! હવે ત્હમે પણ ત્હમારા
જનર્નના નામનો ઉચ્ચાર કરો અને ત્હમે કયા કુળમાં જન્મા
નું સવિસ્તર વર્ણન કરો, કારણ કે રાજકુમારો અજ્ઞાત કુળ અને
ળા માણસો સાથે સંગ્રામમાં ઉતરી શકતા નથી," કૃપાચાર્યનું આ
સાંભળીને કર્ણ લજ્જાથી નીચું જોઇ રહ્યો. એ જોઇને દુર્યોધને
કહ્યું કે, "હે આચાર્ય! શાસ્ત્રમાં કહ્યું છે કે જે સારા કુળમાં
હો, વીર અને સૈન્ય ચલાવવામાં સમર્થ હોય ત્હેની સાથે રાજકુમારો
રી શકે છે. પરંતુ તે છતાં પણ જો અર્જુન, રાજા સિવાય બીજા
ા સાથે યુદ્ધ ન કરી શકતો હોય તો હું હમણાજ કર્ણનો રાજ્યા-
કરૂં છું."

તેજ વખતે દુર્યોધને કર્ણને સુવર્ણ સિંહાસન ઉપર બેસાડીને, ગામ-
વિદ્વાન બ્રાહ્મણોને બોલાવીને ગંધ, અક્ષત, કુસુમ અને સુવર્ણથી
જ્યના અધિપતિ તરીકે અભિષિક્ત કર્યો. આ પ્રમાણે યથાવિધિ

અભિષેક ક્રિયા સંપૂર્ણ થયા પછી તેઓ પરસ્પર મિત્રતાની દોરીથી બંધાઇને પરમ આનંદ પામવા લાગ્યા, એટલામાં સૂત અધિરથે રંગમંડપમાં પ્રવેશ કર્યો. મહાવીર કર્ણે પોતાના પિતાને જોઇને ધનુષ્ય બાણનો ત્યાગ કરીને ત્હેમના ગૌરવની રક્ષા કરવા માટે અભિષેકાર્દ્ર મસ્તકે ત્હેમને પ્રણામ કર્યાં. પુત્રવત્સલ સારથીએ કર્ણને પુત્ર કહીને બોલાવી આલિંગન કર્યું. તે જોઇને ભીમસેન કર્ણને સૂતપુત્ર—દાસીપુત્ર—કહીને ત્હેનો ઉપહાસ કરવા લાગ્યો. ભીમસેનનાં આવાં કટુ વાકયો શ્રવણ કરીને કર્ણના ઓઠ ક્રોધથી કંપવા લાગ્યા અને દુર્યોધન ભીમનાં વાક્યનો તીવ્ર પ્રતિવાદ કરીને કર્ણની પ્રશંસા કરવા લાગ્યો. એટલામાં સૂર્યાસ્ત થઇ ગયો અને દુર્યોધન કર્ણનો હાથ પકડીને રંગભૂમિ બહાર નીકળ્યો. આણી તરફ પાંડવોએ પણ દ્રોણ, કૃપાચાર્ય અને ભીષ્મ સાથે રંગભૂમિનો ત્યાગ કર્યો. પ્રેક્ષકોમાંથી કેટલાક અર્જુનની, તો કોઇ કર્ણની, કોઇ દુર્યોધનની, તો કોઇ ભીમસેનનાં પરાક્રમની પ્રશંસા કરતા કરતા પોતે પોતાને ઘેર ચાલ્યા ગયા.

ત્યાર પછી દ્રોણાચાર્યે રાજકુમારોની નિપુણતાનું અવલોકન કરીને ગુરૂ દક્ષિણાની માંગણી કરી. દ્રુપદના મર્મ—ભેદક નિષ્ઠુર વાકયોથી દગ્ધ થઇને તેઓ ત્હેને યથાર્થ શિક્ષા કરવાની જે દૃઢ પ્રતિજ્ઞાથી બંધાયા હતા ત્હેનું સ્મરણ કરી તેઓ સમસ્ત શિષ્ય વર્ગને બોલાવી કહેવા લાગ્યા કે "હે શિષ્યો ! ત્હમે સર્વે મળીને પાંચાળરાજ દ્રુપદનો પરાજય કરી ત્હેને મ્હારી પાસે પકડી લાવો, એટલે ત્હમારી ગુરૂ દક્ષિણા મ્હને મળી ગઇ એમ હું સમજીશ." સમસ્ત શિષ્યો ગુરૂ વાકયને અંગીકાર કરીને તેજ વખતે અસ્ત્રશસ્ત્ર ધારણ કરીને દ્રોણાચાર્યની સાથે રથમાં બેસીને નગરની બહાર નીકળ્યા, અને એકદમ પંચાળ દેશમાં જઇ પહોંચીને, રાજધાનીને ઘેરો ઘાલ્યો. દુર્યોધન, કર્ણ, યુયુત્સુ, દુઃશાસન, વિકર્ણ, જયસંધ અને સુલોચન વગેરે રાજકુમારો "અમેજ આગળ જઇને યુદ્ધ કરીશું" એમ ગર્વ બતાવીને નગરમાં પ્રવેશ કરી, તેનો નાશ કરવા લાગ્યા. પાંચાળરાજ દ્રુપદ પણ એ અસંખ્ય સૈન્ય જોઇને અને તેનો તુમુલ કલરવ શ્રવણ કરીને પોતાના ભાઇઓ સાથે રાજ્ય મહેલમાંથી બહાર નીકળ્યો, અને જોતજોતામાં સુવર્ણ

મય બખ્તર પહેરીને અને શુભ્ર વર્ણના રથમાં બેસીને યુદ્ધક્ષેત્રમાં આવી પહોંચ્યો. મહાવીર અર્જુને, આ સમસ્ત જોઇને, અને રાજકુમારોનું વૃથાભિમાન નિરીક્ષણ કરીને દ્રોણાચાર્યને કહ્યું કે." હે દ્વિજેન્દ્ર ! આ કુમારોને પોતાનું પરાક્રમ બતાવી લેવા દો, તે પછી અમે અમારૂં પરાક્રમ બતાવીશું. મ્હને તો એમજ લાગેછે કે તેઓ દ્રુપદ રાજાથી રણભુમિમાં પરાભવ પામશે. એ પ્રમાણે કહીને અર્જુને પોતાના ભાઇઓ સાથે નગરથી એક ગાઉ દૂર પડાવ નાંખ્યો. આણી તરફ રાજા યજ્ઞસેને કૌરવોને જાઇને ચારે તરફથી આક્રમણ કર્યું. અને પોતાની શરજાળ વિસ્તારીને કૌરવ સેનાને મોહિત કરી નાંખી. કૌરવો રથમાં બેસીને યુદ્ધ કરતા ટુંકા હાથવાળા દ્રુપદ રાજાને જોઈ ને ભયભિત થઇ ગયા. અને દ્રુપદના અસંખ્ય બાણોના વર્ષાદથી પરાભવ પામીને પલાયન કરવા લાગ્યા. કૌરવોને આમ પાછા હઠતા જોઇને નગરલોકોએ પણ ત્હેમને દંડ અને મુશળોથી પ્રહાર કરવા માંડયો. આ પ્રમાણે કર્ણ સાથે કૌરવોનો પરાભવ થયેલો જોઇને પાંડવો ક્રુદ્ધ થયા અને દ્રોણાચાર્યનો આશીર્વાદ લઇને રથમાં બેઠા. અર્જુને યુધિષ્ટિરને યુદ્ધ કરવનો નિષેધ કરીને નકુળ અને સહદેવને પોતાના રથના પૈડાની રક્ષા કરવાને નિયોજ્યા. ગદાધારી ભીમસેન સૈન્યની આગળ આગળ ચાલીને પાંચાલ રાજાની ઉછળતા સૈન્યસાગરમાં પ્રવેશ કરી, દંડધારી કૃતાંતની પેઠે પોતાની પ્રચંડ ગદાથી અસંખ્ય યોદ્ધાઓનો વિનાશ કરવા લાગ્યો. મહાવીર અર્જુન દ્રોણાચાર્યનું પ્રિય કાર્ય સંપાદન કરવાને પોતાના બાણની જાળથી પાંચાળ અને સૃંજય દેશના વીર યોદ્ધાઓને આચ્છન્ન અને વિમુગ્ધ કરીને અસંખ્ય હસ્તી, અશ્વ, અને પાયદળનો સંહાર કરવા લાગ્યો. તે એવી તો નિપુણતાથી બાણનો વર્ષાદ વર્ષાવવા લાગ્યો કે શત્રુઓ ત્હેના ઉપર હાથ કરવાને અસમર્થ થઇ ગયા. તે જોઇને દ્રુપદ રાજા, સત્યજીતની સાથે એકદમ અર્જુનની તરફ દોડી આવ્યો. સત્યજીત દૃઢ પરાક્રમથી અર્જુનની સાથે થોડીવાર યુદ્ધ કરીને પરાસ્ત થઈ ગયો, તેથી દ્રુપદ રાજા પોતે પ્રબલ વેગથી અર્જુન ઉપર બાણનો વર્ષાદ વર્ષાવવા લાગ્યો. અર્જુન દ્રુપદ રાજા સાથે ઘોર યુદ્ધ કરવામાં પ્રવૃત્ત થયો,

અને જોતજોતામાં દ્રુપદ રાજાના ધનુષ્ય અને ધ્વજાનું છેદન કરી ત્હેને જમીન પર પાડી પાંચ તીક્ષ્ણ બાણોથી ત્હેના સારથી અને અશ્વને વિંધી નાખ્યા. ત્યાર પછી ધનુષ્ય બાણનો પરિત્યાગ કરીને હાથમાં તરવાર લઇને સિંહનાદ કરવા લાગ્યો, અને નિર્ભયતાથી પોતાના રથમાંથી કૂદીને દ્રુપદના રથમાં બેસી જઇ ત્હેને ઘેરી લીધો. એ જોઇને પાંચાલ દેશના વીરપુરૂષો આમ તેમ પલાયન કરી જવા લાગ્યા.

દ્રુપદ મહારાજાને અર્જુનના હાથમાં બંધીવાન થયેલો જોઇને રાજકુમારોએ એકઠા થઇને નગરનો નાશ કરવા માંડયો. એ જોઇને અર્જુને પોતાના વડીલ બંધુ ભીમસેનને બોલાવીને કહ્યું કે, "આર્ય! મહા રાજા દ્રુપદ આપણા સંબંધી થાય છે માટે ત્હેમના સૈન્યનો સંહાર ન કરતાં ગુરૂ દક્ષિણા આપવાનો વિચાર કરો." ભીમસેનને આ પ્રમાણે વારવાથી સૈન્યનો સંહાર થતો બચ્યો. એટલે સમસ્ત રાજકુમારો રણભૂમિમાંથી દ્રુપદ રાજા અને ત્હેના પ્રધાનને, પકડીને દ્રોણાચાર્યની પાસે લઇ ગયા. દ્રોણાચાર્યે, આ પ્રમાણે દ્રુપદ રાજાને પોતાનું, પૂર્વ વૈર સંભારીને કહ્યું, "હે દ્રુપદરાજ! મ્હારી આજ્ઞા પ્રમાણે ત્હમારૂં રાજ્ય અને નગર વિમર્દિત થઇ, ત્હમારૂં જીવન પણ મ્હારા હાથમાં આવી ગયું છે. છતાં પણ આ વખતે મ્હારા મિત્ર તરીકે ત્હારી શી ઇચ્છા છે તે કહી દે, એટલે હું તે પરિપૂર્ણ કરીશ" એ પ્રમાણે કહીને દ્રોણાચાર્ય હસતાં હસતાં ફરીથી કહેવા લાગ્યા કે, "હે યજ્ઞસેન! તું પ્રાણ જવાની બ્હીક રાખીશ નહિ. હું ક્ષમાશીલ બ્રાહ્મણ છું. અને વળી મ્હેં બાલ્યાવસ્થામાં ત્હારી સાથે એકજ આશ્રમમાં ક્રીડા કરી છે. એટલા માટે ત્હારી ઉપર મ્હને પ્રેમ થાય છે. આ વખતે ત્હારી સાથે ફરીવાર મિત્રાચારી કરવાની હું ઇચ્છા કરૂં છું. તે પહેલાં કહ્યું હતું કે જે માણસ રાજા ન હોય ત્હેની સાથે મિત્રતા થઇ શકે નહિ. તેથી ત્હને હું ત્હારૂં અર્ધું રાજ્ય પાછું આપું છું. હવેથી તું ભાગીરથીના દક્ષિણ દેશનો અધિપતિ થઇશ અને ઉત્તર પ્રદેશમાં હું પોતે રાજ્ય કરીશ. જો ત્હારી આમ કરવામાં સંમતિ હોય તો મ્હારી સાથે મિત્રતા કર."

દ્રોણાચાર્યનું ઉપરોક્ત વાક્ય શ્રવણ કરીને દ્રુપદ રાજા વિનયપૂર્વક કહેવા લાગ્યા કે, " હે બ્રહ્મન્ ! પ્રબલ પરાક્રમી મહાત્મા પુરૂષો આ પ્રમાણે આચરણ કરે તેમાં કાંઇ વિસ્મય થવા જેવું નથી. હું ત્હમારા વાક્યથી પરમ સંતુષ્ટ થયો છું. હવ પછી હું હમેશાં ત્હમને પ્રસન્ન રાખવાનીજ ઇચ્છા કરીશ. દ્રોણાચાર્યે દ્રુપદના વાક્યથી પ્રસન્ન થઇને એકદમ ત્હેને છોડી દીધો, અને પ્રફુલ્લ ચિત્તે ત્હેનો પરમ સત્કાર કરીને અડધું રાજ્ય પાછું આપ્યું.

દ્રોણાચાર્યના ચરિત્રમાં આપણને અપૂર્વ તેજસ્વિતા અને મધુરતાનો સમાવેશ થયેલો દેખાય છે. ત્હેમને પોતાની અસ્ત્રવિદ્યાના પ્રભાવથી ગર્વાંધ અને કટુભાષી દ્રપદ રાજાને પરાસ્ત કરીને, જેવી રીતે એક તરફ પોતાની દઢ પ્રતિજ્ઞા પાળી છે, તેવીજ રીતે બીજી તરફ પોતાના બાલ્ય સખા પ્રતિ અકૃત્રિમ સ્નેહાનુરાગ અને ક્ષમાશીલતા બતાવી પોતાની મહત્વતા પ્રદર્શિત કરી છે. દ્રોણાચાર્યના ચારિત્ર્યમાંથી આવા આવા અનેક ઉજ્જ્વળ, મધુર અને ઉપદેશજનક વૃત્તાંતો મળી આવે છે.

---

## ૬ કુન્તીનો પ્રત્યુપકાર.

**લાક્ષાગૃહમાંથી બચીને પાંડવોનો એકચક્રા નગરીમાં જઈ બ્રાહ્મણને ત્યાં નિવાસ કરવો–બ્રાહ્મણનું રૂદન સાંભળી કુન્તાજીનું તેની પાસે જવું–બકાસુરનો અત્યાચાર–બ્રાહ્મણનું દુઃખ–કુન્તાની દયા–ભીમને બકાસુરનો વધ કરવાની વિનંતિ–યુધિષ્ઠિર અને કુન્તાજીનો વાદવિવાદ–બકાસુર વધ–ઉપકારનો બદલો પ્રત્યુપકાર.**

---

પાંડવો વિદુરની યુક્તિ અને સહાયતાથી પાપાત્મા પુરોચનના બનાવેલા લાક્ષાગૃહમાંથી ન્હાસી છુટી ભીમના બાહુબળથી હિડિંબ રાક્ષસના હાથમાંથી પણ બચી ગયા, તે વખતે પિતામહ વ્યાસદેવ, પોતાના પૌત્રોની આવી દુર્દશા જોઇને દુઃખી થઇ ત્હેમને આશ્વાસન આપીને એકચક્રા નગરી લઇ ગયા, કુન્તી અને પાંચે ભાઇને એક, બ્રાહ્મણના ઘરમાં મુકીને સ્વસ્થાનમાં વિદાય થઇ ગયા. પાંડવો એકચક્રા, નગરીમાં બ્રાહ્મણના ઘરમાં રહીને બ્રાહ્મણ તરીકે ઓળખાયા, અને પોતાના ગુણોથી ધીમે ધીમે નગરવાસીઓને પરમપ્રિય થઇ પડયા. પાંચ ભાઇઓ દિવસના ભિક્ષા માગીને સંધ્યા સમયે માતા પાસે ભિક્ષામાં મેળવેલું સમસ્ત દ્રવ્ય મૂકી દેતા. ભોજરાજ–દુહિતા કુન્તી સમસ્ત ખાવાની વસ્તુનો બે ભાગ કરીને એક ભાગ ભીમને આપી બીજા ભાગથી પોતે બીજા ચારે ભાઇઓ સાથે ભોજન કરતાં હતાં. આ પ્રમાણે પાંડવો એકચક્રા નગરીમાં રહીને પોતાના દિવસો ગુપ્ત વેશમાં નિર્ગમન કરવા લાગ્યા.

એક દિવસ ભીમ ભિક્ષા માગવા માટે બહાર ગયો નહિ. યુધિષ્ઠિરાદિ ચારે ભાઇઓ ભિક્ષાર્થે બહાર ગયા હતા, અને ઘરમાં ફક્ત ભીમસેન અને કુન્તાજી બેઠાં હતાં તે વખતે પેલા બ્રાહ્મણના ઘરમાં ઘોર રૂદન થતું હોય

એમ સંભળાયું. ત્યારે કુન્તાજી આ કરૂણાજનક રૂદન શ્રવણ કરીને અતિશય દુઃખિત થઇને ભીમને કહેવા લાગ્યાં કે, “ હે પુત્ર ! આપણે પાપાત્મા દુર્યોધનથી ગુપ્ત રીતે આ બ્રાહ્મણના ઘરમાં પરમ સુખથી નિવાસ કરીએ છીએ. બ્રાહ્મણ આપણી ઉપર અતિશય સ્નેહ અને સમાદર રાખે છે. આ વખતે એ કોઇ મોટા કષ્ટમાં આવી પડયો હોય એમ જણાય છે, માટે આ વખતે એને સાહાય્ય કરવાથી મ્હોટો ઉપકાર થશે. ” એ સાંભળીને ભીમસેને કહ્યું કે, “ હે માતા ! બ્રાહ્મણને શું દુઃખ આવી પડયું છે તે દુઃખના કારણ વગેરેની તપાસ આપ કરી આવો. જો બ્રાહ્મણ ઉપર ઉપકારજ થતો હશે તો તે કાર્ય દુષ્કર હશે તોપણ તે પાર પાડીશ. ”

મા–દીકરો એ પ્રમાણે વાતચીત કરે છે એટલામાં ફરીથી બ્રાહ્મણ અને બ્રાહ્મણીના રૂદનનો સ્વર સંભળાયો. કુન્તાજી અધીરાં થઇ જઇને એકદમ બ્રાહ્મણના ઘરમાં ગયાં અને જોયું તો તે બ્રાહ્મણ તેની પત્ની, દુહિતા અને પુત્ર સાથે માથે હાથ દઇ બેઠો બેઠો વિલાપ કરતો હતો. બ્રાહ્મણ પોતાની પત્નીને કહેવા લાગ્યો કે, ‘ આ ક્ષણે હું એ સંકટોમાં આવી પડયો છું. પ્રિયે, જો પુત્ર, કન્યા અથવા તું, એમાંથી એક જણનો પરિત્યાગ કરૂં તો તે નિતાંત નિષ્ઠુરતાનું કાર્ય થાય છે. વળી જો હું પોતે પ્રાણ ત્યાગ કરૂં તો પ્રતિપાલક વિના ત્હમે સઘળાં કાળના મ્હોંડામાં જઇ પડશો. હાય ! કેવું કષ્ટ ! હાય ! આજે હું કેવી દુર્દશામાં આવી પડયો છું. ! મ્હને ધિક્કાર છે, ! આ ક્ષણે આપણે બધાએ સાથેજ પ્રાણ ત્યાગ કરવો એજ શ્રેયસ્કર છે. જીવવામાં કાંઇ લાભ નથી. ”

બ્રાહ્મણને આ પ્રમાણે વિલાપ કરતો જોઈને બ્રાહ્મણી ત્હેને સાન્ત્વના આપતાં કહવા લાગી કે, “ હે મહાશય ! આપ વિદ્વાન હોવા છતાં પણ શા માટે અજ્ઞાનની પેઠે શોક કરો છો ! જુઓ, દરેક માણસને વહેલા મોડા એકવાર મરવાનું તો છેજ, તો પછી જે અવસ્યભાવી અને અનિવાર્ય છે તેને માટે શોક કરવો ઉચિત નથી. હે વિદ્વન્ ! શાસ્ત્રકારોએ કહ્યું છે કે ભાર્યા અને પુત્ર સઘળાં પોતાના સુખને માટે છે, માટે ધન અને સ્ત્રી દ્વારા સતત આત્માની રક્ષા કરવી જોઇએ. આ વખતે ત્હમે મારો ત્યાગ

કરીને ત્હમારી રક્ષા કરો. હું પોતે ત્યાં જઇશ. કારણ કે જીવમાં જીવ હોય ત્યાં સુધી અનન્યપણે પતિનું હિત કરવું એજ સાધ્વી સ્ત્રીઓનો મુખ્ય ધર્મ અને આવશ્યક કર્તવ્ય કર્મ છે. મારૂં મૃત્યું થશે તોપણ, ત્હમે આ પુત્ર અને કન્યાનું પ્રતિપાલન કરી શકશો. પરંતુ જો આપ નહિ હો તો મ્હારી દુર્દશાની પરિસિમા રહેશે નહિ." પતિહિતૈષિણી ભાર્યાનાં નાના પ્રકારનાં યુક્તિ પૂર્ણ અને સ્નેહાર્દ્ર વચનો સાંભળીને બ્રાહ્મણ અતિશય દુઃખી થયો અને બ્રાહ્મણીને આલિંગન કરીને ઉચ્ચ સ્વરે રૂદન કરવા લાગ્યો.

ત્યાર પછી બ્રાહ્મણની કન્યાએ, પિતા માતાનાં ઉપરોક્ત વિલાપ વાક્ય શ્રવણ કરીને કહ્યું, 'પિતાજી ! થોડા દિવસ પછી તો મ્હારે આ ઘરનો પરિત્યાગ કરવો જ પડશે. વળી મ્હારા અનિષ્ટથી બીજા કોઈનું પણ અનિષ્ટ થવાનું નથી. ત્હમારા અનિષ્ટથી અમારા સઘળાનું અનિષ્ટ થશે, માટે હુંજ તે રાક્ષસ પાસે જઇશ."

બ્રાહ્મણ અને બ્રાહ્મણી કન્યાનાં આ વચનો સાંભળીને વધારે રૂદન કરવા લાગ્યાં. ત્હેમને ત્રણ જણને આ પ્રમાણે રૂદન કરતાં જોઇ બ્રાહ્મણનો શિશુ સંતાન દરેકની પાસે જઇને અસ્પષ્ટ સ્વરથી કહેવા લાગ્યો કે, "ત્હમે કોઈ રડશો નહિ, છાનાં રહો. મ્હારા હાથમાં આ જે તણખલું દેખાય છે તેનાથી હું તે દુષ્ટ રાક્ષસનો વધ કરીશ." બાલકના મ્હોમાંથી નીકળેલું આ અસ્પષ્ટ મધુર વાક્ય શ્રવણ કરીને તે ત્રણે જણ થોડા સમય માટે શોક ભૂલી જઈ હર્ષોત્ફુલ્લ થયાં.

કુન્તાજી આ વખતે ત્યાં ઉભાં હતાં. લાગ જોઇને તેઓ ત્હેમની પાસે જઇને અમૃતમય વાક્યોથી સાંત્વન કરતાં કહેવા લાગ્યાં, "ભાઇ ? આપ શા માટે રૂદન કરો છો તે કૃપા કરીને કહો. જો મ્હારાથી બની શકશે તો જરૂર આપનું દુઃખ નિવારણ કરીશ," બ્રાહ્મણ કુન્તાજીનું આ મધુર વાક્ય શ્રવણ કરીને કહેવા લાગ્યો કે, "હે માતા ! અમે જે દુઃખમાં આવી પડયાં છીએ તે દુઃખ દૂર કરવાને કોઇપણ મનુષ્ય શક્તિમાન નથી. હે મનસ્વિનિ ! આ રાજ્ય જે રાજાના અધિકારમાં છે તે નિતાંત મૂર્ખ, દુર્બલ,

અને અકર્મણ્ય છે. આ નગર ઉપર ત્હેમની બીલકુલ દેખરેખ નથી. આ નગર પાસે બકાસુર નામનો એક દુર્દાંત નર માંસાહારી રાક્ષસ રહે છે. સત્ય રીતે એ રાક્ષસ જ આ નગરનો અધિપતિ છે, ત્હેને આ ગામ તરફથી પ્રતિદિન એક મનુષ્ય, વીશ ખાંડી ચોખા, અને બે પાડાઓ મોકલવા પડે છે. નગરવાસીઓને વારાફરતી ત્હેને આ પ્રમાણે ખવાડવું પડે છે. આજે મ્હારો વારો આવ્યો છે, પરંતુ મ્હારા સંસારમાં હું, મ્હારી સ્ત્રી, એક બાલક પુત્ર અને એક કન્યા એટલાં જ છીએ. બીજું કોઇપણ નથી. મ્હારી પાસે એટલું ધન પણ નથી કે, એક માણસને વેચાતો લઇને ત્હેની પાસે મોકલું અને આમાંથી કોઇને મોકલતાં મ્હારો જીવ ચાલતો નથી. તેથી આ વખતે શું કરવાથી રાક્ષસના હાથમાંથી બચી જવાય ત્હેનો વિચાર કરૂં છું, પણ કાંઇ માર્ગ સુઝતો નથી તેથી દુઃખના-દરિયામાં ડુબી ગયો છું. આ વખતે મ્હેં મ્હારા સમસ્ત કુટુંબ સાથે તે દુરાત્માની પાસે જવાનો વિચાર કર્યો છે, કે જેથી તે અમારા સઘળાંનું ભક્ષણ કરીને આ વિષમ દુઃખમાંથી મુક્ત કરે. ”

બીજાના દુઃખે દૃઃખી થનારાં દયાળુ કુન્તાજીએ આશ્રયદાતાના આ દારૂણ કષ્ટની વાત શ્રવણ કરીને કહ્યું, “ હે બ્રાહ્મણ ! હવે ત્હમે પરિતાપ કરશો નહિ. મ્હારે પાંચ પુત્રો છે, તેમાંથી એક ત્હમારા હિતને માટે રાક્ષસ પાસે જશે, ”

બ્રાહ્મણે કહ્યું, “હે શુભે ! એક તો ત્હમે બ્રાહ્મણ છો અને વળી મ્હારા અતિથિ છો. દુષ્ટ અને પાપાત્માઓ પણ પોતાનો પ્રાણ બચાવવાને અતિથિ બ્રાહ્મણનો ભોગ આપે નહિ. અતિથિને માટે પોતાનો પ્રાણ, અને તેથી પણ વધારે પ્રિય વસ્તુનો પરિત્યાગ કરવો એજ યથાર્થ ધર્મ છે. તો હું કેવીરીતે આ નીતિ વિરૂદ્ધ આચરણ કરી શકું ! પંડિતો, ગૃહાગત શરણાગત અને ભિક્ષાર્થી મનુષ્યના વધને નિતાંત પાપ કાર્ય કહીને ત્હેની નિંદા કરે છે. માટે હું જ મ્હારી સ્ત્રી સાથે પ્રાણ ત્યાગ કરીશ. પરંતુ ત્હમારા પુત્રને ત્યાં આગળ મોકલવાને કદાપિ સંમત થઇશ નહિ. ”

કુન્તાજીએ કહ્યું, " હે બ્રાહ્મણ ! હું મારા પુત્રને રાક્ષસ પાસે મોકલીશ, હેનો તે પાપાત્મા વિનાશ કરી શકશે નહિ. મ્હારો એ પુત્ર અતિશય બળવાન અને તેજસ્વી છે. તે જરૂર હેનાં હાથમાંથી આત્મરક્ષા કરીને પાછો આવશે. મ્હેં પોતે હેનું પરાક્રમ જોયું છે. અનેક મહા બળવાન મ્હોટા મ્હોટા રાક્ષસો મ્હારા એ પુત્રની સાથે સંગ્રામ કરીને યમલોકમાં પહોંચી ગયા છે.

બ્રાહ્મણ કુન્તાજીનાં આ અમૃતમય વાકયો શ્રવણ કરીને અતિશય ખુશી થયો, અને પોતાની ભાર્યા સહિત હેમની પૂજા કરવા લાગ્યો. ત્યાર પછી કુન્તાજી અને બ્રાહ્મણ બન્ને ભીમસેન પાસે આવીને તે પાપાત્મા રાક્ષસનો વધ કરવાને વિનંતિ કરવા લાગ્યાં. ભીમસેને " જેવી આજ્ઞા " કહીને હેમની ઇચ્છા પૂર્ણ કરવાનું માથે લીધું.

થોડીવાર પછી યુધિષ્ઠિરાદિ ચારે ભાઇઓ ભિક્ષા માંગીને ઘેર આવ્યા. યુધિષ્ઠિરે, ભીમસેનના અપૂર્વ સાહસની વાત સાંભળીને કુન્તાજીને એકાંતમાં લઇ જઇને પૂછ્યું કે " માતા ! આ દુષ્કર કાર્ય કરવાને ભીમ પોતે તૈયાર થયો છે કે હમે એને તે કરવાની આજ્ઞા કરી છે." કુન્તીએ કહ્યું. " વત્સ ? ભીમસેન મ્હારી આજ્ઞાથી આ બ્રાહ્મણનું દુઃખ દૂર કરી સમસ્ત નગરના હિતને માટે આ કામ કરવાને તૈયાર થયો છે." યુધિષ્ઠિરે કહ્યું " માતા ! આપે ભીમસેનને આ કાર્ય કરવાની આજ્ઞા કરવામાં મ્હોટું સાહસ કર્યું છે કયો પુરૂષ બીજાના પુત્રની રક્ષા કરવાને પોતાના પુત્રનુ બલિદાન આપશે ? વળી અમે પણ આ ભીમના બાહુ બળથી જ લાખ ગૃહ આદિ અનેક વિપત્તિઓમાંથી બચી ગયા છીએ, અને ભવિષ્યમાં એના જ વીર્યના પ્રભાવથી રાજ્ય મેળવવાની આશા રાખીએ છીએ, તો આપ કેવા સાહસથી મહાબળ પરાક્રાન્ત વૃકોદરનો પરિત્યાગ કરવાને તૈયાર થયાં છો ? મ્હને લાગે છે કે દુઃખને લીધે હમારી બુદ્ધિ વિલુપ્ત થઇ ગઇ છે. "

કુન્તાજીએ કહ્યું " વત્સ યુધિષ્ઠિર ! તું આ માટે વૃથા સંતાપ કરે છે. મ્હેં મૂર્ખતાથી આ કાર્ય કરવામાં હાથ નાંખ્યો નથી. જો, બ્રાહ્મણે આપણો

યથેષ્ટ સત્કાર કરી આ ે અપૂર્વ સન્માન આપ્યું છે. ઉપકાર કરનારના ઉપકારનો બદલો વાળવો એજ યથાર્થ ધર્મ છે એમ આપણાં શાસ્ત્રોમાં કહ્યું છે. જે પુરૂષ ઉપકાર કરનાર ઉપર પ્રત્યુપકાર કરે અને પોતાને કરેલા ઉપકાર કરતાં પણ વધારે ઉપકાર કરી બતાવે એજ યથાર્થ પુરૂષ છે. મ્હેં બાલ્યાવસ્થાથીજ ભીમસેનનું પરાક્રમ જોયું છે, અને તે ઉપરાંત લાખાગૃહમાં અને હિડિંબ વધ કરતી વખતે ત્હેણે જે પરાક્રમ બતાવ્યું છે, ત્હેનું ત્હેં પણ અવલોકન કર્યું છે. તેથી મ્હેં આ બ્રાહ્મણનું હિત કરવાને અને તેમ કરવામાંજ આપણો ધર્મ રહેલો છે એવો સંપૂર્ણ વિચાર કરીને ત્હેને આ કાર્ય કરવાની આજ્ઞા કરી છે.

ધર્માત્મા યુધિષ્ઠિરે, પોતાની માતા કુન્તાજીનાં આવાં ધર્મયુક્ત વાક્યો શ્રવણ કરીને કહ્યું કે, " હે માતા આપે દુઃખાર્ત્ત બ્રાહ્મણ ઉપર ઉપકાર કરવાની ભીમને આજ્ઞા કરીને અપૂર્વ સુશીલતા બતાવી આપી છે. આપના પુણ્યથી ભીમસેન, તે નરમાં સલોલુપ દુષ્ટ નિશાચરનો નાશ કરીને જરૂર પાછો આવશે. " બીજે દિવસે સ્હવારે ભીમસેન બલિદાન લઇને બકાસુરના નિવાસસ્થાને ગયો અને મલ્લયુદ્ધમાં રાક્ષસનો સંહાર કરી સમસ્ત લોકને ચકિત કરી ત્હેમની ઉપર મહાન્ ઉપકાર કર્યો.



## ૭. અર્જુનની જયશીલતા.

[ બ્રાહ્મણને મુખે દ્રૌપદી અને ધૃષ્ટદ્યુમ્નનાં જન્મવૃત્તાંત તથા દ્રૌપદીના સ્વયંવરના સમાચાર સાંભળવા-કુન્તાજીની આજ્ઞાથી પાંચાળ તરફ જવું-માર્ગમાં અંગારવર્ણ સાથે અર્જુનનું યુદ્ધ, અર્જુનનો વિજય અને અંગારવર્ણ સાથે મૈત્રિ-દ્રુપદની રાજપ્રતિજ્ઞા-અન્ય ભૂપતિઓનું મત્સ્ય વિંધવામાં નિષ્ફળ જવું-અર્જુનનો મત્સ્ય-વેધ-દ્રૌપદીનું પાણિગ્રહણ. ]

નરશ્રેષ્ઠ પાંડવો બકરાક્ષસના હાથમાંથી એકચક્રા નગરવાસીઓને બચાવીને વેદપાઠ અને શાસ્ત્રાલોચના કરીને તેજ બ્રાહ્મણના ઘરમાં નિવાસ કરવા લાગ્યા. એક દિવસ ત્યાં આગળ એક અતિથિ બ્રાહ્મણ પાંડવોના સત્કારથી પરિતૃપ્ત થયો. ત્હેની સાથે વિવિધ પવિત્ર કથા અને આશ્ચર્યયુક્ત ઘટનાઓ ઉપર ચર્ચા કરતાં પાંચાલ દેશમાં દ્રૌપદીના અત્યદ્ભુત સ્વયંવરની વાત સાંભળવામાં આવી. પાંડવોએ કૂતુહળપૂર્વક તે વિચિત્ર સ્વયંવરનું આદ્યોપાંત વર્ણન કરવાને વિનંતિ કરી એટલે તે બ્રાહ્મણ દ્રોણ અને દ્રુપદનું વિવાદયુક્ત પૂર્વોક્ત વૃત્તાંતનું વર્ણન કરીને કહેવા લાગ્યો.

"દ્રોણાચાર્યથી પરાભવ પામી પદરાજા પોતાને ત્હેના કરતાં નિર્બલ ધારીને નિતાંત દિલગીરીમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યા. ક્ષત્રિયને માટે પ્રતિગ્રહણ કરવો નિંદનીય અને શાસ્ત્ર વિરૂદ્ધ છે, તેથી તે દ્રોણાચાર્યના અયોગ્ય ઉપચારથી કોઇ પણ રીતે શાંતિ મેળવી શક્યો નહિ. છેવટે ત્હેણે પોતાના ક્ષાત્રતેજથી દ્રોણાચાર્યનો પરાજય કરવો દુસાધ્ય જાણીને અલૌકિક બ્રાહ્મબળથી દ્રોણાચાર્યનો નાશ કરી શકે એવો પુત્ર મેળવવાની ઇચ્છા કરી. તેણે યજ્ઞ કુશળ અનેક બ્રાહ્મણોને આમંત્રણ કરી બોલાવ્યા. એક દિવસ તે ભાગીરથીના તટ ઉપર ભ્રમણ કરતો કરતો એક આશ્રમમાં જઇ ચડયો. ત્યાં આગળ ત્હેને યાજ અને ઉપયાજ નામના બે સંતવ્રતધારી બ્રહ્મ-

ર્ષિનાં દર્શન થયાં. દ્રુપદ રાજાએ તે બન્ને બ્રહ્મર્ષિઓને પ્રયત્નપૂર્વક ત્હેમની સેવા અને પરિચર્યાદ્વારા પ્રસન્ન કર્યા. એ મહાત્માઓએ દ્રુપદની આરાધનાથી પ્રસન્ન થઇને ત્હેની પાસે પુત્રેષ્ટિયજ્ઞ કરાવ્યો અને પોતાનુ અભિષ્ટ સંપાદાન કરવાની ઇચ્છાથી યજ્ઞાનારાયણુ પ્રજ્વલિત અગ્નિમાં આહુતિ આપતાંજ યજ્ઞકુંડમાંથી દેવ માર જેવો એક સુકુમાર પુત્ર ઉત્પન્ન થયો. પ્રજ્વલિત અગ્નિશિખાના જેવા ઉજ્વળ વર્ણનો, સુંદર કિરીટદ્વારા સુશોભિત મસ્તકવાળો, ખડગચર્મ અને ધનુંધારી ભીષણુ આકૃતિવાળો તે કુમાર રથમાં બેઠો હતો. તે વીર કુમાર સિંહનાદ કરતો કરતો અગ્નિમાંથી બહાર આવ્યો. આ અદ્ભુત ઘટનાથી પાંચાલ દેશના લોકો અતિશય વિસ્મય પામ્યા. અને રાજકુમાર દ્રોણાચાર્યનો વધ કરવાને ઉત્પન્ન થયો છે, એનું બળ બહુજ અદ્ભૂત છે, એ પાંચાળોના ભયનો નાશ કરશે." ત્યાર પછી સર્વાંગના સુંદર એક રાજકન્યા પણુ તે યજ્ઞમાંથી બહાર નીકળી. રૂપ લાવણ્યમાં ત્હેની બરોબરી કરી શકે એવું સમસ્ત ત્રિભુવનમાં કોઈ નથી. ત્હેનો રંગ જરા શ્યામ, લોચનો કમળ જેવાં સુશોભિત અને અણિયાળાં, કેશજાળ સંકુચિત અને નાલરંગની, પયોધર સ્થૂળ અને ઉન્નત, અને ભ્રકુટિ સુંદર દેખાતી હતી, અને તેના શરીરમાંથી કમળના જેવી સુવાસ બહાર નીકળતી હતી તેને જેતાં જ એમ થયું કે કોઇ દેવી માનુષીરૂપ ધારણુ કરીને પૃથિવી ઉપર ઉતરી આવ્યાં છે. આ દેવરૂપ રમણી દેખાવમાં એવી તો ચમત્કારિણી છે કે ત્હેને જેતાં જ દેવ, દાનવ, અને ગાંધર્વો પણુ મોહિત થઇ જાય છે. આ વખતે પણુ સહસા એવી આકાશવાણી થઇ કે, " આ કન્યા અગાડી જતાં સમસ્ત ક્ષત્રિય કુળનો નાશ કરીને દુષ્કર દેવકાર્ય પરિપૂર્ણ કરશે. એને માટે કુરૂવંશીઓના અંતઃકરણમાં સર્વદા આશંકા થશે. "

એ સાંભળીને પાંચાળો સિંહનાદ કરવા લાગ્યા. ત્યાર પછી બ્રાહ્મણોએ દિવ્ય રાજકુમારનું નામ ધૃષ્ટદ્યુમ્ન અને કન્યાનું કૃષ્ણા નામ પાડયું."

બ્રાહ્મણને મ્હોડેથી આ વૃત્તાંત શ્રવણુ કરીને, પાંચે પાંડવો ગુરૂ

દ્રોણાચાર્યના મૃત્યુના અને પોતાના કુળચ્છેદના ભયથી વિષાદ સાગરમાં ડુબી ગયા. ત્યાર પછી કુન્તાજીએ પોતાના પુત્રોને પાંચાલ દેશમાં જવાની સલાહ આપી. માતાની આજ્ઞા પ્રમાણે પાંડવો કુન્તા માતાની સાથે પોતાના આશ્રયદાતા બ્રાહ્મણની રજા લઇને પાંચાલ દેશ તરફ જવા નીકળ્યા. તે વખતે ભગવાન્ વ્યાસદેવજી ત્યાં આવી પહોંચ્યા. ત્હેમણે પાંડવોને ધર્મોથ સંબંધી અનેક પ્રશ્નો પૂછીને પ્રસંગ જોઇને દ્રૌપદીના પૂર્વજન્મનું એક ઉપાખ્યાન સંભળાવીને કહ્યું કે, "એ દેવરૂપિણી રમણીએ દ્રુપદવંશમાં જન્મ લીધો છે, અને તે ત્હમારી સહધર્મિણી થશે. માટે ત્હમે પાંચાળનગરમાં જઇને નિવાસ કરો. હું નિશ્ચયપૂર્વક કહું છું કે " ત્હમે તે કન્યારત્નને પ્રાપ્ત કરીને ભવિષ્યમાં સુખી થશો." એ પ્રમાણે કહીને મહર્ષિ વ્યાસદેવજી, કુન્તી અને પાંચે પાંડવોને આશીર્વાદ આપી, ત્યાંથી ચાલ્યા ગયા.

ત્યાર પછી પાંડવોએ કુન્તા માતાને આગળ કરીને ઉત્તર તરફ ચાલવા માંડયું, અને ચાલતાં ચાલતાં ગંગા તટ ઉપર આવેલા સોમાશ્રયણ નામના તીર્થમાં જઇ પહોંચ્યા. અર્જુન સૌથી પહેલા પોતાના હાથમાં બળતો દીવો લઇને ગંગાજીમાં તપાસ કરવા ગયો. તે વખતે અંગારવર્ણ નામે એક મહાબળ પરાક્રાન્ત ગંધર્વરાજ તે પવિત્ર અને રમણીય ગંગાજળમાં પોતાની સ્ત્રી સાથે વિહાર કરતો હતો. કુન્તાજી સાથે પાંચે પાંડવોને ત્યાં આવતા જોઇને, ક્રોધથી ધનુષ્યનો ટંકાર અને અર્જુનનો તિરસ્કાર કરી ત્હેને ભય દેખાડવા લાગ્યો. અર્જુને ગંધર્વરાજના ઉદ્ધત વાક્યનું યુક્તિપૂર્વક ખંડન કરીને કહ્યું કે " ભાગીરથીનું જળ અતિ પવિત્ર છે. દરેક મનુષ્યને આ સ્વર્ગફળદાયિની દેવનદીમાં નિર્દોષપણે સ્નાન કરવાનો હક છે. હું પણ સ્વેચ્છાથી આ પવિત્ર જળનો સ્પર્શ કરૂં છું.

આ વાત સાંભળીને અંગારવર્ણે ક્રોધથી પોતાના ધનુષ્ય ઉપર બાણ ચઢાવીને અર્જુન ઉપર વિષતુલ્ય અનેક બાણોનો વરસાદ વરસાવ્યો. અર્જુને પોતાના હાથમાંના દીવાને અને ચર્મને નીચે મૂકીને ગંધર્વરાજના સઘળા બાણોનું નિવારણ કર્યું અને ત્યાર પછી અંગારવર્ણ ઉપર ગુરૂ

દ્રોણાચાર્યે આપેલા આગ્નેયાસ્ત્રનો પ્રયોગ કર્યો. પ્રયોગ કર્તાની સાથે જ હેનો રથ ભસ્મીભૂત થઇ ગયો, એટલે અર્જુને તે વિરથ, વિપન્ન, અને પોતાના અસ્ત્ર તેજથી વિમોહ થઇ ગયેલા ગંધર્વરાજ અંગારવર્ણને બાંધી લીધો, અને પોતાના વડિલબંધુ યુધિષ્ઠિર પાસે લઇ ગયો. તે દરમ્યાન ગંધર્વ રાજમહિષી કુંભીનસી પોતાના પતિની રક્ષા કરવાને મહારાજા યુધિષ્ઠિરને શરણે ગઇ. મહારાજા યુધિષ્ઠિરે કુંભીનસી ઉપર દયા લાવીને ગંધર્વ રાજને છોડી મૂકવાને અર્જુનને આજ્ઞા કરી એટલે અર્જુને તરતજ હેને મુક્ત કર્યો ત્યાર પછી અંગારવર્ણે પોતાનું ઓળખાણ આપીને પ્રાણદાતા અર્જુન ઉપર પ્રસન્ન થઈ હેને પોતાને થયેલા ઉપકારના બદલામાં ચાક્ષુષી વિદ્યા અને પોતાના ગંધર્વજ અશ્વ આપવાની ઇચ્છા બતાવી. અર્જુને ગંધર્વરાજ ચિત્રરથના ( અંગારવર્ણના ) ઉપહારનો અસ્વીકાર કરીને કહ્યું કે, " હે ગંધર્વ ! ત્હમે પ્રસન્ન થઇને અથવા તો પ્રાણ સંકટમાં આવી પડવાથી જ આ વિદ્યા મ્હને આપો છો; પરંતુ બદલા સિવાય મ્હારે તે જોઇતી નથી. " એના ઉત્તરમાં ચિત્રરથે કહ્યું કે, " મહારાજ, એના બદલામાં હું ત્હમારી પાસેથી ઉત્તમ આગ્નેયાસ્ત્ર અને વૃદ્ધિ નામનું ઓષધ એ બન્ને એકી વખતે ગ્રહણ કરીશ. " ત્યારે અર્જુને કહ્યું કે, " હું અસ્ત્રાસ્ત્રના બદલામાં ત્હમારી પાસેથી ગંધર્વજ અશ્વ ગ્રહણ કરીશ. પરંતુ મ્હારી નિતાંત ઇચ્છા એ છે કે, ત્હમારો ને મ્હારો સદા સર્વદા સમાગમ થયા કરે. " એ પ્રમાણે ગંધર્વરાજ ચિત્રરથ સાથે અર્જુનને મિત્રાચારી થઈ. ચિત્રરથે, બ્રહ્મચર્ય ધર્મ, અને જીતેન્દ્રિય અને વેદપરાયણ પુરોહિતના ગુણનું કિર્તન કરીને અર્જુનને તપતી અને વશિષ્ઠનું ઉપાખ્યાન કહી સંભળાવ્યું. ત્યાર પછી ધૌમ્યમુનિને પોતાના પુરોહિત તરીકે સ્થાપવાની સલાહ આપીને અંતર્ધાન થઇ ગયો. પાંડવોએ ચિત્રરથની સલાહ પ્રમાણે ઉત્કોચક નામના તીર્થમાં જઇને તપઃપરાયણ વેદશાસ્ત્ર સંપન્ન ધૌમ્ય ઋષિને પોતાના પુરોહિત તરીકે નિયુક્ત કર્યા.

ત્યાર પછી પાંડવો દ્રૌપદીને જોવાની ઇચ્છાથી કુન્તાજીને લઇને દ્રુપદરાજ્યમાં ગયા. રસ્તામાં સ્વયંવર જોવા જતા કેટલાક બ્રહ્મચારી

બ્રાહ્મણોનો સંગાથ થયો. ત્હેમણે પણ તે પાંચ ભાઇઓને પોતાની સાથે સ્વયંવરમાં આવવાનો આગ્રહ કર્યો. ત્યાર પછી તે સર્વ બ્રાહ્મણો મહાસમૃદ્ધ સ્વયંવરના અને દ્રૌપદીના રૂપ ગુણના વર્ણનથી પાંડવોના કર્ણમાં અમૃત રેડીને ત્હેમનો ઉપહાસ કરવા લાગ્યા કે, " ભાઇઓ, ત્હમે પાંચ જણા દેવ જેવા તેજસ્વી છો. જો ત્હમે કૃષ્ણાના જોવામાં આવો તો તે ત્હમારામાંથી કોઇને વરમાળા આરોપશે એમાં લેશમાત્ર પણ સંશય નથી " મહારાજા યુધિષ્ઠિરે, બ્રહ્મચારીઓના ઉપહાસના ઉત્તરમાં વિનયપૂર્વક કહ્યું કે, " આપનો આશીર્વાદથી અમે સઘળા ત્હમારી સાથે રાજકન્યાનો સ્વયંવર જોવાને આવીશું. " આ પ્રમાણે વાતચીત કરતાં કરતાં પાંડવો ધીમે ધીમે પાંચાળ દેશમાં આવી પહોંચ્યા, અને ત્યાં આગળ એક કુંભારના ઘરમાં નિવાસ કરી બ્રાહ્મણની પેઠે ભિક્ષાથી પોતાનો જીવન-નિર્વાહ કરવા લાગ્યા.

રાજા યજ્ઞસેને, પહેલાં પાંડુતનય અર્જુનને પોતાની કન્યા આપવાનો વિચાર કર્યો હતો. પરંતુ લાક્ષાગૃહમાં પાંડવોનો વિનાશ થયાના સમાચાર સાંભળીને પોતાનો એ વિચાર મનમાં ને મનમાંજ ડુબાવી રાખ્યો હતો. આ વખતે ત્હેણે સ્વયંવર કરી પોતાની કન્યાને માટે કોઈ ઉપયુક્ત વર શોધી કાઢવાની આશાથી એક દુરાનમ્ય સુદૃઢ ધનુષ્ય તૈયાર કરાવીને એક કૃત્રિમ આકાશ યંત્ર નિર્માણ કરીને તેમાં લક્ષ્ય સંસ્થાપન કરીને જે વીર આ સજ્ય શરાસનમાં બેસીને ધનુષ્ય ઉપર બાણ ચઢાવી લક્ષ્ય વિંધી નાંખે ત્હેને પોતાની કન્યા આપવાનો નિશ્ચય કર્યો હતો, અને પોતાનો તે વિચાર ત્હેણે પહેલેથીજ સમસ્ત રાજા મહારાજાઓને દર્શાવી દીધો હતો.

દ્રુપદ રાજાએ ફરીથી બુમ પાડીને પોતાનો ઉપરોક્ત નિશ્ચય સ્વયંવરમાં આવેલા સઘળા રાજા મહારાજાઓને કહી સંભળાવ્યો એટલે ચારે તરફથી રાજા મહારાજાઓના ટોળે ટોળાં આવવા લાગ્યાં, સ્વયંવર દિદૃક્ષુ હજારો ઋષિ મુનિયો અને કર્ણ સહિત દુર્યોધનાદિ કૌરવો પણ આવી પહોંચ્યા. જુદી જુદી દિશાઓ, દેશો, વનો, અને ઉપવનોમાંથી સેંકડો, બ્રાહ્મણો, ઋષિ, મુનિ, બ્રહ્મચારી, અને તપસ્વીઓ આવવા લાગ્યા. દ્રુપદ

મહારાજે સ્વયંવરમાં આવેલા સઘળાઓને યથોચિત આદર સત્કાર આપ્યો. રાજાઓ સ્વયંવર જોવાને એક પછી એક પોતાને માટે ગોઠવેલા સિંહાસન ઉપર બેસી ગયા. પૌરજન અને પ્રેક્ષકો દ્રૌપદીનાં દર્શન કરવાની ઇચ્છાથી આનંદપૂર્વક રાજસભામાં આવી કોઈ બેઠક ઉપર તો કોઇ નીચે જમીન ઉપર એમ જેને જ્યાં સ્થાન મળ્યું ત્યાં બેસી ગયાં. કેટલાએ આગળ પાછળનાં વૃક્ષો ઉપર પણ ચઢી ગયા. નગરના પ્રાગુત્તર પ્રાંતવર્તિની એક ચોખૂણ વિશાળ ભૂમિમાં સ્વયંવર–સમાજ બેઠો હતો. સભા ગૃહ નાના પ્રકારના પદાર્થોથી શણગારવામાં આવ્યું હતું. વચમાં વચમાં તોરણો લટકાવી દીધાં હતાં. આસપાસ આવેલા શુભ્ર પ્રાસાદો હિમાલયનાં શિખરો પેઠે શોભી રહ્યા હતા. એ સકલ પ્રાસાદોનાં ભોંયતળીયાં રમણીય પથ્થરોથી જડી લેવામાં આવ્યાં હતાં. ચિત્ર વિચિત્ર ચંદની અને અપૂર્વ પુષ્પ માળાથી આ સભા મંડપ ઘણોજ રમણીય અને મનોહર લાગતો હતો. વળી તે ઉપરાંત સભા મંડપ સુવાસિત તેલ અત્તરોથી પરિષિક્ત થઇ ગયો હતો. ઠેકાણે ઠેકાણે અમૂલ્ય રત્ન સિંહાસનો અને સુંદર બેઠકો નિર્માણ કર્યાં હતાં. કોઈ સ્થાને નૃત્ય ગીતો તો કોઇ સ્થાને વાજીંત્ર નાદ, વગેરે નાના પ્રકારના મહોત્સવ થતા હતા. પાંડવો સમાગત દ્વિજ સમાજમાં બેસીને પંચાલ નરેશના ઐશ્વર્યનું દર્શન કરવા લાગ્યા.

ત્યાર પછી રાજસભામાં નૃત્ય ગીતનો આરંભ થયો. સમારંભને સોળમે દિવસે દ્રૌપદીએ અપૂર્વ વસ્ત્રાલંકાર ધારણ કરીને વિચિત્ર કાંચન માળા ગ્રહણ કરીને નૃપ–સમાજમાં પ્રવેશ કર્યો, ચંદ્રવંશીય પુરોહિતે હુતાશનમાં યથાવિધિ આહુતિ આપીને અગ્નિ નારાયણનું તર્પણ કરી બ્રાહ્મણો દ્વારા સ્વસ્તિવાચન કરાવી વાજીંત્ર નાદ બંધ કરાવ્યો, આ પ્રમાણે સભા શાંત થઇ ગઇ એટલે પાંચાલ રાજકુમાર ધૃષ્ટદ્યુમ્ન પોતાની બ્હેન દ્રૌપદીને લઇને રંગભૂમિમાં આવી ઉભો અને ગંભીર સ્વરે ગર્જના કરીને બોલવા લાગ્યો કે, " હે સમાગત નૃપેન્દ્રવૃંદ ! આપ શાંતિથી શ્રવણ કરો ! આ ધનુષ્યબાણ અને લક્ષ્ય તમે સર્વે જુઓ છો તેની મધ્યમાં એક ચક્રાકાર યંત્ર નિરંતર ફર્યા કરે છે. નીચે પાણીમાં તેની છાયા દેખાય છે. જે કોઇએ

યંત્રમાં છિદ્રમાંથી પાંચ બાણુ નાંખી લક્ષ્ય મત્સ્યની પુંછડી વિંધી નાંખી તેને નીચે પાડી નાંખશે તે કુળ, શીલ, રૂપ, અને લાવણ્ય સંપન્ન મહાત્માને મ્હારી બ્હેન દ્રૌપદી વરમાળા આરોપશે, " દ્રુપદ પુત્રે સભા મધ્યે આ સમાચાર કહી બતાવીને સ્વયંવરમાં આવેલા સઘળા ભૂપતિનાં નામ, ગોત્ર, અને બળ, વીર્ય, પરાક્રમ વગેરેનું વર્ણન કરીને પોતાની બ્હેન દ્રૌપદીને કહ્યું કે " ભદ્રે ! ત્હારૂં પાણિગ્રહણ કરવાને આવેલી રાજેંદ્ર મંડળીમાંથી જે કોઇ આ લક્ષ્ય વિંધી શકે ત્હેના ગળામાં તું વરમાળ આરોપજે. "

આ સાંભળીને તે સમસ્ત બળ વીર્ય સંપન્ન અસ્ત્ર નિપુણ તરૂણ રાજા મહારાજાઓ, પોતાનાં રૂપ, યૌવન, કુળ, શીલ અને ઐશ્વર્યનો ગર્વ કરતા, મદોન્મત્ત હાથીની પેઠે ઇર્ષ્યાથી એક બીજાની સ્હામું જોઈને પરસ્પર સ્પર્ધા કરવા લાગ્યા. તેઓ સઘળા કૃષ્ણાને જોઇને મુગ્ધ થઈ ગયા હતા. " દ્રૌપદી મ્હારીજ થશે " એમ કહેતા કહેતા પોતપોતાના આસનો ઉપર બેસીને મુછ મરોડતા હતા. તેઓ, દ્રુપદ રાજકુમારી દ્રૌપદીને સારૂ પોતાના બંધુ અને બાંધવોની પણ ઈર્ષ્યા કરવા લાગ્યા રંગમંડપમાં બેઠેલા સઘળા લોકો કૃષ્ણાનું અનુપમરૂપ લાવણ્ય જોઇને ત્હેનાજ વિચારો કરવા લાગ્યા. ત્યાર પછી રૂદ્ર, આદિત્ય, અને વસુગણ, બન્ને અશ્વિનીકુમારો, સાધ્ય યમ અને કુબેર વગેરે દેવતાઓ પણ વિમાનમાં બેસીને સ્વયંવર જોવાને રાજસભામાં આવી પહોંચ્યા, અસંખ્ય દૈત્ય, સુપર્ણ, મહા વેગ ગુહ્યક, ચારણ વિશ્વાવસુ, દેવર્ષિ ગંધર્વ અને અપ્સરાઓ પણ આવી પહોંચ્યા. બલભદ્ર, જનાર્દન વગેરે વૃષ્ણિ વંશના શ્રેષ્ઠ યાદવો સ્વયંવર સભામાં પાંડવોની શોધ કરવા લાગ્યા. યદુવીર કૃષ્ણે ભષ્માવૃત અગ્નિની પેઠે ગોળાકારમાં બેઠેલા પાંચ પાંડવોને નિરીક્ષણ કરીને થોડીવાર વિચાર કરી, બળરામને તે વાત જાહેર કરી. બલરામે તે પાંચે ભાઇને ઓળખીને પ્રસન્નતાથી કૃષ્ણની સ્હામું જોયું, પરંતુ અન્યાન્ય રાજકુમારો કુરાશાગ્રસ્ત થતા જોઈને ત્હેમણે કૃષ્ણામાં ચિત્ત પરોવ્યું અને પાંડવોના દર્શન કરવાનાં દૂર મુકીને તેઓ ઇર્ષાન્વિત અને રોષ પરવશ થઇને

પોતાના હોઠ પીસીને આસક્ત નયનોને આમ તેમ સંચાલન કરવા લાગ્યા. પાંડવો પણ દ્રૌપદીને જોઇને મોહિત થઇ ગયા હતા.

ત્યાર પછી સભા-ભવન, ત્યાં આગળ વેરેલાં રમણીય સુગંધીથી સુવાસિત દિવ્ય કુસુમોની સુગંધથી આમોદિત થઈ રહ્યું. મધુર વાદ્ય ધ્વનિએ ગગન મંડળ ભેદી નાંખ્યું. ચારે દિશાઓ વેણુ, વીણા, અને બીજા વાજીંત્રોના નાદથી ગાજી ઉઠી. દુર્યોધન, શાલ્વ, જરાસંઘ અને શિશુપાલ વગેરે રાજકુમારો કિરીટ હાર, અંગદ, અને ચક્ર વગેરે વિચિત્ર અલંકારોથી વિભૂષિત થઇને પોતપોતાનું બળ વીર્ય બતાવવા સિંહનાદ કરવા લાગ્યા. પરંતુ તેઓ, ભીષણ શરાસનમાંથી બાણ નાખવાનું તો રહ્યું, પણ ધનુષ્ય પણ ઉપાડી શક્યા નહિ. તેઓ ધનુષ્યને ઉપાડવા જતાં, તેના આઘાતથી આહત્ત અને આમ તેમ વિક્ષિપ્ત થવા લાગ્યા. ત્હેમણે પહેરેલા વસ્ત્રાલંકારો પણ વિંખાઇ ગયાં. તેથી નિસ્તેજ અને હતાશ્વાસ થઇને એક પછી એક શાન્ત ભાવ ધારણ કરી શરમાઇને દ્રૌપદીની આશા મુકી દીધી.

ધનુર્ધર કર્ણે અન્યાન્ય રાજાઓના આ નિષ્ફળ પ્રયત્નોનું નિરીક્ષણ કરીને સત્વર ધનુષ્ય ઉપાડીને બાણ ચડાવી શરાસનમાંથી શર સંધાન કર્યું. પાંડવોએ કર્ણને જોઇને મનથી વિચાર કર્યો કે એજ લક્ષ્ય ભેદ કરીને કન્યા રત્ન પ્રાપ્ત કરશે, એમાં સંદેહ નથી." પરંતુ દ્રૌપદી કર્ણને જોઇને મુક્ત કંઠે હું દાસી પુત્રને વરમાલા આરોપીશ નહિ એમ બોલી ઉઠી. તેથી તે શબ્દો સાંભળતાંજ કર્ણે શરાસનનો પરિત્યાગ કર્યો.

આ પ્રમાણે સમસ્ત ક્ષત્રિય રાજા મહારાજાઓ એક પછી એક પરાંગમુખ થવાથી કુન્તીનંદન અર્જુન મહારાજા યુધિષ્ઠિરની આજ્ઞાથી તૈયાર થઇને વિપ્રમંડળની બહાર આવ્યો. બ્રાહ્મણો, પાર્થને ધનુષ્ય પાસે ગયેલા જોઇને પોતાના મૃગચર્મો હલાવીને ચીત્કાર કરી ઉઠયા. કોઈ કોઇ ગુસ્સે થઇને અર્જુનના દુઃસાહસની નિંદા કરવા લાગ્યા. કોઇ કોઇ ત્હેના ઘુંટણ સુધી લાંબા બાહુ, પીનસ્કંધ, વિશાળ ઉરસ્થળ, પ્રશાંત અને ગંભીર આકૃતિ અને

અવિચલિત ઉત્સાહથી પ્રસન્ન થઇને ત્હેની પ્રશંસા કરવા લાગ્યા. અર્જુન શરાસનની પાસે પર્વતની પેઠે અચળ ઉભો રહીને બ્રાહ્મણોની વાતચીત સાંભળવા લાગ્યો. ત્યાર પછી વરપ્રદ મહાદેવજીને પ્રણામ કરીને અને શ્રીકૃષ્ણ ભગવાનનું સ્મરણ કરીને ધનુષ્ય ઉપાડ્યું. શિશુપાલ, જરાસંધ, દુર્યોધન, વગેરે ધનુર્વેદો પરાયણ ભૂપતિઓ અતિશય મહેનત કર્યા છતાં પણ જે ધનુષ્યને ઉપાડી શક્યા ન્હોતા તે ધનુષ્યને એક ક્ષણમાં ઉપાડીને અર્જુને શરાસન ઉપર ઉભા રહીને પાંચ બાણો લીધાં; અને જોતજોતામાં પેલા અતિ કૃષ્ટવેધ મત્સ્યને વિંધી નાખી જમીન ઉપર પાડ્યું. આ વખતે અંતરિક્ષમાં અને સભા મંડપમાં મહાન્ કલાહલ મચી રહ્યો. પાર્થના વિજય શબ્દો સર્વ સ્થળેથી પ્રતિધ્વનિત થવા લાગ્યા. દેવતાઓ અંતરિક્ષમાંથી અર્જુનના મસ્તક ઉપર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. હજારો બ્રાહ્મણો પોતપોતાના ઉત્તરીય નાંખીને પોતાની પ્રસન્નતા પ્રદર્શિત કરવા લાગ્યા. વાજીંત્રો જોરથી વાગવા લાગ્યા, અને મધુર કંઠવાળા ભાટચારણોએ અર્જુનના યશ ગાવા માંડયા. દ્રુપદ મહારાજા અર્જુનને જોઇને અતિશય ખુશ થયા. દ્રૌપદીએ, સતૃષ્ણ નયને અર્જુનનું નિરીક્ષણ કરી હર્ષથી સુવર્ણમાળા અને શુભ્રવસ્ત્રાલંકાર લઇ અર્જુનની પાસે જઇ વરમાળા પહેરાવી અચિંત્યકર્મા અર્જુન, વિજય મેળવીને અને દ્રૌપદીએ આરોપેલી સુવર્ણમાળા ગ્રહણ કરીને અનેક બ્રાહ્મણોનો આશીર્વાદ મેળવી સ્વયંવર સભામાંથી બહાર નીકળ્યો.

# ૮. ધનંજયની કર્તવ્યનિષ્ઠા.

**[ પાંડવોનું ઈંદ્રપ્રસ્થમાં રાજ્યશાસન–મહર્ષિ નારદનું આવાગમન–પાંડવોને ઉપદેશ–પાંડવોનો ઠરાવ–બ્રાહ્મણની ગાયોને ચોરોનું લઈ જવું–બ્રાહ્મણની અર્જુનને વિનંતિ–ધર્મરાજ અને દ્રૌપદીના એકાંતવાસમાં જઈ અર્જુનના શસ્ત્ર લેવાં–અને ગાયોનો ઉદ્ધાર કરવો– અર્જુનની ધર્મરાજ પાસે વનવાસ જવા રજા માંગવી, ધર્મરાજનો ઉપદેશ, ધનંજયની કર્તવ્યનિષ્ઠા, અર્જુનનું વનમાં જવું. ]**

દ્રાપદીનું પાણિગ્રહણ કરીને પાંડવો પરમ સુખથી ઈંદ્રપ્રસ્થમાં રાજ્ય કરવા લાગ્યા, એક દિવસ તે પાંચે ભાઇઓ અને છઠ્ઠાં કુન્તાજી બેઠાં બેઠાં વિનોદ કરતાં હતાં. તે સમયે દેવર્ષિ નારદ, એકાએક ત્હેમની પાસે આવી પહોંચ્યા. પાંડવોએ ત્હેમનો યથોચિત આદર સત્કાર કરીને આસન આપ્યું. નારદજી આસન ઉપર બેઠા પછી પાંચે ભાઈઓને સંબોધીને કહેવા લાગ્યા કે, " હે પાંડવો ! ત્હમે પાંચ ભાઇઓ છો અને દ્રુપદતનયા દ્રૌપદી ત્હમારા ધર્મપત્ની છે તે માટે માંહોમાંહે ઇર્ષ્યા થઇ ભ્રાતૃવિચ્છેદ ન થાય એવો કોઇક ઉપાય કરો. પૂર્વકાળમાં સુન્દ અને ઉપસુન્દ નામના બે ભાઇઓ થઇ ગયા છે. તેઓ બહુ પ્રતાપી હતા અને ત્હેમનો કોઇ પણ વિનાશ કરી શકે એમ નહોતું, તે બન્ને ભાઇઓમાં પરસ્પર એવો ગાઢ પ્રેમ હતો કે તેઓ એક ક્ષણ વિખુટા પડતા નહિ. ખાવું, પીવું, ઉઠવું, બેસવું, સઘળું એક સાથે જ કરતા હતા. શયન પણ એક જ શય્યાપર કરતા હતા. અર્થાત્ એટલો સમય પણ તેઓ જુદા પડતા નહિ. આ પ્રમાણે

તેઓમાં ગાઢ પ્રેમ હતો. પરંતુ તિલોત્તમાને માટે મતભેદ પડતાં તેઓ બન્ને લડી પડયા અને એકબીજાનો સંહાર કર્યો. ત્હમારા પાંચે ભાઇઓમાં હાલ તો જોઇએ તેવો બનાવ–પ્રેમ–છે, પરંતુ ભવિષ્યમાં પણ ત્હમારામાં કોઇ પણ પ્રકારનો વિષાદ થવાનું કારણ ન બને, તેટલા માટે પહેલાંથી જ કાંઇક ઉપાય લેવાની સલાહ આપું છું." એમ કહીને મહર્ષિ નારદે ધર્મરાજના કહેવાથી સુન્દ અને ઉપસુન્દના ઉપાખ્યાનનું આદ્યોપાન્ત વર્ણન કહી સંભળાવ્યું.

મહર્ષિ નારદનાં વચન સાંભળીને પાંડવોએ ત્હેમની સમક્ષજ ઠરાવ કર્યો કે, " અમારા પાંચ ભાઇઓમાંથી ગમે તે એક જણ જ્યારે દ્રૌપદીની સાથે એકાન્તમાં હોઇએ, ત્યારે બીજા કોઇએ પણ ત્યાં આવવું નહિ, અને આવે તે બાર વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળીને વનમાં જાય." ધર્માત્મા પાંડવોએ આ ઠરાવ કર્યો એટલે મહર્ષિ નારદ ત્હેમને આશીર્વાદ આપી ચાલ્યા ગયા.

નારદજીના ગયા પછી કેટલાક તસ્કરો એકત્ર થઇને એક બ્રાહ્મણની કેટલીક ગાયો ચોરી ગયા. બ્રાહ્મણ હાંફતો હાંફતો અર્જુનની પાસે દોડી જઈ મ્હોટેથી રડતો રડતો કહેવા લાગ્યો કે, " મહારાજ ! ચોર લોકો મ્હારી ગાયો હરી જાય છે, માટે ત્વરાથી તેમનું રક્ષણ કરો." બ્રાહ્મણની કાતરોક્ત શ્રવણ કરીને ધનંજયને અતિશય દયા આવી, અને તે ગભરાયેલા બ્રાહ્મણને હમણાં છોડાવી લાવું છું. એમ કહીને આશ્વાસન આપ્યું. પરંતુ તે સમયે મહારાજા યુધિષ્ઠિર દ્રૌપદી સાથે આયુધાગારમાં ( આયુધ મુકવાના ઓરડામાં ) બેઠા હતા. જો આયુધ લેવાને આયુધાગારમાં પ્રવેશ કરે તો પ્રતિજ્ઞાનો ભંગ થાય છે અને બાર વર્ષ સુધી વનમાં જવુ પડે છે. અને જો ન જાય અને ઢીલ કરે તો ચોરો નાશી જાય છે, અને પોતાના ક્ષત્રિય બળને અને રાજ્ય શાસનને કલંક લાગે છે. આ પ્રમાણે અર્જુન ધર્મ સંકટમાં આવી પડયો. આખરે વનવાસના ભયથી બ્રાહ્મણની ગાયોનું રક્ષણ કરવામાં ઢીલ કરવી એ નિતાંત અયોગ્ય

સમજી ત્હેણે આયુધાગારમાં પ્રવેશ કર્યો, અને મહાત્મા યુધિષ્ઠિરની અનુમતિથી ધનુષ્ય બાણ લઇ, રથમાં બેસી પ્રસ્થાન કરી અલ્પ સમયમાં ચોરોના હાથમાંથી ગાયોનો ઉદ્ધાર કરી બ્રાહ્મણને સોંપી દીધી. બ્રાહ્મણ અર્જુનનો ઉપકાર માનીને પ્રસન્નતાથી ત્હેના યશ ગાવા લાગ્યો.

મહાત્મા ધનંજયે, આ પ્રમાણે બ્રાહ્મણ ઉપર ઉપકાર કરી મહારાજા યુધિષ્ઠિરની પાસે જઇને કહ્યું, " એ આર્ય, આપ દ્રૌપદી સાથે આયુધાગારમાં બેઠા હતા, તે વખતે તેમાં પ્રવેશ કરીને મ્હેં દેવર્ષિએ કરેલા નિયમનું ઉલ્લંઘન કર્યું છે, તેથી આ ક્ષણેજ આપણી પ્રતિજ્ઞા પ્રમાણે હું વનમાં જઇશ આપ ખુશીથી તેમ કરવામાં અનુમતિ આપો. ધર્માત્મા યુધિષ્ઠિર અર્જુનનું આવું અપ્રિય વાક્ય શ્રવણ કરીને બહુજ દુઃખિત થયા અને આંખમાં આંસું લાવી ગદ્ ગદ્ કંઠે કહેવા લાગ્યા કે, " હે ભાઇ! ત્હેં ફક્ત બ્રાહ્મણ ઉપર ઉપકાર કરવાનેજ મ્હારા ઘરમાં પ્રવેશ કર્યો છે, તેમાં ત્હેં લેશ માત્ર પણ ખોટું કર્યું નથી; તેમ કરવામાં મ્હારી સમ્મતિજ છે. વળી સ્ત્રી સહવર્તમાન કનિષ્ટ બંધુના ઘરમાં પ્રવેશ કરવો એ મ્હોટાભાઇને અધર્મ છે. પરંતુ મ્હોટાભાઇના ઘરમાં ન્હાનો ભાઇ પ્રવેશ કરે તેમાં કંઇ પાપ નથી, માટે તું વનવાસ જતો નહિ. ત્હેં ધર્મનું ઉલ્લંઘન કર્યું નથી. ત્હેં જે કાંઇ કર્યું છે ત્હેમાં મ્હારો લેશ માત્ર પણ અનાદર થયો નથી. "

અર્જુને કહ્યું, " મહારાજ ! આપેજ કહ્યું છે કે છળપૂર્વક ધર્માનુષ્ઠાન કરવું નહિ. વળી આવી રીતે નિયમનુ ઉલ્લંઘન કરવાથી ત્હેનું પાલન કરવાની દઢતા નષ્ટ થાય છે. માટે હું મ્હારા આયુધને સ્પર્શ કરીને કહું છું કે હું કદીપણ સત્યથી ચલાયમાન થવાનો નથી. એમ કહીને મહાત્મા અર્જુન મહારાજા યુધિષ્ઠિરની અનુમતિ લઇને ત્હેમને પ્રણામ કરી, આશીર્વાદ લઇ બાર વર્ષ સુધી વનવાસ ભોગવવાને ચાલ્યા ગયા.

# દ્વિતીય પરિચ્છેદ.

## ૧. પાંડવોનો ભ્રાતૃભાવ અને સત્યનિષ્ઠા.

**[ પાંડવોની સમૃદ્ધિ જોઇ દુર્યોધનને ઈર્ષ્યા થવી-ભીમ અને દ્રૌપદીના ઉપહાસથી દુર્યોધનને ખોટું લાગવું-દુર્યોધનનો દ્યુત રમવાનો નિશ્ચય-ધૃતરાષ્ટ્ર તથા વિદુરનો ઉપદેશ-દ્યુત રમવાની તૈયારી, પાંડવોનું સર્વસ્વ હારી જવું-દુર્યોધનની આજ્ઞા અને દ્રૌપદીના ધર્મયુક્ત પ્રશ્નો-દુઃશાસનનો દુષ્ટાચાર-દ્રૌપદીના ભર સભામાં પ્રશ્ન-વિકર્ણનું સમર્થન-કર્ણ વગેરેનું ખંડન-દ્રૌપદી-વસ્ત્રહરણ-કૃષ્ણની કૃપા-ભીમની ભીષણ પ્રતિજ્ઞાઓ-ધૃતરાષ્ટ્રનું પાંડવોને સાન્ત્વન અને રાજ્યપ્રદાન-દ્વિતીય દ્યુત ક્રીડાનું આમંત્રણ-પાંડવોનું પરાજય પામી વનમાં જવું-ઉપસંહાર. ]**

મહારાજા યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણ પરમાત્માની સલાહથી અને પોતાના ભાઈઓના બાહુબળથી સંપૂર્ણ ઠાઠમાઠથી રાજસુયયજ્ઞ કરવાનો આરંભ કર્યો. દુર્યોધનને પણ તે મહાયજ્ઞમાં નિમંત્રણ કર્યું હતું, અને તે ઉપરાંત ધર્મ રાજાએ ત્હેને પોતાના કોશાધ્યક્ષનો અધિકાર આપ્યો હતો. આ વખતે દુર્યોધનને મહારાજા યુધિષ્ઠિરનું અતુલ ઐશ્વર્ય જોઇને ઈર્ષા ઉત્પન્ન થઇ. વળી એક વખતે તે પોતાના મામા શકુનિ સાથે મયદાનવે તૈયાર કરેલા અપૂર્વ સભાગૃહમાં પ્રવેશ કરીને ત્હેનું અતુલનીય સૌંદર્ય જોવા લાગ્યો. આ રમણીય સભામંડપ જોતાં જોતાં તે એકાએક મોહિત થઇ ગયો, અને તેથી સ્થળને ઠેકાણે જળ જાણીને ચાલતા જતાં એકાએક પડી ગયો.

આ અપૂર્વ સૌંદર્યશાળી સભામંડપમાં એવી તો રચના કરવામાં આવી હતી કે મ્હોટા મ્હોટા બુદ્ધિમાનો પણ ભૂલથાપ ખાતા હતા. એમાં જ્યાં સ્થળ હોય તો જળ, અને જળ હોય તો સ્થળનો આભાસ થતો હતો. વળી કોઇ ઠેકાણે સ્ફટીકની ભીંતોમાં જાણે દ્વાર મૂકયાં હોય એવી રચના કરી હતી. તેથી દ્વાર જાણીને તેમાં પ્રવેશ કરતાં માથું ફુટતું હતું. દુર્યોધનને આ પ્રમાણે સભામંડપમાં વારંવાર ભુલાવામાં પડતો જોઇને યુધિષ્ઠિર સિવાય ચારે ભાઇઓ, દ્રૌપદી અને અન્યન્ય રમણીઓ હસવા લાગ્યાં. દુર્યોધનની દુર્દશા જોઇને મહારાજા યુધિષ્ઠિરે ત્હેની પરિચર્યા કરવાની પોતાના ભાઇ-ઓને આજ્ઞા કરી. સઘળાઓએ ત્હેમની આજ્ઞાનું પાલન કર્યું, પરંતુ તેઓ પોતાનું હસવું દબાવી શકયાં નહિ. દુર્યોધનને ત્હેમના ઉપહાસ વાકયોથી બહુજ ખોટું લાગ્યું; પરંતુ તે વખતે તે પોતાનો મનોભાવ દબાવી રાખીને ત્યાંથી ચાલ્યો ગયો.

આ બનાવ બન્યા પછી જ્યારે દુર્યોધન હસ્તિનાપુર ગયો, ત્યારે ત્હેના મનમાં આ સંબંધીજ વિચારો આવવા લાગ્યા. તે મહાત્મા પાંડવોનો મહાન્ મહિમા અને મહાનુભવતા જોઇને બળી ઉઠયો હતો અને મનમાંને મનમાંજ સોસાયા કરતો હતો. શકુનિ દુર્યોધનના મનની વાત કળી ગયો, અને ત્હેણે કપટદ્યુતથી પાંડવોનો પરાજય કરીને ત્હેમની રાજ્ય-લક્ષ્મી હરી લેવાનો ઉપાય બતાવ્યો. થોડીવાર વિચાર કરીને શકુનિના કહેવા પ્રમાણે દ્યુત રમવાનો નિશ્ચય કરી દુર્યોધન, ધૃતરાષ્ટ્ર પાસે ગયો, અને ત્હેમને પોતાનો વિચાર કહી સંભળાવ્યો, મહારાજા ધૃતરાષ્ટ્ર દ્યુત-ક્રિડાને જુગટાને-મહાન્ અનર્થ કલંક જાણીને દુર્યોધનને શીખામણ આપવા લાગ્યા; પરંતુ દુર્યોધને તેમ કરવાનો દૃઢ સંકલ્પ કરેલો હોવાથી તેઓ ત્હેને સમજાવી શકયા નહિ. તેથી ત્હેમણે ધર્માત્મા વિદુરને બોલાવવાનો હુકમ કર્યો. દુર્યોધનને વિદુરજીને પાંડવની પક્ષના જણાવીને ત્હેમનો ઉપદેશ ગ્રહણ કરવાની ના કહી. વળી વધારામાં એમ પણ કહી દીધું કે, " જો ત્હમે વિદુરની શીખામણથી પાંડવો સાથે મ્હને દ્યુત નહિ રમવા દો તો હું પ્રાણ-

ત્યાગ કરીશ." આથી ધૃતરાષ્ટ્ર મહારાજાએ, દ્યુત ક્રીડાને મહાન્ અનર્થ-કારી જાણવા છતાં પણ પુત્રના સ્નેહને વશ થઇને, પોતાના નોકરોને દ્યુત રમવા માટે એક વિશાળ સભામંડપ તૈયાર કરવાની આજ્ઞા કરી. સુનિપૂણ રાજ્ય-શિલ્પિઓએ, મહારાજાની આજ્ઞા થતાંજ, થોડા વખતમાં એક અપૂર્વ સભામંડપ તૈયાર કરી, તેને સમુચિત દ્રવ્ય સામગ્રીથી સુસજ્જીત કરીને, મહારાજાને ખબર કરી. સભામંડપ તૈયાર થયાના સમાચાર સાંભળીને ધૃતરાષ્ટ્રે મંત્રિપ્રધાન વિદુરજીને બોલાવીને કહ્યું કે, "ત્હમે એકદમ ઇંદ્રપ્રસ્થ જઇને યુધિષ્ઠિર આદિ પાંચે ભાઇઓને આ સભામંડપમાં દ્યુત ક્રીડા કરવાને બોલાવી લાવો."

ધીમાન્ વિદુરજીએ, દ્યુત ક્રીડાને કુલક્ષય, અને અનર્થકારક જાણીને જ્યેષ્ઠ ભ્રાતા ધૃતરાષ્ટ્રને તેમ ન કરવાને વિનંતિ કરી. ધૃતરાષ્ટ્રે કહ્યું, "હે વિદુર! મ્હારી, ત્હારી, દ્રોણાચાર્યની અને ભીષ્મની સમક્ષ દ્યુત રમવાથી કોઇપણ પ્રકારનો કલહ થશે નહિ. વળી આ સમસ્ત જગત્ દૈવને આધીન છે. એમાં કોઇનું કર્યું કાંઇ થતું નથી. તેજ દૈવે આ સ્ફુરણા કરી છે. એમાં મ્હારો લેશ માત્ર પણ હાથ નથી. તું હમણાંજ ઇંદ્રપ્રસ્થ જઇને ધર્માત્મા પાંડવોને જલ્દીથી તેડી લાવ." આ સાંભળીને વિદુરજી કાંઇપણ બોલ્યા નહિ. તરતજ વડીલ બંધુની આજ્ઞા માથે ચ્હડાવી ઇંદ્રપ્રસ્થ ગયા, અને ધર્મરાજાને સમસ્ત હકીકત નિવેદન કરી. દુર્ભાગ્યવશાત્ ધર્મરાજાએ દ્યુતક્રીડાને કલહનું ઘર જાણવા છતાં પણ વિદુરજીને કહ્યું કે "જ્યારે દ્યુતક્રીડાનું આમંત્રણ આવ્યું છે, ત્યારે ના કહેવાયજ નહિ; એજ મ્હારો સનાતન ધર્મ છે."

ત્યારપછી મહારાજા ધૃતરાષ્ટ્રના આમંત્રણથી ધર્માત્મા યુધિષ્ઠિર, પોતાના ભાઇઓ, દ્રૌપદી આદિ સ્ત્રીમંડળ, વિદુર, અનુચર, અને સહચર વર્ગ સાથે, હસ્તિનાપુરમાં આવી પહોંચ્યા, અને કૌરવોને યથાયોગ્ય પ્રણામ અને અભિનંદન કરીને પરમસુખથી તે રાત્રિ નિર્ગમન કરી, બીજે દિવસે સવારે પાંડવો સ્નાનસંધ્યાથી પરવારી જઇને મહારાજા યુધિષ્ઠિરને આગળ

કરીને દ્યુત રમવાને નિર્માણ કરેલા સભા મંડપમાં આવી પહોંચ્યા. શકુનિએ મહારાજા યુધિષ્ઠિરને સકળ રાજપુરૂષો વચ્ચે બેઠેલા જોઇને દ્યુત રમવાને આમંત્રણ કર્યું. યુધિષ્ઠિરે દ્યુત ક્રીડાની નિંદા કરીને શકુનિ જેવા કપટથી દ્યુત રમનાર ધૂર્તની સાથે રમવાની ના કહી યુધિષ્ઠિરનાં વચનોથી જરા દુઃખ પામીને શકુનિએ ' દ્યુત રમવામાં કાંઇ અનર્થ તેમ ધર્મનો લોપ થતો નથી ' એમ સિદ્ધ કરીને કહ્યું કે, ' હે કૌન્તેય ! તમે વારંવાર ધૂર્ત, ધૂર્ત' કહીને મ્હારી નિંદા કરો છો. જો દ્યુત રમવાથી એટલા બધા બ્હીતા હોવ તો તેમ કરવાની ના કહી દો. ”

યુધિષ્ઠિરે કહ્યું, “ દ્યુત રમવાનું આમંત્રણ સ્વિકાર્યા પછી ના કહેવી એ અધર્મ છે. દ્યુતક્રીડામાં અદષ્ટજ બળવાન્ છે. હું પણ તે અદષ્ટને જ વશ છું, માટે કહે કોની સાથે દ્યુત-ક્રીડા કરૂં ? ” એ સાંભળીને દુર્યોધને કહ્યું કે, “ હે રાજન્ ! હું મ્હારૂં સર્વસ્વધન આપીને મ્હારા મામા શકુનિને મ્હારા પ્રતિનિધિ તરીકે બેસાડું છું, યુધિષ્ઠિર, આ પ્રમાણે રમવું અયોગ્ય હોવા છતાં પણ, તેમાંથી નિવૃત થયા નહિ.

ત્યાર પછી દ્યુત-ક્રીડાનો આરંભ થયો, એટલે ધૃતરાષ્ટ્ર અનેક રાજા મહારાજાઓ સાથે સભા મંડપમાં પ્રવેશ કર્યો. ભીષ્મ, કર્ણ, કૃપાચાર્ય, અને વિદુર અપ્રસન્નતાથી ત્હેમની સાથે આવ્યા. યુધિષ્ઠિરે દુર્યોધનને સંબોધીને કહ્યું કે, “ હું આ મહામુલ્ય મણિમય હાર હોડમાં મૂકું છું; તું તેને બદલે શું આપે છે ? ”

દુર્યોધને કહ્યું, “ મ્હારી પાસે બહુતર મણિ અને અન્યાન્ય ધન છે, પરંતુ તેને માટે હું અહંકાર કરતો નથી, જે કાંઇ છે તે સઘળું હોડમાં મૂકું છું. ત્યાર પછી અક્ષતત્વવીત્ ( પાશા નાંખવાની કળા જાણનાર ) શકુનિએ પાશા લઇને “ હું જીત્યો છું ” એમ કહીને પાશા નાંખ્યાં, અને તેનોજ જય થયો.

મહારાજા યુધિષ્ઠિરે લજ્જીત થઇને કહ્યું. “ આવ, પરસ્પર સરત કરીને ફરીથી રમીયે ? મ્હારી પાસે એક લાખ અને આઠ હજાર સુવર્ણ

ભરેલી કુંડિકા, અક્ષયકોશ, અને સુવર્ણ છે, હું તે સઘળાંને હોડમાં મૂકું છું." શકુનિએ " હું તે પણ જીતી લઉં છું " એમ કહીને પાશા નાંખ્યા અને તેમાં પણ ત્હેનોજ જય થયો.

હવે હાર્યો જુગારી બમણું રમે એવો ઘાટ થયો, શકુનિના કપટ દ્યુતથી પરાજીત થવાથી ક્ષોભ અને લજ્જાથી અભિભુત થઇને મહારાજા યુધિષ્ઠિર એક પછી એક હસ્તાશ્વ, રથરથી, દાસદાસી, ગાયો વગેરે હોડમાં મૂકવા લાગ્યા, અને દરેક વખતે શકુનિથી પરાસ્ત થવા લાગ્યા. દુષ્ટ શકુનિ યુધિષ્ઠિરને સઘળું હારી જતાં જોઇને, લાગ તપાસી વારંવાર પ્રોત્સાહિત કરવા લાગ્યો. યુધિષ્ઠિર શકુનિનું કપટ જાણી ગયાથી ક્રોધાંધ થઇ ગયા, અને હિતાહિતનો વિચાર ન કરતાં પોતાના ભાઇઓને પણ એક પછી એક હોડમાં મૂકીને પરાજીત થયા. છેવટે પોતાની જાતને પણ હારી ગયા, અને આખરે શકુનિના ઉત્તેજનથી નિતાંત મૂઢની પેઠે પોતાની ધર્મપત્ની દ્રૌપદીને પણ હોડમાં મૂકી. આ વખતે સભામાં બેઠેલાં સઘળાં વૃદ્ધ પુરૂષો યુધિષ્ઠિરને વારંવાર ધિક્કારવા લાગ્યા. રાજા મહારાજાઓ શોક સાગરમાં ડુબી ગયા. ભીષ્મ, દ્રોણ અને કૃપાચાર્ય આદિ મહાત્માઓની આંખમાંથી આંસુ નીકળી પડયાં. વિદુરજી માથે હાથ દઇને વારંવાર ઉંડા નિશ્વાસ મૂકવા લાગ્યા. ધૃતરાષ્ટ્ર આનંદ પ્રવાહમાં મગ્ન થઇને મનના ભાવને ગુપ્ત ન રાખી શકવાથી " કોનો જય થયો, કોનો જય થયો " એમ વારંવાર પૂછવા લાગ્યા. કર્ણ અને દુર્યોધનાદિના હર્ષની પરિસીમા રહી નહિ. અન્યાન્ય સભ્યગણો અશ્રુવિસર્જન કરવા લાગ્યા. દુરાત્મા શકુનિએ " એમાં પણ જીત્યો છું. " એમ કહીને છળપૂર્વક પાશા નાંખ્યાં, અને તેમાં તેનો જ જય થયો.

ત્યારપછી જે હૃદયવિદારક ઘટના બની છે, તે શ્રવણ કરતાં જ દરેકનાં અંતઃકરણમાં ઘૃણા, લજ્જા, અને ક્રોધ થયા વિના રહેશે નહિ. દુરાત્મા દુર્યોધને દ્રૌપદીને કપટદ્યુતમાં જીતી લઇને, ત્હેની પાસે દાસ્ય કર્મ કરાવવાનો વિચાર કર્યો, અને તે કાર્ય સફળ કરવાને વિદુરજીને

બોલાવ્યા. ધર્માત્મા વિદુરજીએ દુર્યોધનની એ વાત સાંભળીને હેનો તિરસ્કાર કર્યો. ત્યારપછી દુર્યોધને વિદુરનો અનાદર કરીને પોતાના પુત્ર પ્રાતિકામીને આજ્ઞા કરી કે, " તું એકદમ જઇને દ્રૌપદીને અહિયાં તેડી લાવ." પ્રાતિકામીએ દુર્યોધનના ભયથી દ્રૌપદી પાસે જઇને પોતાના પિતાની આજ્ઞા નિવેદન કરી, એટલે દ્રૌપદીએ હેને ધર્મરાજાને એક સવાલ પૂછવાને પાછો મોકલ્યો. હેમણે પુછાવ્યું કે, " ભાઇ ! તું ધર્મરાજા પાસે જઇને તેઓ પહેલાં પોતાની જાતને, કે મ્હને પોતાને હોડમાં હારી ગયા છે તેની તપાસ કરી આવ." પ્રાતિકામીએ દ્રૌપદીના કહેવા પ્રમાણે સભા મંડપમાં આવીને ધર્મરાજાને દ્રૌપદીના પ્રશ્નની વાત કહી સંભળાવી. પરંતુ ધર્મરાજાએ તેનો કાંઇપણ પ્રત્યુત્તર આપ્યો નહિ. ત્યારે દુર્યોધને કહ્યું કે, " હે પ્રાતિકામી ! દ્રૌપદીને જઇને કહો કે તમે પોતે સભામાં આવીને સઘળાની સમક્ષમાં પોતાનો પ્રશ્ન પૂછી જાઓ." પ્રાતિકામીએ ફરીથી દ્રૌપદીની પાસે જઇને દુર્યોધનની વાત કહી સંભળાવી. દ્રૌપદીએ કહ્યું, " હે પુત્ર ! હવે જઇને તું સભામાં બેઠેલા સભ્યોને પૂછી જો કે આ વખતે મ્હારે ધર્મ પ્રમાણે શું કરવું જોઇએ ? " એ સાંભળીને પ્રાતિકામી ફરીથી સભામાં આવ્યો અને સકળ સભ્યોને દ્રૌપદીનો પ્રશ્ન કહી સંભળાવ્યો. સભ્યો એ પ્રશ્ન શ્રવણ કરીને નીચું જોઇ રહ્યા, યુધિષ્ઠિરે દુર્યોધનનો વિચાર સહમજી જઇને દ્રૌપદીને ખબર કહેવા એક દૂતને મોકલ્યો. આણી તરફ દુર્યોધને, પ્રાતિકામીને ભીમના ભયથી બ્હીતો જાણીને પોતાના ન્હાના ભાઇ દુઃશાસનને કહ્યું કે, " તું પોતે જઇને દ્રૌપદીને સભામાં લાવ. પરાધીન શત્રુઓ ત્હને શું કરી શકવાના છે ? "

દુરાત્મા દુઃશાસને, દુર્યોધનની આજ્ઞા મળતાં જ દ્રૌપદી પાસે જઇને કહ્યું કે, " હે પાંચાલિ ! તું દ્યુતમાં પરાજીત થઇ છે; માટે એકદમ સભામાં આવીને દુર્યોધનની આજ્ઞાનું પાલન કર. " દુઃશાસનની લાલચોળ આંખો અને કઠોર વચનોથી દ્રૌપદી ભયભીત થઇ ગયા, અને એકદમ જ્યાં કૌરવની સ્ત્રીઓ બેઠી હતી ત્યાં જતાં રહ્યાં. દુઃશાસન મ્હોટી મ્હોટી બરાડો નાંખતો હેમની પાછળ ગયો, અને ત્યાંથી ચોટલો પકડીને સભામાં લઇ

ગયો. તે વખતે દ્રૌપદી કેવા કાતર સ્વરે રૂદન કરી કરીને સભાસ્થ વૃદ્ધજનોનો નિન્દાવાદ અને પાંડવોનો કોપાનળ-ઉદિપ્ત કરવા લાગ્યાં છે, તેનું વર્ણન થઇ શકે એમ નથી પતિવ્રતા સતીએ ધર્મરાજાની નિંદા કરવાની દૂર મૂકીને ઉલટું "તેમણે રાજનોચિત ધર્મપંથનું જ અવલંબન કર્યું છે" એમ સ્પષ્ટ કહી દીધું. દ્રૌપદીને દીનભાવાપન્ન પાંડવોની તરફ કટાક્ષ કરતી જોઇને દુઃશાસન હાથમાં પકડેલા ચોટલાને જોરથી તાણવા લાગ્યો, એને 'દાસી' 'દાસી' કહીને ત્હેનો પરિહાસ કરવા લાગ્યો. કર્ણ બહુજ ખુશી થયો. શકુનિ ત્હેની પ્રસંશા કરવા લાગ્યો, અન્યાન્ય સભાસદો અતિશય દુઃખ પામવા લાગ્યા.

સભામાં બેઠેલો કોઇપણ પુરૂષ દુઃશાસનના આ દુષ્કૃત્યનો અટકાવ કરી શક્યો નહિ. દ્રૌપદીએ જે કાંઇ પ્રશ્નો પૂછયા ત્હેનો ઉત્તર પણ આપ્યો નહિ. ભીષ્મ તેનો યથાર્થ ઉત્તર આપવાને અસમર્થ હોવાથી યુધિષ્ઠિરની સ્હામું જોઇ રહ્યા. દુર્યોધનનો ભાઇ વિકર્ણ સભાસદોને દ્રૌપદીના પ્રશ્નનો પ્રત્યુત્તર આપવા વારંવાર કહેવા લાગ્યો; પરંતુ સઘળાજ નિરૂત્તર બેસી રહ્યા; એટલે ત્હેણે પોતે દ્રૌપદીના પ્રશ્નનો ઉત્તર આપવા માંડયો. અને દ્રૌપદીના પક્ષનું સમર્થન કરીને, અનેક અનેક કારણો બતાવીને દ્રૌપદી જીતાયલી નથી એમ સિદ્ધ કર્યું. સભ્ય ગણો 'સાધુ' 'સાધુ' કહીને ત્હેની પ્રસંશા કરવા લાગ્યા. આણી તરફ કર્ણ એકદમ ક્રુધ થઇને વિકર્ણના હાથ પકડી તેનો મત અગ્રાહ્ય છે, અને દ્રૌપદી જીતાયલી છે એમ સિદ્ધ કરવા લાગ્યો, અને ત્હેમને વારંવાર 'વેશ્યા' કહીને ત્હેની નિન્દા કરવા લાગ્યો. દુઃશાસને કર્ણના વાકયને અનુમોદન આપીને સભા વચ્ચે દ્રૌપદીના પહેરેલાં વસ્ત્રો ખેંચવા માંડયાં. દ્રૌપદીએ એકાગ્રચિત્તે શ્રીકૃષ્ણ પરમાત્માનું સ્મરણ કરવા માંડયું અને ધર્મે દ્રૌપદીની લજ્જાનું રક્ષણ કર્યું. દુષ્ટાત્મા દુઃશાસન જેમ જેમ દ્રૌપદીના ચીર ખેંચતો ગયો તેમ તેમ શ્રીકૃષ્ણ પરમાત્માના પ્રભાવથી અનેક રંગ-બેરંગી ચીરો નીકળવા લાગ્યા. તે જોઇને સભામાં ઘોરતર કલરવ આરંભ થયો. સભામાં બેઠેલા સજ્જનો દુઃશાસનના નિંદનિય કાર્યની નિંદા અને દ્રૌપદીની પ્રસંશા કરવા લાગ્યા. જ્યારે દુઃશાસન

ચીર ખેંચતો થાકી ગયો, ત્યારે લજ્જીત થઇને દૂર બેઠો. સભ્યગણો ત્હેનો તિરસ્કાર કરવા લાગ્યા.

અતુલ્ય પરાક્રમી ભીમસેન, દ્રોપદીની દશાં જોઇને ક્યારનોએ આકુળ-વ્યાકુળ થઈ ગયો હતો; પણ અર્જુનના કહેવાથી મુંગે મ્હોડે સઘળું સહન કરતો હતો; પરંતુ આ વખતે દુઃશાશનનો ઘૃણિત અને નિષ્ઠુર અત્યાચાર જોઇને ત્હેના બન્ને હોઠો ક્રોધથી ફરફડવા લાગ્યા, અને તે સભામાં બેઠેલા સકળ ક્ષત્રિય વર્ગને સંબોધીને બોલી ઉઠયો કે, "જો હું યુદ્ધમાં આ ભારતાધમ દુરાત્મા દુઃશાશનનું હૃદય ચીરીને રૂધીર પાન ન કરૂં તો મ્હને મ્હારા પૂર્વ પુરૂષોની ગતિ પ્રાપ્ત ન થાવ?" ભીમ આ ભીષણ પ્રતિજ્ઞા કરીનેજ શાંત થયો. યુધિષ્ઠિર, ધીરજથી સમસ્ત અપમાન સહન કરવા લાગ્યા, અન્યાન્ય બંધુઓ પણ ત્હેમની આજ્ઞાથી છાનામાના બેસી રહ્યા.

દ્રૌપદી અનાથની પેઠે રૂદન કરતાં કરતાં, પાંડવોનું અસાધારણ ધૈર્ય અને કૌરવોની દુર્બળતા અને ધર્મહીનતાનો ઉલ્લેખ કરી પોતે જે પ્રશ્નો પૂછ્યા છે, તેનો પ્રત્યુત્તર આપવા માટે સઘળાને વિનંતિ કરવા લાગ્યાં. ભીષ્મ–દ્રોણાદિ ધર્મવેત્તા વૃદ્ધ પુરૂષોએ, ત્હેમના પ્રશ્નનું સમાધાન કરવાને અસમર્થ હોવાથી 'ધર્મરાજાનો સિદ્ધાંત ગ્રહણ કરવા' જણાવ્યું. સભામાં બેઠેલ રાજામહારાજાઓ ધૃતરાષ્ટ્રના ભયથી સારૂં નરસું કાંઈપણ બોલી શકયા નહિ. ત્યારે દુર્યોધને પાંડવોના ભ્રાતૃભાવને કલંકિત કરવાના વિચારથી દ્રૌપદીને કહ્યું, "હે યાજ્ઞેસનિ! હવે ભીમ, અર્જુન, નકુલ અને સહદેવને ત્હારા પ્રશ્નના ઉત્તર આપવા કહે. તેઓ પણ ત્હારે માટે આ સકળ સભાસદો વચ્ચે યુધિષ્ઠિરના પ્રભુત્વનો અસ્વીકાર કરી, ધર્મરાજને મિથ્યાવાદી સિદ્ધ કરી, ત્હેને દાસીત્વને બેડ માંથી મુક્ત કરી શકશે." એ સાંભળીને ભીમસેન ગર્જના કરીને બોલી ઉઠયો, "હે મુઢ! જો એ ઉદાર સ્વભાવના કુલપતિ ધર્મરાજ અમારા પ્રભુ ન હોત તો, અમે ત્હેને કદી પણ ક્ષમા કરતજ નહિ. અમારી ઉપર એમનું પ્રભુત્વ હોવાથીજ દ્રૌપદીનો ચોટલો ઝાલનાર દુરાત્મા હજુ સુધી જીવી શકે છે?" ભીમનો

ક્રોધાગ્નિ ઉત્તરોત્તર પ્રજ્વલિત થતો જોઇને ભીષ્મ, દ્રોણ અને વિદુર ત્હેને શાન્ત પાડવા લાગ્યા.

કર્ણ પહેલાંની માફક દ્રૌપદીને હલકા શબ્દો કહેવા લાગ્યો. ભીમસેન પૂર્વાપેક્ષા અધિકતર ક્રોધાન્વિત થઇને મહારાજા યુધિષ્ઠિરની અપરિણામ દર્શિતાને માટે અદષ્ટને ધિક્કારવા લાગ્યો. ઐશ્વર્યપદથી છકી ગયેલો દુરાત્મા દુર્યોધન, ખુશી થતો થતો યુધિષ્ઠિરને "દ્રૌપદી પરાજીત થઇ છે કે નહિ" એ પ્રશ્ન પૂછીને હસતાં હસતાં દ્રૌપદી સામું દૃષ્ટિપાત કરીને નિર્લજની પેઠે પોતાની જાંગ બતાવવા લાગ્યો અને કર્ણ હસવા લાગ્યો. આ જોઇને ભીમસેન ક્રોધથી લાલચોળ આંખે મ્હોટેથી બોલ્યો, "હે ભૂપતિઓ ! હું પ્રતિજ્ઞા કરૂંછું કે, જો મહાયુદ્ધમાં ગદાના આઘાતથી આ જાંગને ન ભાંગી નાખું તો મરણ પછી મ્હારી, મ્હારા પિતૃ લોકના જેવી ગતિ ન થાવ!" એ કહેતાં કહેતાં બળતા જંગલની પેઠે, ત્હેના લોમકૂપમાંથી અગ્નિના તણખા બહાર પડવા લાગ્યા.

મહામતિ વિદુરજી ભીમસેનની ભીષણ પ્રતિજ્ઞા સાંભળીને કુરૂકુળ ઉપર ભવિષ્યમાં થનારા મહાન્ અનર્થનો વિચાર કરતાં, ત્હેમણે દ્રૌપદીને અનિર્જીતા (નહિ જીતાયલી) જાહેર કરવાને મહારાજા ધૃતરાષ્ટ્રને સલાહ આપી. દુર્યોધને વિદુરજીનું વાક્ય અગ્રાહ્ય જણાવી ફરીથી દ્રૌપદીને સંબોધીને કહ્યું, "હે યાજ્ઞસેનિ ! ભીમ, અર્જુન, નકુલ અને સહદેવનો મત એજ મ્હારો મત થશે. જો તેઓ યુધિષ્ઠિરને પોતાના અનીશ્વર જાહેર કરે તો તું દાસીત્વમાંથી મુક્ત થઇશ"

દુર્મતિ દુર્યોધન કેવળ પાંડવોના મનમાં ક્લેશ કરવાનેજ દ્રૌપદીને આમ વારંવાર કહીને સંતાપતો હતો. ગમે તે રીતે પાંડવોના સત્યનો નાશ કરવો એજ ત્હેનો ઉદ્દેશ હતો. જો ભીમાર્જુન વગેરે મહારાજા યુધિષ્ઠિરનું વાક્ય અગ્રાહ્ય કરીને દ્રૌપદીનો ઉદ્ધાર કરે તો પાપાત્માનું અભિષ્ટ સિદ્ધ થાય. આજ પાંડવોની અપૂર્વ ધૈર્યની, અને પરસ્પર ભ્રાતૃભાવની કસોટી થતી હતી. એક તરફ મહારાજા યુધિષ્ઠિરનું સત્ય પણ, અને બીજી તરફ

દુરાત્મા દુઃશાશને કરેલાં દ્રૌપદીનું કેશાકર્ષણ, અને નિષ્ઠુર નિર્યાતન, એક તરફ મ્હોટાભાઇ પ્રતિ ભીમ, અર્જુન, નકુળ અને સહદેવની અસીમ ભક્તિ અને શ્રદ્ધા, અને બીજી તરફ પાપી દુર્યોધનનું અસહ્ય અપમાન, અને ભીષણ પ્રલોભન. આ મહાન્ સંકટ સમયે પાંડવોએ જે અપૂર્વ ચરિત્રબળનું પ્રદર્શન કર્યું છે; તે સાંભળતાં હૃદય વિસ્મય રસમાં ગરકી જાય છે. ધર્માત્મા યુધિષ્ઠિર, પોતાના મ્હોટા કાકા ધૃતરાષ્ટ્ર તરફથી દ્યુત રમવાનું આમંત્રણ આવવાથી તે સમયમાં પ્રચલિત રાજ્યધર્માનુસારે ના કહી શક્યા નહિ. તેઓ પોતે ધર્મપ્રતિષ્ઠાતા હોઇ કેવી રીતે સનાતન ધર્મથી વિરૂદ્ધ વર્તી શકે ? શકુનિ પોતાના છળ ભેદથી કપટતાનો આશ્રય લઇને જય મેળવવા લાગ્યો. ધર્મરાજના ધર્મપણામાં દારૂણ આઘાત થયો. તેઓ ક્રોધ અને મોહને વશ થઇને તે વખતે જ્ઞાનશૂન્ય થઇ ગયા, અને શકુનિના નિષિદ્ધ ઉત્તેજનથી ત્હેમણે દ્રૌપદીને પણ હોડમાં મૂકી. સભામાં બેઠેલા સઘળા સભ્યો આ વખતે ત્હેમને વારંવાર ધિક્કારવા લાગ્યા. શત્રૂઓના આહ્લાદની પરિસિમા રહી નહિ, અને શકુનિએ છળપૂર્વક પાશા નાંખીને વિજય મેળવ્યો.

દુરાત્મા દુર્યોધનને આ વખતે દ્રૌપદીને આમ અસહ્ય કષ્ટ આપીને મયદાનવની સભામાં પોતે દારૂણ અપમાન સહન કર્યું હતું તેનો બદલો લેવાનો યોગ્ય અવસર મળ્યો; એટલુંજ નહિ પણ તે પાંડવોની રાજ્યલક્ષ્મીનું હરણ કરી લઇને ત્હેમનામાં પરસ્પર કલહ થઇ, ત્હેમનો ભ્રાતૃભાવ કલંકિત કરવાને, અને ત્હેમના ધર્માત્માપણાનો ઉચ્છેદ કરવાને તૈયાર થયો. પાપાત્માને ધર્મનો ભય હોતો નથી. ત્હેણે વગર વિચારે દુષ્ટ દુઃશાશનની સાહાયથી કુળવધુ દ્રૌપદીને બલાત્કારે સભામાં લાવીને ત્હેને અસહ્ય કષ્ટ આપી, તે સાધ્વી સતીનું અપમાન કર્યું. મહાત્મા યુધિષ્ઠિર ત્હેનો વિચાર સ્હમજી ગયા, અને દ્રૌપદીને હોડમાં મુકવામાં કરેલી ગંભીર ભૂલને માટે પશ્ચાતાપ કરવા લાગ્યા. અનેક કષ્ટો આવી પડવા છતાં પણ ધર્માત્મા પુરૂષો સત્યનું પ્રતિપાલન કરવામાં કોઇપણ દિવસ પરાઙ્મુખ થતા નથી. ત્હેમના ધર્મબળે દુરાત્મા દુર્યોધનની દારૂણ લાલચોને ઠેસ મારી એક

સત્યની ખાતર ત્હેમણે દ્રૌપદીનું થયેલું દારૂણ અપમાન, અને કષ્ટ સહન કર્યું. જેમણે એક વખત સમસ્ત પૃથ્વીનો જય કરીને રાજસુય યજ્ઞ કર્યો હતો, જેઓના પ્રતાપથી સમગ્ર રાજન્ય સમાજ વશીભૂત થઇ ગયો હતો, અને જેનું ઐશ્વર્ય જોઇને દુષ્ટ દુર્યોધન ઇર્ષાગ્નિથી બળી ઉઠયો હતો, તેઓ આજે આવી રીતે અપમાન, દીનતા, અને કષ્ટ મુંગે મ્હોડે સહન કરે છે, એજ ત્હેમનું અસામાન્ય ધૈર્ય અને સત્યનિષ્ઠા બતાવી આપે છે ? દિગ-વિજયી ભીમાર્જુન આદિ ભાઈઓએ અસાધારણ બળવીર્યસંપન્ન હોવા છતાં પણ મ્હોટાભાઇથી વિરૂદ્ધ વર્તવાનું તો દૂર રહ્યું પણ, ધર્મરાજાની સત્ય પ્રતિજ્ઞા કાયમ રાખવાને કૌરવોનો નિંદનીય અત્યાચાર સહન કર્યો. જે ભીમ અયૂતનાગતૂલ્ય પરાક્રમશાળી હતો, અને જે ધર્મરાજાના માત્ર એક ઇસારાથીજ સમસ્ત કૌરવોનો નાશ કરવાને શક્તિમાન હતો તે પણ, પોતાનો ધર્મ સ્હમજીને ધર્મરાજના એક આજ્ઞાપાલક ભૃત્યની પેઠે, ત્હેમની સ્હામું જોઇને આવું નિદારૂણ અપમાન સહન કરવા છતાં પણ ન્યાય માર્ગમાંથી જરા પણ ડગ્યો નહિ. પાંડવોનો આ ઉચ્ચ પ્રકારનો ભ્રાતૃભાવ અને સત્ય નિષ્ઠા, ત્હેમની નૈતિક બળની પરાકાષ્ટાનું દર્શન કરાવી ચિરકાલ જગતમાં અજર—અમર રહેશે.

હવે પાંડવોની ભાગ્યદશાનો ઉલ્લેખ કરીને આ પ્રબંધનો ઉપસંહાર કરીયે છીએ. જ્યારે કૌરવ રાજસભામાં આ પ્રમાણે અત્યાચાર પ્રવર્તે છે ત્યારે નાના પ્રકારના અપશુકનો જોવામાં આવે છે, મહારાજા ધૃતરાષ્ટ્રના અગ્નિહોત્રના ઘરમાં ગધેડાં ભુંકવા લાગ્યાં, અને પક્ષીઓ ચારે તરફ ભયાનક શબ્દો કરવા લાગ્યા. તત્ત્વવેત્તા વિદુરજીએ, અને ગાંધારીએ, આ સકળ ઘોરતર ઉત્પાતથી બહુજ ભય પામીને ધૃતરાષ્ટ્રને સઘળો વૃત્તાંત નિવેદન કર્યો; એ સાંભળી ધૃતરાષ્ટ્રે દુર્યોધનનો તિરસ્કાર કરીને દ્રૌપદીને સાન્ત્વના આપી પોતાની પાસે મનગમતું વરદાન માંગી લેવાને કહ્યું, તે પ્રમાણે દ્રૌપદીએ એક વરદાનથી ધર્મરાજ યુધિષ્ઠિરને, અને બીજા વરદાનથી ભીમ, અર્જુન, નકુળ, અને સહેદવને દાસત્વમાંથી મુક્ત કરાવ્યા. ધૃતરાષ્ટ્રે પ્રસન્ન થઇને ત્રીજું વરદાન માંગવાનો આગ્રહ કર્યો, પરંતુ દ્રૌપ-

દીએ વધારે લોભ ન કરતાં બે વરદાન માગી ત્રીજું વરદાન માગવાની ના કહી. મહારાજા યુધિષ્ઠિર આ પ્રમાણે દાસત્વમાંથી મુક્ત થઇને ધૃતરાષ્ટ્રની આજ્ઞા લઇને ભ્રાતૃગણ અને દ્રૌપદીને લઇને ઇન્દ્રપ્રસ્થ ચાલ્યા ગયા.

પરંતુ દ્યુત આટલેથી જ સમાપ્ત થયું નહિ. વિધાતાએ પાંડવોના સૌભાગ્યનો નાશ કરવાને દુર્યોધનાદિની દુરાકાંક્ષામાં અતિશય વૃદ્ધિ કરી, દુઃશાશને પાંડવોને આ પ્રમાણે મુક્ત થયેલા જોઇને દુર્યોધનને ખૂબ ઉશ્કેર્યો. દુર્યોધન કર્ણ અને શકુનિની સાથે મસલત કરીને એકદમ ધૃતરાષ્ટ્રની પાસે આવ્યો અને પ્રબળ શત્રુઓનો કોઇપણ રીતે સંહાર કરવાની સલાહ આપી. ફરીથી પાંડવોને દ્યુત રમવાનું નિમંત્રણ મોકલ્યું. આ વખતે જે હારે "ત્હેને સહકુટુંબ બારવર્ષ સુધી વનમાં જવું અને તેરમે વર્ષે ગુપ્ત રહેવું" એવી સરત કરીને શકુનિની સહાયતાથી દુર્યોધને પાંડવોનો પરાજય કરીને ત્હેમના ઐશ્વર્યનો ભોગતા થઇ, બાર વર્ષ સુધી વનમાં મોકલી નિઃશંકપણે રાજ્ય કરવાનો ઘાટ ગોઠવ્યો.

અંધરાજે પુત્રના સ્નેહથી અંધ થઇને દુર્યોધનના દુષ્ટ વિચારને અનુમોદન આપ્યું. ભીષ્મ દ્રોણાદિ મહાત્માઓએ તેમ કરવાનો નિષેધ કર્યો. ધર્મશીળા ગાંધારીએ કુળદ્રોહી દુર્યોધનનો પરિત્યાગ કરવાની સલાહ આપી; પરંતુ હતબુદ્ધિ ધૃતરાષ્ટ્રે હિતૈષી ભીષ્મ દ્રોણાદિનું, તેમજ દેવી ગાંધારીનું કહેવું માન્ય રાખ્યું નહિ. તરતજ દ્યુતક્રીડા શરૂ થઇ. દુર્યોધને પોતાનો ઉપરોક્ત આદેશ સકળ સભાસદોને જાહેર કર્યો, યુધિષ્ઠિરે, સુવર્ણમૃગથી લોભાયલા રામચંદ્રજીની પેઠે, અથવા તો અગ્નિ ઉપર ઝંપલાવતા પતંગની પેઠે વૃદ્ધ રાજાની આજ્ઞા પ્રમાણે શકુનિની કપટતા અને દ્યુત રમવાનો ગેરફાયદા જાણવા છતાં પણ ધર્મના ભયથી દ્યુતનો આરંભ કર્યો, અને શકુનિનાં કપટદ્યુતથી પરાજીત થઇને પોતાનું સત્ય પાળવાને ભીમ, અર્જુન, નકુળ, સહદેવ અને દ્રૌપદી સાથે બારવર્ષ સુધી વનવાસ અને તેરમે વર્ષે ગુપ્તવાસ કરવાને ધૃતરાષ્ટ્ર અને અન્યાન્ય સભાસદોની આજ્ઞા લઇને વનમાં ચાલ્યા ગયા.

---

# ૨. વિદુરજીનું સત્સાહસ.

**[ ઘુતક્રિડાના આરંભમાં વિદુરનો ધૃતરાષ્ટ્રને ઉપદેશ–શકુનિના કપટાચરણથી વિદુરનો અસંતોષ અને ભરસભામાં દુર્યોધનનો ત્યાગ કરી પાંડવોને ગ્રહણ કરવાનો મહારાજાને ઉપદેશ–દુર્યોધનનો ક્રોધ–વિદુરનું અપમાન–વિદુરનો દુર્યોધનને ઉપદેશ– દ્રૌપદીના પ્રશ્નનો ઉત્તર આપવા વિદુરની સભાને વિનંતિ અને પોતાનો મત–ઉપસંહાર—]**

દ્યુત ક્રીડા વખતે સભામાં બેઠેલા સઘળા સભાસદોમાં મહાત્મા વિદુરે જે સત્સાહસ બતાવ્યો છે તે બહુજ પ્રશંસનીય છે. જ્યારે ધૃતરાષ્ટ્ર, દુર્યોધન, અને શકુનિએ પાપબુદ્ધિથી પાંડવોને દ્યુત રમવાનું આમંત્રણ કરવાને ઇન્દ્રપ્રસ્થ જવાની વિદુરને આજ્ઞા કરી, ત્યારે મનસ્વી વિદુર, દ્યુત ક્રીડાના ભાવી અનિષ્ઠ પરિણામનો વિચાર કરીને, અંધ રાજને ઉકત અશુભ કાર્ય ન કરવાને વારંવાર કહેવા લાગ્યા. પરંતુ દુર્ભાગ્યથી ધૃતરાષ્ટ્રે, અનુચિત પુત્ર સ્નેહને વશ થઇને તે ધર્માત્માનો ઉપદેશ માન્ય કર્યો નહિ, અને દુર્બુદ્ધિના પ્રભાવથી દૈવ ઇચ્છાને બળવાન ગણી–ભીષ્મ દ્રોણાદિ વૃદ્ધ પુરૂષોની સલાહ લેવાનો પણ શ્રમ લીધો નહિ, અને વિદુરજીને ઇન્દ્રપ્રસ્થ જવાને આજ્ઞા કરી. વિદુર વડીલ બંધુની આજ્ઞા માથે ચઢાવીને ત્યાંથી ચાલ્યા ગયા.

ત્યાર પછી ધર્માત્મા યુધિષ્ઠિર દ્યુતક્રીડાનું આમંત્રણ થવાથી તેમાંથી વિરકત થઇ શકયા નહિ. શકુનિ દગો કરીને ધર્મરાજાને પરાસ્ત કરવા લાગ્યો. સભામાં બેઠેલાઓ દુર્યોધન અને ધૃતરાષ્ટ્રના ભયથી કાંઇપણ બોલી શકયા નહિ. પરંતુ વિદુરજી સ્વતંત્ર સ્વભાવના હતા. તેઓ લોક ભય કરતાં ધર્મનો ભય વધારે રાખતા હતા. શકુનિનો કપટાચાર જોઇને તેઓને બહુજ દુઃખ થયું. દુર્યોધને, અધર્મથી ધર્માત્મા પાંડવોને નિરાધાર બનાવી દીધા, તે ત્હેમનાથી સહન થઇ શકયું નહિ. ત્હેમણે દુર્યોધનને કૌરવકુળનો

વિનાશ કરનાર ધારીને મ્હોટાભાઈ ધૃતરાષ્ટ્રને કહ્યું કે, " મહારાજ ! આ પાપાત્મા પૂત્રનો પરિત્યાગ કરો ! જેવી રીતે, મદિરાપાન કરનાર મદિરાપાન કરીને ' હું પતિત થયો છું ' એમ જાણી શકતો નથી; તેવીજ રીતે આ દુરાત્મા દુર્યોધન દ્યુત મદથી અંધ થઇને મહારથ પાંડવો સાથે વૈર બાંધવામાં પોતાનું જે અનિષ્ટ કરે છે, તે જાણતો નથી. મ્હેં સાંભળ્યું છે કે ભોજ વંશના એક રાજાએ પોતાની પ્રજાના હિતને માટે, પોતાના દુઃશીલ પુત્રનો પરિત્યાગ કર્યો છે. તેજ પ્રમાણે અંધક, યાદવ, અને ભોજ-ગણે એકત્ર થઇને કંશનો પરિત્યાગ કર્યો છે. અને શ્રીકૃષ્ણ પરમાત્મા પાસે તેનો નાશ કરાવી સુખપૂર્વક દિવસ નિર્ગમન કરે છે. ત્હમે પણ અર્જુનને આજ્ઞા કરો, તે દુર્યોધનને મારી નાંખશે, એટલે કૌરવો પરમ સુખથી દિવસ નિર્ગમન કરશે. કાગડા અને વરૂ જેવા દુર્યોધન બદલે મોર અને વાઘ જેવા પાંડવોને ગ્રહણ કરો. હું આ અપ્રિય વાક્ય બોલું છું તેથી ખોટું લગાડશો નહિં. શાસ્ત્રમાં કહ્યું છે કે કુળની રક્ષા કરવાને એક માણસ-નો ત્યાગ કરવો, ગ્રામની રક્ષા થતી હોય તો કુળનો પરિત્યાગ કરવો, જનસમાજની રક્ષા થતી હોય તો ગ્રામનો પણ ત્યાગ કરવો અને પોતાની રક્ષા કરવા માટે સમસ્ત પૃથ્વીનો પણ ત્યાગ કરવો. માળી જેમ ઉદ્યાનના પુષ્પવૃક્ષને પાણી પાઇને પુષ્પ ઉત્પન્ન કરે છે, તેજ પ્રમાણે તમે પણ જો પાંડવરૂપી વાડીમાં સ્નેહ સલીલનું સિંચન કરશો તો, તેમાંથી પુનઃ પુનઃ બીજાં એવાંજ પુષ્પો તૈયાર થશે; માટે અંગારકારી વૃક્ષદાહની પેઠે ત્હેમને મૂળમાંથી બાળી નાંખશો નહિ. પાંડવો સાથે વેર બાંધવાથી, સમસ્ત કુટુંબ, સુખ વૈભવ, ચાકર નોકર સર્વનો વિનાશ થશે; કારણકે પાંડવોની સાથે દેવતાઓ સહિત સાક્ષાત શંકર પણ યુદ્ધ કરવાને શક્તિમાન નથી."

વિદુરજીને સભા વચ્ચે ધૃતરાષ્ટ્રને આવો ઉપદેશ આપતાં સાંભળીને દુર્યોધન ગુસ્સે થઇ ગયો, અને વિદુરનો તિરસ્કાર કરીને બોલ્યો કે, " હે વિદુર ! શત્રુના પક્ષના માણસને અને વિશેષતઃ અહિતકારી મનુષ્યને આશ્રય આપવો જોઇએ નહિ. માટે ત્હમારી મરજીમાં આવે ત્યાં ચાલ્યા જાઓ. ત્હમારો આ સભામાં બેસવાની કાંઇ જરૂર નથી." વિદુરે દુર્યોધનનાં

દુર્વાક્યથી ગુસ્સે થઇને કહ્યું કે, "હે રાજન્! આ ભૂમંડળમાં પ્રિયભાષી પાપાત્મા મનુષ્યો ઘણા છે. પરંતુ અપ્રિય છતાં હિતકર વચનો કહેનાર અને સાંભળનાર બન્ને બહુ જ દુર્લભ છે. જે ધર્માત્મા મનુષ્યો પ્રિય તેમ અપ્રિયનો વિચાર ન કરતાં, જે હિતકર હોય તેજ કહે, તેજ ખરા સાહાય કરનાર છે. હું ફક્ત ધૃતરાષ્ટ્ર અને ત્હેના પુત્રોની ધન અને યશમાં વૃદ્ધિ કરવાની ઇચ્છાથીજ આ સદુપદેશ આપું છું છતાં ત્હારે જેમ કરવું હોય તેમ કર. પંડિતો તેજદ્વેષી સર્પને છંછેડતા નથી એ બરોબર યાદ રાખજે" એમ કહીને ધર્માત્મા વિદુર ત્યાંથી ચાલ્યા ગયા.

બીજી વખત જ્યારે દુર્યોધને પોતે દ્રૌપદીને પણમાં જીતી લીધી છે એવો વિચાર કરીને વિદુરજીને આજ્ઞા કરી કે, "હે વિદુર! ત્હમે જલ્દીથી જઇને દ્રૌપદીને લાવો. તે દાસીની માફક મ્હારા ઘરનું વાસીદું કાઢશે." ત્યારે પણ સ્પષ્ટ વક્તા, વિદુરે દુર્યોધનની નિંદા કરીને સાહસપૂર્વક પોતાનો મત દર્શાવ્યો કે, "હે પાપી! દ્રૌપદી કદિપણ દાસી થશે નહિ; કારણ કે યુધિષ્ઠરે ત્હેના અનધિકારી થઇને ત્હેને પણમાં મૂકી છે." ત્યારપછી ઉપદેશ આપતાં કહ્યું કે, "હે રાજન્! બીજાને દુઃખ દેવું નહિ, કોઇને પણ કઠોર શબ્દ કહેવો નહિ, પોતાને ઘેર બોલાવવા માણસો સાથે અસભ્યતાથી વર્તવું નહિ, તેમ જે વાત કહેવાથી બીજાનું મન દુઃખાય તે વાત કહેવી નહિ. કેટલાક લોકો જેમ આવે તેમ દુર્વાક્યનો પ્રયોગ કરે જાય છે, પરંતુ જેને માટે એવાં દુર્વાક્યો ઉચ્ચારવામાં આવે છે તેનાં મર્મ સ્થળો ભેદાઇ જાય છે, અને ત્હેમને અતિશય દુઃખ થાય છે, એટલા માટે પંડિતો બીજાના ઉપર કટાક્ષ કરી એવાં વાક્યો ઉચ્ચારતા નથી. હે દુર્યોધન! તું જે પ્રમાણે મરજીમાં આવે તેમ દુર્વાક્યનો પ્રયોગ કરે છે, તે પ્રમાણે પાંડવો એક વનચર, ગૃહસ્થી કે તપસ્વીને એવાં વાક્યો મર્ણાન્તે પણ કહે નહિ. નીચ માણસો જ આ પ્રમાણે બોલે છે, તું લોભ-પરતંત્ર થઇને હિતેચ્છુઓનો ઉપદેશ સાંભળતો નથી માટે મ્હને એમજ લાગે છે કે ત્હારા પાપથી થોડા સમયમાં સમસ્ત કુરૂવંશનો વિનાશ થશે," કિન્તુ હાય! વિદુરજીની હિત-વાણી દુર્યોધનના મનમાં ઉતરી નહિ. તે મદાંધ થઇને વિદુરને ધિક્કારવા લાગ્યો.

જ્યારે દુરાત્મા દુઃશાસન સભામાં દ્રૌપદીનાં વસ્ત્ર ખેંચવામાં પરાસ્ત થયો, અને સભાસદો ધૃતરાષ્ટ્રની નિંદા કરીને પરિતાપ કરવા લાગ્યા, ત્યારે પણ મહાત્મા વિદુરજી પોતાના બન્ને હાથ ઉંચા કરીને સકળ સભાસદોને સંબોધીને બોલી ઉઠયા કે, "હે સભ્યો ! દ્રુપદરાજકન્યા જે પ્રશ્ન પૂછીને અનાથની પેઠે વારંવાર રૂદન કરે છે, તેનો ઉત્તર નહિ આપવામાં ત્હમે અધર્મ કરો છો. આર્ત વ્યક્તિ પ્રજ્વલિત હુતાશનની પેઠે સભામાં આગમન કરે તો, સભામાં બેઠેલાઓએ ત્હેને સત્ય અને ધર્મથી શાન્ત પાડવી જોઇએ. આર્ય વ્યક્તિ સત્યથી ધર્મ–પ્રશ્નનો ઉત્તર આપે છે, માટે કામ અને ક્રોધને મૂકી દઇ દ્રૌપદીના પ્રશ્નનો ઉત્તર આપો. વિકર્ણે પોતાની બુદ્ધિ પ્રમાણે ત્હેના પ્રશ્નનો યથાર્થ ઉત્તર આપ્યો છે; માટે ત્હમારે પણ એ પ્રશ્નનો યથાર્થ ઉત્તર આપવો જોઇએ. વિચાર સમાજમાં ઉપસ્થિત થઇને જો ધર્મ દર્શી સભ્ય વિચાર્ય વિષયમાં કાંઇ પણ કહે નહિ, તો અસત્ય કથનનું ફળ, અને જે કામ ક્રોધને વશ થઇને મિથ્યા સિદ્ધાન્ત કરે તે સંપૂર્ણ ફળ ભોગવે છે, એમાં સંદેહ નથી." પરંતુ વિદુરજીનું વાક્ય સાંભળીને સભામાં બેઠેલા રાજા મહારાજાઓમાંથી કોઇએ પણ પ્રત્યુત્તર દીધો નહિ.

ફરીથી જ્યારે ભીમસેને, દુર્યોધનનો કુત્સિત વ્યવહાર જોઇને ગુસ્સે થઇ ત્હેની જાંગ ફાડી નાંખવાની ભીષણ પ્રતિજ્ઞા લીધી ત્યારે પણ વિદુરે ભારતવંશના ભાવી કુળક્ષયનો વિચાર કરીને કૌરવોને કહ્યું કે, "ત્હમે અન્યાયથી દ્યૂતક્રીડા કરી છે, અને દ્રૌપદીને સભામાં લાવીને મહાન્ અન્યાય કર્યો છે. ત્હમારા સઘળાની બુદ્ધિ બહેર મારી ગઇ છે. હવે મ્હારૂં ધર્મ વાક્ય સાંભળી લ્યો. જો ધર્મરાજાએ પોતાનો પરાજય થતા પહેલાં દ્રૌપદીને પણમાં મૂકી હોત તો તે વખતે તેઓ દ્રૌપદીના ઈશ્વર હોવાથી દ્રૌપદી પરાજીત થયેલી ગણાત. પરંતુ પહેલાં પોતે પરાજીત થયા પછી—અનીશ્વર થયા પછી દ્રૌપદીને તે પણમાં મુકી શકે નહિ, માટે હે કૌરવો ! ત્હમે ગાંધાર રાજનું વાક્ય સાંભળીને વિમૂઢ થઇ ધર્મભ્રષ્ટ થશો ના, દુર્ભાગ્યે આ વખતે પણ વિદુરનું કથન કોઇએ ગણકાર્યું નહિ.

ત્યાર પછી જે કાંઈ બન્યું છે, તે પહેલાંના પ્રબંધમાં વર્ણવ્યું છે.

વિદુરજીએ વારંવાર ઉપદેશ આપ્યા છતાં પણ ધૃતરાષ્ટ્રને ધર્મ માર્ગે ચલાવવાને શક્તિમાન થયા નહિ; પરંતુ હેમણે જે અસામાન્ય તેજસ્વિતા અને ધર્મ–બુદ્ધિનો પરિચય કરાવ્યો તે અતુલનીય, અને અદ્વિતીય છે, એમ તો કહેવું જ પડશે. જે વખતે દુર્યોધન દ્રૌપદીને સભામાં લાવવાને તૈયાર થયો, ત્યારે ભીષ્મ દ્રોણાદિ મહાત્માઓ ત્યાં બેઠેલા હોવા છતાં પણ તેઓ હેને રોકી શકયા નહિ. આ વખતે પણ ભીમસેન અને વિદુરજ હેની સામે થયા હતા. ભીમસેને પોતાના બાહુબળના ગર્વથી ભીષણ પ્રતિજ્ઞા બાંધી, અને વિદુરજીએ પોતાની ધર્મ–બુદ્ધિના પ્રભાવથી કૌરવોને તેમ ન કરવાની સલાહ આપી. દ્રૌપદીના સૂક્ષ્મ પ્રશ્નોનો પ્રત્યુત્તર આપવાને કોઇએ પણ સાહસ કર્યું નહિ. કેવળ વિદુર અને વિકર્ણેજ ન્યાયથી હેના પ્રશ્નનો ઉત્તર આપ્યો હતો. ધૃતરાષ્ટ્રે અનુચિત પુત્ર વાત્સલ્યથી દુર્યોધનના દુષ્ટ કર્મોને અનુમોદન આપ્યું હતું તેનો પ્રતિરોધ કરવાને સાધુશીલ ગાંધારી અને ધર્મજ્ઞ વિદુર સિવાય કોઇએ પણ સાહસ કર્યું નહિ. દુર્મતિ દુર્યોધને વિદુરનો સદુપદેશ ન માનતાં હેમને અનેક કઠોર વચનો કહ્યાં, તે છતાં પણ વિદુરજીએ તે સહન કરીને કૌરવોનું હિત કરવાને પોતાનો સ્વતંત્ર ધર્મમત પ્રદર્શિત કર્યો હતો. આવી ઐકાન્તિક હિતેચ્છા વિદુરજીના જેવા મહા પુરૂષમાં જ સંભવે છે, અને એટલા માટે જ અમારાથી વિદુરજીના સત્સાહસની પ્રશંસા કર્યા સિવાય રહેવાયું નથી. જ્યારે મહારાજા યુધિષ્ઠિર, બીજી વખતના દ્યૂતમાં પરાજીત થઇને પિતૃવ્ય ધૃતરાષ્ટ્ર, પિતામહ ભીષ્મ, ગુરૂ દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, અને અન્યાન્ય સભાસદો પાસે વદાય લઇને વનવાસ, જવાને તૈયાર થયા ત્યારે લજ્જાથી કોઇપણ હેમને કશું કહી શકયા નહિ. કેવળ મનમાંને મનમાં હેમને આશીર્વાદ આપવા લાગ્યા; પરંતુ વિદુરે આવી લજ્જા રાખી નથી. હેમણે કુન્તાજીને પરમ આદરપૂર્વક પોતાના ઘરમાં આશ્રય આપ્યો, અને યુધિષ્ઠિરને પોતાના ધર્મનું યથાર્થ પાલન કરતા જોઇને હેમની બહુજ પ્રશંસા કરી, યોગ્ય ઉપદેશ અને, અનેક પ્રકારે સાન્ત્વના અને ઉત્સાહ આપી, પોતાના અકૃતિમ સ્નેહ અને ધર્માનુરાગનો પરિચય કરાવ્યો.

# ૩. અર્જુનનું તપોબળ.

[ પાંડવોનો દ્વૈતવનમાં નિવાસ–મહર્ષિ વેદવ્યાસનું આવાગમન અને ઉપદેશ–પાંડવોનું કામ્યકવનમાં જવું–યુધિષ્ઠિરની અર્જુનને આજ્ઞા–અર્જુનનું હિમાચળ જવું–તપસ્વી વેષધારી ઈંદ્ર અને અર્જુનનો સંવાદ–ઇંદ્રનો આશીર્વાદ–અર્જુનની તપશ્ચર્યા–કિરાતરૂપી શ્રીશંકરનો આવિર્ભાવ–અર્જુનનું પરાક્રમ શંકરનું પ્રસન્ન થવું અને પાશુપતાસ્ત્ર આપવું, ઉપસંહાર. ]

પાંડવો દ્યૂતમાં હારીને વનવાસ ગયા. તે પછી એક દિવસ દ્વૈતવનમાં ધર્માત્મા યુધિષ્ઠિર, દ્રૌપદી અને ભીમસેન સાથે વાતચીત કરતા હતા તે વખતે મહાયોગી વ્યાસદેવજી ત્યાં આવી પહોંચ્યા. ધર્મરાજાએ ત્હેમને યોગ્ય સત્કાર આપી, ત્હેમની અર્ઘ્યપાદ્ય પૂજા કરી. વ્યાસદેવજી ધર્મરાજાની પરિચર્યાથી પ્રસન્ન થયા, અને કહેવા લાગ્યા કે, "ત્હારા મનની વ્યથા જાણીને ત્હને કાંઇક સલાહ આપવાને હું અત્રે આવ્યો છું. તું ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય અને કર્ણ વગેરે મહાવીરોને માટે શંકા કર્યા કરે છે તેનું નિવારણ કરવાનો એક ઉપાય બતાવું છું." એમ કહીને મહર્ષિ વ્યાસદેવજીએ યુધિષ્ઠિરને એકાંતમાં લઇ જઇને 'પ્રતિસ્મૃતિ' નામની વિદ્યા આપી અને કહ્યું કે "અર્જુન આ વિદ્યાના પ્રભાવથી દિવ્યાસ્ત્ર મેળવવાને તપસ્યા કરશે, અને તેથી મહાદેવ અને ઇંદ્રની પ્રીતિ સંપાદન કરશે."

ત્યાર પછી થોડા દિવસે ધર્માત્મા યુધિષ્ઠિર કામ્યકવનમાં જઇને અનેક તપસ્વી અને બ્રાહ્મણોના સત્સંગમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યા. એક દિવસ ત્હેમને વ્યાસદેવજીના વાક્યનું સ્મરણ થઇ આવ્યું, તેથી અર્જુનને બોલાવીને કહ્યું કે, "ભાઇ, મ્હેં મહર્ષિ વેદવ્યાસ પાસેથી જે વિદ્યા પ્રાપ્ત કરી છે, તે વિદ્યાનું અધ્યયન કરી ઇંદ્રિય–સંયમ સાથે તપસ્યા કરવાથી તું દેવતાઓની પ્રસાદીથી દિવ્યાસ્ત્ર મેળવી શકીશ. તું આ મહાન કાર્ય કરવાને દરેક રીતે યોગ્ય છે. ત્હારા અસ્ત્રબળથી હું ફરીથી રાજ્યનો ઉદ્ધાર કરી શકીશ, માટે હમણાંજ દીક્ષા લઇને દેવરાજના પ્રિયસ્થાન

માનસ–તીર્થ તરફ પ્રયાણ કર." એમ કહીને ધર્મરાજાએ અર્જુનને રહસ્ય વિદ્યાનું અધ્યયન કરાવ્યું, અને વ્યાસજીએ બતાવેલા મંત્રની વિધિ પ્રમાણે દીક્ષા આપીને અર્જુનને માનસ–તીર્થે જવાની આજ્ઞા આપી.

વડિલ બંધુની આજ્ઞા માથે ચડાવીને, અર્જુને પ્રસન્નતાથી પોતાના ગાંડીવ ધનુષ્ય, અક્ષય ભાથા, કવચ, વગેરે આયુધો ધારણ કરીને ધર્મરાજ અને ભીમસેનને પ્રણામ કર્યા. જતી વખતે કૌરવોનો સંહાર કરવાનો દૃઢ સંકલ્પ કરીને આકાશ તરફ જોઇ દીર્ઘ નિશ્વાસ નાખ્યો. અર્જુનને પ્રસ્થાન કરતો જોઇને વનના સઘળા બ્રાહ્મણો અને તપસ્વીઓ ત્હેનો વિજય ઇચ્છીને આશીર્વાદ આપતાં કહેવા લાગ્યા કે, "હે કૌંતેય ! ત્હમે પ્રસ્થાન કરો ત્હમારો જય થશે." એ સાંભળીને મહાવીર અર્જુને કુળગુરૂ ધૌમ્ય અને ભાઇઓની પ્રદક્ષિણા અને પ્રણામ કરી ત્યાંથી ઉત્તર તરફ ચાલવા માંડયું.

મહા પ્રતાપી અને તેજસ્વી અર્જુનને, ઇંદ્રને પ્રસન્ન કરવા માટે ઉલ્લાસ પૂર્વક આગળ વધતો જોઇને ભૂતગણ ત્હેના માર્ગમાંથી નાશી જવા લાગ્યા. તે અનેક પર્વતો ઓળંગીને એક દિવસમાંજ અતિ પવિત્ર અને દિવ્ય હિમાચળમાં આવી પહોંચ્યો. ત્યાર પછી યોગયુક્ત થઇને અહોરાત્ર પરિશ્રમ લઇને હિમાલય અને ગંધમાદન પર્વત ઓળંગીને આખરે ઈંદ્રકીલ પર્વત ઉપર જઇ પહોંચ્યો. તે વખતે ત્યાં આગળ અંતરીક્ષમાંથી "**तिष्ठ तिष्ठ**" (ઉભો રહે ઉભો) એવા શબ્દો ત્હેના સાંભળવામાં આવ્યા. અર્જુન એકદમ ઉભો રહ્યો અને એ શબ્દ ક્યાંથી આવે છે તે ધ્યાન દઇને સાંભળવા લાગ્યો. એટલામાં એક ઝાડના મૂળ પાસે પિંગળ વર્ણના અને જટાધારી એક અદ્ભુત તપસ્વી ત્હેના જોવામાં આવ્યા. તે તપસ્વીએ અર્જુનને જોઇને કહ્યું કે, "હે વત્સ ! ક્ષત્રિય વ્રત ધારણ કરીને, હાથમાં ધનુષ્ય બાણ અને તરવાર લઇ આ સ્થાને શા માટે આવ્યો છે ? અહિં શાંત સ્વભાવના અને વિનીત ક્રોધ બ્રાહ્મણોના આશ્રમો છે. અહિં આ સંગ્રામ કરવાનો નથી માટે ધનુષ્ય બાણનો પરિત્યાગ કર. આ સ્થળમાં આવી ત્હેં પરમ ગતિ પ્રાપ્ત કરી છે." આ અસામાન્ય તેજસ્વી બ્રાહ્મણનું કથન સાંભળીને દૃઢ વ્રતધારી અર્જુન હિંમત હારી ગયો નહિ.

તે જોઇને તે તેજસ્વી પુરૂષે પ્રસન્ન થઇને કહ્યું કે, " હે વત્સ ! હું દેવરાજ ઇન્દ્ર છું માટે ત્હારે જે વરદાન માગવું હોય તે માગ. " એ સાંભળીને મહાવીર અર્જુને પ્રણામ કરી હાથ જોડીને કહ્યું કે, " હે ભગવન્ ! હું આપની પાસે સમગ્ર અસ્ત્રવિદ્યા શીખવાની ઇચ્છાથી આવ્યો છું, માટે આપ કૃપા કરીને મ્હારી તે ઇચ્છા પૂર્ણ થાય એવું વરદાન આપો. "

દેવેન્દ્રે અર્જુનનું વાકય સાંભળી સહાસ્ય વદને પ્રતિઉત્તર આપ્યો કે " હે વત્સ ! જ્યારે તું આ સ્થાને આવી પહોંચ્યો ત્યારે હવે ત્હારે અસ્ત્ર શસ્ત્રની શી જરૂર છે ! ત્હને પરમગતિ પ્રાપ્ત થઇ છે, માટે હવે તો કોઇ અભિષ્ટ લોકની પ્રાર્થના કર. " અર્જુને કહ્યું, " ભગવન ! હું મ્હારા ભાઇઓને વનમાં મૂકીને કૌરવોનું વેર લેવાને અહિં આવ્યો છું. જો આ વખતે હું લોભ અને કામને વશીભૂત થઇને મ્હારા તે વ્રતનો—દૃઢ પ્રતિજ્ઞાનો—ત્યાગ કરૂં તો હું કલંકિત થાઉં. " દેવરાજે અર્જુનને મધુર વચનોથી સાન્ત્વના આપતાં કહ્યું કે " હે અર્જુન ! હું ત્હારો દૃઢ સંકલ્પ જાણીને પ્રસન્ન થયો છું. તું દેવાધિદેવ મહાદેવની આરાધના કર. જ્યારે ત્હને ત્હેમનાં દર્શન થશે, ત્યારે ત્હારી અભિષ્ટ કામનાઓ સિદ્ધ થશે અને હું પણ તે જ વખતે ત્હને સમસ્ત દિવ્યાસ્ત્રો આપીશ. " એમ કહીને ઇન્દ્ર અન્તર્ધાન થઇ ગયા, અને અર્જુન ત્યાં આગળ જ શંકર પરમાત્માની આરાધના કરવાની તૈયારી કરવા લાગ્યો.

પર્વતનું અપૂર્વ સૌંદર્ય જોઇને અર્જુનને બહુજ આનંદ થયો. થોડીવાર આમ તેમ ફરીને સઘળું સૃષ્ટિ—સૌંદર્ય જોઇ લીધું, અને એક સુંદર સ્થાન જોઇ તપસ્યાનો આરંભ કર્યો. અર્જુને વલ્કળ વસ્ત્ર ધારણ કરી, મૃગચર્મનું આસન લગાવી જમીન ઉપર પડેલાં સૂકાં પાંદડાંનું ભક્ષણ કરવા માંડયું. પહેલા માસમાં ત્રીજે દિવસે, બીજા માસમાં છઠે દિવસે, અને ત્રીજે મહિને દર પંદર દિવસે ફળાહાર કરીને રહેવા માંડયું. ચાતુર્માસમાં ફક્ત વાયુ ભક્ષણ કરીને બન્ને હાથ ઉંચા રાખી, પગનાં આંગળાં ઉપર ઉભા રહી ઘોરતર તપાનુષ્ઠાન કરવા માંડયું. ત્હેની જટા સતત વર્ષાદની ધારાઓથી ભિંજાઇને વિદ્યુતના જેવી ઉજ્જવળ અને ખીલેલા કમળ જેવી

મનોહર દેખાવા લાગી. અર્જુનની આવી અઘોર તપસ્યા જોઇને મહર્ષિઓ તેમજ દેવતાઓ પણ ગભરાટમાં પડી ગયા, અને દેવાધિદેવ મહાદેવને શરણે ગયા.

મહાદેવજી, ત્હેમને સાન્ત્વના આપીને, અર્જુનનો મનોરથ સિદ્ધ કરવાનો વિચાર કરી કૈલાસમાંથી નીકળ્યા. અર્જુનની પરીક્ષા કરવા માટે ત્હેમણે મનોહર કિરાતનો વેષ ધારણ કર્યો, અને બીજા સુમેરૂ પર્વત અથવા તો સાક્ષાત્ અગ્નિનારાયણ જેવા પ્રભાન્વિત થઇને પિનાક ધનુષ્ય અને બાણ ગ્રહણ કરીને, માતુશ્રી ઉમાદેવીને સાથે લઇને અર્જુન તપસ્યા કરતા હતા તે વનમાં જઇ પહોંચ્યા. ભૂતગણ પણ વિવિધ વસ્ત્રાભૂષણો ધારણ કરીને, ત્હેમની પાછળ ગયા, આ વખતે તે સ્થાને અપૂર્વ શોભા ધારણ કરી. ક્ષણકાળમાં સમસ્ત વન–પ્રદેશ નિસ્તબ્ધ થઈ ગયો. પવનની લ્હેરનો મધુર સુસવાટ તેમજ મનોહર પક્ષીઓનો કર્ણપ્રિય કલરવ પણ વિરામ પામી ગયો.

કિરાત રૂપ ધારણ કરેલા પિનાકપાણિ શંકર પરમાત્મા અર્જુન પાસે જઇને જુએ છે તો ' મુક ' નામનો દાનવ ભીષણ વરાહ રૂપ ધારણ કરીને અર્જુનનો સંહાર કરવાની તૈયારી કરી રહ્યો છે. ત્હેને જોઇને અર્જુન પોતાના ગાંડીવનો ટંકાર કરીને તે કપટી વરાહનો તિરસ્કાર કરે છે. તે વખતે કિરાતવેષધારી શંકરે અર્જુનને રોકીને કહ્યું કે, " હે તાપસ ? મ્હેં આ વરાહ ઉપર પહેલું બાણ ચડાવ્યું છે, માટે તું શાન્ત થા. " અર્જુને આ વાક્ય ન ગણકારતાં વરાહ ઉપર બાણ છોડયું. કિરાતે પણ તેજ વખતે એ વરાહને લક્ષ્ય કરીને એક બાણ માર્યું. આ બન્ને બાણોએ મુક દાનવના પર્વત જેવા દઢ અને વિશાળ દેહમાં એકી વખતે પ્રવેશ કર્યો. તેનાથી વિંધાઇને તેણે ભયંકર રાક્ષસનું રૂપ ધારણ કરીને પ્રાણત્યાગ કર્યો.

અર્જુને સ્ત્રી સહવર્તમાન કિરાત વેષધારી પુરૂષને જોઇને સહાસ્ય વદને કહ્યું કે, " હે તેજસ્વી પુરૂષ ! આપ કોણ છો ? આ નિર્જન વનમાં સ્ત્રી સહિત શામાટે ભ્રમણ કરો છો ? શું ત્હમને ભય તો લાગ્યો નથી ને ! ત્હમે શા માટે મ્હારા લક્ષિત મૃગ ઉપર બાણ છોડયું ! તેમ કરવામાં ત્હમે મૃગયા ધર્મથી વિરૂદ્ધાચરણ કર્યું છે, માટે હું ત્હમારો નાશ કરીશ. "

અર્જુનનાં વચનો સાંભળી કિરાત (શિવ) હસતાં હસતાં બોલ્યા કે " હે વીર ! મ્હારાથી ભય પામીશ નહિ. મ્હારૂં નિવાસસ્થાન આ વનભૂમિમાં જ છે. તું સુકુમાર અને તેમાં પણ રાજકુમાર જેવો દેખાય છે, તો તું આ ઘોર વનમાં એકલો શા માટે આવ્યો છે ?" અર્જુને કહ્યું, " હું ગાંડીવ ધનુષ્ય અને અગ્નિ તુલ્ય બાણ ધારણ કરીને બીજા કાર્તિકસ્વામિની પેઠે આ મહારણ્યમાં નિવાસ કરૂં છું. આ દુષ્ટ રાક્ષસ પશુનું રૂપ ધારણ કરીને મ્હારો સંહાર કરવા આવ્યો હતો, તેથી મ્હેં એનો પ્રાણ લીધો છે. " એ સાંભળીને મહાદેવજી જાણે એકદમ ગુસ્સે થઈ ગયા હોય તેમ બોલ્યા, " હે તાપસ ! મ્હેં જ એની ઉપર ત્હારી પહેલાં બાણ માર્યું છે, અને મ્હારા બાણથી જ ત્હેનું મરણ થયું છે. તું પોતાની દુર્બલતા બીજો ઉપર ઢોળી પાડે છે, એ ઠીક કરતો નથી. તું બહુજ ગર્વિષ્ઠ હોય એમ દેખાય છે. હવે મ્હારા હાથમાંથી બચવાનો નથી. ચાલ, તૈયાર થઇ જા, હું ત્હારી ઉપર બાણ નાખું છું અને તું પણ મ્હારી ઉપર ત્હારા શસ્ત્રાસ્ત્રનો પ્રભાવ બતાવી દે. "

કિરાતનું વાક્ય સાંભળતાં જ અર્જુન ગુસ્સે થઈ ગયો, અને ગાંડીવનો ટંકાર કરીને ત્હેની ઉપર બાણનો વર્ષાદ વર્ષાવવા લાગ્યો. કિરાત, અર્જુનના બાણથી લેશ પણ ન ડરતાં પ્રસન્નતાથી ત્હેને સહન કરવા લાગ્યો. આ પ્રમાણે અર્જુને જેટલાં બાણ નાંખ્યાં, તે બધાં કિરાતરૂપ ધારી શંકરે સહન કર્યાં. અર્જુન, પોતાના બાણને આમ વ્યર્થ જતાં જોઇને વિસ્મય પામી ' સાધુ ' ' સાધુ ' કહીને, કિરાતને ધન્યવાદ આપવા લાગ્યો અને વિચાર કરવા લાગ્યો કે દેવાધિદેવ શંકર પરમાત્મા સિવાય આ પ્રમાણે કોઇપણ મ્હારાં બાણ સહન કરી શકે નહિ, માટે નક્કી આ મહાદેવજી હોવા જોઇએ. નહિ તો એ મ્હારા બાણના પ્રભાવથી ક્યારનોએ યમદ્વારમાં પ્હોંચી ગયો હોત. આમ વિચાર કરવા છતાં પણ અર્જુને યુદ્ધ કરવું બંધ રાખ્યું નહિ. ઊલટો વધારે જુ[illegible] બાણોનો વર્ષાદ વર્ષાવવા લાગ્યો. પરંતુ તે સઘળાં જ પહેલાંની માફક વ્યર્થ ગયાં, અને ત્હેમના અક્ષય ભાથામાંથી પણ બાણ ખુટી ગયાં. અર્જુન ધનુષ્ય લઇને આગળ ધસ્યો, અને ત્હેની ઘેસ

થકવા માંડ્યું. કિરાતરૂપી શંકર પરમાત્માએ અર્જુનના હાથમાંથી એક ઝડપથી સાથે ધનુષ્ય ખુંચાવી લીધું. આથી અર્જુન વિચારમાં પડી ગયો અને પોતાની કમરમાંથી તરવાર કાઢીને કિરાતના માથામાં મારી, પરંતુ ત્હેની અજાયબી વચ્ચે મહાદેવજીના મસ્તકનો સ્પર્શ થતાં જ તરવારના ચુરેચુરા થઇ ગયા. એ જોઇને મહાવીર ધનંજય વૃક્ષ અને શિલાઓ બઇને યુદ્ધ કરવા લાગ્યો, પરંતુ કિરાત ભગવાને તે પણ સહન કરી લીધાં. હવે અર્જુન બહુજ અકળાયો, અને બીજો કોઇ પણ રસ્તો નહિ જડવાથી છંછેડાયલા સિંહની માફક ગર્જના કરીને કિરાતને બાઝી પડ્યો. દ્વંદ્વ યુદ્ધ કરવા લાગ્યો. આ પ્રમાણે દ્વંદ્વ યુદ્ધ કરતાં શંકરના દારૂણ હસ્ત પ્રહારથી બેશુદ્ધ થઇને અર્જુન પૃથિવી ઉપર પડ્યો, પરંતુ ક્ષણવારમાં જ ચૈતન્ય પ્રાપ્ત થતાં લોહીલુવાણ શરીરે એકદમ ઉભો થયો, અને ત્યાં આગળ જ એક મૃત્તિકાના શિવ નિર્માણ કરીને ભક્તિપૂર્વક ત્હેમની પૂજા કરવા લાગ્યો. પૂજાન્તે ત્હેણે શિવજીને માળા ચડાવી, અને પ્રણામ કરીને પાછો યુદ્ધ કરવાને તૈયાર થઇ ઉભો થવા જાય છે, ત્યાં તો તે જ માળા કિરાતના મસ્તક ઉપર જોવામાં આવી. આ જોઇને અર્જુનને પોતાના સ્વભાવસિદ્ધ જ્ઞાનનો ઉદય થયો, અને કિરાત રૂપધારી દિવ્યપુરૂષ સાક્ષાત્ શંકર પરમાત્મા જ છે, એમ ધારીને ત્હેમના ચરણમાં પડ્યો.

ત્યાર પછી મહાદેવજીએ, અર્જુનના અપૂર્વ બળ અને પરાક્રમથી સંતોષ પામી તથા પ્રસન્ન થઇ, દિવ્ય ચક્ષુઓ આપ્યાં એટલે અર્જુને ઉમા સહિત શ્રીશંકર પરમાત્માનાં સાક્ષાત્ દર્શન કરીને સાષ્ટાંગ પ્રણામ કર્યાં. ત્હેમની સ્તુતિ કરી કે, " હે મહાદેવ ? હે નીલકંઠ ! મ્હેં અજ્ઞાનતાથી આપની સાથે યુદ્ધ કર્યું છે. મ્હારો અપરાધ ક્ષમા કરો. હે અશરણાશરણ ! હું આપને શરણે આવ્યો છું. " એમ કહેતાં કહેતાં ત્હેને આલિંગન કર્યું, અને હર્ષથી ત્હેને આશ્વાસન આપીને કહ્યું કે, " હે ધનંજય ! ત્હારા જેવો શૌર્યશાળી અને ધૃતિમાન્ ક્ષત્રિય બીજો કોઇપણ નથી. હવે ત્હારૂં ને મ્હારૂં તેજ સમાન જ લાગે છે. હું ત્હારૂં તપોબળ અને પરાક્રમ જોઇને પ્રસન્ન થયો

છું, માટે જે કાંઇ માગવું હોય તે માંગી લે."

અર્જુને કહ્યું "હે ભગવન્! જો આપ પ્રસન્ન થઇને મ્હને વરદાન આપવાને ઇચ્છતા હો તો કૃપા કરીને આપનું પાશુપત નામનું અસ્ત્ર મને આપો. આપના એ અસ્ત્રથી ઘોર નરસંગ્રામમાં આપની કૃપાથી હું ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય અને દાસીપુત્ર કર્ણનો પરાજય કરી આ વિશ્વસંસારનો જય કરવાને સમર્થ થઇશ."

મહાદેવજીએ કહ્યું કે, "હે પાર્થ! હું ત્હને મ્હારૂં એ પરમપ્રિય પાશુપત અસ્ત્ર આપું છું. તું ત્હેને ધારણ કરીને ત્હેનાવડે ત્યાગ અને પ્રતિસંહાર કરવાને સમર્થ થઈશ. મનુષ્યની વાત તો દૂર રહી, પરંતુ ઇન્દ્ર, યમ, કુબેર, વરૂણ અને પવન વગેરે દેવતાઓ પણ એનાથી અજાણ છે. તું એ અસ્ત્રને કદાપિ પણ નબળાપોચા માણસ ઉપર મૂકતો નહિ. તેમ કરવાથી સમસ્ત જગતનો નાશ થશે. સચરાચરમાં આ અસ્ત્રથી કોઇપણ અવધ્ય નથી. મન, વાણી અને કર્મનો સંયમ કરીને આ બાણનો પ્રયોગ કરવાથી અવશ્ય શત્રુ કુળનો નાશ થશે."

મહાદેવજીનું વાક્ય સાંભળી અર્જુને તરત જ સ્નાન કરી શુદ્ધ થઇ ત્હેમની પાસે જઇને કહ્યું કે, "હે વિશ્વેશ્વર! હવે આપના વરદાન પ્રમાણે ઉક્ત અસ્ત્રનો ઉપદેશ કરો." એટલે મહાદેવજીએ, ત્યાગ અને પ્રતિસંહારના મંત્રો સાથે તે દિવ્યાસ્ત્રની દીક્ષા આપી. અર્જુન તેને અતિશય પ્રસન્નતાથી ગ્રહણ કરી, મહાદેવજીની સ્તુતિ કરવા લાગ્યો. જ્યારે અર્જુને આ દિવ્ય પાશુપતાસ્ત્ર શ્રીમહાદેવજી પાસેથી સંપાદન કર્યું, તે વખતે પર્વત-કાનન-સાગર-નગર-અને ગામ સાથે સમસ્ત મેદિની મંડળ કંપવા લાગ્યું. મહાસ્ત્ર શંખ દુંદુભિ અને ભેરીના અવાજો સંભળાવા લાગ્યા, વારંવાર વજ્ર-પતન જેવો ગંભીર ધ્વનિ થવા લાગ્યો. દેવદાનવો જાજ્વલ્યમાન દિવ્ય અસ્ત્રને ધારણ કરેલા અર્જુનને જોવા લાગ્યા. દેવાધિદેવ મહાદેવ અર્જુનના તેજમય ગાત્રોને સ્પર્શ કર્યો કે તરત જ ત્હેની ગ્લાનિ દૂર થઇ ગઇ. તે પછી મહાદેવજીએ અર્જુનને સ્વર્ગમાં જવાની આજ્ઞા કરી. પાંડુ-નન્દનપણ ત્હેમને પ્રણામ કરીને હાથ જોડી હર્ષઘેલો થઇ મહાદેવજીનું

નિરીક્ષણ કરવા લાગ્યો. ત્યાર પછી મહાદેવજી, પુરૂષશ્રેષ્ઠ અર્જુનને દાનવ અને પિશાચનો અન્ત લાવનાર ગાંડિવ ધનુષ્ય પાછું આપી ઉમાદેવી સાથે હિમાચલનો ત્યાગ કરી, અકાશમાર્ગે કૈલાસમાં ચાલ્યા ગયા.

આ પ્રબંધમાં અમે અર્જુનની અપૂર્વ તપસ્યાના અદ્‌ભુત પ્રભાવનું વર્ણન કર્યું છે. આધુનિક નીતિ–પુસ્તકોમાં એ અસ્થાને જણાશે છતાં પણ મહાભારતની નીતિ કથામાં ત્હેનું સ્થાન બહુ જ ઉંચું છે. તપસ્યા એજ શ્રેષ્ઠ ધર્મ, અને શ્રેષ્ઠ નીતિ છે. તપસ્યા જેવો સાર પદાર્થ બીજો કોઇપણ નથી. તપસ્યાથી જ પરમ સુખની પ્રાપ્તિ થાય છે, અને એના જ પ્રભાવથી સઘળી વસ્તુ સિદ્ધ થાય છે, એમ વ્યાસદેવજી પુનઃ પુનઃ કહે છે. એ તપસ્યાના પ્રતાપથી જ તે પૌરાણિક યુગમાં બ્રાહ્મણોએ અન્ય ત્રણ વર્ણ ઉપર પ્રધાન્યતા મેળવી હતી. પરંતુ એ કેવળ બ્રાહ્મણોમાં જ સંકુચિત થયેલી નહોતી. ક્ષત્રિયો પણ એના પ્રભાવથી દેવતાઓનો સાક્ષાત્‌કાર કરવાને ભાગ્યશાળી થતા હતા. અર્જુનનું તપોબળ એ તેનું જ્વલંત દૃષ્ટાંત છે. જે મહાત્મા બાલ્ય કાળમાં "ચાસ ચક્ષુ ભેદ"–વખતે આત્મ સંયમ અને એકાગ્રતાનો પરિચય કરાવી ગુરૂ દ્રોણાચાર્યના સર્વ શ્રેષ્ઠ શિષ્ય ગણાયા છે, જે ભસ્માચ્છાદિત અગ્નિ પેઠે દ્રૌપદીના સ્વયંવર વખતે બ્રાહ્મણ મંડળમાંથી ઉઠીને સમસ્ત રાજ મંડળીમાં પ્રવેશ કરીને દ્રુપદના પ્રચંડ ધનુષ્ય ઉપર બાણ ચડાવીને દુનિરીક્ષ્ય લક્ષ્ય વિંધ્યો છે, જેણે અગ્નિનારાયણને પ્રસન્ન કરવાને શ્રી કૃષ્ણ પરમાત્માની સાહાય્યથી ખાંડવ વન બાળતી વખતે દેવરાજ ઇંદ્રને પણ પરાસ્ત કર્યો છે, જેણે દિગ્‌વિજય કરતી વખતે મનુષ્યથી અગમ્ય ઉત્તર કુરૂ વગેરે ગંધર્વ દેશ અને પાર્વત્ય પ્રદેશ સર કરીને અખૂટ ધન રત્નાદિ સંગ્રહ કરીને રાજસુયજ્ઞ કરી મહારાજા યુધિષ્ઠિરનું સાર્વભૌમત્વ પ્રતિષ્ઠિત કર્યું છે, તે અદ્વિતીય વીર પુરૂષ આવા અપૂર્વ તપોબળથી દેવાધિદેવ મહાદેવને પણ પ્રસન્ન કરે તેમાં શું નવાઇ? વળી એ ઉપરાંત અર્જુન જેમ એક પ્રસિદ્ધ યોદ્ધો હતો તેજ પ્રમાણે જીતેંદ્રિય, ઉદાર, વેદ પારંગત, ક્ષમાશીળ અને પરમ ધાર્મિક હતો. અમે અગાડી ત્હેનો વધારે પરિચય કરાવીશું.

# ૪. યુધિષ્ઠિરનું સૌજન્ય અને દયા.

[ અર્જુનનું સ્વર્ગમાંથી દિવ્યશાસ્ત્ર તથા નૃત્ય ગીતાદિ વિદ્યા ગ્રહણ કરી ગંધમાદન પર્વત ઉપર પાછા ફરવું–ધૃતરાષ્ટ્રની સભામાં પાંડવોની દુરાવસ્થાના સમાચાર–ધૃતરાષ્ટ્રનો ખેદ અને કર્ણ તથા શકુનિનો હર્ષ–પાંડવોની દુર્દશા જોવા દુર્યોધનનો વિચાર–ઘોષયાત્રાને બહાને ધૃતરાષ્ટ્રની રજા મેળવવી–કૌરવોનો પાંડવોની પર્ણકુટી પાસેના સરોવર પર ક્રીડા કરવાનો નિશ્ચય–ગંધર્વરાજ ચિત્રસેનનો અટકાવ–કૌરવોનું ઉછાંછળાપણું અને ગંધર્વરાજ સાથે યુદ્ધ–દુર્યોધનનું કેદ પકડાવું–યુધિષ્ઠિર અને ભીમનો સંવાદ–યુધિષ્ઠિરની આજ્ઞા–અર્જુન અને ચિત્રસેનનું યુદ્ધ–ચિત્રસેનનો પરાજય –કૌરવોની મુક્તિ–ગંધર્વરાજ અને યુધિષ્ઠિરનો સંવાદ–ઉપસંહાર. ]

અર્જુને સ્વર્ગમાં જઇને દેવરાજ ઇન્દ્ર પાસે ત્હેમનાં દિવ્ય અસ્ત્રશસ્ત્ર સંપાદન કર્યાં અને ગંધર્વરાજ ચિત્રસેનની પાસે નૃત્ય ગીતાદિ વિદ્યાનું શિક્ષણ લીધું. ત્યાર પછી ઇન્દ્રના કહેવાથી નિવાત કવચ નામના દુષ્કર્ષ દૈત્યોનો વિનાશ કરીને નામના મેળવી. ઇન્દ્ર રાજાએ પ્રસન્ન થઇને ત્હેને એક મણિમય દિવ્ય કિરીટ ભેટ આપ્યો, અને તે ઉપરથી અર્જુન 'કિરીટ' નામથી ઓળખાવા લાગ્યો. ત્યાર પછી દેવરાજની આજ્ઞા લઇને ગંધમાદન પર્વત ઉપર પોતાના ભાઇઓને તેમજ દ્રૌપદીને આવી મળ્યો. અર્જુનને ઘણા લાંબા સમય પછી પાછો આવેલો જોઇને તેઓ આનંદસાગરમાં ડુબી ગયા. ત્યારપછી પાંડવો દ્રૌપદી અને ધૌમ્યઋષિના કહેવાથી દ્વૈતવનમાં જઇને એક સુંદર સરોવર ઉપર મનોહર પર્ણકુટિ બાંધીને નિવાસ

કરવા લાગ્યા, અને અનેક કષ્ટો સહન કરીને દિવસ નિર્ગમન કરવા લાગ્યા. ત્હેમની પર્ણકુટિની આસપાસનો પ્રદેશ બહુજ રળિયામણો હતો. નજદીકમાં એક સુંદર તપોવન આવી રહ્યું હતું. તેમાં અનેક પ્રકારનાં ફળ ફળાદિકો થતાં હતાં, વળી પાસે એક નિર્મળ જળનો પ્રવાહ વહન કરી રહ્યો હતો. આથી પાંડવોને બીજાં સ્થાનો કરતાં આ સ્થાનમાં વધારે આનંદ લાગવા માંડયો. કોઈ કોઇ વખત સ્વાધ્યાય સંપન્ન પ્રાચીન મહર્ષિઓ ત્હેમને મળવાને આવતા હતા. પાંડવો ત્હેમની યથાયોગ્ય પરિચર્યા કરીને ત્હેમની પાસે ઉપદેશ ગ્રહણ કરતા હતા.

એક વખત એક વિદ્વાન બ્રાહ્મણે ધૃતરાષ્ટ્રની સભામાં જઇને વનવાસ ક્લિષ્ટ પાંડવોની દુરાવસ્થાનું વર્ણન કર્યું, ત્હેની વાત સાંભળી મહારાજા ધૃતરાષ્ટ્ર અતિશય અનુતપ્ત થઇને પોતાનો ખેદ પ્રદર્શિત કરવા લાગ્યા. દુષ્ટબુદ્ધિ શકુનિ ધૃતરાષ્ટ્રનાં ખેદ વચનો સાંભળીને મનમાને મનમાં મલકાતો કર્ણને તેડીને દુર્યોધન પાસે ગયો, અને ત્હેને કહેવા લાગ્યો કે, "મહારાજ! હવે પાંડવો રાજભ્રષ્ટ, અને શ્રી તેમજ સહાય વગરના થઇ ગયા છે. મ્હેં સાંભળ્યું છે કે હવે તેઓ બહુ જ કષ્ટથી દિવસો કાઢે છે. માટે કોઇ પણ બ્હાનું કાઢીને ત્હેમની દુર્દશા જોવા જવાય તો કેવું સારૂં? અહા! શત્રુની દુર્દશા જોઇને માણસના મનમાં કેટલો બધો આનંદ થાય છે! સ્ત્રી, પુત્ર ધન અને રાજ્ય હોવાથી જેટલો આનન્દ મળે, તેના કરતાં શત્રુઓને દુઃખી થતા જોઇને-ત્હેમને ટળવળતાં જોઇને-વધારે આનંદ થાય છે."

દુર્યોધન, કર્ણ અને શકુનિનાં ઉપરોક્ત વાકયો શ્રવણ કરીને બહુજ સંતુષ્ટ થયો, પરંતુ દિલગીર થઇને કહેવા લાગ્યો કે, "હે અંગરાજ! ત્હમે જે વાત કહી તેને માટે ઘણા લાંબા સમયથી મ્હારા મનમાં ઉત્કંઠા થઈ હતી; પરંતુ પિતાજી મ્હને પાંડવો પાસે જવાની કોઇ પણ રીતે રજા આપે એમ નથી. જો ત્હેમની રજા મળે તો મ્હારી અભિલાષા પૂર્ણ થાય. પાંડવોની દુર્દશા જોઇને-ત્હેમને વલ્કલ વસ્ત્રો પહેરેલાં જોઇને મ્હને જે

આનંદ થશે તે આનંદ સમસ્ત પૃથ્વીનું સોખંડ રાજ્ય સંપાદન કરવાથી પણ થઇ શકે એમ નથી. આહા ! દ્રૌપદીને કાષાય વસન પહેરીને વનમાં ભટકતી જોઇને મ્હને કેટલો બધો આનંદ થશે ? જો ધર્મરાજ અને ભીમસેન અસામાન્ય સંપત્તિનું ફક્ત એકવાર અવલોકન કરીને મનમાં દુઃખી થાય તો મ્હારા આનંદની સીમા રહેશે નહિ. માટે હવે દ્વૈતવનમાં જવાની પિતાજી પાસે કેવી રીતે રજા મેળવવી તે શોધી કાઢો. એટલે મહારાજાની પાસે જઇએ. " દુર્યોધનનું વચન સાંભળીને કર્ણ અને શકુનિ દ્વૈતવનમાં જવાને ધૃતરાષ્ટ્રની રજા લેવાના બ્હાનાં શોધવાં પોત પોતાને ઘેર ચાલ્યા ગયા.

બીજે દિવસે સ્હવાર થતાં જ તેઓ આવ્યા અને દુર્યોધનને કહેવા લાગ્યા કે, " મહારાજ ! ઉપાય નક્કી કર્યો છે ! દ્વૈતવનમાં આપણી જેટલી જેટલી ગાયો છે તે બધાની ગણત્રી કરવાની ખાસ આવશ્યકતા છે. માટે ચાલો આપણે ઘોષ યાત્રાનું બ્હાનું કાઢીને દ્વૈતવનમાં જઇએ. " દુર્યોધન ત્હેમની આ સલાહ સાંભળીને બહુ જ ખુશ થયો, અને એકદમ મહારાજા પાસે જઇ પહોંચ્યો એટલે સમંગ નામનો એક ગોવાળ ત્હેમની શીખવણી પ્રમાણે આવીને કહેવા લાગ્યો કે, " મહારાજ ! બધી ગાયો નજદીકમાં આવી પહોંચી છે. " એ સાંભળીને શકુનિ બોલી ઉઠયો કે, " હે કૌરવરાજ ! ઘોષપલ્લી અતિ રમણીય સ્થાનમાં આવેલી છે. આપણી ગાયો અને વાછરડાંઓની વય, વર્ણ અને સંખ્યાદિનું નિરૂપણ કરવાનો આ બહુ જ સારો પ્રસંગ છે. વળી આપના પુત્ર દુર્યોધનને ઘણા દિવસથી મૃગયા રમવા જવાનું પણ મન થયું છે, માટે કૃપા કરીને ત્યાં જવાની આજ્ઞા કરો. "

ધૃતરાષ્ટ્રે કહ્યું, " ભાઇ ! મૃગયા કરવી પણ ઉત્તમ છે. તેમ જ આપણી ગાયોનું પર્યવેક્ષણ કરવું પણ આવશ્યક છે; પરંતુ મ્હેં સાંભળ્યું છે કે હાલમાં પાંડવો પણ તેજ વનમાં નિવાસ કરે છે, માટે હું ત્હમને ત્યાં જવાની રજા આપી શકતો નથી. પાંચ પાંડવો તપોબળવાળા, સમર્થ અને મહારથિ

છે. તમોએ કેવળ કપટાચરણથી હેમને હરાવીને ઘણુંજ કષ્ટ આપ્યું છે. હમે બધા દુષ્ટ અને મહાંધ છો. જો પાંડવોની સાથે તકરાર થઇ તો જીવવાની આશા પણ મૂકી દેજો. માટે આપણી ગાયોની તપાસ કરવાને કોઇ વિશ્વાસુ રાજ-પુરૂષને મોકલો. હમારે જાતે ત્યાં જવાની જરૂર નથી. "

શકુનિએ જવાબ દીધો, " મહારાજ ! પાંડુ મહારાજાના જ્યેષ્ઠ પુત્ર યુધિષ્ઠિર પરમ ધાર્મિક છે-અને હેમના ભાઇઓ પણ હેમની આજ્ઞા શિરોમાન્ય ગણે છે માટે તેઓ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરી અમારી ઉપર ક્રોધ કરશે નહિ. મૃગયા રમવાનું અમને બહુજ મન થયું છે, અને ધેનુઓને ગણી જોવાની પણ ઇચ્છા થઇ છે. પાંડવોને મળવાને અગર હેમની ઉપર કોઇપણ પ્રકારનો અત્યાચાર કરવાનો અમને વિચાર જ નથી. "

મહારાજા ધૃતરાષ્ટ્રે, શકુનિનું કથન સાંભળીને પોતાની ઇચ્છા ન હોવા છતાં પણ દુર્યોધનને લાવ લશ્કર સાથે, દ્વૈતવનમાં જવાની રજા આપી. રજા મળતાં દુર્યોધન, કર્ણ શકુનિ, દુઃશાસન અને અન્યાન્ય ભાઇઓ, સહસ્ર સહસ્ર મહિલાઓ, અને મ્હોટું સૈન્ય લઇને દ્વૈતવન તરફ જવાને નીકળ્યા. નગરના લોકો પણ પોતાની સ્ત્રીઓને સાથે લઇને હેમની સાથે ગયા. હજારો હાથી, રથ, રથી, પાયદળ અને ઘોડેસ્વારોની ભંધાર ચાલવા માંડી-અનેક ગાડાંઓ, વાણિયાઓ, શિકારીઓ, અને ભિક્ષુકો પણ પાછળ પાછળ જવા લાગ્યા. આ પ્રમાણે દુર્યોધને પૂર્ણ ઠાઠમાઠથી અસંખ્ય માણસોની સાથે નગરની બહાર નીકળી દ્વૈતવનથી બે કોશને છેટે એક વિશાળ મેદાનમાં પડાવ નાખ્યો.

ત્યાર પછી દુર્યોધને એક રમણીય ઉપવનમાં પોતાને તેમજ અન્યાન્ય રાજપુરૂષો માટે ઘર બનાવવાનો હુકમ કર્યો. અને તે તૈયાર થતાંજ શકુનિ, કર્ણ, દુઃશાસન અને બીજા રાજપુરૂષો સાથે ત્યાં નિવાસ કરવા લાગ્યો. બીજેજ દિવસે ગાયો ગણવાનું શરૂ કર્યું. પહેલવહેલાં ફક્ત ગણી જોઇ, અને ત્યાપછી નિશાનીથી પોતાની ગણત્રી ખરી છે કે ખોટી તેની ખાત્રી કરી જોઇ. એકંદર એક લાખ ગાયો હતી. આ કામ થઇ રહ્યા પછી

ગોવાળીયાઓ અને ત્હેમની સ્ત્રીઓ વિવિધ વસ્ત્રાલંકારો ધારણ કરી નૃત્ય ગીતાદિદ્વારા દુર્યોધનને ખુશ કરવા લાગી. ત્યારપછી મૃગયા રમવાને નીકળ્યા, અને મૃગ, જંગલી ભેંસ, વરાહ, અને વરૂઓની પાછળ પડીને ત્હેમનો તથા અસંખ્ય હાથીઓનો પોતાના તીક્ષ્ણ શરદ્વારા વિનાશ કર્યો. આ પ્રમાણે કેટલાક દિવસ સુધી મૃગયામાં પ્રાપ્ત થયેલું માંસ ખાઈને અને દૂધ પીને સઘળા તૃપ્ત થયા. ત્યારપછી વનવિહાર કરવાને પુન્નાગ, બકુલ, સપ્તચ્છદ વગેરે દ્વૈતવનના પવિત્ર સરોવરો ઉપર આવી પહોંચ્યાં. મહારાજ યુધિષ્ઠિર આ સરોવરની પાસે એક પર્ણકુટિ બાંધીને જે કાંઇ વનફળ મળે તેમાં સંતોષ માનીને ભીમાર્જુનાદિ ભાઇઓ તથા સતી દ્રૌપદીની સાથે નિવાસ કરતા હતા.

રાજા દુર્યોધને એજ સરોવર પાસે ક્રીડા—સ્થાન નિર્માણ કરવાને પોતાના સેવકોને આજ્ઞા કરી, રાજાની આજ્ઞા થતાંજ તેઓએ સરોવર તરફ ચાલવા માંડયું. એમના આવતાં પહેલાં ગંધર્વરાજ ચિત્રસેન પોતાના પરિવાર સાથે તે સરોવર ઉપર ક્રીડા કરતો હતો, તેથી આ સ્થાન ત્હેના કબજામાં હતું. દુર્યોધનના માણસો ત્યાં આવી પહોંચ્યા એટલે ગંધર્વરાજના માણસોએ ત્હેમને અટકાવ્યા. આથી સેવકોએ વિષણ્ણ ચિત્તે પાછા જઇને દુર્યોધનને સમસ્ત હકીકત જાહેર કરી. રાજા દુર્યોધને આ અપ્રિય વચન સાંભળતાં જ પોતાના સૈન્યને ગંધર્વરાજ ઉપર ધેરો ઘાલવાની આજ્ઞા કરી. તેજ વખતે કૌરવાના હજારો યોદ્ધાઓએ તૈયાર થઇને, સિંહનાદથી ચારે દિશાઓને કંપાવી મૂકી, નદીના પ્રવાહની પેઠે જોસબંધ ચાલવા માંડયું, ગંધર્વોએ નમ્રતાથી સરોવર ઉપર જવાનો નિષેધ કર્યો છતાં પણ મદાંધ થઇને એકદમ તે ઉપવનમાં પ્રવેશ કર્યો.

ગંધર્વરાજ ચિત્રસેને પોતાના અનુચરને મ્હોડે કૌરવોનો અત્યાચાર સાંભળીને પોતાના સૈન્યને ત્હેમની સાથે યુદ્ધ કરવાની આજ્ઞા કરી. ચિત્રસેનની રજા મળતાંજ ગંધર્વો પોતાના શસ્ત્રાસ્ત્ર લઇને રણભૂમિમાં ચાલ્યા ગયા. કૌરવ સન્ય, ગંધર્વ સૈન્યને વેગથી પોતાની તરફ આવતું જોઇને ભય

ભીત થઇ ગયું અને પલાયન કરવા લાગ્યું. પરંતુ કર્ણ અચલ પર્વતની પેઠે ઉભો રહીને ગંધર્વો ઉપર પોતાના દિવ્ય બાણોનો પ્રયોગ કરવા લાગ્યો. કર્ણના બાણથી ગંધર્વો ખુબ ગભરાયા, અને પલાયન કરવાની તૈયારી કરવા લાગ્યા તે જોઇને ગંધર્વરાજ ચિત્રસેન, ક્રોધથી લાલચોળ થઇને, યુદ્ધ ક્ષેત્રમાં આવી પહોંચ્યો, અને પોતાના માયાઅના પ્રભાવથી ઘોરતર યુદ્ધ કરવા માંડયું. ચિત્રસેનની વિચિત્ર માયાથી મુગ્ધ થઇને કૌરવ સૈન્યે ન્હાસવા માંડયું. ગંધર્વો અનેક પ્રકારના અસ્ત્રશસ્ત્ર લઇને ત્હેનો સંહાર કરવાને ત્હેમની પાછલ પાડયા; પરંતુ મહાવીર કર્ણ હજુ પણ પરાંગમુખ થયો નહિ, એટલે ગંધર્વરાજે ગુસ્સે થઇને ત્હેના રથને ભાંગી નાંખી સારથી અને અશ્વોનો સંહાર કર્યો. નિરૂપાય થઇને હાથમાં તરવાર લઇને કર્ણ નીચે ઉતરી પડયો અને વિકર્ણના રથમાં બેસીને જીવ લઇને ન્હાસી ગયો.

કર્ણને આમ ન્હાસતો જોઇને દુર્યોધન અસીમ સાહસથી દુર્જય ગંધર્વ સૈન્ય ઉપર બાણનો વર્ષાદ વર્ષાવવા લાગ્યો. ગંધર્વોએ ત્હેને ઘેરી લઇને પોતાના તીક્ષ્ણ બાણોથી ત્હેના સારથી, અશ્વ, અને રથના કકડે કકડા કરી નાખ્યા. એ પ્રમાણે દુર્યોધનને રથ વિનાનો જમીન ઉપર પડેલો જોઇને ગંધર્વરાજે ત્હેને જીવતો જ પકડી લીધો. ત્યાર પછી દુઃશાસન અને વિવિંશતિ વગેરે કૌરવો રાજ પત્નીઓ સાથે ગંધર્વના હાથમાં પડયાં અને બંધીવાન થયાં. કૌરવ સૈન્ય, ચિત્રસેનથી હાર પામીને પોતાનો જીવ બચાવવા પાંડવોને શરણે ગયું. વૃદ્ધ પ્રધાનોએ સજળ નેત્રે દીનતાપૂર્વક મહારાજા યુધિષ્ઠિરને શરણે જઇને કહ્યું કે, “ હે પાંડવો ! ગંધર્વો મહારાજા દુર્યોધન, અને ત્હેના ભાઇઓ અને રાજપત્નીઓને બંધન કરીને લઇજાય છે માટે આપ સત્વર ત્હેમને ગંધર્વના હાથમાંથી છોડાવો.”

એ સકળ પ્રધાનો અને સૈનિકોની દીન વાણીથી મહારાજા યુધિષ્ઠિરનું હૃદય પિગળી ગયેલું જોઇને ભીમસેન બોલી ઉઠયો, “ અમારે આ વનવાસ પૂર્ણ થયા પછી અસંખ્ય દળ, હાથી, ઘોડા વગેરે સંગ્રહ કરીને જે કાર્ય કરવું પડત તે કાર્ય આજે ગંધર્વરાજે કરી દીધું છે. ઘણા હર્ષની વાત છે

કે અમારૂં હિત કરવાવાળા માણસો પણ ભૂમંડળમાં છે. અમે છાનામાના બેસી રહ્યા છીએ, પરંતુ બીજાઓ દૈવેચ્છાથી અમારૂં કામ ઉપાડી લે છે, એ બહુ આશ્ચર્યની વાત છે. જે દુષ્ટ અમારી દુર્દશા જોવાને આવ્યો હતો, ત્હેના પાપી અનુચરોનો આ રીતે પરાભવ પ્રત્યક્ષ થાય અને દુષ્ટ કૌરવોને ત્હેમના પાપકર્મનું ફળ મળેજ. "

ઉગ્ર સ્વભાવના ભીમસેનને કૌરવોનો તિરસ્કાર કરતો સાંભળીને ધર્મ રાજાએ કહ્યું, " ભીમસેન ! આ વખતે આ પ્રમાણે કરવું યોગ્ય નથી. દુર્દશાગ્રસ્ત અને ભયવિહ્વલ કૌરવો આપણે શરણે આવ્યા છે, તો આ વખતે તું આમ કેમ બોલે છે ? જો, જાતિભેદ, જાતિવિવાદ, અને જાતિ વૈર લાંબા વખત સુધી રાખવું જોઈએ, પરંતુ કુળ ધર્મનો ત્યાગ કરવો જોઇએ નહિ. જો કોઈપણ માણસ કુળનું અનિષ્ટ કરવા તૈયાર થાય તો તે કુળમાં જન્મેલા સત્પુરૂષનો ધર્મ છે કે, તે વખતે પોતાની સઘળી તકરારો દૂર મુકી બધા સાથે એક મતના થઇને તે દુરાત્માનો પ્રતીકાર કરવો. દુર્યોધને આપણને અતિશય દુઃખ દીધું છે, છતા પણ એ આપણો ભાઇ છે. ગંધર્વો ત્હેનું અને આપણા કુળની સ્ત્રીઓનું હરણ કરીને આપણા કુળને કલંકીત કરે છે. માટે આ વખતે આપણા કુળની તેમજ શરણાગતની રક્ષા કરવાને તૈયાર થઈ જાઓ. એક સામાન્ય ક્ષત્રિયે પણ શરણાગતનું યથાશકિત રક્ષણ કરવું જોઇએ, તો ત્હને શું કહેવું ? શત્રુની રક્ષા કરવી, એ તો વરદાન પ્રાપ્તિ, રાજપ્રાપ્તિ, અને પુત્રોત્પત્તિના જેવી હર્ષની વાત છે. દુર્યોધન વિપત્તિમાં આવી પડી ત્હમારા બાહુબળથી મુકત થવાની અભિલાષા રાખે છે, એના કરતાં વધારે આનંદનો સમય બીજો કયો આવશે ? માટે હમણાંજ જઇને આગ્રહ કરીને દુર્યોધનને ગંધર્વના હાથમાંથી મુકત કરો. જો ત્હમે તેમ કરવામાં સફળ ન નીવડો તો પછી ત્હમારૂં પરાક્રમ બતાવજો. અને તેને યોગ્ય શાસન કરીને દુર્યોધનને મુકત કરજો, આ વખતે હું યજ્ઞાનુષ્ઠાનમાં બેઠો છું, નહિ તો હું પણ ત્હમારી સાથે આવત. "

ભીમાદિ ચારે ભાઈઓએ, ધર્મરાજની આજ્ઞા લઈને, ગંધર્વની સાથે ધીમે ધીમે યુદ્ધ કરવા માંડયું, પરંતુ જ્યારે જોયું કે એવા સાધારણ યુદ્ધથી ગંધર્વ હરી જાય એમ નથી, ત્યારે અર્જુન ગંધર્વરાજને નમ્રતાથી દુર્યોધનને છોડી મૂકવા, કહેવા લાગ્યો. પરંતુ ચિત્રસેનની આજ્ઞાથી ગંધર્વોએ ત્હેનું કહેવું માન્ય રાખ્યું નહિ. એટલે અર્જુને ગુસ્સે થઇને કહ્યું કે " બળ પૂર્વક પરસ્ત્રીનું હરણ કરવું એ કાર્ય અનુચિત છે. જો ત્હમે એ લોકોને નહિ છોડી દો, તો પછી હું મ્હારા બાહુબળથી ત્હેમને મુક્ત કરીશ " એમ કહીને ત્હેણે ગંધર્વો ઉપર પોતાના અપૂર્વ બાણનો વર્ષાદ વર્ષાવ્યો. અર્જુનના બાણથી, ગંધર્વો ગભરાવા લાગ્યા તેથી યુદ્ધ કરવાને તેઓ પાછા પૃથિવી ઉપર ઉતર્યા, અને જોસબંધ બાણનો વર્ષાદ વર્ષાવવા લાગ્યા. તે જોઇને અર્જુન અપૂર્વ કુશળતાથી સ્થૂલ કર્ણ, ઈન્દ્રજાળ, સૌર, આગ્નેય, સૌમ્ય વગેરે નાના પ્રકારનાં દિવ્યાસ્ત્રોને પ્રયોગ કરીને ગંધર્વોને છિન્નભિન્ન કરી નાખવા લાગ્યો. જેમ દૈત્યો દેવરાજ ઇન્દ્રના અસ્ત્રથી વ્યાકુલ થાય છે, તેજ પ્રમાણે ગંધર્વો પણ અર્જુનના બાણોથી વિંધાઇને પોતાનો જીવ બચાવવાને આમ તેમ પલાયન કરવા લાગ્યા; પરંતુ અર્જુને ભલ્લાસ્ત્રનો પ્રયોગ કરીને ત્હેમની ગતિ રોકી, ત્યારે ગંધર્વરાજ ચિત્રસેન, ગંધર્વોને આમ નિતાંત ત્રાસ પામતા જોઇને એક પ્રચંડ ગદા લઇને અર્જુન તરફ દોડયો; પરંતુ અર્જુને એકજ બાણથી તે ગદાના હજારો કડકા કરી નાખ્યા. એ જોઇને ચિત્રસેને માયાવિદ્યાના પ્રભાવથી અદૃશ્ય થઇને દિવ્યાસ્ત્ર જાળ અસ્ત્રથી અર્જુનને ઘેરી લીધો. અર્જુને પોતાના અસ્ત્રથી ગંધર્વરાજના અસ્ત્રનું નિવારણ કર્યું, પણ ચિત્રસેન માયાબળથી અદૃશ્ય થઇ ગયેલો હોવાથી ત્હેનાં બાણ વ્યર્થ જવાલાગ્યાં. તેથી ત્હેણે અતિશય ગુસ્સે થઇને આકાશગામી દિવ્યાસ્ત્રનો મંત્ર ભણીને શબ્દવેધી બાણનો પ્રયોગ કર્યો. અર્જુનના આ બાણથી પીડિત થઇને તેજ વખતે આવિર્ભૂત થઇને ગંધર્વરાજે કહ્યું કે, " હે અર્જુન ! હું ત્હારો પ્રિય મિત્ર ચિત્રસેન છું. " ચિત્રસેનને જોઇને અર્જુને પોતાના અસ્ત્રનો સંહાર કર્યો અને પરસ્પર કુશળ સમાચાર પૂછવા લાગ્યા. એ જોઇને ભીમાદિ

અન્ય પાંડવો પણ પોતપોતાના બાણોનો પ્રતિસંહાર કરવા લાગ્યા.

અર્જુનના પૂછવાથી ચિત્રસેને દુર્યોધનને અને ત્હેની સ્ત્રીઓને બંધન કરવાનું કારણ કહી સંભળાવ્યું. દુરાત્મા દુર્યોધન જે દુષ્ટ અભિલાષાથી ત્યાં આવ્યો હતો તે અને સુરરાજ ઇંદ્રે દુર્યોધનની દુષ્ટાભિલાષા જાણી જઇને સપરિવાર બંધન કરી લાવવાની જે આજ્ઞા કરી હતી તે સઘળું ચિત્રસેને કહી સંભળાવ્યું ત્યારે અર્જુને કહ્યું કે, " હે ચિત્રસેન ! જો ત્હારે મ્હારૂં ભલું કરવું હોય તો દુર્યોધનને મુક્ત કર; કારણ કે દુર્યોધન અમારો ભાઈ છે, અને ત્હેને મુક્ત કરાવવાની મહારાજા યુધિષ્ઠિરની આજ્ઞા છે." ચિત્રસેને કહ્યું; " આ પાપાત્મા દુર્યોધનને મુક્ત કરવો બિલકુલ ઉચિત નથી. ધર્મરાજ ત્હેની અભિલષા જાણતા નહિ હોય, ચાલ, ત્હેમની પાસે જઈને સમસ્ત હકીકત નિવેદન કરીએ. ત્યાર પછી તે જેમ આજ્ઞા કરશે તેમ કરીશું"

ત્યાર પછી તે સઘળા એકઠા થઈને મહારાજા યુધિષ્ઠિર પાસે ગયા, અને દુર્યોધનના કુવિચારો કહી સંભળાવ્યા. અજાતશત્રુ યુધિષ્ઠિરે, તે સમસ્ત વૃત્તાંત શ્રવણ કરીને દુર્યોધન અને ત્હેની સ્ત્રીઓને મુક્ત કરાવી, ગંધર્વરાજની પ્રશંસા કરીને કહ્યું કે, " હે ગંધર્વો ! ત્હમે સમર્થ હોવા છતાં પણ આ દુરાત્મા દુર્યોધન અને ત્હેના સાથીઓનો સંહાર કર્યો નહિ, એજ પરમ સૌભાગ્યની વાત છે. ત્હમે મ્હારી ઉપર યથેષ્ટ ઉપકાર કર્યો છે. દુર્યોધનને મુક્ત કરવાથી મ્હારા કુળની મર્યાદાનું રક્ષણ થયુ છે." ચિત્રસેને ધર્માત્મા યુધિષ્ઠિરની બહુજ પ્રશંશા કરી, અને પછી ત્હેમની રજા લઈને ગંધર્વો અને અપ્સરાઓ સાથે પ્રસન્નતાથી ચાલ્યો ગયો. કૌરવ અને પાંડવોએ જે સકળ ગંધર્વોનો યુદ્ધમાં સંહાર કર્યો હતો, તે સઘળા ઉપર અમૃત છાંટીને દેવરાજ ઇંદ્રે સજીવન કર્યા.

પાંડવો આ પ્રમાણે કૌરવો અને ત્હેમની સ્ત્રીઓને મુક્ત કરીને પરમ સંતોષ પામ્યા, અને કૌરવો ત્હેમની પૂજા કરવા લાગ્યા. આ વખતે મહારાજા યુધિષ્ઠિર યજ્ઞ મધ્યસ્થળે અગ્નિનારાયણની પેઠે શોભવા લાગ્યા, તે પછી ધર્મરાજાએ નમ્રતાપૂર્વક દુર્યોધનને કહ્યું કે " હે ભાઈ ! આ પ્રમાણે કદી

પણ દુઃસાહસ કરશો નહી. અસમ સાહસિક માણુસ કદાપિ સુખી થતો નથી. જે થયું તે ખરૂં. હવે સકળ ભાઇઓને તેડીને સુખેથી ઘેર જાઓ. મનમાં કોઇપણ પ્રકારનું ઓછું લાવશો ના.”

દુર્યોધને મહારાજા યુધિષ્ટિરના વાક્યો સાંભળી તેમને પ્રણામ કર્યા, અને મનમાંને મનમાં અતિશય લજ્જા પામીને ધીમે ધીમે નગર તરફ ચાલવા માંડયું. પૂર્વ વૃત્તાંતના સ્મરણથી હેનું હૃદય વિદીર્ણ થવા લાગ્યું. દુર્યોધનના ગયા પછી ભીમાદિ ચારે ભાઈઓની સાથે મહારાજા યુધિષ્ટિર અનેક બ્રાહ્મણોથી પ્રંશસિત અને અમરમંડળીમાં બિરજતા દેવરાજ ઈન્દ્રની પેઠે અનેક તપોધનોથી પરિવૃત થઇને, પરમ સુખથી દ્વૈતવનમાં નિવાસ કરવા લાગ્યા.

એમ પૂર્વોક્ત વૃત્તાંતમાં પણ યુધિષ્ટિર મહારાજનું શત્રુઓ પ્રતિ અસાધારણ સૌજન્ય અને સદય વ્યવહાર જોઇ મોહિત થયા છીએ. દુર્યોધન મરણ પર્યંત હેમનો વિનાશ કરવાનો પ્રયત્ન કરતો હતો તે છતાં પણ હેમણે પોતાની અસાધારણ ઉદારતાથી હેને શત્રુના હાથમાંથી છોડવ્યો. એટલા માટેજ તેઓ ‘અજાતશત્રુ’ નામથી ઓળખાય છે. હેમની દયા હિતૈષણા ફક્ત માનવ જાતિમાંજ સંકુચિત થઈ રહી નહોતી, બીજા જીવો તરફ પણ તેઓ કેવા દયાશીળ હતા તે તેમના નીચેના સ્વપ્ન ઉપરથી સ્પષ્ટ સ્હમજાશે.

એક વખત રાત્રે નિદ્રા ભંગ થતા પહેલાં ધર્મ રાજાને એક સ્વપ્ન થયું. તેમાં કેટલાક હરણો સજળ નેત્ર કંપતાં કંપતા હેમની સામું ઉભા રહીને કાંઈ ફરીયાદ કરતાં હોય એમ જણાયાં. ધર્મરાજાએ હેમને પૂછ્યું, “ત્હમે કોણ છો ! અહીં શા માટે આવ્યા છો ! ત્હમારે કાંઈ કહેવું છે. ?”

યુધિષ્ઠિરના આશ્વાસન વાકયથી ઉત્સાહિત થઈને હરણોએ ઉત્તર દીધો “હે મહારાજ ! અમે આ દ્વૈત વનમાં નિવાસ કરીએ છીએ. આપના અસ્ત્રકુશળ, અને પરાક્રમી ભાઇઓએ મૃગયા રમીને આ વનને પ્રાયઃ હરણ વિનાનું કરી નાખ્યું છે. હવે અમે થોડાકજ રહ્યા છીએ, માટે કૃપા

કરીને આપ બીજા વનમાં પધારો, નહિ તો અમારો સમુળો નાશ થશે. જો આપની કૃપા થશે તો ફરીને અમારી સંખ્યામાં વૃદ્ધિ થશે."

સર્વ ભૂતહિતૈષી ધર્મરાજ યુધિષ્ઠિરે, હરણોની આજીજી સાંભળીને અને ત્હેમને અતિશય બ્હીતાં અને કંપતા જોઇને સદય થઇને કહ્યું કે "હે હરણો! હું અવશ્ય ત્હમારી પ્રાર્થના પ્રમાણે કાર્ય કરીશ."

બીજે દિવસે સકળ ભાઇઓ અને દ્રૌપદીને બોલાવીને ધર્મરાજાએ પોતાના સ્વપ્નનું વૃતાંત કહી સંભળાવીને કહ્યુ કે "હે ભાઇઓ! તેમણે યથાર્થજ કહ્યું છે. વનવાસીઓ ઉપર દયા રાખવી એજ આપણો ધર્મ છે; આપણા વનવાસમાં હવે એક વર્ષને આઠ માસ બાકી રહ્યા છે, અને ત્યાં સુધી આપણે મૃગમાંસનોજ આહાર કરીને રહેવું પડશે. માટે ચાલો, મરૂ-ભૂમિમાં તૃણબિંદુ સરોવર પાસે આવેલા પરમ રમણીય કામ્યક વનમાં જઇને બાકીનો સમય ત્યાંજ વ્યતીત કરીએ."

ધર્મપરાયણ પાંડવો, જ્યેષ્ઠ બંધુ-યુધિષ્ઠિરનો ઉપદેશ શ્રવણ કરીને તરતજ બ્રાહ્મણો, અન્યાન્ય સહયાત્રીઓ, અને ઇન્દ્રસેનાદિ ભૃત્યવર્ગને સાથે લઇને અનેક મનોહર વન ઉપવનમાંથી પસાર થઇને, કામ્યક વનમાં આવી પહોંચ્યા, અને પુણ્યાત્મા પુરૂષ સ્વર્ગમાં પ્રવેશ કરે છે તેમ તેઓએ તે વનમાં પ્રવેશ કર્યો.



# ૫. દ્રૌપદીનું પાતિવ્રત્ય.

[ પાંડવ-વૃક્ષમાં દ્રૌપદીનું સ્થાન-દ્રૌપદીનો જન્મવૃત્તાંત-મત્સ્યવેધ પછી કુન્તાજીના વચન પ્રમાણે દ્રૌપદીનું પાંડવો સાથે પાણિગ્રહણ-પાંડવોનું સૌભાગ્ય દ્રૌપદીના લગ્ન માટે દ્રુપદરાજ નોવાંધો-કૃષ્ણ-બલદેવની સલાહ અને લગ્ન માટે અનુમતિ ધૃતરાષ્ટ્રનો સત્કાર અને રાજ્યપ્રદાન-રાજસૂયયજ્ઞ-દ્રૌપદીના પ્રશ્નો અને ક્રોધ-ધૃતરાષ્ટ્રનું સાન્ત્વન અ વરપ્રદાન દ્રૌપદીનું પાંડવો સહિત વનમાં જવું-દ્રૌપદી અને સત્યભામાનો-સંવાદ-પતિ વશ કરવાનો વશીકરણ મંત્ર-દ્રૌપદીનો અતિથિસત્કાર-કૃષ્ણની કૃપા-દુર્વાસાનું પલાયન-ઉપસંહાર. ]

મહાભારતકાર શ્રી વ્યાસદેવજીએ ધર્મરાજ યુધિષ્ઠિરને ધર્મમય મહાન્ વૃક્ષની ઉપમા આપી છે. અર્જુનને એ વૃક્ષની સ્કંધ, ભીમસેનને તેની શાખા, માદ્રીપુત્ર નકુળ અને સહદેવને પુષ્પ અને ફળ અને કૃષ્ણ, બ્રહ્મ, અને બ્રાહ્મણોને તેના મૂળની ઉપમા આપી છે. પરંતુ આશ્ચર્યની વાત છે કે દ્રૌપદી સાથે એ વૃક્ષનો સંબંધ બતાવ્યો નથી. સાહિત્ય પ્રેમી પાઠક જરૂર આ રહસ્ય જાણવાની નિતાંત અભિલાષા કરશે. અમારી સામાન્ય બુદ્ધિ અને વિચાર શક્તિ પ્રમાણે પતિવ્રતા પાંચાળીને પુણ્યમય-પાંડવરૂપી-વૃક્ષમાં સામાન્ય સ્થાન આપવામાં આવ્યું નથી. અસામાન્ય રૂપવતી પતિપ્રાણા દ્રૌપદી જેવી રીતે અકૃતિમ પ્રેમ અને પ્રણયથી પતિના મનનું હરણ કરી ત્હેમની મરજી પ્રમાણે વર્તન કરતાં હતાં, તેજ પ્રમાણે સંકટસમયે અપૂર્વ શાંતિ અને આશ્રય આપીને ત્હેમણે પરમ સંતોષ આપતાં હતાં. જેવી રીતે ત્હેમનું મનોહર રૂપ લાવણ્ય જોઈને ત્રિલોક મુગ્ધ થઈ જતું હતું તેજ પ્રમાણે તેઓ અન્નપૂર્ણારૂપે આશ્રિત અને અભ્યાગતો ને અતિથિને સત્કારથી

પરિતૃપ્ત કરતાં હતાં. મહાન ક્રોધિષ્ટ દુર્વાસા મુનિ પણ ત્હેમના આતિથ્યથી સંતુષ્ટ થયા હતા. એથી અમારા ધારવા પ્રમાણે સાધ્વી દ્રુપદતનયા તથા એક તરફ પાંડવતરૂને નવીન પલ્લવથી સુસજ્જિત અને મનોહર બનાવી, બીજી તરફ તેના મૂળમાં અમૃત અને શાંતિરસ સંચાર કરીને તેના મનોહરપણાની અને દીર્ઘાયુષ્યની રક્ષા કરતાં હતાં, અને તે મહાન્ વૃક્ષની શીતળ છાયાતળે અનેક દુઃખી વટેમાર્ગુઓને અને ઋષિમુનિઓને આશ્રય આપી સુખી અને પ્રફુલ્લિત કરતાં હતાં, પરંતુ કૌરવરૂપી ક્રૂર સર્પો એ છાયાનો સ્પર્શ પણ કરવાને સમર્થ થયા ન્હોતા. અમારી ધારણા કેટલે અંશે યોગ્ય છે તે નીચેનું વૃત્તાંત વાંચવાથી સહજ જ ધ્યાનમાં આવશે.

દ્રૌપદીનું જન્મવૃત્તાંત વાંચવાથી માલમ પડશે કે તે કૌરવકુળનો વિનાશ કરવાને માટેજ ઉત્પન્ન થયાં હતાં. દ્રોણાચાર્ય સાથે દ્રુપદરાજનો વૈરભાવ એજ યજ્ઞ કરવાનું મૂળ કારણ હતું. યાજન કર્મદક્ષ યાજ અને ઉપયાજ નામના બે બ્રહ્મર્ષિઓએ દ્રુપદ રાજા પાસે પુત્રેષ્ઠિ યજ્ઞ કરાવીને અગ્નિનારાયણમાં આહુતિ આપતાંજ અગ્નિમાંથી દેવકુમાર જેવા ધૃષ્ટદ્યુમ્ન નામના પુત્રનો અને વેદીમાંથી સર્વાંગ સુંદર કૃષ્ણા નામની કૌરવકુળનો વિનાશ કરનારી કન્યાનો આવિર્ભાવ થયો. દ્રૌપદી દુરાત્મા કૌરવોના કાળ સ્વરૂપ હોવાં છતાં પણ ધર્માત્મા પાંડવોની લક્ષ્મી સ્વરૂપ હતાં. વાસ્તવિક રીતે વિધાતાએ ત્હેમને પાંડવો માટેજ નિર્માણ કરેલાં હતાં. દ્રૌપદી બાલ્યાવસ્થાથીજ પાંડવોના સમાગમમાં રહ્યાં હતાં અને મરણ સુધી ત્હેમનાથી જુદાં પડયાં ન્હોતાં.

મચ્છ વિંધીને અર્જુને દ્રુપદતનયાને પ્રાપ્ત કરી ત્યાર પછી ભીમસેને પોતાનું અપૂર્વ બાહુબળ બતાવીને સમસ્ત રાજાઓને પરાસ્ત કર્યા. પછી બન્ને ભાઈઓ હરખાતા હરખાતા કુન્તાજી પાસે જઇને કહેવા લાગ્યા કે "માતા ! આજે તો એક રમણીય પદાર્થ ભિક્ષામાં મળ્યો છે." ભીમસેને ઘરમાં પેસતાં આ શબ્દો હર્ષભેર કહ્યા. કુન્તાજી તે વખતે ઘરમાં હતાં. તેઓ મચ્છવેધની વાત જાણતાં ન્હોતાં, તેથી ત્હેમણે પોતાના હમેશના

રિતિરીવાજ પ્રમાણે કહ્યું કે, "ભાઈ! જે કાંઈ પ્રાપ્ત થયું હોય તેનો સઘળા મળીને ઉપભોગ કરજો. ત્યારપછી કૃષ્ણા ઉપર નજર પડી એટલે પરિતાપ કરતાં કહ્યું કે, "અરે મ્હેં તો બહુજ ખોટું કર્યું." તે પછી થોડીવાર વિચાર કરીને કૃષ્ણાનો હાથ પકડી યુધિષ્ઠિર પાસે જઇને કહેવા લાગ્યાં કે, "હે પુત્ર! આ મહારાજા પદની કુંવરી છે. ભીમસેને મ્હારી પાસે આવીને ત્હેને ભિક્ષા કહીને વ્યક્ત કરી, મ્હેં એને ન જોતાં આજ્ઞા કરી કે સઘળા ભાઇઓ મળી સંપીને ઉપભોગ કરજો. હવે મ્હારૂં વાક્ય મિથ્યા પણ ન જાય, અને દ્રૌપદીને અધર્મનો પણ સ્પર્શ ન થાય એવો રસ્તો કાઢ. ધર્માત્મા યુધિષ્ઠિર કુન્તાજીનું વાક્ય સાંભળીને થોડીવાર વિચારમાં પડી ગયા; અને છેવટે અર્જુન અને અન્યાન્ય ભાઈઓનો મનોભાવ જાણી લઇને માતૃઆજ્ઞાનું પાલન કરવાનો નિશ્ચય કર્યો, અને સઘળા ભાઇઓને એકાંતમાં બોલાવીને કહ્યું કે, માતાજીની આજ્ઞા પ્રમાણે દ્રૌપદી આપણા સઘળાની ભાર્યા થશે.

રાજકુમારી દ્રૌપદીએ સાસરે આવીને પાંડવના પરમ હિતેચ્છુ કૃષ્ણ અને બલરામનાં દર્શન કર્યાં. તેઓએ મત્સ્યવેધ થયા પહેલાં ભસ્માવૃત અગ્નિની પેઠે ભિક્ષુકના વેષમાં કુંડાળુ વળીને બેઠેલા, પાંડવોને અનુમાનથી ઓળખી કાઢયા હતા. ત્યાર પછી અર્જુનનું પરાક્રમ અને ભીમસેનનું બાહુબળ જોઇને ત્હેમની ખાત્રી થઇ હતી. ભીમ અર્જુનના ગયા પછી તેઓએ પાંડવોના રહેઠાણનો પત્તો ન મળ્યો, અને ત્યાં આવીને કુન્તાજીને પ્રણામ કરી પરસ્પર કુશળ સમાચાર પૂછ્યા, અને પોતાનો આનંદ પ્રદર્શિત કર્યો. બળરામ અને કૃષ્ણ થોડી વાર સુધી વાર્તાવિનોદ કરીને મુકામે ચાલ્યા ગયા. આ પ્રમાણે દ્રૌપદીનો સમાગમ થતાંજ પાંડવોને પોતાના પ્રિય મિત્રો અને હિતેચ્છુઓનો મેલાપ થયો. ત્યાર પછી દ્રૌપદીએ તેજ રાત્રિએ જે સુશીળતા બતાવી છે, તે પણ અસાધારણ છે. બાલ્યાવસ્થાથી ભોગવિલાસમાં ઉછરેલી રાજકન્યા દ્રૌપદીએ ભિક્ષુક પાંડવોની દૈન્યદશા જોઇ ત્હેમની ઉપર લેશમાત્ર પણ અનાદર કે તિરસ્કાર બતાવ્યો નહિ. ત્હેણે કુન્તાજીની આજ્ઞાથી ખુશીથી રંધનાદિ કાર્યો સમાપ્ત કરી ત્હેમને

ભોજન કરાવ્યું. ભોજન કરી રહ્યા પછી નકુળ અને સહદેવ જમીન ઉપર ઘાસ પાથરી તે ઉપર પોતાની પિછોડી પાથરી દક્ષિણ તરફ માથું કરીને સુઈ ગયા. કુન્તાજીએ ત્હેમના માથા આગળ, અને દ્રૌપદીએ પગ આગળ શયન કર્યું. દ્રૌપદીને પાંડવોની સાથે જમીન ઉપર અને તે પણ ત્હેમના પગ આગળ સુવું પડયું. તે છતાં પણ તે લેશ માત્ર પણ દુઃખિત થયાં નહિ, અને ત્હેમની તરફ કોઈ પણ પ્રકારનું અસન્માન બતાવ્યું નહિ.

વ્યાસદેવજીએ દ્રૌપદીને પાંચ પતિ થયા તે ધર્મ વિરૂદ્ધ કહ્યું છે. તેમ તે વખતે એક નારીને એક કરતાં વધારે પતિ કરવાનો રીવાજ હોય એમ લોકાચારથી તેમજ ધર્માચારથી પણ સિદ્ધ થતું નથી. યુધિષ્ઠિર મહારાજે કુન્તાજીના વાકયનું પાલન કરવું એનેજ ધર્મ કહીને પાંચે ભાઈઓ સાથે દ્રૌપદીનાં લગ્ન કરવાની હા કહી હતી; પરંતુ દ્રુપદરાજા અને ધૃષ્ટદ્યુમ્ન તે વેદ વિરૂદ્ધ વર્તન કરવાને સંમત થયા નહિ. ત્યારે ભગવાન્ વેદવ્યાસે આવીને દ્રૌપદી અને પાંડવોના પૂર્વજન્મનું રહસ્ય સ્હમજાવીને ત્હેનો સંશય દૂર કર્યો છે. આખરે "દ્રૌપદી મહાદેવના વરદાનના પ્રભાવથી પાંચ પાંડવોને વરવાનેજ ઉત્પન્ન થઇ છે" એમ જયારે દ્રુપદરાજાની ખાત્રી થઈ ત્યારે ત્હેમણે વિધિ વિધાનથી પાંચે ભાઇઓ સાથે પાંચાળીનું લગ્ન કર્યું.

આ પ્રમાણે દ્રૌપદી સાથે લગ્ન થવાથી પાંડવોને ભાગ્યલક્ષ્મી પ્રસન્ન થઇ. શ્રી કૃષ્ણે ત્હેમને અનેક મણિમય અને સુવર્ણના અલંકાર અમૂલ્ય વસ્ત્રાભૂષણ દાસદાસી, ગજ, અશ્વ વગેરે વિવિધ અમૂલ્ય ઉપહાર આપીને સંતુષ્ટ કર્યા. મહારાજ ધૃતરાષ્ટ્ર પાંડવોના પુનર્જીવન અને લગ્નની વાત સાંભળીને બહુજ આનંદ પામ્યા, અને ત્હેમને હસ્તિનાપુર તેડી લાવવાને વિદુરજીને દ્રુપદરાજ પાસે મોકલ્યા. પાંડવો, કુન્તાજી અને દ્રૌપદી સાથે પરમ આદરપૂર્વક પોતાના રાજ્યમાં આવી પહોંચ્યા. ધૃતરાષ્ટ્રે કુટુંબકલેશ નષ્ટ કરવાને ત્હેમને અડધું રાજ્ય સોંપી દીધું. એટલે પાંડવો જ્યેષ્ઠબંધુ યુધિષ્ઠિરની આજ્ઞાથી ખાંડવપ્રસ્થ ગયા. ત્હેમના આગમનથી ખાંડવપ્રસ્થ અલંકૃત અને સ્વર્ગના જેવું સુશોભિત થઈ ગયું. ઇંદ્ર જેવા મહાન્ ધનુર્ધર પાંડવોએ

તે નગરમાં નિવાસ કરીને ધીમે ધીમે ત્હેની શોભામાં વધારો કર્યો. ધીમે ધીમે તેઓએ પોતાના બાહુબળથી અનેક રાજા મહારાજાઓને હરાવીને અપાર ધનરત્ન સંપાદન કર્યાં. કાળક્રમે કૃષ્ણની પ્રિય ભગિની અને અર્જુનની ધર્મપત્ની સુભદ્રાને અભિમન્યુ નામનો પુત્ર થયો. આ વખતે દ્રૌપદીને પણ પાંચ પાંડવોથી પાંચ પુત્રો ઉત્પન્ન થયા હતા. આ પ્રમાણે પાંડવો પોતાના બહોળા કુટુંબ સાથે ઇંદ્રપ્રસ્થમાં પરમ સુખથી રહેવા લાગ્યા.

ત્યાર પછી કૃષ્ણ અને અર્જુને, અગ્નિનારાયણે આપેલા દિવ્યરથમાં બેસીને અને દિવ્યાસ્ત્ર ધારણ કરીને, દેવરાજરક્ષિત ખાંડવવન બાળીને અગ્નિ નારાયણને તૃપ્ત કર્યા. અપૂર્વ શિલ્પિ મય દાનવે, અર્જુનની પ્રીતિ સંપાદન કરવાને ઇન્દ્રપ્રસ્થમાં એક મણિમાણિક્ય જડિત અસામાન્ય દિવ્ય સભા-મંડપ બનાવ્યો. મહારાજ યુધિષ્ઠિર પોતાના પ્રાકૃત્યથી પરવારી પોતાના ભાઇઓ સાથે આ રમણીય સભામંડપમાં દેવરાજ ઇંદ્રની પેઠે વિહાર કરવા લાગ્યા. ઋષિમહર્ષિઓ પાંડવો સાથે સભામંડપમાં બેસીને અતિ પવિત્ર કથાનું કીર્તન કરવા લાગ્યા. ક્ષત્રિય રાજાઓ સભામાં બેસીને મહા-રાજા યુધિષ્ઠિરની ઉપાસના કરવા લાગ્યા. ગીતવિદ્યા વિશારદ ગંધર્વરાજ ચિત્રસેન અને અર્જુનના મિત્ર તુંબરૂ, ગંધર્વ અપ્સરા અને કિન્નરો સાથે સંગીત કરીને પાંડવોની પ્રીતિ સંપાદન કરવા લાગ્યા. જે પ્રમાણે સ્વર્ગમાં દેવતાઓ બ્રહ્માની આરાધના કરે છે, તે પ્રમાણે તે વિસ્તીર્ણ સભામંડપમાં બધા મહારાજા યુધિષ્ઠિરની ઉપાસના કરતા હતા.

આ પ્રમાણે પાંડવો ઐશ્વર્ય અને મહિમાથી ત્રણે લોકમાં વિખ્યાત થયા, એટલે ધર્મ રાજાએ રાજસૂય યજ્ઞ કરવાનો સંકલ્પ કર્યો. શ્રી કૃષ્ણ પરમાત્માએ ભીમસેન પાસે યુક્તિથી મગધરાજ દુરાત્મા જરાસંધનો વધ કરાવી અનેક રાજાઓને ત્હેના કારાગારમાંથી મુક્ત કર્યા. ત્યારપછી પાંડવો દિગ્વિજય કરવાને બહાર નીકળ્યા. ભીમસેને પૂર્વ તરફ, અર્જુને ઉત્તર તરફ, નકુલે પશ્ચિમ તરફ, અને સહદેવે દક્ષિણ તરફ વિજય મેળવીને સસાગરા પૃથ્વીમાં ધર્મરાજાની આણ વર્તાવી. સૂર્ય અને સૂર્ય જેવા પાંચ પાંડવો

એમ જ સૂર્યથી ધરણી મંડળ ઉદ્ભાસિત થઇ ગયું. ત્યારપછી શ્રી કૃષ્ણ પરમાત્માએ મદોન્મત્ત ચેદિરાજ શિશુપાલનો વધ કરીને ધર્મરાજનો રાજસૂયયજ્ઞ પરિપૂર્ણ કર્યો. યુધિષ્ઠિર મહારાજાને સાર્વભૌમ પદ આપવામાં આવ્યું. દશે દિશામાં પાંડવોનાં યશોગીત ગવાવા માંડયાં અને તેઓ સૌભાગ્યની પરિસીમાએ પહોંચ્યા. પતિવ્રતા પાંચાલીના પુણ્યથી પાંડવતરૂ આ પ્રમાણે અપૂર્વ સૌંદર્ય અને શોભામાં વૃદ્ધિ પામ્યું.

પરંતુ અદૃષ્ટ ચક્રની પેઠે ભમતું રહે છે. પાંડવોનું ભાગ્ય ચક્ર પણ વખતની સાથે કેવી રીતે ફર્યું તેનું વર્ણન પૂર્વે વિસ્તારથી કરવામાં આવ્યું છે. મહારાજા યુધિષ્ઠિર ધૃતરાષ્ટના આમંત્રણથી શકુનિ સાથે દ્યૂત રમવા તૈયાર થયા. ધુર્ત્ત શકુનિએ ધર્માત્મા યુધિષ્ઠિરને કપટથી પરાજીત કરી, ત્હેમનું સર્વસ્વ લઇ લીધું. યુધિષ્ઠિરે શકુનિના ઉત્તેજનથી જ્ઞાનશૂન્ય થઇને ક્રમે ધન–સંપત્તિ, દાસદાસી, ભાઇઓ અને પોતાની જાતને હારી જઇને છેવટે પ્રાણ કરતાં પણ પ્રિય એવી સર્વ શ્રેષ્ઠ અમૂલ્ય રત્ન દ્રૌપદી તે પણ હોડમાં મુકી ત્હેને હારી ગયા. દુરાત્મા દુઃશાસને પછી દુર્યોધનની આજ્ઞાથી કુળવધૂ દ્રૌપદીનો ચોટલો પકડી સભામાં આણ્યાં. એ બીભત્સ દૃશ્ય જોઇને સકળ સભાસદો નીચું જોઇ રહ્યા. કર્ણ, શકુનિ, અને અન્યાય કૌરવો પોતાનો હર્ષ પ્રકાશિત કરવા લાગ્યા. પાંડવોએ પોતાના સત્યનું પાલન કરવાને ધૈર્ય ધારણ કર્યું. દ્રૌપદીએ અનાથની પેઠે કરૂણાજનક સ્વરે રૂદન કર્યું, તે છતાં પણ કૌરવોનાં પાષાણ હૃદય પિગળ્યાં નહિ. આવા દુઃખની વખતે પણ પતિવ્રતા પાંચાળીએ પોતાના પતિની નિંદા કરી નહિ. ઉલટું "મહાત્મા ધર્મરાજે સજ્જનોચિત ધર્મ પંથનુંજ અવલંબન કર્યું છે. હું મ્હારા સ્વામીના વાક્યમાં તેમના ગુણ ભુલી જઇને કદી પણ દોષારોપણ કરીશ નહી" એ પ્રમાણે કહ્યું છે.

બુદ્ધિમતી પાંચાળીએ કૌરવોનો દૃષ્ટ વિચાર સ્હમજી જઇને આ પહેલાં જે પ્રશ્નો પૂછ્યા હતા તેનો જવાબ મહાત્મા ભીષ્મ પણ આપી શક્યા ન્હોતા. "ધર્મરાજ યુધિષ્ઠિરે કોના અધીશ્વર થઇને દ્રૌપદીને હોડમાં મુકી છે? પાંચાલી જીતાયલી છે કે નહિ?" એ પ્રશ્નો સઘળાના

મગજમાં ઘૂમવા લાગ્યા. પરંતુ કોઇપણ તે સૂક્ષ્મ પ્રશ્નનો ઉત્તર આપવાને સમર્થ થયું નહિ. વિકર્ણ અને વિદુરજીએ પોતાની બુદ્ધિ પ્રમાણે પાંચાળીના પક્ષનું સમર્થન કર્યું, પરંતુ નિર્લજ કર્ણે ત્હેનું ખંડન કરી દુઃશાસનના દુષ્કૃત્યને પુનઃ પુનઃ ઉત્તેજન આપવા માંડયું. દુઃશાસન દ્રૌપદીનાં ચિર ખેંચી ખેંચી થાકયો. પરંતુ શ્રીકૃષ્ણ પરમાત્માની કૃપાથી દ્રૌપદીની લજ્જા રહી, અને દુરાત્મા લજ્જા પામીને દૂર બેઠો. સભ્યગણ દુઃશાસનને ધિક્કારી દ્રૌપદીની પ્રશંસા કરવા લાગ્યા. દ્રૌપદીએ પોતાના અલૌકિક ધર્મના બળથી પોતાના સતીત્વની રક્ષા કરી. સતીનો મહિમા જગતમાં જાહેર થયો!

ત્યાર પછી દુરાત્મા દુર્યોધનની દુર્મતિથી તે દ્યૂતક્રીડાએ અતિશય નીચ ભાવ ધારણ કરેલો હોવાથી નાના પ્રકારના અપશુકનો થવા લાગ્યા. તત્ત્વવેત્તા વિદુરજી અને સતી ગાંધારી તે જોઇને ભયભીત થઇ ગયાં, અને ધૃતરાષ્ટ્રે સઘળું વૃત્તાંત નિવેદન કરી, ભાવી આપત્તિનો ભાસ કરાવ્યો. ત્યારે ધૃતરાષ્ટ્રે દુર્યોધનનો તિરસ્કાર કરીને પાંચાલીને સાન્ત્વના આપીને કહ્યું કે "હે દ્રુપદ તનયે! તું મ્હારી સમસ્ત પુત્રવધૂઓમાં શ્રેષ્ઠ છે માટે મ્હારી પાસે ઇચ્છિત વર માગ." તેના ઉત્તરમાં દ્રૌપદીએ કહ્યું, "હે ભરતકુળ–પ્રદીપ! જો આપ પ્રસન્ન થયા હો તો ધર્માત્મા યુધિષ્ઠિર દાસત્વમાંથી મુક્ત થાય. આપના પુત્રો એ મહાત્માને કદી પણ દાસ ન કહે, અને મ્હારા પુત્રો દાસપુત્ર ન કહેવાય, એવું વરદાન આપો."

ધૃતરાષ્ટ્રે કહ્યું, "હે કલ્યાણિ! ત્હારા કહેવા પ્રમાણે હું યુધિષ્ઠિરને દાસત્વમાંથી મુક્ત કરૂં છું. આ વખતે મ્હને બીજું પણ એક વરદાન આપવાની ઇચ્છા થાય છે. તું ફક્ત એકજ વરદાન મેળવવાને યોગ્ય નથી." ત્યારે દ્રૌપદીએ કહ્યું, "હે મહારાજ! તો બીજા વરદાનમાં ભીમ, અર્જુન, નકુળ અને સહદેવને મુક્ત કરો."

ધૃતરાષ્ટ્રે કહ્યું, "હે નન્દિનિ! હું ત્હારી પ્રાર્થના પ્રમાણે ત્હેમને પણ છૂટા કરૂં છું. હવે ત્રીજું વરદાન માગી લે. આ બે વરદાન આપવાથી ત્હારો યથેષ્ઠ સત્કાર થયો હોય એમ મ્હને લાગતું નથી. તું મ્હારી

સઘળી પુત્રવધૂઓ કરતાં શ્રેષ્ઠ છે." ત્યારે દ્રાપદીએ કહ્યું, "હે ભગવાન્! અતિશય લોભ તે પાપનું મૂળ છે, અને એથી ધર્મનો નાશ થાય છે. માટે હવે હું ત્રીજું વરદાન માગીશ નહિ. તેમ વળી હું ત્રીજા વરદાનને યોગ્ય પણ નથી. શાસ્ત્ર પ્રમાણે વૈશ્યને એક વર, ક્ષત્રિય પત્નિને બે વર, રાજાને ત્રણ વર, અને બ્રાહ્મણને સો વરદાન લેવાનો અધિકાર છે. માટે હવે હું મ્હારા પતિને દાસત્વના દારૂણ પંકમાંથી ઉગારીને ત્હેમના પુણ્ય કર્મની સમભાગી થઇનેજ સંતોષ પામીશ." આ પ્રમાણે પુણ્યશીળા દ્રૌપદીએ પાંડવોને દાસત્વમાંથી છોડાવ્યા. દુસ્તર જળ પ્રવાહમાં બુડતાં પાંડવોને પાંચાળીએ તરણી (નાવરૂપ) થઇ ઉદ્ધાર કર્યો.

ત્યાર પછી પાંડવો ફરીથી દ્યૂતમાં હારી જઇને વનવાસ નીકળ્યા ત્યારે પણ દ્રૌપદી ત્હેમની સાથે ગયાં. જે સાધ્વી સતી સુખમાં પતિની નિયમિત પૂજા કરતાં હતાં તે ઘોર દુઃખમાં ત્હેમની પરિચર્યા કરીને ત્હેમને સંતોષ આપવા લાગ્યાં. દ્રૌપદીને પાંડવો સાથે વનવાસ જવાને તૈયાર થયેલાં જોઇને કુન્તાજી, શોકથી વિહ્વળ અને વ્યાકુળ થઇને ગદ્ગદ કંઠે કહેવા લાગ્યાં "હે વત્સે! દુઃખ જોઇને શોક કરીશ નહિ. તું સ્ત્રીધર્મ સહમજે છે, ત્હારી સુશીલતા અને સદાચારથી ઉભય કુળ પાવન થયાં છે. તને કાંઇ કહેવું પડે એમ નથી. હે દ્રુપદતનયે! કૌરવો પરમ ભાગ્યવાન છે કે તેઓ ત્હારા કોપાનળથી ભસ્મ થયા નથી. હું હમેશાં ત્હમારૂં શુભ ઇચ્છીશ, સુખેથી ગમન કરો. ઇશ્વર સકળવિઘ્નોનું નિવારણ કરશે. અદૃષ્ટને બળવાન જાણીને બુદ્ધિમતી સ્ત્રીનું મન કદીપણ વિકૃત થતું નથી. તું ગુરૂજન અને ધર્મની સેવા કરીને સુખી થઇશ એમાં લેશ માત્ર પણ સંદેહ નથી. વનમાં સર્વદા સહદેવની રક્ષા કરજે. એને લેશ માત્ર પણ દુઃખ થાય નહિ." દ્રૌપદી સજળ નેત્રે અને છુટે અંબોડે, સાસુનાં ઉપદેશપ્રદ વચનો સાંભળીને ત્હેમને પગે લાગ્યાં, અને ત્હેમના આશીર્વાદ લઇને ચાલવા માંડયું. ત્યાર પછી પુત્રવત્સલ કુન્તાજી, પાંડવોને વસ્ત્રાલંકારનો ત્યાગ કરી મૃગચર્મ ધારણ કરી લજ્જાથી જમીન સ્હામું જોઇને ગમન કરતા જોઇને કરૂણાજનક વિલાપ અને પરિતાપ કરવા લાગ્યાં. વિદુરજી પણ પાંડવોની દુર્દશા જોઇને

અતિશય દુખિત થઈ ગયેલા હોવા છતાં પણ ધીરજ રાખી કુન્તાજીને આશ્વાસન આપવા લાગ્યા. પાંડવોએ ત્હેમને પ્રણામ કરીને વન તરફ ચાલવા માંડ્યું. મહારાજા યુધિષ્ઠિરે કપડાં વતી પોતાનું મુખ ઢાંકીને અને ભીમસેને પોતાના બન્ને વિશાળ બાહુ તરફ જોતાં જોતાં શહેરનો ત્યાગ કર્યો અર્જુન વિષણ્ણવદને ધૂળ ઉરાડતો ઉરાડતો ત્હેમની પાછળ ગયો અને સહદેવ શોકાતુર થઇને, અને પરમ સુંદર નકુલ વિચાર કરતો કરતો વડીલ બંધુઓની સાથે ગયો. સુકુમારી દ્રુપદતનયા પોતાના કેશ કલાપથી મુખમંડળને ઢાંકી દઇને રૂદન કરતાં કરતાં પતિની પાછળ ચસડાવા લાગ્યાં. પુરોહિત ધૌમ્ય ઋષિ યામ્ય, સામ, અને રોદ્ર મંત્રોનું ગાન કરતા કરતા ત્હેમની સાથે ગયા.

દ્રૌપદી પાંડવો સાથે કેવો વ્યવહાર રાખતાં હતાં તે જાણવાને વાચક વર્ગને ઉત્કંઠા થાય એ સ્વાભાવિક છે. એ વિષયમાં અમે દ્રૌપદીએ સ્વમુખે સત્યભામાએ કાંઈ કહ્યું છે તેનુંજ વર્ણન કરીએ છીએ. અરણ્ય પ્રવાસી પાંડવો તીર્થયાત્રા કરતા કરતા ગંધમાદન પર્વત ઉપર અર્જુનને મળીને કામ્યકવનમાં આવી પહોંચ્યા. તે વખતે એક દિવસ મહાત્મા કૃષ્ણ સત્યભામાને તેડીને ત્હેમને મળવાને આવ્યા. ઘણા લાંબા સમય પછી કૃષ્ણ પરમાત્માનાં દર્શન થવાથી પાંડવો બહુજ ખુશી થયા. તે વખતે મહર્ષિ માર્કંડેય અસલની વિવિધ વાતો, અને ઐતિહાસિક વૃત્તાંત શ્રવણ કરાવીને ત્હેમને આનંદ આપતા હતા. મહાભારતની અતિ ઉત્કૃષ્ટ નીતિકથા માર્કંડેય સમસ્યા નામે ઓળખાય છે. પાંડવોએ વિચિત્ર આખ્યાન માળા શ્રવણ કરીને પ્રિય વર્ગ સાથે સુખપૂર્વક બેઠા છે તે વખતે દ્રૌપદી અને સત્યભામા પર્ણકુટીમાં ગયાં, અને ઘણા દિવસે મેળાપ થયાથી પરમ પ્રફુલ્લિત ચિત્તે એકજ આસન ઉપર બેસીને પરસ્પર કુશળ સમાચાર પુછીને વાર્તાવિનોદ કરવા લાગ્યાં. કૃષ્ણ અને યદુવંશ સંબંધી અનેક વાતો નીકળી. થોડી વાર પછી સત્યભામાએ દ્રૌપદીને કહ્યું કે "હે દ્રૌપદી! તમે લોકપાળના જેવા સુદૃઢ શરીરના મહાવીર પાંડવો સાથે કેવી રીતે વર્તો છો? તેઓ કદી પણ તમારા ઉપર ગુસ્સે થતા નથી, અને વળી એવા તો વશીભૂત થઇ ગયા

છે કે ત્હમારા સિવાય બીજી કોઇપણ સ્ત્રીની ઇચ્છા પણ કરતા નથી, તેનું કારણ શું?"

સત્યભામાની વાત સાંભળીને પતિવ્રતા દ્રૌપદી કહેવા લાગ્યાં કે—હે સત્યભામા! હું મહાત્મા પાંડવો સાથે કેવી રીતે વર્તું છું તે શ્રવણ કરઃ—

"હું કામ, ક્રોધ અને અહંકારનો ત્યાગ કરીને પાંડવોની અને અન્યાન્ય સ્ત્રીઓની સતત પરિચર્યા કરૂં છું. જરાએ અભિમાન ન કરતાં ત્હેમની તરફ પ્રેમ બતાવીને અનન્ય મને ત્હેમની આજ્ઞાનું પાલન કરૂં છું. દુર્વાક્યથી તેમજ દુષ્કૃત્યથી સતત દૂર રહીને, સૂર્ય સમ તેજસ્વી પાંડવોની સેવા કરૂં છું. હું કદી પણ રોષ કરતી નથી, તેમ રીસાતી પણ નથી. હું કોઇ પણ પરપુરૂષને—પછી તે ગમે તો દેવ હોય, યા ગંધર્વ કે પરમ સુંદર યુવાન પુરૂષ હોય તોપણ—મ્હારા મનમાં સ્થાન આપતી નથી. હું કદી પણ પાંડવોના જમ્યા પહેલાં જમતી નથી. તેઓ જ્યારે ક્ષેત્ર, વન અથવા ગામથી પાછા ઘેર આવે છે ત્યારે ત્હેમને જળપાનાદિ આપીને શાંત પાડું છું. વળી હું હમેશાં ઘરનો બધો ધંધો યથાર્થ રીતે કરૂં છું. ઘરને સાફ કરવું, વાસણો અજવાળવાં, રાંધવું, જમાડવું, વગેરે ગૃહકાર્યો હું સ્વહસ્તે કરૂં છું. તેમ ધાન્યની પણ રક્ષા કરૂં છું. દુષ્ટ સ્ત્રી સાથે કદી પણ સહવાસ રાખતી નથી. તિરસ્કારનાં વચનો કદી પણ ઉચ્ચારતી નથી. બધાને અનુકૂળ વર્તીને ઉદ્યોગમાંજ સમય ગાળું છું. પરિહાસ્યના સમય વિના હાસ્ય, અને બારણા આગળ, અજાણ્યા સ્થાનમાં તેમજ પર્ણકુટિની બહાર નિવાસ કરતી નથી. અતિશય હાસ્ય, અને અતિશય રોષનો ત્યાગ કરીને પતિની સેવા કરૂં છું. ત્હેમના વિના મ્હને એક ક્ષણ પણ શાંતિ વળતી નથી. સ્વામી કાર્યપ્રસંગે બહાર ગયા હોય તો પુષ્પ અને લેપનનો ત્યાગ કરીને વ્રત ઉપવાસ કરૂં છું. પાંડવો જે પદાર્થનો ત્યાગ કરે અને જે પદાર્થનું સેવન તથા ભોજન ન કરે, તેનો હું પણ પરિત્યાગ કરૂં છું, અને ત્હેમની આજ્ઞા પ્રમાણે વર્તીને ત્હેમનું હિતાનુષ્ઠાન કરૂં છું.

"હે ભદ્રે! મ્હારા મત પ્રમાણે પતિનો આશ્રય લેવો એજ સ્ત્રીનો

સનાતન ધર્મ છે, પતિ એજ સ્ત્રીનો પરમેશ્વર છે, અને એનાથીજ ત્હેની મુક્તિ છે, માટે ત્હેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એ બહુજ પાપનું કામ છે. હું પાંડવોની પહેલાં શયન તથા આહાર કરતી નથી. તેમ ત્હેમની આજ્ઞા સિવાય કદી પણ અલંકાર ધારણ કરતી નથી. હું પ્રાણાંતે પણ મ્હારી સાસુની નિંદા કરતી નથી. મ્હારાં સાસુજીએ ગૃહકાર્યમાં મ્હને જે ઉપદેશ આપ્યો છે, અને ભિક્ષા, બલિ, શ્રાદ્ધ અને ગુરૂજનની પૂજા વગેરે જે કાંઇ ગૃહસ્થાશ્રમ ધર્મોચિત કર્મો મ્હારા મનમાં જાગૃત કર્યાં છે, તે સઘળાનું હું યથાર્થ રીતે પ્રતિપાલન કરૂં છું. ઇંદ્રપ્રસ્થમાં હું દરરોજ વીરમાતા કુન્તાજીને સ્વહસ્તે, અન્નપાન અને આચ્છાદન આપીને ત્હેમની શ્રદ્ધાપૂર્વક પૂજા કરતી હતી, કદી પણ ત્હેમના કરતાં સારૂં ભોજન જમતી નહિ. તેમ વસ્ત્રાલંકારો પણ ધારણ કરતી નહિ. જે વખતે મહારાજા યુધિષ્ઠિર દરરોજ હજારો બ્રાહ્મણોને ભોજન કરાવતા હતા, તે વખતે મહારાજા પાસે નૃત્ય ગીતવિશારદ હજારો દાસીઓ હતી, અને તે પણ અમૂલ્ય માળા અને ચંદનથી વિભૂષિત અને સર્વદા દિવ્ય વસ્ત્રાલંકારથી અલંકૃત રહેતી હતી. અગણિત દાસદાસીઓ નિરંતર અતિથિને ભોજન કરાવતાં હતાં. અસંખ્ય અશ્વો અને હસ્તિઓ ધર્મરાજાની પાછળ ફરતા હતા. તેમ ગાયો અને ભેંસો પણ અસંખ્ય હતી. હું તે સઘળાનું રક્ષણ અને પ્રતિપાલન કરતી હતી. મ્હારી ઉપર તે સઘળો ભાર નાખીને પાંડવો પોતાના ધર્માનુષ્ઠાનમાં મચ્યા રહેતા હતા. હું સઘળા સુખનો ત્યાગ કરીને અહર્નિશ તે દુર્વહ ભાર વહન કરતી હતી. હું એકલી સાગર જેવા નિધિરાજભંડાર ઉપર દેખરખ રાખતી હતી. રાત્રી દિવસને સમાન ગણીને અને ભૂખ અને તરસને સહચરી બનાવીને હું સતત પાંડવોની સેવા કરૂં છું. હું ત્હેમનો પડતો બોલ ઉઠાવી લઉં છું. અને ત્હેમની દરેક આજ્ઞાનું પાલન કરૂં છું. રાત્રિના જ્યારે તે બધા શયન કરે છે ત્યાર પછીજ હું શયન કરૂં છું. આ પ્રમાણે મ્હારી સતત સાવધાનતા, કાર્યદક્ષતા અને શુશ્રુષા જોઇને પાંડવો મ્હારે વશ થઈ ગયા છે. હે બ્હેન ! હું પતિને વશ કરવાનો આ વશીકરણ મંત્ર જાણું છું. તેનાથીજ મ્હેં પાંડવોને વશ કર્યા છે. પરંતુ

અસદાચારવાળી–કુલટાઓની પેઠે કદી પણ હું કુવ્યવહાર કરતી નથી, અને તેમ કરવાની અભિલાષા પણ રાખતી નથી."

દ્રૌપદીનો અતિથિ સત્કાર જગપ્રસિદ્ધ છે. દુર્વાસાને પારણા કરાવી ત્હેમણે પોતાની અતિથિ સત્કારની પરાકાષ્ટા પ્રદર્શિત કરી છે. દુર્વાસા મુનિએ દુર્યોધનના આતિથ્યથી પરિતૃપ્ત થઇને ત્હેના અનુરોધથી અસમયે પાંડવોના અતિથિ થવાનું વચન આપ્યું હતું. એક દિવસ પોતાનું વચન પાળવાને દશ હજાર શિષ્યો સાથે બપોરે પાંડવો અને દ્રૌપદી જમી રહ્યા પછી દુર્વાસા મુનિ ત્હેમના આશ્રમ ઉપર જઇ ચડયા. ધર્માત્મા પાંડવોએ અતિથિઓનો યોગ્ય આદર સત્કાર કર્યો, અને આસન આપી અર્ધ્યપાદ્યથી પૂજન કર્યું. ત્યાર પછી ધર્મરાજાએ હાથ જોડીને કહ્યું કે, ભગવન્! જલદીથી સ્નાનાહનીકથી પરવારીને આવી પહોંચો ?" ધર્મરાજાનું વચન સાંભળીને 'એ કેવી રીતે, મ્હને અને શિષ્યોને ભોજન કરાવશે' એનો વિચાર કરતા કરતા મહર્ષિ શિષ્યવૃંદ સાથે સ્નાન કરવાને ગયા.

આણી તરફ આતિથ્યપરાયણા દ્રૌપદી મહર્ષિ અને ત્હેમના શિષ્યોને ભોજન કરાવવા અન્નને માટે વિચારમાં પડી ગયાં અને જ્યારે કાંઈ પણ ઉપાય ન સુજ્યો ત્યારે શ્રી કૃષ્ણ પરમાત્માની સ્તુતિ કરવા લાગ્યાં. "હે કૃષ્ણ! હે વાસુદેવ! હે દેવકીનંદન! હે ગોપીનાથ! હે જગન્નાથ! હું તમને નમસ્કાર કરૂં છું. હે શરણાગત વત્સલ! હું આપનેજ શરણે છું. કૃપા કરીને અમારૂં રક્ષણ કરો. હે વિપદ્ભંજન! પહેલાં જે પ્રમાણે દુષ્ટ દુઃશાસનથી મને છોડાવી છે, તેજ પ્રમાણે આ વિપત્તિમાંથી પણ ઉગારો! "દ્રૌપદીની સ્તુતિ સાંભળતાંજ ભક્તવત્સલ ભગવાન સોડમાં સુતેલાં રૂક્મિણીનો પરિત્યાગ કરીને સત્વર તે વનમાં આવી પહોંચ્યા. દ્રૌપદીએ કૃષ્ણ પરમાત્માને જોઇને આનંદથી દુર્વાસા મહર્ષિનું આવાગમન નિવેદન કર્યું. કૃષ્ણે કહ્યું, 'હે દ્રૌપદી! મ્હને બહુજ ભૂખ લાગી છે. પહેલાં મ્હને કાંઈ ખાવાનું આપ અને પછી બીજી વાત કર." શ્રીકૃષ્ણનું વચન સાંભળીને

દ્રાપદીએ લજ્જાથી નીચું જોઇને કહ્યું, "ભગવન ! હું ભોજન કરૂં છું ત્યાં સુધી સૂર્યદેવની થાળી અન્નથી પરિપૂર્ણ રહે છે પરંતુ આજે મ્હેં હતભાગિણીએ ભોજન કરી લીધું છે, તેથી કાંઇ રહ્યું નથી." ત્યારે શ્રી કૃષ્ણ પરમાત્માએ કહ્યું, દ્રૌપદી ! હું ક્ષુધાથી અત્યંત આકુળવ્યાકુળ થઇ ગયો છું, માટે પરિહાસ કરવો મુકી દ્યો. જલદી જાવ, અને એ થાળ લાવીને મ્હને બતાવો." હવે દ્રૌપદી ત્હેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શક્યાં નહિ. તેથી પર્ણકુટીમાં જઇને થાળ લાવી બતાવી. સદ્ભાગ્યે તે થાળના કાંના ઉપર જરી શાક ચોંટી રહ્યું હતું. વાસુદેવે તે ખાઇને દ્રૌપદીને કહ્યું કે "આનાથી વિશ્વાત્મા તૃપ્ત થયા." ત્યાર પછી થોડીવાર રાહ જોઇને ભીમસેનને કહ્યું કે, ત્હમે જલદીથી બ્રાહ્મણોને ભોજન કરવા તેડી લાવો.

આ વખતે દુર્વાસા ઋષિ નદીમાં સ્નાન કરતા હતા. સ્નાન કરીને પાણીમાંથી બહાર નીકળીને સઘળા શિષ્યો જાણે ઇચ્છિત પદાર્થ જમીને તૃપ્ત થયા હોય તેમ ઓડકાર ખાવા લાગ્યા, અને દુર્વાસા પાસે જઇને કહેવા લાગ્યા કે, હે ગુરૂ ! અમે મહારાજા યુધિષ્ઠિરને રસોઇ તૈયાર કરવાનું કહીને આવ્યા છીએ, પરંતુ હમણાં અમે એવા તો તૃપ્ત થઇ ગયા છીએ કે જરાપણ આહાર કરીશું નહિ. હવે ધર્મરાજની રસોઇ બગડશે તેનું શું કરવું !" શિષ્યોનું કથન સાંભળીને દુર્વાસા ગભરાયા અને રસોઇ બગડવાથી પાંડવો ગુસ્સે થશે, અને કદાચ શાપ પણ આપશે, એ ભયથી શિષ્યોને ત્યાંથી એકદમ પલાયન કરી જવાની સલાહ આપી. દુર્વાસાની આજ્ઞા પ્રમાણે તેઓ દશે દિશામાં ન્હાસવા લાગ્યા.

ભીમસેન નદી કિનારે મુનિઓને ન જોવાથી ત્હેમને આમ તેમ શોધવા લાગ્યો, અને તપાસ કરતાં દુર્વાસા મુનિના પલાયન કરી જવાના સમાચાર સાંભળી પાછા આવી યુધિષ્ઠિર મહારાજને સમસ્ત વૃતાંત નિવેદન કર્યો. ત્યાર પછી પણ થોડીવાર રાહ જોવા લાગ્યા અને દુર્વાસા કોઇ દિવસ વખતે એકાએક આવીને ઉભા રહેશે તો આપણે શું કરીશું !" એવા અનેક તર્ક વિતર્ક કરવા લાગ્યા.

ધીમાન્ વાસુદેવે ચિન્તાપરાયણ પાંડવોને ધીમે ધીમે દીર્ઘ નિશ્વાસ નાંખતા જોઇને કહ્યું, "હે પાંડવો! પાંચાળીએ ક્રોધિષ્ટ દુર્વાસાથી આપત્તિમાં આવી પડવાના ભયથીજ મ્હને સંભાર્યો હતો, અને હું પણ તેથીજ એકદમ આવ્યો છું. પરંતુ હવે ભય રાખવાનું કારણ નથી. દુર્વાસા અને ત્હેમના શિષ્યો ત્હમારા તેજથી ભય પામીને ક્યારનાએ પલાયન કરી ગયા છે. જે ધર્મપરાયણ છે તેને કોઇ પણ સતાવી શકતું નથી. હે ધર્માત્મા પાંડવો! ત્હમારૂં કલ્યાણ થાઓ, હવે હું પણ જાઉં છું. "દ્રૌપદી અને પાંડવો શ્રીકૃષ્ણ ભગવાનના વચનથી શાન્ત થઇને કહેવા લાગ્યા કે, "હે ગોવિંદ! દરિયામાં ડુબતાં માણસને હોડી મળે તેજ પ્રમાણે આ ભવસિંધુમાં અમે ત્હમને મેળવીને આ વિપત્તિમાંથી બચી ગયા છીએ. હવે ખુશીથી ઘેર પધારો." ધર્મપરાયણા પતિવ્રતા દ્રૌપદીએ આ પ્રમાણે અલૌકિક ધર્મબળથી આતિથ્ય ધર્મનું પરિપાલન કરી પાંડવોને આવાં આવા અનેક વિષમ સંકટમાંથી ઉગાર્યા છે.

## ૬. યુધિષ્ઠિરની ક્ષમા.

**( પાંડવોનું મૃગયા રમવા જવું–કામ્યક વનમાં જયદ્રથનું આવી પહોંચવું અને દ્રૌપદીને જોઈ મોહિત થવું–કાટિકાસ્ય અને દ્રૌપદીનું સંભાષણ–જયદ્રથનું દ્રૌપદી પાસે આવવું અને તેમને પોતાની સાથે આવવા સમજાવવાં–દ્રૌપદીનો ઉત્તર–દ્રૌપદીનું હરણ–પાંડવોને મૃગયામાં અપશુકન થવા–પર્ણકુટીએ આવી દ્રૌપદી હરણના સમાચાર સાંભળવા અને જયદ્રથની પુંઠ પકડવી –દ્રૌપદીએ કરેલું પાંચે પાંડવોનું વર્ણન–દ્રૌપદીનો ત્યાગ કરી જયદ્રથનું નાસવું–છેવટે ભીમ અને અર્જુનને હાથે પકડાઈ ધર્મરાજ પાસે આવવું–ધર્મરાજની અપૂર્વ ક્ષમા. )**

જ્યારે પાંડવો કામ્યક વનમાં નિવાસ કરતા હતા, ત્યારે એક દિવસ પાંચ ભાઈઓ દ્રૌપદીને આશ્રમમાં રાખી મૃગયા રમવાને ગયા હતા. તે દરમ્યાન સિંધુદેશાધિપતિ જયદ્રથ વિહાર કરવા માટે, અનેક રાજા મહારાજા અને સૈનિકો સાથે કામ્યક વનમાં આવી પહોંચ્યો; અને દૂરથી પાંડવ પ્રિયા દ્રૌપદીને, પોતાના રૂપના પ્રભાવથી વનપ્રદેશને દિપાવતી, આશ્રમના દ્વાર પાસે બેઠેલી જોઈ. જયદ્રથ દ્રૌપદીનું અસામાન્ય રૂપ લાવણ્ય જોઇને મોહિત થઇ ગયો, અને પોતાના સહચર કાટિકાસ્યને પુછવા લાગ્યો કે, "હે સખે! આ સર્વાંગ સુંદર સ્ત્રી કોનું ઘર શોભાવે છે ! અરે એ સ્ત્રી છે, અપ્સરા છે, કે દેવકન્યા છે, તે પણ જણાતું નથી. તું એક દમ જઇને ત્હેની તપાસ કરી આવ. એની સાથે વિહાર કરવાની અને રાજધાનીમાં લઇ જવાની મ્હારી ઇચ્છા છે."

જયદ્રથનાં આજ્ઞા પ્રમાણે કાટિકાસ્ય, શિયાળવું જેમ વાઘણની આજ્ઞા

કરે તેમ, દ્રૌપદીની પાસે જઇને કહેવા લાગ્યો, " હે સુલોચના ! તું કોણ છે ? આ નિર્જન પ્રદેશમાં તું કોના આશ્રમમાં રહે છે ? ત્હારૂં અસામાન્ય રૂપ લાવણ્ય જોઇને તું માનુષી સ્ત્રી હોય એમ લાગતું નથી. માટે ત્હારો સવિશેષ પરિચય આપીને મ્હારૂં કૌતુહલ શાંત કર. હું સુરથ રાજાનો પુત્ર છું. મ્હારૂં નામ કાટિકાસ્ય છે. મ્હારી સાથે જે અન્યાન્ય રાજા મહારાજાઓ આ ઉપવનમાં વિહાર કરવાને આવ્યા છે, તેમાં મહારાજા જયદ્રથ સર્વેથી શ્રેષ્ઠ છે. લોકોને મ્હોડે ત્હેં એમનું નામ અવશ્ય સાંભળ્યું હશે. એ મહાપુરૂષ દેવગણ પરિવૃત દેવરાજ ઇન્દ્રની પેઠે ત્રિગર્ત, સૌવીર, અને સિંધુ દેશના મહાવીર રાજકુમારો સાથે આ સ્થાનમાં આવેલા છે. " દ્રૌપદીએ કાટિકાસ્યનું કથન સાંભળીને લજ્જા અને મર્યાદાપૂર્વક કહ્યું, " હે રાજકુમાર ! ત્હમારી સાથે એકાંતમાં વાતચિત કરવી એ મ્હારા જેવી સ્ત્રી માટે નિતાંત અનુચિત છે. પરંતુ આ સ્થાનમાં ત્હમારા વાક્યનો ઉત્તર આપે એવું કોઇ પણ નહિ હોવાથી, અને ત્હમે મહારાજા સુરથના પુત્ર કાટિકાસ્ય તરીકે પરિચય કરાવો છો તો હું ત્હમને યોગ્ય ઉત્તર આપું છું. " એમ કહીને દ્રૌપદીએ પોતાના પિતાના અને પતિના નામથી પોતાનો પરિચય કરાવ્યો, અને કાટિકાસ્યનું આતિથ્ય કરવાને પર્ણશાળામાં પ્રવેશ કર્યો.

કાટિકાસ્યે જયદ્રથ પાસે જઈ દ્રૌપદીનું વૃત્તાંત કહી સંભળાવ્યું. જયદ્રથ, કાટિકાસ્યનું વચન સાંભળીને ' હું દ્રૌપદી જોઇ આવું ' એમ કહીને પાંડવોના આશ્રમમાં પ્રવેશ કરી દ્રૌપદીને સંબોધીને બોલ્યો, " હે દ્રૌપદી ! કેમ કુશળ છો ને ? ત્હમારા પતિ, તેમજ બંધુ બાંધવો પણ કુશળ છે ને ? " સરલ હૃદય દ્રૌપદીએ જયદ્રથને અતિથિ જાણીને ત્હેના રાજ્ય, કોશ અને સૈન્યની કુશળ વાર્તા પૂછી, અને ત્યાર પછી પતિની કુશળતાના સમાચાર કહીને કહ્યું કે " હે રાજપુત્ર ! આ પાદ્ય અને આસન ગ્રહણ કરો. પાંડવો મૃગયા રમવાને ગયા છે તે હમણાંજ આવતા હશે. ત્હમને ભૂખ પણ લાગી હશે તો મૃગમાંસ લઇને હાજરી કરો. પાંડવો આવેથી આપનું યોગ્ય આતિથ્ય કરીશ. "

જયદ્રથે કહ્યું, " હે દ્રૌપદિ ! હું ત્હારા સત્કારથી પ્રસન્ન થયો છું. ો આ નિર્ધન અને હતભાગ્ય અરણ્યવાસી પાંડવોનો પરિત્યાગ કરીને ારા રથમાં બેસ. તું મ્હારી ભાર્યા થઈને, મ્હારી સાથે સમસ્ત સિંધુ ને સૌવીર રાજ્ય પરમ સુખથી ભોગવી શકીશ. "

દ્રુપદતનયા પાંચાળી, જયદ્રથનું હૃદયકંપન વાક્ય શ્રવણ કરીને ભ્રમર ઢાવી ત્હેનો તિરસ્કાર કરતાં બોલ્યાં, " હે દુરાત્મન્ ! શું ત્હને લજ્જા ી ? હવે પછી આવા શબ્દો ફરીથી ઉચ્ચારીશ નહિ, " જયદ્રથ આથી ીધો નહિ. ત્હેણે હદ ઓળંગવા માંડી, તેથી દ્રૌપદીએ પાંડવો આવી ોંચે ત્યાં સુધી સમય ગાળવાને મિષ્ઠ વાક્યથી તે દુરાત્માને પ્રલોભિત વા માંડયો. થોડી વાર પછી ક્રોધાન્વિત થઇને ફરી જયદ્રથને કહ્યું, અરે મૂઢ શું તું સ્વધર્મ નિરત, મહેંદ્રતુલ્ય પરાક્રમી, યક્ષ રાક્ષસ અને તાઓથી પણ અજેય ( નહિ જીતાય એવા ) યશસ્વી પાંડવોની નિંદા તાં લજવાતો નથી ? સજ્જન માણસ કદી પણ પરમપૂજ્ય, ધર્માત્મા વાસી અને ગૃહસ્થ તપસ્વીને કટુવચન કહેતો નથી. પામર અને દુરા- ઓ જ તે પ્રમાણે કરે છે. " એમ કહીને દ્રૌપદીએ પાંડવોના અદ્ભુત રત્વનું વર્ણન કરી પાપાત્મા જયદ્રથને ભય બતાવવા માંડયો. પરંતુ ારે દુરાત્મા તેથી પણ ડર્યો નહિ અને ઉત્તરોત્તર વધારે મર્યાદા લોપતો ા, ત્યારે દ્રૌપદીએ ક્રોધથી કહ્યું " હે મુઢ ! હું પાંડવો સિવાય અન્ય ઈ પણ પુરૂષને મ્હારા મનમાં સ્થાન આપતી નથી. તું મ્હારા સતીત્વ ાથી હમણાંજ પાંડવોના હાથે યમ દ્વારમાં પહોંચી જઈશ. તું મ્હારૂં ણ કરીને પણ ફાયદો કાઢીશ નહિ. હું કુરવંશોદ્ભવ પાંડવોની સાથે ા કામ્યક વનમાં આવી રહેલી છું. "

દ્રૌપદી આ પ્રમાણે કહીને પાંડવોની વાટ જોવા લાગી, પરંતુ પાંડવો ાવ્યા નહિ. હવે ધૈર્ય રહ્યું નહિ, અને તેથી ક્ષણભર ત્હેમની ઉપર પણ રસ્કાર થયો. ત્હેણે જયદ્રથને પોતાના શરીરને સ્પર્શ કરવાને નિષેધ ને પુરોહિત ધૌમ્ય મુનિને બૂમ પાડી. દુરાત્મા જયદ્રથે દ્રૌપદીના નિષેધ- ન ગણકારતાં ત્હેમના લુગડાનો છેડો પકડયો, અને વારંવાર બળપૂર્વક

ખેંચવા લાગ્યો. આખરે દ્રૌપદી, નિતાંત નિરૂપાય થઇને ધૌમ્યના ચરણમાં પડીને સિંધુરાજના રથમાં બેઠાં. મહર્ષિ ધૌમ્યે જયદ્રથના નિંદિત કાર્ય માટે ત્હેનો અતિશય તિરસ્કાર કર્યો પરંતુ જયદ્રથે તેને પણ ન ગણકારતાં એકદમ સૈન્ય સાથે ચાલવા માંડયું.

આ તરફ પાંડવો જુદી જુદી દિશાઓમાં મૃગયા કરવા જઇને નાનાવિધ વનપશુઓનો સંહાર કરીને પાછા એકઠાં થયા. તે વખતે મહારાજા યુધિષ્ઠિર પક્ષિઓના કરૂણ વિલાપ, અને અન્યાન્ય અપશુકનો સાંભળીને અતિશય ઉદ્વિગ્ન ચિત્તે ભીમાર્જુનાદિને કહેવા લાગ્યા કે, " જુઓ, જુઓ, કાગડા અને શિયાળ વગેરે અશુભ સૂચક જીવજંતુઓ મ્હારી પાસે આવીને ભીષણ શબ્દ કરે છે. નિશ્ચય કાંઈ ઉત્પાત થયો છે. પાપાત્મા કૌરવોએ આપણી ગેરહાજરીનો લાભ લઇને આશ્રમમાં આવી દ્રૌપદીને પીડા કરેલી હોવી જોઈએ, માટે હવે શીઘ્ર આશ્રમ તરફ ચાલો. " એમ કહીને તેઓએ જસભેર આશ્રમ તરફ ચાલવા માંડયું, અને જોતજોતામાં આશ્રમ પાસે આવી પહોંચ્યા. આવીને જુએ છે તો દ્રૌપદીની દાસી ધાત્રેયિકા બેઠી બેઠી રૂદન કર્યા કરે છે. સારથી ઇન્દ્રસેને રથમાંથી ઉતરી ધાત્રેયિકા પાસે જયદ્રથે કરેલાં દ્રૌપદીના હરણની વાત સાંભળી તે વાત પાંડવોને વિદિત કરી. તે સાંભળીને પાંડવો, અતિશય ગુસ્સે થઇને જયદ્રથને ત્હેના દુષ્કર્મનો બદલો આપવાને વારંવાર ધનુષ્યનો ટંકાર અને ગર્જના કરતા કરતા ધાત્રેયિકાએ બતાવેલી દિશા તરફ દોડયા. થોડે દૂર ગયા એટલે શત્રુઓના પગથી ઉડતી ધૂળ જણાઇ અને થોડે દૂર ધૌમ્ય ઋષિને " જલદીથી આવો, જલદીથી આવો" એવી બૂમો પાડતા સાંભળ્યા. આણી તરફ સમસ્ત રાજપુરૂષો ધૌમ્યને સાન્ત્વના આપતાં કહેવા લાગ્યા, " મહારાજ ! આમ વ્યસ્ત થવાનું કારણ નથી. આપ પણ ખુશીથી અમારી સાથે ચાલો. "

દૂરથી પાંડવોના રથનો ખણખણાટ સાંભળીને જયદ્રથના સૈન્યે દોડવા માંડયું. પાંડવો, જયદ્રથ અને તેના રથમાં બેઠેલાં દ્રૌપદીને જોઇને ત્હેની

તરફ એવો તો મારો ચલાવવા લાગ્યા કે, તે જોઇને શત્રુઓનાં અંતઃકરણ અતિશય ભયભીત થઇ ગયાં, અને તેઓ પોતાના માર્ગની દિશા પણ ભૂલી જવા લાગ્યા. રાજા જયદ્રથ પાડવોના રથની ધ્વજાના અગ્રભાગ જોઇને ઉત્સાહ ભંગ થવા છતાં ધૈર્ય રાખીને દ્રૌપદીને પૂછવા લાગ્યો કે, "હે દ્રૌપદી ! જો, જો, થોડે દૂર પાંચ રથ આવતા જણાય છે. મ્હને લાગે છે કે ત્હારા પતિજ આવતા હશે, માટે ત્હેમનો એક પછી એક પરિચય આપ."

દ્રૌપદીએ કહ્યું, "અરે મુઢ ? તું, મ્હારૂં હરણ કરી—અતિદારૂણ આયુઃક્ષયકર કમ કરી—પાંડવોનો અપરાધી થયો છું, તો હવે ત્હેમનો પરિચય મેળવીને શું કરીશ ? ધર્મરાજને અને ભીમાર્જુન આદિ અન્ય પાંડવોને જોઇ મ્હારો કલેશ દૂર થયો છે. હવે હું ત્હારાથી લેશ માત્ર પણ ડ તી નથી, તેં જે પૂછ્યું છે, તેના ધર્મ પ્રમાણે હું ઉત્તર આપું છું તે સાંભળઃ—

"જેની ધ્વજા ઉપર નંદ અને ઉપનંદ નામના બે સુમધુર મૃદંગો જણાય છે, અને જેમની કાન્તિ કાંચનના જેવી ગૌર, નાસિકા ઉન્નત અને નયનો વિશાળ છે,—તેજ મ્હારા પતિ, કુરૂકુળ શ્રેષ્ઠ મહારાજા યુધિષ્ઠિર છે. લોકો ત્હેમને ધર્મ રાજા કહીને બોલાવે છે. એ બહુજ દયાળુ અને ધર્માત્મા છે. શરણે આવેલા શત્રુની પણ રક્ષા કરે છે, માટે જો ત્હારે પણ જીવવાની આશા હોય તો, અસ્ત્રશસ્ત્રનો પરિત્યાગ કરીને ત્હેમને શરણે જા.

"વૃક્ષના જેવા ઉન્નત, ઘુંટણ સુધીના લાંબા હાથવાળા જે મહા પુરૂષ વારંવાર હોઠ પીસતા જણાય છે, તે મ્હારા પતિ—મહાવીર ભીમસેન છે. એમનું બાહુબળ સર્વ કોઈ જાણે છે. એમનું અપમાન કરીને જીવવાની આશા રાખવી વ્યર્થ છે. તે શત્રુને કદી પણ ભૂલી જતા નથી, અને જ્યાં સુધી શત્રુનો સંહાર ન કરે ત્યાં સુધી અંતઃકરણમાં લેશ માત્ર પણ શાન્તિ ભોગવતા નથી.

"ત્રીજા મ્હારા પતિ, યશસ્વી અર્જુન છે. તેઓ કામ, ક્રોધ, લોભ અને ભયથી પરતંત્ર થઇને કદીપણ ધર્મનો ત્યાગ કરતા નથી, તેમ અધર્મ આચરણ પણ કરતા નથી, તેઓ મહાન્ ધનુર્ધર, સર્વ શાસ્ત્ર જાણનારા. અને શરણાગતનું રક્ષણ કરવાવાળા છે. એમનું અસામાન્ય રૂપ લાવણ્ય અને બળ પરાક્રમ જગપ્રસિદ્ધ છે. અન્યાન્ય બંધુઓ હમેશાં આ પ્રાણ પ્રિય અર્જુનની રક્ષા કરે છે.

"આ મ્હારા પતિ, મહાવીર નકુળ છે, એ ખડ્ગ યુદ્ધમાં પ્રવીણ છે. આજે તું દૈત્ય સૈન્ય મધ્યવર્તી ઇન્દ્રના જેવું એનું અદ્ભુત પરાક્રમ જોશે. એ પોતાના ધર્મનું પાલન કરીને ધર્મરાજ યુધિષ્ટિરને સંતુષ્ટ કરે છે. એમની પાસે મ્હારા પતિ સહદેવ છે, એ ન્હાના હોવા છતાં પણ અપૂર્વ બુદ્ધિશાળી અને કાર્યદક્ષ છે. તેઓ પ્રાણાન્તે પણ અધર્મવ્યવહાર કરતા નથી, અને અપમાન પણ સહન કરી શકતા નથી. એ કુન્તાજીના પ્રિયતમ પુત્ર, અને ક્ષત્રિય ધર્મનું યથાર્થ પ્રતિપાલન કરનાર વીર છે."

આણી તરફ પાંડવોએ જયદ્રથના સૈન્યનો સંહાર કરવા માંડયો, જયદ્રથ પણ પોતાના સૈનિકો, અને સાથે આવેલા રાજપુત્રોને ઉશ્કેરવા લાગ્યો. પાંડવોને છેક નજદીક આવી પહોંચેલા જોઇને સૈન્ય ગભરાટમાં પડયું. શિવિ, સૌરવીર, અને સિંધુ દેશના રાજાઓ પણ વ્યાઘ્રના જેવા બળવાન પાંડવોને જોઇને ભયભીત થઇ ગયા. પાંડવોએ રણક્ષેત્રમાં પ્રવેશ કરીને જયદ્રથના અનેક સૈનિકોનો સંહાર કર્યો. મહાવીર ત્રિગર્ત, યુધિષ્ટિરના બાણથી નિતાંત નિપીડિત થઇને રૂધિર ઓકનો ઓકતો છિન્ન મૂળ વૃક્ષને પેઠે ભૂમિપર પડયો. ભીમસેને પોતાની પ્રચંડ ગદાથી અનેક ગજ, અશ્વ, અને તે ઉપર બેઠેલા યોદ્ધાઓનો સંહાર કરીને છેવટે દુષ્ટ કાટિકાસ્યને યમદ્વારમાં પહોંચાડી દીધો. ધનંજયે ગાંડીવનો ટંકાર કરી બાણનો વરસાદ વરસાવી શિવિ, ઇક્ષ્વાકુ, ત્રિગર્ત, અને સિંધુદેશના અસંખ્ય વીર યોદ્ધાઓના પ્રાણ લીધા. એજ પ્રમાણે નકુળે અને સહદેવે પણ પોતાના ખડગથી અનેક યોદ્ધાઓનો વિનાશ કર્યો. રણક્ષેત્ર ધડ અને માથાંઓથી

પરિપૂર્ણ થઈ ગયું. અને કુતરા, ગીધ, અને કાગડાઓ મહાત્મા યુધિષ્ઠિરાદિ પાંડવોએ સંહાર કરેલા વીરપુરૂષોનું માંસ ભક્ષણ અને શોણિતપાન કરીને, પરમ પરિતૃપ્ત થવા લાગ્યા.

પોતાના સૈન્યનો આમ સંહાર થતો જોઇને દુરાત્મા જયદ્રથ દ્રૌપદીને રથમાંથી ઉતારી દઈ જીવ લઇને ન્હાસવા લાગ્યો. ધર્મરાજ યુધિષ્ઠિરે ધૌમ્ય મુનિ સાથે દ્રૌપદીને આવતાં જોઇને ત્હેમને આદરપૂર્વક નકુલના રથમાં બેસાડ્યાં. એ વખતે અર્જુને જયદ્રથને પલાયન કરતો જોઇને ભીમસેનને સૈન્યનો સંહાર કરવાનો મુકી તે પાપાત્માની પાછળ જવાની સલાહ આપી. ભીમસેને ધનંજયના વાક્યાનુસાર સૈન્યનો સંહાર કરવાનો મુકીને જયદ્રથનો પ્રાણ લેવાનો વિચાર કરીને મહારાજા યુધિષ્ઠિરની સ્હામું જોયું; એટલે મહાત્મા યુધિષ્ઠિરે કહ્યું,

'હે મહાવીર! જયદ્રથે નિતાંત દુષ્કર્મ કર્યું છે, એમાં સંદેહ નથી, પરંતુ દુશલા બ્હેન અને ગાંધારી કાકીની ખાતર તેનો સંહાર કરશો નહિ.' એમ કહીને ધર્મરાજા નકુળ, સહદેવ, દ્રૌપદી અને પુરોહિત ધૌમ્યને તેડીને આશ્રમ તરફ વળ્યા.

આણી તરફ ભીમ અને અર્જુન જયદ્રથની પાછળ પડયા. જયદ્રથ એટલી વારમાં એક કોશ ન્હાસી ગયો હતો તેથી તેઓએ પણ પોતાના ઘોડા વાયુ વેગે દોડાવી મુકયા. ધનુર્ધર અર્જુને ત્યાંથીજ મંત્ર ભણીને બાણ નાખી જયદ્રથના અશ્વોનો સંહાર કર્યો. અશ્વના મરણથી જયદ્રથ ગભરાયો, અને પોતાનો જીવ બચાવવા રથમાંથી ઉતરી વનમાં ન્હાસવા લાગ્યો. પરંતુ એટલામાંજ ભીમ અને અર્જુન તેની પાસે આવી પહોંચ્યા. અર્જુન તેને આમ હાંફલોફાંફલો ન્હાસતો જોઇને કહેવા લાગ્યો, "અરે રાજપુત્ર! આજ સાહસથી બળાત્કારે પરસ્ત્રીનું હરણ કરવાની હામ ભીડી હતી કે? ઉભા રહો! ઉભા રહો! આમ પલાયન કરવું એ ત્હમારા જેવા ક્ષત્રિયને માટે નિતાંત અનુચિત છે. ત્હમારા અનુચરોને શત્રુના હાથમાં મુકીને આમ શા માટે પલાયન કરો છો?" દુરાત્મા જય-

દ્રથ અર્જુનનું વચન શ્રવણ કરીને ઉભો રહ્યો નહિ, તેથી ભીમસેન, ‘ઉભો રહે, ઉભો રહે’ એમ બોલતો બોલતો હેની રહામો દોડયો. દયાળુ અર્જુને ‘એનો સંહાર કરશો નહિ’ કહીને ભીમસેનને જયદ્રથના પ્રાણુ લેવાનો નિષેધ કર્યો.

ભીમસેને એક ક્ષણમાં જયદ્રથને પકડી પાડયો. હેના કેશપાશ પકડીને પ્રહાર કરવા માંડયો. જયદ્રથ હેના ભીષણુ પ્રહારથી પીડાઇને કરૂણુ સ્વરે વિલાપ અને પરિતાપ કરતો કરતો મુર્છિત થઈ ગયો. તે જોઇને અર્જુને ભીમસેનને વડીલ બંધુ ધર્મરાજની આજ્ઞાનું સ્મરણુ કરાવ્યું. ભીમસેને, અર્જુનનું વચન સાંભળીને, જયદ્રથનો પ્રાણુ ન લેતાં, અર્ધચંદ્ર બાણુથી હેના મસ્તકના પાંચ વિભાગો મુંડીનાંખી, હેનો તિરસ્કાર કરીને કહ્યું કે, “હે નરાધમ! જો જીવવાની ઇચ્છા હોય તો તારે સભામાં અમારા દાસ તરીકે ઓળખાવું પડશે, નહિ તો હમણાંજ હને યમદ્વારમાં મોકલી આપું છું. યુદ્ધમાં પકડાયેલા શત્રુ તરફ આ પ્રમાણે વ્યવહાર કરવો એ પરાપુર્વનો ચાલે છે. માટે જે ઇચ્છા હોય તે ખરેખરૂં કહી દે.” જયદ્રથે પોતાનો પ્રાણુ બચાવવાને પાંડવોના દાસ તરીકે ઓળખાવાની હા પાડી.

ત્યાર પછી મહાવીર ભીમસેને જયદ્રથને બાંધીને અર્જુનના રથમાં બેસાડયો અને આશ્રમમાં આવીને મહારાજા યુધિષ્ઠિરને સોંપી દીધો. ધર્મરાજાએ તે જોઇને સહાસ્ય મુખે ભીમસેનને કહ્યું કે, “હે ભીમ! તું એને એકદમ મુક્ત કર!” ભીમસેને કહ્યું, “મહારાજ! એ નરાધમે આપણા દાસત્વનો સ્વીકાર કરેલો છે, હવે એને મુક્ત કરવાની વાત દ્રૌપદીને પુછો.” ત્યારે મહારાજા યુધિષ્ઠિરે ફરીથી કહ્યું કે, “હે ભીમ! જો મ્હારા વચનને માન આપવું હોય તો આ દુરાચારનો ત્યાગ કર.” દ્રૌપદીએ ધર્મરાજ યુધિષ્ઠિરનો વિચાર સમજી જઇને મહાવીર ભીમસેનને કહ્યું કે, “આ પાપાત્માએ હમારા દાસત્વનો સ્વીકાર કર્યો છે, અને હમે એનું મસ્તક મુંડીને યોગ્ય શિક્ષા કરી દીધી છે, તો હવે એને જલદીથી મુક્ત કરો.

જયદ્રથે બંધનમાંથી મુક્ત થઇ એકાંત વિહ્વલ થઇને ધર્મરાજ યુધિષ્ઠિરને તેમજ પાસે બેઠેલા ઋષિમુનિઓને પ્રણામ કર્યાં. ધર્મરાજાએ જયદ્રથને જોઇને દયાર્દ્ર ચિત્તે કહ્યું કે, "હે નરાધમ! આ વખતે તું દાસત્વનો સ્વીકાર કરીને મુક્ત થાય છે, પરંતુ ભવિષ્યમાં કદી પણ આવું દુષ્ટ કર્મ કરતો નહિ. તું શુદ્ર અને પરસ્ત્રીની ઇચ્છા કરવાવાળો છે, તે માટે ત્હને શતધા ધિક્કાર છે. ત્હારા જેવા નીચ માણસ સિવાય આવું દુષ્કર્મ કોણ કરે." ત્યાર પછી સદય હૃદયે કહ્યું, "હે જયદ્રથ! હવે તું ત્હારા અનુચરો સાથે સુખેથી ત્હારા રાજ્યમાં જા. હવે પછી કદી પણ અધર્મ પંથમાં પગ મુકતો નહિ. ઇશ્વર ત્હારી ધર્મબુદ્ધિનો વિકાસ કરો!"

કહેવાય છે કે આ પ્રમાણે પાંડવોને હાથે પોતાનું અપમાન થવાથી જયદ્રથ ગંગા કિનારે ગયો, અને ત્યાં આગળ ઉગ્ર તપશ્ચર્યા કરીને તેણે ભૂતભાવન ભગવાન શંકરને પ્રસન્ન કર્યા. મહાદેવજીએ ત્હેની કઠોર તપશ્ચર્યાથી પ્રસન્ન થઇને દર્શન આપ્યાં, અને પૂજોપહાર ગ્રહણ કરીને કહ્યું કે, "હે વત્સ! હું ત્હારી ઉપર પ્રસન્ન થયો છું. માટે જે ઇચ્છા હોય તે માંગી લે." જયદ્રથે મહાદેવના ચરણમાં પડીને પ્રાર્થના કરી કે, હે દેવાધિદેવ! હે મહાદેવ! આપનાથી કાંઈ પણ અજાણ્યું નથી. હું એકલો મહાન બળવાન પાંડવોનો પરાજય કરી, ત્હેમણે કરેલાં અપમાનનું વૈર લઇ શકું એવું વરદાન આપો." તે સાંભળીને શંકર પરમાત્માએ કહ્યું, "હે સિંધુરાજ! હું વરદાન આપું છું કે તું કેવળ મહાબાહુ અર્જુન સિવાય, ફક્ત એક દિવસ તે અજેય અને અવધ્ય પાંડવોનો પરાજય કરી શકીશ." એમ કહીને ભગવાન શંકર અંતર્ધ્યાન થઇ ગયા અને જયદ્રથ પોતાના દેશમાં ગયો.

ભગવાન શંકરના આ વરદાનના પ્રભાવથી કુરૂક્ષેત્રના મહાન યુદ્ધમાં જયદ્રથે પાંડવોનો પરાજય કર્યો છે.

## ૭. કર્ણની દાનશીળતા.



[ કર્ણનું જન્મ-વૃત્તાંત-ઇંદ્રનો કર્ણના સહજાત કવચ-કુંડળ લેવાનો વિચાર-ભગવાન સૂર્યનારાયણનો કર્ણને ઉપદેશ-કર્ણનો ઉત્તર-દેવરાજની કવચકુંડળની ભીક્ષા-કર્ણનો ઉત્તર અને અમોઘ શક્તિ ગ્રહણ કરિ કવચકુંડળો ઉતારી આપવાં—ઉપસંહાર. ]



કર્ણ જનસમાજમાં દાસીપુત્ર તરીકે ઓળખાયો છે. પરંતુ ત્હેનું જન્મવૃત્તાંત નિરતિશય રહસ્ય પૂર્ણ છે. દુર્યોધને, તેના અપૂર્વ અસ્ત્ર કૌશલ જોઇને ત્હેને ઉચ્ચકુળમાં ઉત્પન્ન થયેલો જણાવ્યો હતો, યુધિષ્ઠિર ત્હેનું અલૌકિક બળવીર્ય જોઇને સદાસર્વદા શંકા કર્યાં કરતા હતા. ખરૂં જોતાં એના જેવું વીરત્વ કોઇપણ દાસીપુત્રમાં સંભવતું નહોતું. વાસ્તવિક રીતે કર્ણ સૂર્યદેવના ઔરસથી કુંવારાં કુન્તાજીના ગર્ભથી જન્મ્યો હતો. કુન્તાજીએ લોકાપવાદના ભયથી જન્મ થતાંજ ત્હેને એક ટોપલીમાં મુકીને નદીમાં નાંખી દીધો હતો. ત્યાર પછી એ ટોપલી તરતી તરતી ભાગીરથી કિનારે આવેલી ચંપા નગરીમાં જઇ પહોંચી, અને ધૃતરાષ્ટ્રના પરમ મિત્ર સુત અધિરથની પત્ની રાધાના હાથમાં આવી. રાધા તે ટોપલીને ઘેર લઇ ગઇ, અને ત્યાં આગળ ઉઘાડીને જોયું તો એક તરતના જન્મેલા સુવર્ણના કવચ અને કુંડળ ધારણ કરેલા બાળકને સુતેલો જોયો. ત્હેમણે એ બાલકને પોતાના પુત્રની પેઠે લાલન પાલન કરીને ઉછેર્યો. આથીજ કર્ણ, ખરી રીતે કુન્તી-પુત્ર અને પાંડવોનો દુધભાઈ હોવા છતાં પણ, દાસીપુત્ર તરીકે ઓળખાયો છે. બ્રાહ્મણોએ એને કવચ અને કુંડળ સાથે જન્મ લીધેલો જોઇને એનું નામ વસુષેણ રાખ્યું.

વસુષેણ કાળક્રમે પોતાના બળવીર્યથી દુર્યોધનની પ્રીતિ સંપાદન કરીને ત્હેની સાથે મિત્રાચારીના બંધનથી બંધાઇ, અંગરાજ્યનો અધીશ્વર

થયો. એ વસુષેણ પાછળથી ' કર્ણ ' એવું નામ ધારણ કરીને દુર્યોધનનું વૈર લેવાને પાંડવોની ઈર્ષા કરવા લાગ્યો. અર્જુનની સાથે યુદ્ધ કરવાની ત્હેને નિતાંત અભિલાષા હતી. તે બન્ને પરસ્પર બળવીર્યમાં અને અસ્ત્ર વિદ્યામાં સતત સ્પર્ધા કરતા હતા. પરંતુ કર્ણના જીવનનું રહસ્ય લોકના જાણવામાં નહોતું. કર્ણ પોતે પણ તે જાણતો નહોતો. મહારાજા યુધિષ્ઠિર કર્ણને દાસીપુત્ર જાણવા છતાં પણ ત્હેના સહજાત કવચ અને કુંડળ જોઈને યુદ્ધમાં અવધ્ય જાણતા હતાં, એટલા માટેજ મનમાંને મનમાં સર્વદા ઉદ્વિગ્ન રહેતા હતા.

જ્યારે પાંડવોને બાર વર્ષ સુધી વનવાસમાં રહેવું પડયું ત્યારે એક દિવસ દેવરાજ ઈંદ્રે પોતાના પુત્ર અર્જુનના હિતને માટે કર્ણની પાસે કવચકુંડળ માગી લેવાનો વિચાર કર્યો. ઈંદ્ર રાજાનો આ વિચાર સૂર્યનારાયણના જાણવામાં આવ્યો. કર્ણ સૂર્યનો પુત્ર હતો. તેથી જો ઇન્દ્ર કવચકુંડળ લઈ લેશે તો કર્ણનો વિનાશ થશે એમ ધારીને ભગવાન સૂર્યનારાયણ રાત્રિને વખતે કર્ણ પાસે આવ્યા. કર્ણ મહા મુલ્યવાન શય્યામાં શયન કરીને ગાઢ નિદ્રામાં પડયો છે તે વખતે ભગવાન દિવાકર એક વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઇને સ્વપ્નામાં કહેવા લાગ્યા, " વત્સ કર્ણ ! મ્હારૂં હિતકર વાકય શ્રવણ કર. દેવરાજ ઇન્દ્ર પાંડવોનું હિત કરવાને ત્હારાં કવચ અને કુંડળ લેવાને વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઇને ત્હારી પાસે આવશે. તું ધર્માત્મા છે, અને વિશેષ કરીને બ્રાહ્મણોને મ્હોં માગી ભિક્ષા આપ્યા સિવાય ત્હેમને પાછા કાઢતો નથી, તેથી ઇન્દ્ર ત્હારી પાસે વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઇને કવચકુંડળની ભિક્ષા માંગશે. તું ત્હેને કવચકુંડળ સિવાય જે જોઇએ તે આપજે, પરંતુ કદીપણ કવચકુંડળ આપતો નહિ. દેવરાજ ત્હારા કુંડળને મેળવવાને ઘણાં ઘણાં કારણો બતાવશે. પરંતુ તું ત્હેની વાગ્જાળમાં ફસાતો નહિ. તું ત્હેને અન્યાન્ય નાનાવિધ ધનરત્ન આપીને સંતુષ્ટ કરજે. કવચ અને કુંડળને લીધેજ તું રણભૂમિમાં અવધ્ય અને વિજયી થશે. ત્હારાં એ રત્નમય કવચ અને કુંડળ બન્ને અમૃતનાં બનેલાં

છે. માટે જો જીવવાની ઇચ્છા કરતો હોય તો એ કવચ—કુંડળની રક્ષા કરજે. હું સૂર્ય છું. તું મ્હારો અનન્ય ભક્ત છે, અને તેથીજ આ હિતોપદેશ આપું છું. જો ત્હારે અર્જુનને રણસંગ્રામમાં જીતવો હોય તો દેવરાજને કવચ—કુંડળ આપીશ નહિ. "

કર્ણે કહ્યું, " હે દિવાકર ભગવાન્! જ્યારે આપ મ્હારૂં હિત ઇચ્છીને મ્હને ઉપદેશ આપો છો, તો જરૂર મ્હારૂં હિતજ થશે એમ હું માનું છું. હું આપનો પરમ ભક્ત છું. આપને ન આપી શકું એવું કાંઇ નથી. પરંતુ જો હું આપનો પ્રીતિપાત્ર હોઉં તો, મ્હને મ્હારા વ્રતમાંથી પરાઙ્મુખ કરશો નહિ. લોકો મ્હારા એ વ્રતથી જાણીતા થયા છે, અને હું ત્હેનું પાલન કરવાને મ્હારો પ્રાણ આપવાને પણ તૈયાર છું. એટલા માટે જો દેવરાજ ઇંદ્ર, પાંડવોના હિતાર્થે મ્હારી પાસે કવચ અને કુંડળની ભિક્ષા કરવાને આવશે તો હું અવશ્ય આપીશ. ત્હેમને પાછા કાઢીને મ્હારી ત્રિભુવન—સંચારિણી કીર્તિનો નાશ કરીશ નહિ. હું પ્રાણ આપીને પણ કીર્તિ મેળવવાની ઇચ્છા કરૂં છું. કીર્તિમાન્ લોક સ્વર્ગે જાય છે, અને કીર્તિભ્રષ્ટ વ્યક્તિનો વિનાશ થાય છે. કીર્તિ માતાની પેઠે પુરૂષના જીવનની રક્ષા કરે છે. પરંતુ અપકીર્તિ જીવતા મનુષ્યને પણ મૃતતુલ્ય બનાવે છે. માટે હું એ સહજાત છતાં નાશવંત કવચ કુંડળનું દાન આપી ચિરસ્થાયિ અમર કીર્તિ સંપાદન કરીશ. હે ભગવન્! હું મૃત્યુ કરતાં વ્રત ભંગનો વધારે ભય રાખું છું. વિશેષતઃ સાધુ બ્રાહ્મણો પાસે અનૃતાચાર કરતાં બીજવાઉં છું. જો કોઈ મ્હારો પ્રાણ માગે તો તે પણ વગર વિચારે તેજ વખતે આપી દેવાને તૈયાર છું. આપ અર્જુનની વાત કહી જે કાંઇ કહો છો, તેનાથી મ્હને લેશ માત્ર પણ ભય થતો નથી. હું જરૂર અર્જુનનો પરાજય કરીશ. મ્હેં મહાત્મા પરશુરામ અને દ્રોણાચાર્ય પાસે જે સમસ્ત અસ્ત્રો પ્રાપ્ત કર્યાં છે ત્હેના પ્રભાવથી આપ સંપૂર્ણ રીતે જાણીતા છો. હે સુરશ્રેષ્ઠ! હું વારંવાર આપને ચરણે પડીને પ્રાર્થના કરૂં છું આપ મ્હને મ્હારાં વ્રતનું પ્રતિપાલન કરવાને અનુમતિ આપો. "

સૂર્યે કહ્યું, "હે વત્સ ! જો ઇંદ્રને કવચકુંડળ આપવાનોજ વખત આવે, તો પહેલાં મધુરવાણીથી દેવરાજ ઇંદ્ર સાથે એવી સરત કરજે કે પહેલાં મ્હને શત્રુઘાતિની અમોઘ શક્તિ આપો એટલે હું તમને મ્હારાં કવચ કુંડળ આપું. દેવરાજને આ પ્રમાણે સરતથી બાંધી લઇને પછી કવચ કુંડળ આપજે. એમ કરવાથી અમોઘ શક્તિદ્વારા રણક્ષેત્રમાં શત્રુનો સંહાર કરવાને સમર્થ થઇશ, એમાં સંદેહ નથી" એમ કહીને સૂર્યદેવ ત્યાંથી અંતર્ધાન થઇ ગયા.

ત્યાર પછી મહાવીર કર્ણે પ્રાતઃકાળમાં સૂર્યદેવની પૂજા કરીને પોતાના સ્વપ્નનું સમસ્ત વૃત્તાંત નિવેદન કર્યું. ત્યારે ભગવાન્ સૂર્યનારાયણે હાસ્યયુક્ત વદને તે વાતનો સ્વીકાર કર્યો.

મહાવીર કર્ણને મધ્યાન્હ સમયે પાણીમાં ઉભા રહીને સૂર્યનારાયણની સ્તુતિ કરવાનો નિયમ હતો. તે વખતે બ્રાહ્મણો ત્હેની પાસે આવીને ભિક્ષા માગતા હતા. કર્ણ તેજ વખતે ત્હેમને જે માગે તે આપીને સંતુષ્ટ કરતો હતો. કર્ણની આ પ્રમાણે દાન કરવાની રીતિને ધ્યાનમાં રાખી સુરરાજ ઇન્દ્રે પણ તેજ સમયે આવી ભિક્ષા માંગી. ધર્માત્મા કર્ણે બ્રાહ્મણ વેષધારી ઇંદ્રને ન ઓળખતાં ત્હેમનું અર્ઘ્યપાદ્ય પૂજન કરીને પૂછ્યું "હે બ્રાહ્મણ ! કહો, આપને શું જોઇએ છે ? સુવર્ણના વસ્ત્રાલંકારથી વિભૂષિત સ્ત્રી અથવા તો ગો મહિષાદિથી પૂર્ણ ગામ એમાંથી જે જોઇએ તે માંગી લ્યો."

બ્રાહ્મણે કહ્યું, "મહારાજ ! મ્હારે તો સ્ત્રી પણ નથી જોઇતી તેમ, ગામ પણ નથી જોઇતું. જો આપને આપના સત્ય વ્રતનું પાલન કરવું હોય તો સહજાત કવચ અને કુંડળો મ્હને આપો. એનાથીજ હું પરમ સંતોષ માનીશ."

કર્ણે કહ્યું, "હે વિપ્ર ! હું પૃથિવી, પ્રમદા, ધેનુ, અને બહુ વર્ષ સુધી ચાલે એટલું ધન્યાદિ આપું છું. પરંતુ આ કવચ અને કુંડળ આપી શકીશ નહિ." એમ કહીને કર્ણે ત્હેમનો યથાયોગ્ય સત્કાર કરી સાન્ત્વના આપતાં કહ્યું, "હે મહારાજ ! જો હું કવચ અને કુંડળ વિનાનો

અથવા તો શત્રુઓ મ્હને અનાયાશે મારી નાંખશે, એટલા માટેજ હું કવચ અને કુંડળનો પરિત્યાગ કરી શકતો નથી હું આપને મ્હારૂં વિશાળ નિ-ષ્કંટક રાજ્ય આપું છું તે ગ્રહણ કરો" એ પ્રમાણે બ્રાહ્મણને સંતુષ્ટ કર-વાને ઘણા ઘણા પ્રયત્નો કર્યા, પરંતુ ત્હેણે કવચ અને કુંડળ સિવાય બીજું કાંઇપણ માગ્યું નહિ. ત્યારે કર્ણે સહાસ્ય વદને કહ્યું, 'હે દેવાધિદેવ! હું આપને પહેલાથીજ જાણી ગયો છું. આપને અન્ય ભિક્ષા માગવાનો આગ્રહ કરવો નકામો છે. આપ સાક્ષાત દેવરાજ ઇન્દ્ર છો માટે પહેલાં મને એક વરદાન આપો.

તે સાંભળીને ઇન્દ્રે પ્રત્યુત્તર કર્યો, હે કર્ણ! હું ત્હારા સઘળું વૃત્તાંત જાણું છું, માટે વજ્ર સિવાય બીજું જે જોઇએ તે માંગી લે."

કર્ણે હર્ષથી ઇન્દ્રને કહ્યું, 'હે સુરનાથ! આપ મ્હારા અમૃતમય કવચકુંડળને બદલે મ્હને શત્રુવિનાશિની અમોઘ શક્તિ આપો." કર્ણનું વાક્ય શ્રવણ કરીને દેવરાજ વિચારમાં પડી ગયા. પછી થોડી વારે બોલ્યા, "હે કર્ણ! ત્હારાં કવચ કુંડળ આપીને શક્તિ ગ્રહણ કર જ્યારે હું દાનવોના સંહાર કરવાને તૈયાર થઉં છું ત્યારે એ અમોઘ શક્તિ મ્હારા હાથમાંથી છુટીને હજારો શત્રુનો વિનાશ કરીને પાછી મ્હારા હાથમાં આવે છે, પરંતુ ત્હારે પણ એક નિયમ લેવો પડશે કે, એ શક્તિ ત્હારા હાથમાંથી છુટીને કેવળ એક મહા બળવાન શત્રુનો સંહાર કરીને પાછી મ્હારી પાસે આવશે. જે સ્થળે અન્યાન્ય શસ્ત્રના ઉપયોગથી કામ ચાલતું હોય તે સ્થાને જો તું આ અમોઘ શક્તિનો ઉપયોગ કરીશ તો, તે ત્હારા પોતાના શરીર ઉપરજ આવી પડશે.' કર્ણે કહ્યું, 'ભગવાન! આપ જે કાંઇ કહો છો, તેનું કદી પણ ઉલ્લંઘન કરાશે નહિ. હું પ્રાણા-ન્તેજ આપની શક્તિનો પ્રયોગ કરીશ." એ પ્રમાણે દેવરાજ પાસે શત્રુ-સંહારિણી અમોઘ શક્તિ લઇને કર્ણે એક તીક્ષ્ણ અસ્ત્રદ્વારા પોતાના ચામડી ઉતારી કવચ અને કુંડળ કાઢીને દેવરાજ ઇન્દ્રના હાથમાં આપ્યાં તે વખતે ત્હેના મુખ ઉપર લેશ માત્ર પણ ગ્લાન ન દેખાતાં ઉલટો

તે હાસ્ય કરવા લાગ્યો. કર્ણની આ અપૂર્વ દાનશીલતા જોઇને દેવ અને દાનવો સિંહનાદ કરી દિવ્ય દુંદુભિ ધ્વનિ અને પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા.

દેવરાજ ઇન્દ્ર કર્ણની અલૌકિક દાનશીલતા અને સત્યનું પ્રતિપાલન કરવાની દૃઢતા જોઇને પરમ સંતુષ્ટ થયા, અને કહ્યું કે, "હે કર્ણ ! ત્હારા મનમાં કદીપણ બીભત્સ રસનો સંચાર થશે નહિ, તેમ ત્હારા શરીરમાં ઘા પણ પડશે નહિ. આજથી તું ત્હારા પિતા સૂર્યનારાયણના જેવા પ્રતાપી અને તેજસ્વી થશે," એમ કહીને દેવરાજ ત્યાંથી અંતર્ધાન થઇ ગયા.

કૌરવો કર્ણને કવચ અને કુંડળ વિનાનો થયેલો જોને બહુજ દુઃખિત થયા, અને ત્હેમનો ગર્વ ઉતરી ગયો. આણી તરફ જ્યારે પાંડવોને આ વાતની ખબર પડી ત્યારે તેઓ દેવરાજ ઇન્દ્રનો ઉપકાર માની પરમ સંતુષ્ટ થયા. આ પ્રમાણે દેવરાજ ઇન્દ્ર, પાંડવોનું હિત કરવાને કર્ણને છેતરી ત્હેને વીરેન્દ્ર સમાજમાં યશસ્વી અને અમર કરી ગયા છે.

# ધર્મરાજનું ધૈર્ય અને ધર્મનિષ્ઠા.

[ ધર્મરાજની શ્રીકૃષ્ણ મુખે પ્રશંસા-પાંડવોનું કામ્યકવન છોડી દ્વૈતવનમાં જવું-અગ્નિહોત્રી બ્રાહ્મણના મંથનદંડ ને હરણનું લઇ જવું-પાંડવોનું હરણની પાછળ પડવું-અને તે નાસી જતાં થાકીને વિશ્રામ લેવો-પાંડવોનું તૃષાથી પીડાવું-નકુળ, સહદેવ, અર્જુન અને ભીમને વારાફરતી પાણી લેવા મોકલવા-અને યક્ષનો અનાદર કરી સરોવરનું જળ પીતાં તે દરેકનું મરણ પામવું, -યુધિષ્ઠિરનું સરોવર પર આવવું-યક્ષ-યુધિષ્ઠિરનો સંવાદ-ધર્મ રાજાની ધર્મપરાયણતા જોઇ યક્ષનું પ્રસન્ન થવું-અને ભીમાદિ ચારે ભાઇઓને સજીવન કરવા-બ્રાહ્મણના મથનદંડ પાછા આપવા. ]

એક દિવસ શ્રીકૃષ્ણ પરમાત્મા પાંડવોને મળવાને કામ્યકવનમાં આવ્યા હતા. તે વખતે તેઓ મહારાજા યુધિષ્ઠિરની સાથે વાર્તાવિનોદ કરતાં કહ્યું હતું કે, " હે રાજન ! રાજપ્રાપ્તિ કરતાં પણ ધર્મ, ઉત્કૃષ્ટ છે એટલા માટે ધર્મની વૃદ્ધિ કરવાને તપશ્ચર્યા કરવાની ખાસ જરૂર છે. ત્હમે એ ધર્મનું સત્ય અને સરલતાથી પ્રતિપાલન કરીને આ લોક તેમજ પરલોકનો જય કર્યો છે. ત્હમે વ્રતાનુષ્ઠાનપૂર્વક સાંગોપાંગ ધનુર્વેદનું અધ્યયન કરી ક્ષાત્રધર્મ પ્રમાણે દ્રવ્યોપાર્જન કરીને અનેક યજ્ઞો કર્યા છે. ત્હમે કામ અને ક્રોધને વશ થઇને કદી કોઇપણ કાર્ય કરતા નથી, તેમ દ્રવ્યલોભથી કદી પણ અધર્મ માર્ગમાં પગ મુકતા નથી. એટલા માટેજ આ પૃથ્વી ઉપર ત્હમે " ધર્મરાજ " કહેવાઇને ખ્યાતિ પામ્યા છો. રાજ્ય, ધન અને બહુવિધ ભોગવિલાસ હોવા છતાં પણ ત્હમે દાન, સત્ય, તપ, શ્રદ્ધા, શુદ્ધિ, ક્ષમા અને ધૃતિ, એ સકળ વિષયમાં પ્રીતિ રાખો છો.

જ્યારે શત્રુઓએ દ્રૌપદીને સભામાં લાવી હેની લાજ લેવા માંડી તે વખતે ત્હમે જે ધૈર્ય બતાવ્યું છે, તેવું ધૈર્ય કોઈ પણ રાખી શકે એમ નથી " મહાભારતની આખ્યાન માળામાં ધર્મરાજ યુધિષ્ઠિરની અસાધારણ ધૈર્ય અને ધર્મનિષ્ઠાનો યથેષ્ઠ પરિચય થાય છે. અમે આ પ્રબંધમાં ઉદાહરણ તરીકે એક વિચિત્ર ઘટનાનું વર્ણન કરીશું

મહારાજા યુધિષ્ઠિર પોતાના ભાઈઓની સાહાય્યથી જયદ્રથના હાથમાંથી દ્રૌપદીને છોડવીને કામ્યકવનનો પરિત્યાગ કરી, મનોહર દ્વૈત વનમાં નિવાસ કરવા લાગ્યા, ત્યાં તેઓ અનેક સંયમ વ્રત ધારી અને કંદમૂળ ખાઈને રહેનારી તપસ્વી બ્રાહ્મણોની સેવામાં દિવસ નિર્ગમન કરવા લાગ્યા. એક વખત કોઈ તપસ્વી બ્રાહ્મણે પોતાના અરણીના મન્થન દંડને એક વૃક્ષની સાથે બાંધ્યાં હતાં એવામાં એક હરણે આવી તે વૃક્ષની સાથે પોતાનું શરીર ઘસ્યું, અને તે મન્થન દંડને પાતાના શિંગડામાં પરોવીન ચાલવા માંડયું હરણને આ પ્રમાણે પોતાના અગ્નિહોત્રના મન્થનદંડ અને અન્ય પદાર્થો લઈને ન્હાસતો જોઈ તે બ્રાહ્મણ, મહારાજા યુધિષ્ઠિરને શરણે આવ્યો. મહારાજા યુધિષ્ઠિર તે બ્રાહ્મણની વાત સાંભળીને અતિશય દીલગીર થયા, અને પોતાના ભીમાર્જુનાદિ સઘળા ભાઈને તેડી મૃગની પાછળ પડયા. હરણને જોરભેર ન્હાસતું જોઈને પાંડવો જોરભેર બાણ નાખવા લાગ્યા પરંતુ ત્હેને વિંધી નાખવાને સમર્થ થયા નહિ. તે પછી તે હરણ ત્હેમની નજર ચુકાવી એક ગાઢ અરણ્યમાં ભરાઈ ગયું. પાંડવોએ પણ એની પાછળ પડીને તે વનમાં બહુ શોધ કરી પણ તેનો પત્તો લાગ્યો નહિ. આખરે તૃષાથી તેમનું ગળુ સુકાઈ ગયું, અને થાકી પણ ગયા, તેથી તેઓ એક વિશાળ વૃક્ષના છાયામાં બેસીને જરા થાક ખાવા લાગ્યા.

આ વખતે સઘળા એવા તો થાકી ગયા હતા કે ત્હેમને વનવાસના ખરેખરા દુઃખનો અનુભવ થયો. ગળું સુકાઈ ગયું હતું અને બોલવાની પણ શક્તિ રહી નહોતી. સઘળા જળપાન કરવાને ઉત્સુક હતા પણ

પાસે કોઈ સરોવર હોય એમ લાગતું નહોતું. આખરે ધર્મરાજ યુધિષ્ઠિરે નકુલને કહ્યું, ' હે માદ્રેય ! તમારા ભાઇઓ નિતાંત પરિશ્રાંત અને તૃષાતુર થઇ ગયા છે માટે પાસેના ઝાડ ઉપર ચડીને કોઇ સરોવર જણાતું હોય તો જુઓ." વડિલ બંધુની આજ્ઞા થતાંજ નકુલે ઝાડ ઉપર ચડી ચારે તરફ જોઇને કહ્યું " મહારાજ ! અહિંથી થોડે દૂર કેટલાક લીલા વૃક્ષોની ઘટા દેખાય છે માટે ત્યાં આગળ જળાશય હોવું જોઇએ એમાં સંદેહ નથી " એ સાંભળીને યુધિષ્ઠિર બોલ્યા, તો શીઘ્ર જઇને ત્યાંથી પાણી લઇ આવ." મહારાજાની આજ્ઞા પ્રમાણે નકુલે જળાશય તરફ ચાલવા માંડયું, અને ક્ષણવારમાં નિર્દિષ્ટ સ્થાને આવી પહોચ્યો. નકુલ, તે નવ પલ્લવિત વૃક્ષ ઘટાઓ વચ્ચે આ સુંદર મનોહર સરોવરને જોઇને, આનંદ પામ્યો, પરંતુ તે પાણી પીવાને જેવો તેમાં ઉતરવા જાય છે કે તરતજ અંતરીક્ષમાંથી એક યક્ષનું વાક્ય ત્હેના સાંભળવામાં આવ્યું, " વત્સ માદ્રેય ! આ પ્રમાણે સાહસ કરીશ મા. મ્હે ત્હારી પહેલાં આ સરોવરનો અધિકાર લીધો છે માટે પહેલાં મ્હારા પ્રશ્નનો જવાબ આપીને પછી જળપાન કર. નકુલને બહુજ તરસ લાગી હતી તેથી ત્હેણે યક્ષના વાક્યને ન ગણકારતા સરોવરમાં ઉતરીને જલપાન કર્યું, અને તેમ કરતાંજ પ્રાણ ત્યાગ કરીને જમીન ઉપર પડયો.

આણી તરફ નકુલને વિલંબ થયો એટલે મહારાજા યુધિષ્ઠિરે સહદેવને મોકલ્યા. આજ્ઞા થતાંજ સહદેવે સરોવર તરફ ચાલવા માંડ્યું, અને સરોવર ઉપર આવીને પોતાના બંધુને મરણ પામેલા જોઇને નિતાંત શોક કરવા લાગ્યા. ત્યાર પછી ત્હેમને પણ તરસ લાગેલી હોવાથી જળપાન કરવાની ઇચ્છાથી સરોવરમાં ઉતરવા માંડયું તો અંતરીક્ષમાંથી પહેલાં જેવોજ અવાજ સંભળાયો. પિપાસાતુર સહદેવે તે વાક્યને ન ગણકારતાં જળપાન કર્યું, અને તે પણ પંચત્વને પામીને જમીનપર પડયો.

હવે નકુલ અને સહદેવ બન્નેને વાર થઈ એટલે મહાત્મા યુધિષ્ઠિર આકુલવ્યાકુલ થવા લાગ્યા, અને અર્જુને કહેવા લાગ્યા કે," હે ભાઇ !

નકુલ અને સહદેવને ઘણીવાર થઇ, પરંતુ તે પછા આવ્યા નહિ. માટે તું ત્હેમને શોધી લાવીને પાણી લઇ આવ. ત્હારૂં કલ્યાણ થાઓ. અમારો બધો આધાર ત્હારી ઉપરજ છે. " યુધિષ્ઠિરનું વચન સાંભળીને અર્જુન પોતાનાં ધનુષબાણ અને ખડ્ગચર્મ લઇને ઉઠયો, અને તત્ક્ષણ સરોવર ઉપર આવી પહોંચ્યો. અર્જુન, પાણી લેવા આવેલા બન્ને ભાઇઓને ત્યાં પડેલા જોઇને શોકસાગરમાં ડુબી ગયો, અને થોડીવાર પછી ધૈર્ય રાખીને પોતાનાં ધનુષબાણ સંભાળીને ચારે તરફ નજર કરવા લાગ્યો; પરંતુ કોઇ પણ નજરે પડયું નહિ. આખરે થાકીને ત્હેણે જળ પાન કરવાને સરોવરમાં ઉતરવા માંડયું એટલે પાછો અંતરીક્ષમાંથી અવાજ થયો કે; " હે કૌંતેય! બલાત્કારે જળપાન કરીશ મા. પહેલાં મ્હારા પ્રશ્નનો પ્રત્યુત્તર આપીને પછી જ જળપાન કરજે. નહિ તો તારી દશા પણ આ ત્હારા ભાઇઓના જેવી થશે."

"આ પ્રમાણે અંતરીક્ષમાંથી સ્વર આવતો શ્રવણ કરીને અર્જુને કહ્યું, "તું અંતરીક્ષમાંથી નિવારણ કરે છે, પરંતુ મ્હારી સ્હામે આવ ને નિવારણ કર, એટલે હું મ્હારા આ પ્રચંડ બાણુથી તારા હજારો ટુકડા કરી નાંખું, અને ભવિષ્યમાં બીજા કોઇને આ પ્રમાણે કહેવાનું ભુલાવી દઉં. " એમ કહીને અર્જુન શબ્દ ભેદી બાણ લઇને દશે દિશાઓમાં બાણનો વર્ષાદ વર્ષાવવા માંડયો. તે જોઇને યક્ષે અંતરીક્ષમાંથી કહ્યું કે, " હે પાર્થ! તું નકામો બાણ છોડે છે! પહેલાં મારા પ્રશ્નનો ઉત્તર આપ, નહિ તો બળાત્કારે જળપાન કરવાથી યમદ્વારમાં પ્હોંચી જઇશ " અર્જુને ત્હેનો અનાદર કરીને જળપાન કર્યું, અને બેભાન થઇને પૃથ્વી પર પડયો.

આણી તરફ અર્જુનને વાર લાગવાથી મહારાજા યુધિષ્ઠિરને ફીકર થવા લાગી. ત્હેમણે વ્યાકુલ ચિત્ત ભીમસેનને કહ્યું " હે ભાઇ! નકુલ, સહદેવ અને અર્જુન જળ લેવાને ગયા છે, અને ઘણો વખત થઇ ગયો છતાં હજુ સુધી પાછા આવ્યા નહિ માટે ત્હેમને ગમે તે કાંઇ વિઘ્ન થયું જોઇએ. ભાઇ! ત્હારૂં કલ્યાણ થાઓ તું સત્વર જઇને ત્હેમને શોધી કાઢી

જળ લઇ આવ ' ધર્મરાજની આજ્ઞા થતાં ભીમસેન ઉઠયો, અને જે દિશામાં નકુલ, સહદેવ અને અર્જુન ગયા હતા તે દિશા તરફ પ્રયાણ કરીને સરોવર ઉપર આવી પહોંચ્યો. સરોવર ઉપર નકુલ, સહદેવ અને અર્જુનને બેભાન થઇને પડેલા જોઇને હેના રોશરોશ ઉડી ગયા, અને વિચારમાં ગરકો ગયો. તે મનમાં ને મનમાંજ વિચાર કરવા લાગ્યો કે નક્કી આ કોઇ યક્ષ અથવા તો રાક્ષસનું કામ હોવું જોઇએ, છેવટે જળપાન કરી તે દુષ્ટ સાથે યુદ્ધ કરવાનો નિશ્ચય કરીને અંદર ઉતરવા લાગ્યો, એટલે વળી અંતરીક્ષમાંથી પહેલાના જેવાજ અવાજ થયો. ભીમસેન તે વાક્યને ન ગણકારતા સરોવરમાં ઉતર્યો, પરંતુ જળપાન કરતાની સાથે મરણ પામી જમીન પર પડયો.

ભીમસેનને પણ વાર થવાથી ધર્મરાજા આકુળવ્યાકુળ થઈ ગયા. હવે હેમને ધૈર્ય રહ્યું નહિ તેથી તેઓ પોતે સરોવર તરફ આવવા નીકળ્યા. સરોવર ઉપર આવીને જુએ છે તો પોતાના ચારે ભાઇઓ નિશ્ચેષ્ઠ પડયા હતાં. ભાઇની આવી દુર્દશા જોઇને તેઓ શોક સાગરમાં ડુબી ગયા, અને વારંવાર દીર્ઘ નિશ્વાસ નાખીને કરૂણ સ્વરે વિલાપ કરવા લાગ્યા. થોડીવારે જરા શોક શમ્યો એટલે ભીમ, અર્જુન, નકુલ અને સહદેવના મૃત શરીરની પાસે જઇને તેની તપાસ કરવા લાગ્યા. પરંતુ હેમનાં શરીરને જેવું ને તેવું અક્ષત જોઇને અતિશય વિસ્મય પામ્યા, અને મનમાં અનેક તર્ક વિતર્કો કરવા લાગ્યા આખરે કાંઇપણ કારણ ન જડવાથી જળની પરીક્ષા કરવાને સરોવરમાં ઉતરવા માંડયું. ધર્મરાજાને સરોવરમાં ઉતરતા જોઇને પેલા યક્ષે ફરીથી અંતરીક્ષમાંથી કહ્યું કે,—

" હે રાજપુત્ર ! હું શૈવાળ અને મત્સ્યભક્ષી બક છું. મ્હેં હારા ભાઇઓને યમદ્વારમાં મોકલી દીધા છે. જો તું પણ મ્હારા પ્રશ્નનો ઉત્તર આપ્યા વિના સરોવરનું પાણી પીશે તો હારી પણ એજ દશા થશે."

મહારાજા યુધિષ્ઠિરે કહ્યું, " હે યક્ષ ! હમારા અધિકારની વસ્તુ ગ્રહણ કરવાની મ્હારી ઈચ્છા નથી, પરંતુ હમે હમારા પ્રશ્નો કહી સંભળાવો.

હું આત્મશ્લાઘા કરતો નથી; કારણ કે સાધુ પુરુષો સતત આત્મશ્લાઘાની નિંદા કરે છે. હું આપના પ્રશ્નનો મ્હારા અલ્પબુદ્ધિ પ્રમાણે ઉત્તર આપીશ."

યક્ષ અને યુધિષ્ઠિર પ્રશ્નોત્તર-નીતિશાસ્ત્ર-સિંધુના અમૂલ્ય રત્નો છે. એટલા માટે એ પ્રશ્નોત્તર માળાના કેટલાક પુષ્પો વાંચકને ઉપહાર કરીએ છીએ.

મહારાજા યુધિષ્ઠિરનાં વિનીત વચનો સાંભળીને યક્ષે એક પછી એક પેલાના પ્રશ્નો પૂછવા માંડયા. યક્ષે કહ્યું, "હે યુધિષ્ઠિર! સૂર્યનો ઉદય કરનાર કોણ છે? ત્હેની ચોતરફ ફરનાર કોણ છે? અને અસ્ત પમાડનાર કોણ છે? એ ક્યાં રહે છે? એ સર્વ કહો."

યુધિષ્ઠિર—બ્રહ્મા સૂર્યનો ઉદય કરે છે. ત્હેની ચોતરફ દેવતાઓ ફરે છે, ધર્મ તેને અસ્ત પમાડે છે, અને સત્ય વિષે તે રહે છે."

યક્ષ—"હે રાજન! શું કર્યાથી વેદ ભણેલો કહેવાય? શું કર્યાથી મોટા સ્થાનને પમાય? શાથી બાજુ જેના ભેળો છે એવા થવાય? અને શું કરવાથી બુદ્ધિમાન્ થવાય? તે કહો."

યુધિષ્ઠિર—"વેદનો અર્થ જાણવાથીજ વેદ ભણેલો કહેવાય છે. અને વૃદ્ધના સેવાથી બુદ્ધિમાન્ થવાય છે"

યક્ષ—"બ્રાહ્મણોમાં દેવપણું શું? ત્હેમનામાં સત્પુરૂષના જેવો ધર્મ શું? તેઓમાં મનુષ્યપણું શું? તથા તેઓમાં ખરાબ માણસોના જેવું શું? તે યથાર્થ કહો."

યુધિષ્ઠિર—"અંગ સહિત વેદ ભણવો એજ બ્રાહ્મણોનું દૈવત્વ દેવપણું છે. સત્પુરૂષના સરખો ધર્મ એ ત્હેમની તપશ્ચર્યા છે. મરણ એ બ્રાહ્મણોનું મનુષ્યપણું, અને કોઈની નિંદા કરવી, એ ખરાબ માણસના જેવું છે."

યક્ષ—"ક્ષત્રિયોનું દૈવત્ય શું? ત્હેમની તપશ્ચર્યા કયી? ત્હેમનું મનુષ્યપણું શું? તથા ખરાબ માણસના સરખું શું?"

યુધિષ્ઠિર—"બાણ અને શસ્ત્રાસ્ત્ર ધારણ કરવાં એ ક્ષત્રિયોનું દેવત્વ છે યજ્ઞ એ ત્હેમને માટે ધર્મ અથવા તપશ્ચર્યા છે. ભય એ ત્હેમનું મનુષ્યપણું છે, અને શરણાંગતની રક્ષા ન કરવી એ ખરાબ માણસના સરખું છે."

યક્ષ—"હે યુધિષ્ઠિર ! પૃથ્વીથી અત્યંત મ્હોટું શું ? આકાશથી ઉંચું શું ? વાયુથી ઉતાવળું શું ? તથા તૃણથી ઝાઝું શું ? તેનો યથાર્થ રીતે ઉત્તર આપો."

યુધિષ્ઠિર—"હે યક્ષ ! માતા પૃથ્વીથી અત્યંત મ્હોટી અર્થાત્ પૂજનીય છે. પિતા આકાશથી ઉંચો છે. મન વાયુથી પણ ઉતાવળું છે, અને તૃણથી ચિંતા ઝાઝી છે.

યક્ષ—"પ્રવાસનો મિત્ર કોણ ? ઘરમાં વસનારનો મિત્ર કોણ ? રોગીનો મિત્ર કોણ ? અને મમૂર્ષનો મિત્ર કોણ ? તે યથાર્થ રીતે કહો."

યુધિષ્ઠિર—"સાથી એ પ્રવાસનો મિત્ર છે ઘરમાં રહેનાર ગૃહસ્થને સ્ત્રી એ મિત્રરૂપ છે મુમૂર્ષુને માટે દાન અને રોગીને માટે વૈદ્ય એ મિત્ર છે.

યક્ષ—"હે ધર્માત્મા ! ધર્મ, યશ, સ્વર્ગ અને સુખ, એ ચારે ગુણોનો પ્રધાન આશ્રય શેની ઉપર છે તે કહો."

યુધિષ્ઠિર—"હે યક્ષ ! દયા એજ ધર્મનું મૂળ છે. યશનો મુખ્ય આધાર દાન ઉપર છે. સત્ય એ સ્વર્ગનું અને શીળ એ સુખના આધાર ભૂત છે."

યક્ષ—"હે ધર્મરાજ ! કયો ધર્મ જગતમાં વધારે પૂજાય છે ? સદા ફળ દેનાર ધર્મ કયો ? શું નિયમમાં રાખવાથી શોક ન થાય ? અને કોની મિત્રાચારી કદાપિ પણ જીર્ણ ન થાય, તે કહો."

યુધિષ્ઠિર—"અક્રોધપણું એજ આ જગતનો પરમ ધર્મ છે, અને ક્રોધ વિનાનો સાત્વિક ધર્મ સર્વ સ્થળે પૂજાય છે. વેદમાં કહેલો ધર્મ

હમેશાં દૃઢ રહેનાર છે. મનને નિયમમાં રાખવાથી શોક કરવો પડતો નથી, અને સત્પુરૂષ સાથેની મિત્રાચારી કદી પણ જીર્ણ થતી નથી."

યક્ષ—"હે ધર્મ! શેનો ત્યાગ કરવાથી માણસ સર્વને પ્રિય લાગે! શેનો ત્યાગ કરવાથી શોક દૂર થાય? શું મૂકી દેવાથી લોકો ધનવાન થાય? અને શેનો ત્યાગ કરવાથી લોકો સદા સર્વદા સુખમાં રહી શકે? તે કહો."

યુધિષ્ઠિર—"અભિમાનનો ત્યાગ કરવાથી માણસ સર્વને પ્રીતિપાત્ર થઇ શકે છે. ક્રોધનો ત્યાગ કરવાથી શોક દૂર થાય છે કારણ કે ત્યાર પછી શોક કરવાનાં કારણોજ મળી આવતાં નથી કામનાનો ત્યાગ કરવાથી લોક ધનવાન થાય છે, અને લોભનો પરિત્યાગ કરવાથી સુખમાં રહી શકાય છે."

યક્ષ—"હે રાજન! તપનું લક્ષણ શું? દમ કોને કહેવો? ક્ષમા કોને કહેવી? અને લજ્જા એ શું? તેનો યથાર્થ નિર્ણય કરો."

યુધિષ્ઠિર—"હે યક્ષ! સ્વધર્મનું પાલન કરવું એજ ખરેખરૂં તપ છે. મનને દમન કરવું–કાબુમાં રાખવું એજ દમ કહેવાય છે. શીતોષ્ણાદિ–સુખ–દુઃખ વગેરે સહન કરવામાંજ ક્ષમા રહેલી છે, અને ન કરવા લાયક કામ કરવામાંજ લજ્જા છે."

યક્ષ—"હે રાજન, જ્ઞાન એટલે શું? શમ કહેતાં આપણે શું સમજવું? દયા કોનું નામ? તથા આર્જવતા–કોમળપણું શું? તે કહો."

યુધિષ્ઠિર—"હે મહારાજ! તત્ત્વજ્ઞાનના અર્થને યથાર્થ રીતે જાણવો એજ જ્ઞાન છે, અને ચિત્તની અત્યંત શાંતિને વિદ્વાનો 'શમ' કહે છે સર્વને સુખી થવાની ઇચ્છા કરવી એજ દયા છે, અને સઘળામાં સમાન બુદ્ધિ રાખવામાંજ આર્જવતા–કોમળતા–રહેલી છે."

યક્ષ—"હે નૃપ! અતિશય પ્રયત્ન કરવા છતાં પણ ન જીતી શકાય એવો કયો શત્રુ છે? અસાધ્ય રોગ કયો? સાધુ કોણ, અને અસાધુ કોણ? તેનો યથાર્થ ઉત્તર આપો."

યુધિષ્ઠિર—"હે યક્ષ! દુઃખથી પણ ન જીતી શકાય એવો શત્રુ ક્રોધ છે. લોભ એજ અસાધ્ય રોગ છે. સર્વ પ્રાણિમાત્રનું હિત ઇચ્છનાર, તે સાધુ અને નિર્દય તે અસાધુ છે.

યક્ષ—'હે રાજન! મોહ, માન, આલસ્ય, અને શોકનાં લક્ષણોનું યથાર્થ વિવેચન કરો."

યુધિષ્ઠિર—"હે યક્ષ! સ્વધર્મની અજ્ઞાનતા એજ મોહ છે પોતાની બડાઇ કરવી એજ અભિમાન છે. ધર્મ સબંધ કોઇ પણ કાર્ય કરવું નહિ એનુંજ નામ આલસ્ય અને અજ્ઞાનતા એજ શોકનું કારણ છે."

યક્ષ—"હે યુધિષ્ઠિર! સ્થિરતા, ધૈર્ય, સ્નાન, અને દાન, એ ચારેના નૈતિક વિધાનોનો પૂર્વાપર નિર્ણય કરો.

યુધિષ્ઠિર—"પોતાના ધર્મમાં અચળ-સ્થિર-રહેવું એજ સ્થિરતા, ઇંદ્રિયોનો નિગ્રહ કરવો એનુંજ નામ ધૈર્ય, મનના મેલનો ત્યાગ કરવો એજ યથાર્થ સ્નાન, તથા પ્રાણીઓની રક્ષા કરવી, એજ દાન રૂપ છે.

યક્ષ,—"હે ધર્મરાજા! અહંકાર એટલે શું? દંભ કોને કહેવો! દૈવ એટલે શું? તથા પૈશૂન્ય શું? તેનો યોગ્ય નિર્ણય કરો."

યુધિષ્ઠિર—"હે યક્ષ! અજ્ઞાન એજ અહંકાર છે. લોકને દેખાડવા માટે ધર્મ કરવો એનુંજ નામ દંભ છે. વળી દાનનું ફળ એ દૈવ અને બીજાઓને દૂષણ લગાડવું એજ પૈશૂન્ય છે."

યક્ષ—"હે યુધિષ્ઠિર! ધર્મ, અર્થ, અને કામ એ ત્રણે પરસ્પર વિરોધિ છે તો એ ત્રણેને એકજ સ્થાનમાં સમાગમ કેમ સંભવે?"

યુધિષ્ઠિર—"હે યક્ષ! અગ્નિહોત્રાદિ ધર્મકાર્યો સ્ત્રી વિના થઇ શકતાં નથી. તેમ સ્ત્રી પણ જો તેમાં સાવધાન રહે તો ધર્મ અર્થને આપે છે, અને સ્ત્રી કામ પૂર્ણ કરે છે. એ પ્રમાણે ધર્મ, અર્થ અને કામનો એકજ સ્થાનમાં સમાગમ થાય છે."

યક્ષ—"હે ભારત! શું કરવાથી મનુષ્ય અક્ષય નરક પામે છે?

યુધિષ્ઠિર—"હે યક્ષ! યાચના કરનાર નિષ્કંચન બ્રાહ્મણને જાતે

બોલાવીને, પછી છે નહિ, એમ જે કહે છે તે અક્ષય નરકને પામે છે. તેમ વેદ, ધર્મશાસ્ત્રી બ્રાહ્મણ, દેવ, તથા પિતૃ એમનો, જે મિથ્યા અથવા અસત્ય ગણીને અનાદર કરે છે તે પણ અક્ષય નરકને પામે છે. વળી જે માણસ ધન છતાં લોભથી દાન કરતી વખતે 'મ્હારી પાસે કાંઈ નથી' એવું બોલે છે તે પણ અક્ષય નરકમાં જાય છે."

યક્ષ—"હે ધર્મપાલક ! પ્રિય વચન બોલનારને શું ફળ મળે છે ? વિચારીને કામ કરનાર શું પામે છે ? તેમ ઘણા મિત્રવાળો, અને ધર્માચરણમાં તત્પર રહેનાર પુરુષને શું મળે છે ? તેનુ યોગ્ય વિવેચન કરો."

યુધિષ્ઠિર—'હે યક્ષ ! પ્રિય વચન બોલનાર સર્વને પ્રિય થઇ પડે છે. વિચારીને કામ કરનાર જય પામે છે. ઘણા મિત્રવાળો સુખમાં રહી શકે છે, અને ધર્માચરણમા તત્પર રહેનારને પરમ પદની પ્રાપ્તિ થાય છે."

યક્ષ—"આ સંસારમાં કયો માણસ હર્ષ પામે છે ? આશ્ચર્ય શું ? માર્ગ એટલે શું ? તથા વાર્તા તે શું ? હે યુધિષ્ઠિર ! મારા આ ચાર પ્રશ્નોનો યથાર્થ ઉત્તર આપો. એટલે હું ત્હમારા ભાઇઓને સજીવન કરૂં." યક્ષનું વચન સાંભળીને મહારાજા યક્ષને પ્રણામ કરીને બોલ્યા, "હે યક્ષ !" પાંચમે કે છઠ્ઠે દિવસે પોતાને ઘેર એક માત્ર શાક રાંધીને જમતો હોય, પરંતુ માથે ઋણ ન હોય તથા જેને પ્રવાસ કરવા ન પડતો હોય, તે આ સંસારમાં હર્ષ પામે છે દિવસ દિવસ પ્રાણીઓ યમલોક પ્રત્યે જાય છે, તે જોયા છતા પણ મનુષ્યો અમે તો અમરજ—સ્થિર—રહેવાના છીએ એમ જાણે છે એનાથી બીજું શું આશ્ચર્ય હોય ? તર્ક નિશ્ચય રહિત છે, શ્રુતિઓ પણ ભિન્ન ભિન્ન છે, તેમ ઋષિઓ પણ અનેક છે, તેથી કયો મત્ત સ્વીકારવો તે નક્કી થતું નથી. આથી ધર્મનું સ્વરૂપ છુપું છે માટે સદાચારી વિદ્વાન પુરુષો જે માર્ગે ચાલતા હોય તેનેજ માર્ગ તરીકે ગ્રહણ કરવો. વળી કાળ દરેક પ્રાણીને આ મહા મોહરૂપી કડાઇમાં, સૂર્યરૂપ અગ્નિથી, રાત્રિ દિવસરૂપ કાષ્ઠવા તથા માસ, ઋતુ, વર્ષાદિ રૂપ કડછીથી રાંધે છે, તે વાર્તા છે."

યક્ષ—"હે રાજન! કુળ, આચરણ, અંગ સહિત વેદનું અધ્યયન, અને શાસ્ત્ર, એમાંથી કયું બ્રહ્મત્વને પ્રાપ્ત કરાવે છે તે કહો."

યુધિષ્ઠિર,—"હે યક્ષ! કુળ, વેદ અને શાસ્ત્ર એ કાંઈ બ્રાહ્મણપણાનાં કારણો નથી. કેવળ આચારણ ઉપર બ્રહ્મત્વનો મુખ્ય આધાર છે, માટે બ્રાહ્મણોએ પોતાના આચરણોનુંજ યત્નપૂર્વક સંરક્ષણ કરવું જોઇએ. જેનું આચરણ ક્ષીણ થયું નથી તે બ્રાહ્મણને ઉત્તમ જાણવો, અને જે સદાચરણમાંથી હીન પતિત થયો હોય ત્હેને ભ્રષ્ટ જાણવો. શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે વર્તન રાખનારજ યથાર્થ બ્રાહ્મણ. ચારે વેદ ભણેલો હોય, પરંતુ દુરાચારી હોય ત્હેને શૂદ્રથી પણ અધમ જાણવો"

ધર્મરાજના ઉત્તરો સાંભળીને યક્ષ પ્રસન્ન થયો. તેણે મહારાજા યુધિષ્ઠિરને સંબોધીને કહ્યું, 'હે રાજન્! હવે આ મ્હારો છેલ્લો પ્રશ્ન છે. તેના યથાર્થ ઉત્તર આપો, હે ભારતકુળમાં શ્રેષ્ઠ! આ સંસારમાં અમર (પુરૂષ) અને સમગ્ર ધર્મવાળો સર્વધની કોને કહેવો તે કહો."

યુધિષ્ઠિર—"જે પુરૂષના સત્કર્મોની કીર્તિનો શબ્દ આ પૃથ્વી ઉપર તેમજ સ્વર્ગમાં વ્યાપ્ત થાય છે તેને અમર પુરૂષ જાણવો, અને જેને પ્રિય અપ્રિય સુખદુઃખ, ભૂતભવિષ્ય, અદ્વંદ્વ સમાન છે તેનેજ સર્વધની-સમગ્ર ધનવાળો જાણવો."

ધર્મરાજ યુધિષ્ઠિરના આ પ્રમાણે યથાર્થ ઉત્તર સાંભળીને યક્ષ પરમ સંતુષ્ટ થઇને બોલ્યો, "હે રાજન્! ત્હમે 'પુરૂષ' અને 'સર્વધની' શબ્દનો યથાર્થ અર્થ કર્યો છે. હું ત્હમારી ઉપર પ્રસન્ન થયો છું માટે ત્હમારા ભાઇઓમાંથી માત્ર એક જણ જીવતો થશે."

યુધિષ્ઠિરે કહ્યું—"હે યક્ષ! જો એમજ હોય તો આ શ્યામ સ્વરૂપ રકતલોચન અને વિશાળ વક્ષઃસ્થળવાળા મહાબાહુ નકુલને સજીવન કરો."

યક્ષે કહ્યું—"હે ધર્મરાજ ! ત્હમે અયુતનાગ તુલ્ય ( એક લક્ષ હાથી જેવા ) બળવાન ભીમસેનને અથવા તો જેની ઉપર ત્હમારો મુખ્ય આધાર છે તે અર્જુનને મૂકીને શાવકાભાઇ નકુલને શા માટે સજીવન કરવાને તૈયાર થયા છો ?"

ધર્મરાજે કહ્યું,—"હે યક્ષ ! ધર્મનો વિનાશ કરવાથી ધર્મ પણ અમારો વિનાશ કરે, અને તેની રક્ષા કરવાથી તે અમારી રક્ષા કરશે, એવો મ્હારો દૃઢ નિશ્ચય છે. માટે હું કદી પણ ધર્મનો પરિત્યાગ કરીશ નહિ. ધર્મ મારો પણ ત્યાગ કરી શકશે નહિ. હે યક્ષ ! અહિંસા એજ પરમ ધર્મ છે માટે હું તે પરમ ધર્મનું અવલંબન કરવાની સતત અભિલાષા રાખું છું. બધા મ્હને ધર્મરાજ કહીને બોલાવે છે, અને એજ નામથી ઓળખે પણ છે, માટે હું કદી પણ ધર્મનો પરિત્યાગ કરીશ નહિ. કુન્તાજી અને માદ્રી એ બન્ને મ્હારી પરમ પૂજ્ય જનની છે. હું તે બન્નેને સમાન ગણું છું, અને બન્ને પુત્રવતી રહે એવી મ્હારી અભિલાષા છે. માટે નકુલને સજીવન કરીને તે બન્નેને પુત્રવતી કરો."

યક્ષે કહ્યું, હે રાજન્ ! ત્હમે ખરેખરા ધર્માત્મા છો. ત્હમારી ધર્મપરાયણતા જોઇને હું પ્રસન્ન થયો છું, અને આપના સર્વે ભાઇઓને સજીવન કરૂં છું."

યક્ષરાજના વચનથી ભીમ, અર્જુન, નકુલ અને સહદેવ આળસ મરડીને બેઠા થયા, અને ત્હેમની તૃષા પણ શાન્ત થઈ ગઇ. આણી તરફ અપરાજીત યક્ષને એક પગ ઉપર ઉભો રહેલો જોઇને, મહારાજા યુધિષ્ઠિરે ત્હેને સંબોધીને કહ્યું, મહાશય ! આપ કોણ છો ? આપ નક્કી વસુ, રૂદ્ર અથવા તો મરૂદ્‌ગણમાંથી કોઇ હોવા જોઇએ. તે સિવાય આવો વ્યાપાર સંભવેજ નહિ. આ સમસ્ત ભૂમંડળમાં એવો એક પણ યોદ્ધો નથી, કે જે ભીમ અને અર્જુનનો સંહાર કરી શકે માટે આપ નક્કી અમારા મિત્ર અથવા તો પિતા હોવા જોઇએ."

યક્ષે કહ્યું,—" ભાઈ ! સત્ય છે; હું ત્હારો પિતા ધર્મ છું,

અને ત્હને જોવાનેજ અત્રે આવ્યો છું. યશઃસત્ય, દમ, શૌચ, આર્જવ, હ્રી, અચાપલ્ય, દાન, તપસ્યા, અને બ્રહ્મચર્ય એ મ્હારૂં શરીર છે. અહિંસા, સમતા, શાન્તિ, તપ, શૌચ, અને અમત્સરતા એ મારી ઇન્દ્રિયો છે. હે યુધિષ્ઠિર! ત્હેં મ્હારી પ્રીતિ સંપાદન કરીને, પંચયજ્ઞમાં એકાન્ત અનુરક્ત થઇ, પાપના મૂળરૂપ કામ, ક્રોધ, લોભ, મોહ અને મત્સરનો પરાજય કર્યો છે હું ત્હારી પરીક્ષા કરવાને આવ્યો હતો, અને ત્હારી ધર્મપરાયણતા જોઇને પ્રસન્ન થયો છું, ત્હારૂં કલ્યાણ થજો. મ્હારા ભક્તની કદી પણ દુર્ગતિ થતી નથી. આ સમયે એક વરદાન માગી લે."

યુધિષ્ઠિરે કહ્યું—"હે મહારાજ! જે બ્રાહ્મણના અરણીના મંથનદંડનું હરણ થયું છે ત્હેના અગ્નિહોત્રમાં વિક્ષેપ ન થાય, એજ અમારી પ્રાર્થના છે."

યક્ષે કહ્યું—મ્હેં ત્હમારી પરીક્ષા કરવાનેજ હરણનું રૂપ લઇને તે બ્રાહ્મણના મંથન દંડનું હરણ કર્યું છે, તે હું ત્હને પાછો આપું છું. આ ક્ષણે એક બીજું વરદાન માગ!"

યુધિષ્ઠિરે કહ્યું—"મહારાજ! અમે અરણ્યમાં બાર વર્ષ પૂરાં કર્યા છે, અને હવે થોડા દિવસ પછી તેરમું વર્ષ બેસશે માટે તે વખતે અમે જે સ્થાનમાં રહીએ, તે કોઇ જાણી શકે નહિ એવું વરદાન આપો."

ભગવાન્ ધર્મ "તથાસ્તુ" કહીને યોગ્ય પ્રત્યુત્તર આપી, ધર્મરાજને આશ્વાસન આપીને કહેવા લાગ્યા કે, "હે પાંડવો! કદી ગુપ્તવેષ ધારણ કરતાં આજ વેષમાં સમસ્ત પૃથિવી ઉપર ફરશો તો પણ ત્રિલોકમાં કોઇપણ તમને ઓળખી શકશે નહિ. ત્હમે તેરમે વર્ષે ગુપ્તવેષમાં વિરાટનગરમાં નિવાસ કરજો, ત્હમારામાંથી જેણે જેણે જે જે રૂપ ધારણ કરવાનો સંકલ્પ કર્યો છે, તેણે સ્વચ્છંદ તે તે ધારણ કરવું ત્હમારૂં કલ્યાણ થશે. લ્યો. આ અરણીસંયુક્ત મન્થનદંડ બ્રાહ્મણને આપી દેજો. હે પ્રિયદર્શન! તું મ્હારો પુત્ર છે, અને વિદુરજી એ મ્હારૂં અંશ છે. હું ત્હને વરદાન આપીને સંતુષ્ટ થયો નથી. માટે ત્રીજું વરદાન માગ."

યુધિષ્ઠિરે કહ્યું—" હે પિતાજી ! આજે અમે સાક્ષાત્ સનાતન દેવતાનાં દર્શન કર્યાં છે, હે દેવાધિદેવ ! આપ પ્રસન્ન થઈને જે વરદાન આપશો તે હું અવશ્ય કરીશ. હે તાત ! અમે જે પ્રમાણે લોભ, મોહ, અને ક્રોધનો પરાજય કરી શકવા છીએ, તેજ પ્રમાણે અમારૂં અંતઃકરણ તપ, દાન, અને સત્યમાં અનુરક્ત રહે એવું વરદાન આપો."

ધર્મે કહ્યું—"હે પાંડવો ! તમે જન્મથીજ એ સકલ સદ્‌ગુણોથી વિભૂષિત છો. આ ક્ષણે પુનઃવાર યથોક્ત ધર્મભૂષણથી વધારે શોભાયમાન થાઓ !" એમ કહીને યક્ષરૂપ ભગવાન ધર્મ ત્યાંથી અંતર્ધાન થઇ ગયા. મહારાજા યુધિષ્ઠિર પરમ સંતોષ પામી, ચારે ભાઈઓને તેડીને આશ્રમે આવ્યા, અને બ્રાહ્મણને તેનો અરણીસંયુક્ત મંથનદંડ આપી દીધો."

---

# તૃતીય પરિચ્છેદ.

## ૧. બૃહન્નલાનું શૌર્ય અને મહાનુભવતા.

[પાંડવોનો દ્રૌપદીસહિત વિરાટનગરમાં ગુપ્તવાસ-બ્રહ્મમહોત્સવોમાં અનેક મલ્લોનું આવવું અને તેમનો પરાભવ કરવાથી ભીમનું દ્રુપદરાજના માનીતા થવું-દ્રૌપદી ઉપર કુદ્દષ્ટિ કરવા માટે ભીમસેને કરેલો કીચકોનો નાશ-શુસર્માનું વિરાટરાજ ઉપર ચઢાઈ કરવા દુર્યોધનને કહેવું-દુર્યોધનનું સૈન્ય સહિત વિરાટ નગર તરફ જવું-શુસર્માનું વિરાટરાજાની ગાયોનું હરણ કરવું-વિરાટરાજ અને શુસર્માનું યુદ્ધ-વિરાટરાજનો પરાભવ અને બંધન થવું-યુધિષ્ઠિરાદિભાઇઓએ તેમને મુક્ત કરવા-કૌરવોએ કરેલું ગૌહરણ ઉત્તર અને અર્જુનનું તેમની સ્હામે થવું-અર્જુનનું પરાક્રમ-કૌરવોનો પરાભવ-ઉપસંહાર.]

મહાત્મા યુધિષ્ઠિરને પ્રતિજ્ઞા પ્રમાણે ભીમ, અર્જુન, નકુળ, સહદેવ, અને દ્રૌપદી સાથે બાર વર્ષ વનવાસ ભોગવી, તેરમે વર્ષ ગુપ્ત રહેવાનું સ્મરણ થતાંજ ત્હેમણે પોતાના ભાઇઓને એકઠા કરી, અર્જુનને સંબોધીને ગુપ્તવાસને માટે કોઇ યોગ્ય અને ઉત્કૃષ્ટ સ્થાન નક્કી કરવાને જણાવ્યું. અર્જુને પાંચાલ, ચેદિ, મત્સ્ય વગેરે કેટલાક દેશના નામ દઇને તેમાંથી ગમે તે નક્કી કરવાને ધર્મરાજને જ કહ્યું. મહારાજા યુધિષ્ઠિરને ધર્મે આપેલા વરદાનનું સ્મરણ થઇ આવ્યું, અને તેથી ત્હેમણે નિર્ભય રીતે મત્સ્ય દેશમાં

રહેવા નિશ્ચય કર્યો અને પાંચે ભાઇઓ અને છઠ્ઠા દ્રૌપદી આગળ કેવા રૂપમાં રહેવું તે સઘળું ચોક્કસ કરી એક પછી એક વિરાટરાજસભામાં ગયા. ત્યાં જઇને ધર્મરાજાએ કંક નામના અક્ષકુશળ દ્યુતપ્રિય બ્રાહ્મણ તરીકે, ભીમસેને બલ્લવ નામના નિપુણ રસોઇઆ તથા મલ્લ યોદ્ધા તરીકે, અર્જુને બૃહન્નલા નામના નૃત્યગીત વિશારદ અને અન્તઃપુરચારી વ્યંઢલ તરીકે, નકુલે ગ્રંથિક નામના અશ્વવિદ્યા નિપુણ અશ્વરક્ષક તરીકે, અને સહદેવજી તંત્રીપાલ નામના ગોવિદ્યાપારદર્શી ગોરક્ષક તરીકે, પોતાનો પરિચય કરાવ્યો. તેઓ સઘળા મહારાજા યુધિષ્ઠિરની પાસે કામ કરતા હતા, અને ત્હેમના પ્રિયપાત્ર હતા, એમ પણ જણાવ્યું. વિરાટરાજાએ પાંચે ભાઇઓની દેવોપમ આકૃતિ, અને સૌંદર્ય જોઇને મુગ્ધ થઇ, તેજ વખતે ત્હેમને પોતપોતાના કાર્યમાં નિયોજીને પરમ સંતોષ બતાવ્યો.

તે દરમ્યાન દ્રૌપદીએ પણ વિરાટ રાજમહિષી સુદેષ્ણા પાસે જઇને સૈરિંદ્રી નામ પરિચય આપી, પાંડવ મહિષી દ્રૌપદી ત્હેને માલિની કહીને બોલાવતાં અને આદર આપતાં હતાં એમ જણાવ્યું. સુદેષ્ણાએ ત્હેમનું અસામાન્ય રૂપલાવણ્ય જોઇને પહેલાં તો સૈરિંદ્રીની વાત માની નહિ, અને જ્યારે સૈરિંદ્રીએ દ્રૌપદીની દાસી તરીકે ઓળખાણ આપી ત્યારે ત્હેને પરિચારિકાના કાર્યમાં નિયોજવાનું પણ સાહસ કરી શકી નહિ. ત્યારે દ્રૌપદીએ કહ્યું. “ મ્હારા સ્વામી પાંચ ગાંધર્વો છે, અને તેઓ એક મહાસત્વ ગંધર્વ રાજાના પુત્રો છે. એ પાંચ જણ મ્હારી સતત રક્ષા કરે છે. જે મ્હને ઉચ્છિષ્ટ આપતું નથી અને મ્હારી પાસે પગ ધોવાડતું નથી તેની ઉપર મ્હારા એ સ્વામી બહુજ પ્રસન્ન થાય છે. વળી જે પુરૂષ બીજી સ્ત્રીઓની માફક મ્હારા ઉપર કુદૃષ્ટિ કરે છે, ત્હેને તેઓ તેજ રાતમાં યમદ્વારમાં પ્હોંચાડી દે છે, મ્હારા પ્રિયતમ ગંધર્વો આ વખતે દુઃખસાગરમાં ડુબેલા હોવા છતાં પણ, તેઓ મ્હારી રક્ષા કરે છે.” સુદેષ્ણા દ્રૌપદીનું વાક્ય શ્રવણ કરીને પ્રસન્ન થઇ, અને ત્હેમને પરમ આદરપૂર્વક પોતાના મહેલમાં રાખી. આ પ્રમાણે અખંડ પૃથિવીના અધીશ્વર પાંડવો, પોતાની

પ્રતિજ્ઞા પાળવાને દ્રૌપદી સાથે, ઉદ્વિગ્નચિત્તે વિરાટનગરમાં રહેવા લાગ્યા. અહિં પણ તેઓ કૌરવના ભયથી નિતાંત શંકિત થઇને સદા સર્વદા દ્રૌપદીનું રક્ષણ કરતા હતા.

ત્યાર પછી ચોથે મહિને મત્સ્યનગરમાં સુસમૃદ્ધ બ્રહ્મમહોત્સવ આરંભ થયો. આ મહોત્સવમાં ચારે દિશાઓમાંથી મહાબળવાન્ અને રાક્ષસો જેવા પ્રચંડ શરીરવાળા મલ્લો આવવા લાગ્યા. તેમાંથી એક મહા બળવાન્ મલ્લ અન્યાન્ય સમસ્ત મલ્લોને દ્વંદ્વયુદ્ધ કરવાને બોલાવવા લાગ્યો, પરંતુ કોઇએ પણ એની પાસે જવાનું સાહસ કર્યું નહિ. ત્યારે ભીમસેને દ્રુપદ-રાજાની આજ્ઞાથી તે જીમુત નામના મલ્લનો પરાજય કરી, ત્હેને જમીન ઉપર પટકયો. એ જોઈને સમસ્ત મલ્લ અને મત્સ્યદેશવાસી લોકો બહુજ આશ્ચર્ય પામ્યા. મહારાજાએ પ્રસન્ન થઇને ભીમસેનને રંગસ્થળમાંજ વિપુલ ઉપહાર આપ્યા. આ પ્રમાણે વૃકોદર સમસ્ત મલ્લ અને વીર પુરૂષોને પરાસ્ત કરીને મત્સ્ય રાજનો માનીતો થઇ પડયો.

એક દિવસ વિરાટ મહારાજાના સેનાપતિ બળવાન્ કીચક દ્રૌપદીનું અનુપમ રૂપ લાવણ્ય જોઇ મુગ્ધ થઇ, ત્હેમની પ્રતિ પાપાચરણ કરવાને પ્રવૃત થયો, તેથી ભીમસેને કુશળતાથી ત્હેને મલ્લયુદ્ધમાં પરાસ્ત કરી યમ-દ્વારમાં પ્હોંચાડી દીધો. દ્રૌપદીએ કહ્યું કે "મ્હારા ઉપર કુદૃષ્ટિ કરવાથી મ્હારા ગંધર્વ પતિએ કીચકનો સંહાર કર્યો છે." આ પ્રમાણે કીચકનું મરણ થવાથી ત્હેના ભાઇઓ બહુજ ગુસ્સે થયા. અને દ્રૌપદીને લીધેજ ત્હેનું મરણ થયેલું હોવાથી ત્હેને પણ ત્હેના મૃત-દેહની સાથે બાળી મૂકવાનો વિચાર કરવા લાગ્યા. દ્રૌપદી પણ મહારાણીના વિલાપથી હિમ્મૂ-મુઢ બની ગયાં હતાં. કીચકોએ ત્હેમને જોઇને કહ્યું કે, "આ પાપીણીએજ અમારા ભાઇનો સંહાર કરાવ્યો છે." એમ કહીને વિરાટરાજની રજા લઇ દ્રૌપદીને પણ સાથે બાંધ્યા. અને કીચકને તેમજ દ્રૌપદીને સાથે બાળવાના ઇરાદાથી સ્મશાનમાં આવી પહોંચ્યા. દ્રૌપદી, પ્રાણભયે નિતાંત આકુલવ્યાકુળ થઇ, પોતાના પતિની મદદ મેળવવાને કરૂણસ્વરે જય, જયન્ત,

વિજય, જયત્સેન અને જયદ્બલ એવી સંજ્ઞાથી બોલાવવા લાગ્યાં. ભીમસેન દ્રૌપદીનો કરૂણ વિલાપ શ્રવણ કરીને, બીજાની નજર ચુકાવી ગુપ્ત માર્ગે સ્મશાનમાં જઇ પહોંચ્યો, અને ત્યાં આગળ દ્રૌપદીને બચાવી સમસ્ત કીચકોનો સંહાર કર્યો.

આ પ્રમાણે કીચક અને ત્હેના ભાઇઓના મૃત્યુની અદ્ભૂત ઘટના શ્રવણ કરી સઘળા લોકો બહુજ વિચારમાં પડી ગયા, વિરાટનગરમાં જનપદમાં, વગેરે સર્વત્ર સ્થળે એજ વાત સંભળાવા લાગી, અને લોકો મરજીમાં આવે તેમ તર્ક વિતર્કો કરવા લાગ્યા. દુર્યોધને પાંડવોને શોધી કાઢવાને ત્હેમના વનવાસનું બારમું વર્ષ પુરૂં થતાંજ અનુચરો મોકલી દીધા હતા, અને ત્હેમને મ્હોટી મ્હોટી લાલચો આપી હતી. તેઓ અનેક ગામ, નગર, શહેર, વન, ઉપવન, વગેરેમાં તપાસ કરીને નિરાશ થઇ પાછા હસ્તિનાપુર ગયા. ત્હેમને મ્હોડે દુર્યોધને કીચક અને ત્હેના સર્વે ભાઇ-ઓના સંહારના સમાચાર જાણ્યા પહેલાં મહાબળવાન્ દુરાત્મા કીચકે વારંવાર ત્રિગર્તરાજ શુસર્માને પરાજીત કર્યો હતો. અનુચરોએ જ્યારે કીચક-વધના સમાચાર કહ્યા ત્યારે શુસર્મા પણ દુર્યોધનની સાથે રાજ-સભામાંજ બેઠો હતો. કીચકની વાત સાંભળીને ત્હેને અપૂર્વ આનંદ થયો, અને પોતાનું વેર લેવાની ઈચ્છાથી આ જોઇતો લાગ જોઇને, દુર્યોધનને કહેવા લાગ્યો, " હે મહારાજ ! વિરાટરાજાએ બળવાન્ કીચકની સાહા-યતાથી અનેકવાર મ્હારો પરાભવ કર્યો છે. આ વખતે એ દુરાત્મા કીચકનો ગંધર્વને હાથે સંહાર થયો છે, તેથી વિરાટરાજા ત્હેના મરણથી, હતદર્પ, નિરાશ્રય, અને નિરૂત્સાહી થઈ ગયો હશે એમાં સંદેહ નથી. માટે જો આપની અને સમસ્ત કૌરવોની ઇચ્છા હોય તો, મત્સ્યદેશમાં જઇને વિરાટરાજાને પરાસ્ત કરી ત્હેના અસંખ્ય સૈન્યનો સંહાર કરી ત્હેનો મદ ઉતારીયે, અને વિવિધ ધન, રત્ન, ગ્રામ, રાજ્ય, અને ગાયોનું હરણ કરીને વિરાટરાજને આપણા તાબામાં લઇએ. આમ થવાથી આપના બળમાં અને યશમાં વધારો થશે એમાં સંદેહ નથી."

શુસર્માનું વાક્ય સાંભળીને દુર્યોધને ભીષ્મ, દ્રોણ, અને કર્ણની સાથે

મસલત કરી, અને હેમની સમ્મતિ મેળવીને પોતાના ન્હાના ભાઇ દુઃશાસનને સૈન્ય તૈયાર કરવાની આજ્ઞા કરી. દુર્યોધનની આજ્ઞા થતાંજ શુશર્મા પણ તૈયાર થઇ ગયો. હેણે પોતાના શસ્ત્રાસ્ત્ર અને આયુધો ધારણ કરી લીધાં, અને પરમ હર્ષથી સૌથી પહેલાં તૈયાર થઇ ગયો. બીજેજ દિવસે દુર્યોધને ભીષ્મ, દ્રોણ કર્ણ વિગેરે મહારથીઓ સાથે પ્રયાણ કરી મત્સ્ય દેશમાં જઇ વિરાટ મહારાજની ગાયો ચરતી હતી ત્યાં ઘેરો ઘાલ્યો. શુશર્માએ સર્વાગ્રે વિરાટ નગરમાં જઇને અનેક ગોરક્ષકોને પ્રહાર કરીને અસંખ્ય ગાયોનું હરણ કર્યું. ગોવાળીયાઓ રડતાં રડતાં વિરાટ મહારાજા પાસે ગયા, અને હેમને સમસ્ત હકીકત નિવેદન કરી, ગોવાળીઆઓને મુખે પોતાની ગાયોનું દુરાત્મા શુશર્માએ હરણ કરેલું સાંભળીને વિરાટ રાજા, પોતાના અસંખ્ય સૈન્ય સાથે હેને યોગ્ય શિક્ષા કરવાને નીકળ્યા. યુધિષ્ઠિર, ભીમ, નકુળ, અને સહદેવ પણ અસ્ત્રશસ્ત્ર ધારણ કરીને હેમની સાથે ગયા. બન્ને પક્ષ વચ્ચે તુમુલ યુદ્ધ થયું. આખરે શુશર્માએ, મત્સ્ય સૈનિકોનો પરાજય કરી અને વિરાટ રાજાને બંધન કરી, પોતાના રથમાં બેસાડીને નગર તરફ ચાલવા માંડ્યું. આ વખતે પાંડવો, પોતાને ઓળખાઇ જવાના ભયથી, બરોબર યુદ્ધ કરતા ન્હોતા. પરંતુ વિરાટ મહારાજાને બંધન થયેલા અને શુશર્માને હાથે હેમની અતિશય દુર્દશા થતી જોઇને તેઓથી રહેવાયું નથી. યુધિષ્ઠિરે મહા બળવાન્ ભીમસેનને બોલાવીને કહ્યું કે, “ વૃકોદર ! જો, જો, ત્રિગર્તાધિપતિ શુશર્મા, મત્સ્યરાજને લઇને ચાલ્યો જાય છે; આપણે એના આશ્રમમાં પરમ સુખથી રહ્યા છીએ, માટે આપણી સમક્ષજ તેઓ શત્રુના હાથમાં સપડાય એ ઠીક નહિ. માટે સર્વ પ્રયત્ને હેમને મુક્ત કર. ” ધર્મરાજની આજ્ઞા થતાંજ ભડવીર ભીમસેન શુશર્માની પાછલ પડયો. આણી તરફ મહારાજા યુધિષ્ઠિર, નકુળ અને સહદેવ સાથે મળીને, શુશર્માના સૈન્યનો સંહાર કરવા લાગ્યા. અને શુમર્શાનો પરાભવ કરીને મત્સ્ય રાજાને મુક્ત કરી ગાયોને પાછી વાળી.

આણી તરફ મહારાજા દુર્યોધને ભીષ્મ, દ્રોણ અને કર્ણ વગેરે મહારથીઓ સાથે વિરાટ નગરના બીજા ભાગ ઉપર આક્રમણ કરીને અસંખ્ય

ગાયોનું હરણ કર્યું. ત્હેમના ત્રાસથી, અને પ્રહારથી ત્રાસીને ગોવાળીઆઓ ભય વ્યાકુળ ચિત્તે નગરમાં ગયા, અને રાજકુમાર ઉત્તર પાસે જઇને સમસ્ત હકીકત નિવેદન કરી. રાજકુમાર તે વખતે અંતઃપુરમાં હતો. ગોવાળીઆઓને મ્હોડે આ સમાચાર સાંભળીને તે અંતઃપુરની સ્ત્રીઓ પાસે પોતાની ડંફાસ–આત્મશ્લાઘા મારતાં કહેવા લાગ્યો કે, "પિતાજીએ સમસ્ત સૈન્ય–સામન્ત લઇને પ્રયાણ કર્યું છે. એક સારથી પણ રહેવા દીધો નથી. મ્હારે સેનાની જરૂર નથી. એક તુરંગનિયોગ વિશારદ સારથીજ હોય તો હું એકલોજ ભીષ્મ, દ્રોણ વગેરેને રણમાં મ્હારા બાણનો ચમત્કાર બતાવીને ગાયો પાછી વાળી લાઉં. પરંતુ દુર્ભાગ્યવશાત્ પિતાજીએ એક સારથી પણ રહેવા દીધો નથી. કૌરવો, આ પ્રમાણે શૂન્ય દેશ જોઇને, સમસ્ત ગાયોનું હરણ કરી જશે. જો હું પોતે ત્યાં હોઉં તો તેઓ આટલું સાહસ કરવાને સમર્થ થાય ?" રાજકુમારને આમ નિરર્થક આત્મશ્લાઘા કરતો સાંભળીને દ્રૌપદી ત્હેની પાસે ગયાં. અને લજ્જાપૂર્વક ધીમે રહીને કહ્યું કે, "રાજપુત્ર ! પ્રિયદર્શન બૃહન્નલા પહેલાં અર્જુનનો સારથી હતો. જો તે આપનો સારથી થાય તો નક્કી ત્હમારો જય થશે. આપના મ્હોટાં બ્હેન ઉત્તરાના કહેવાથી તે જરૂર ત્હમારો સારથી થશે." ત્યાર પછી રાજકુમારી ઉત્તરાના અનુરોધથી પ્રસન્ન થઇને બૃહન્નલાએ–અર્જુને–ઉત્તરના સારથી થવાનું કબુલ કર્યું, અને ઉત્તર અર્જુન સાથે રથમાં બેસીને યુદ્ધ કરવા નીકળ્યો. નીકળતી વખતે ઉત્તરા વગેરે રાજકન્યાઓએ અર્જુનને કહ્યું કે, "બૃહન્નલે ! ભીષ્મ, દ્રોણ, વગેરે યોદ્ધાઓ પરાજીત થાય, એટલે ત્હેમના ચિત્રવિચિત્ર વસ્ત્રાલંકાર લાવજો. અમે તેનાથી અમારી પુતળીઓ શણગારીશું." ધનંજયે સહાસ્યવદને ઉત્તર આપ્યો, "જો રાજપુત્ર સંગ્રામમાં એ બધાનો પરાભવ કરશે તો હું જરૂર તે બધાનાં વસ્ત્રાલંકારો લઇ આપીશ." એ પ્રમાણે કહીને અર્જુને રથ હાંકી મૂક્યો.

"ત્યાર પછી રાજકુમારે નિર્ભય ચિત્તે રાજધાનીમાંથી બહાર નીકળીને સારથીને કહ્યું, "બૃહન્નલે ! એકદમ કૌરવો પાસે રથ લઇ જા. હું તે દુરાત્માઓનો પરાજય કરીને આપણી ગાયોને પાછી વાળીને નગરમાં

આવીશ." રાજકુમારની આજ્ઞા થતાંજ અર્જુને રથ વેગથી હાંકવા માંડ્યો, અને થોડે દૂર ગયા પછી સ્મશાન પાસે આવેલા એક શમીવૃક્ષ પાસે રથને ઉભો રાખ્યો. ત્યાંથી કૌરવોનું વિસ્તિર્ણ સૈન્ય દેખાવા માંડ્યું. ત્હેના અસંખ્ય સૈનિકોના પગથી એટલી બધી ધુળ ઉડી હતી કે, તેનાથી સમસ્ત નભોમંડળ આચ્છાદિત થઈ ગયું હતું, અને જાણે આકાશમાં પણ એક સૈન્ય ચાલતું હોય એમ લાગતું હતું. કૌરવોનું વિસ્તિર્ણ સૈન્યને જોઇને રાજકુમાર ઉત્તર ભયવ્યાકુળ ચિત્તે કહેવા લાગ્યો, કે બૃહન્નલે! પિતાજી મ્હને એકલાને ઘર સોંપીને સમસ્ત સૈન્ય સાથે ત્રિગર્તરાજ શુશર્મા સાથે યુદ્ધ કરવાને ગયા છે. હું એક બાલક, અને તેમાં પણ બીન અનુભવી છું કૌરવો ઘણા અને અસ્ત્રશસ્ત્રમાં નિપુણ છે, માટે એમની સાથે યુદ્ધ કરવાથી કદી પણ જય થાય નહિ. માટે હવે તો રથને પાછો વાળ." પરંતુ અર્જુને ઉત્તરને અનેક રીતે ઉપદેશ આપીને યુદ્ધમાંથી પાછા ન ફરવાનો નિષેધ કર્યો. ત્યારે ઉત્તરે કહ્યું, "બૃહન્નલે! ભલે કૌરવો મ્હારૂં સર્વસ્વ લુંટી જાય, ભલે સઘળા મ્હારો ઉપહાસ કરે, અને સમસ્ત ગાયો, અને નગર પણ લુંટાઇ જાય અને પિતાજી મ્હારો તિરસ્કાર કરે, તથાપિ હું કોઇ પણ રીતે યુદ્ધ કરીશ નહિ." એમ કહીને ઉત્તર અતિશય ભયભીત થઈ, ધનુષ્ય-બાણ સાથે, માન અને ગર્વને પણ તિલાંજલી આપીને, એક છલંગ મારી રથમાંથી કુદી પડયો અને નગર તરફ ન્હાસવા લાગ્યો. ત્યારે અર્જુને કહ્યું, "મહાશય! યુદ્ધમાં પુંઠ બતાવવી એ ક્ષત્રિયનો ધર્મ નથી. ભય પામીને ન્હાસી જવા કરતાં રણક્ષેત્રમાં મરવું શ્રેયસ્કર છે," એમ કહીને મહાવીર ધનંજયે રથમાંથી ઉતરીને રાજપુત્રની પાછળ દોડવા માંડ્યું. દોડતી વખતે ત્હેના લાંબા કેશ ફરફરવા લાગ્યા અને ખુલ્લાં વસ્ત્રો આમતેમ ઘુમવા લાગ્યાં. તે જોઇને કૌરવો હાસ્ય કરવા લાગ્યા.

અદ્‌ભુત રૂપવાળા અને એકદમ દોડતા અર્જુનને જોઇને કૌરવો તર્ક વિતર્ક કરવા લાગ્યા. અને આ ભસ્માચ્છાદિત વન્હિના જેવો ગુપ્ત વેશી માણસ કોણ હશે તેનો વિચાર કરવા લાગ્યા. તેઓ માંહોમાંહી પુછપાછ કરવા લાગ્યા કે, "એ તે કોણ હશે? એના અવયવના કેટલાક ભાગ

પુરૂષ જેવા ને કેટલાક સ્ત્રીના જેવા લાગે છે. એ બ્યંડલ જેવો દેખાય છે, પરંતુ એમાં પુરૂષનાં ઘણાંખરાં લક્ષણો જણાય છે. એનું મસ્તક, ગ્રીવા અને બન્ને વિશાળ બાહુ અર્જુનના જેવાં લાગે છે. માટે નક્કી એ અર્જુનજ હોવો જોઇએ, એમાં સંદેહ નથી." ગુપ્તવેશી અર્જુનને જોઇને કૌરવો આ પ્રમાણે તર્ક વિતર્ક કરવા લાગ્યા. પરંતુ કોઇ પણ નિશ્ચય કરી શક્યા નહિ.

આણી તરફ અર્જુને ફક્ત એક સો પગલાં દોડીને ઉત્તરને પકડી પાડયો, અને ત્હેની ચોટલી પકડી રથ પાસે લાવવા માંડયો, ત્યારે રાજકુમાર ઉત્તર નિતાંત કરૂણ સ્વરે કહેવા લાગ્યો, "હે બૃહન્નલે, જલ્દીથી રથને પાછો વાળ." જીવતાં રહીશું તો બધું મળી આવશે. હું ત્હને વિશુદ્ધ સુવર્ણનિર્મિત એકસો સુવર્ણ મુદ્રા, મહાપ્રભાસંપન્ન સુવર્ણ જડિત આઠ મણિ, સુશિક્ષિત અશ્વ, સંયુક્ત-હેમદંડ, સુશોભિત રથ અને દશ હાથી આપીશ. કૃપા કરીને મ્હને છોડી દે." આ પ્રમાણે વિલાપ કરતાં કરતાં ઉત્તર મુર્છિત થઇ ગયો. અર્જુને સહાસ્ય વદને, ત્હેને રથ પાસે લાવીને કહ્યું કે, "હે રાજપુત્ર ! જો ત્હારામાં યુદ્ધ કરવાનો ઉત્સાહ ન હોય તો, મ્હારો સારથિ થઇને રથ ચલાવ. હું પોતે યુદ્ધ કરીશ. ત્હારે લેશ માત્ર પણ ડરવું નહિ !' જયશીળ અર્જુન, આ પ્રમાણે પ્રબોધ વાકયથી ભય વિહ્વલ ઉત્તરને આશ્વાસન આપીને ત્હેને રથમાં બેસાડીને શમીવૃક્ષ પાસે ગયો, અને ઉત્તરને કહેવા લાગ્યો કે, "ત્હમે એકદમ આ શમીવૃક્ષ પાસે જઇને ત્યાં આગળ જે દિવ્ય શસ્ત્રાસ્ત્ર છે તે લઈ આવો." ઉત્તરે કહ્યું, "મ્હારા સાંભળવા પ્રમાણે એ વૃક્ષ ઉપર એક શબ-દેહ બાંધેલો છે. હું રાજકુમાર થઇને એને કેવી રીતે અડકું? અર્જુને કહ્યું, "હે ઉત્તર ! ત્હારે લેશ માત્ર પણ શંકા કરવી નહિ. એ ધનુષ્ય છે, મૃત દેહ નથી. શબ હોય તો હુંજ ત્હને અડકવાની ના કહું." ત્યારે ઉત્તર રથમાંથી ઉતરીને શમી વૃક્ષ ઉપર ચડયો, અને અર્જુનના કહેવા પ્રમાણે સમસ્ત શસ્ત્રાસ્ત્ર જમીન ઉપર લાવીને જોયું તો અર્જુનનું ગાંડીવ અને અન્યાન્ય પાંડવોનાં આયુધો નજરે પડયાં. જેમ ઉદય વખતે ગ્રહોની દિવ્ય પ્રભા

ઉદ્‌ભાસિત થાય છે, તેજ પ્રમાણે તે વખતે એ સઘળા દિવ્ય શસ્ત્રાસ્ત્રની વિચિત્ર પ્રભા સ્ફુરિત થવા લાગી. રાજપુત્ર વિસ્મિત થઇને, સમસ્ત આયુધોને ઓળખવાને અર્જુને એક પછી એક એમ પાંડવોના સમસ્ત અસ્ત્રશસ્ત્રનું વર્ણન કર્યું. ત્યારપછી અર્જુનને મ્હોંડે પાંડવોનો પરિચય પામીને ઉત્તર અતિશય વિસ્મિત અને ચમત્કાર થઇને અર્જુનને પગે પડીને કહેવા લાગ્યો, "હે મહાબાહો! આજે મ્હારે પરમ સૌભાગ્ય કે આપનાં દર્શન થયાં છે. મ્હેં જાણે અજાણે જે કાંઈ અપરાધો કર્યાં હોય તે ક્ષમા કરજો."

રાજકુમારના વચનથી પ્રસન્ન થઇને અર્જુને ત્હેને આશ્વાસન આપ્યું અને ત્હેને પોતાનો સારથિ બનાવ્યો. ત્યાર પછી શમીવૃક્ષની પ્રદક્ષિણા કરી આયુધ ધારણ કર્યાં. અને રથ ઉપરથી ઉત્તરનો સિંહ ધ્વજ ઉતારી શમીવૃક્ષ આગળ મૂકી દઇ રથમાં બેઠો અને પોતાની દૈવી માયાથી ગાંડીવનો ટંકાર કરી પોતાનો સોનેરી કપિધ્વજ રથ ઉપર ચડાવી દીધો. આથી ત્હેનો રથ અતિશય શોભા પામી રહ્યો. અર્જુને ફરીથી રથની તથા પતાકાની પ્રદક્ષિણા કરી, પોતાના આયુધો સજ્જ કરી, ગાંડીવનો ટંકાર કરી ઉત્તર તરફ ચાલવા માંડયું, અને મહાવેગથી અતિ ભીષણ લોમહર્ષણ શંખધ્વનિ કરવા માંડયા. રથના ઘોડાઓમાં પણ જાણે નવું ચૈતન્ય આવ્યું હોય તેમ, તેઓ પણ પૂર્ણ વેગથી દોડવા માંડ્યા. આ જોઇને ઉત્તર પણ ગભરાયો, અને રથમાં બેઠો. અર્જુનના હૃદય–કંપન શંખધ્વનિ અને ધનુષ્ય–ટંકાર સાંભળીને તે નિતાંત વિમોહિત અને વ્યથિત થઇ ગયો હતો. ઉત્તરને આમ ભયભીત થતો જોઇને અર્જુને ત્હેને આશ્વાસન આપતાં કહ્યું કે, "હે ઉત્તર! બ્હીશ મા. તું જોરથી અશ્વની રાસ પકડી સાવધાન થઇને બેસ; હું ફરીથી શંખધ્વનિ કરૂં છું."

ત્યાર પછી અર્જુને પુનઃ પોતાનો મહાભીષણ લોમહર્ષણ શંખ વગાડયો. એના ભીષણ નાદથી કૌરવોના હૃદયો કંપી ઉઠયાં, દશે દિશાઓ ગાજી ઉઠી, ગિરિગુહામાં પ્રતિધ્વનિ થવા લાગ્યો, અને શત્રુઓનાં હૃદયો ચીરાઇ ગયાં. ત્હેના શંખધ્વનિથી, રથચક્રના નિર્ઘોષથી અને ગાંડીવના ટંકારથી ધરતી પણ કંપી ઉઠી. આ ભીષણ ધ્વનિ, અને ધનુષ્ય ટંકાર

સાંભળીને કૌરવો ભયભીત થઈ ગયા, અને એ મહાવીર અર્જુનના ગાંડીવનોજ ટંકાર છે, એજ અર્જુન છે, એમ પરસ્પર કહેવા લાગ્યા. તેઓ ભયભીત ચિત્તે આમ તેમ જોવા લાગ્યા. દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, અશ્વસ્થામા અને ભીષ્મ વગેરે દુર્યોધનને અર્જુન સાથે યુદ્ધ ન કરવા કહેવા લાગ્યા. દુર્યોધન અને કર્ણ એ મહાત્માઓનાં વાક્યોનો અનાદર કરીને અર્જુન સાથે યુદ્ધ કરવા સૈન્યને ઉશ્કેરવા લાગ્યા, અને તેર વર્ષ પુરાં થયાં પહેલાં અર્જુને પોતે પ્રસિદ્ધિમાં આવ્યો જાણી પૂર્વ પ્રતિજ્ઞા પ્રમાણે પાંડવોને ફરીથી બાર વર્ષ વનમાં જવું પડશે, એમ વિચાર કરતાં કરતાં આનંદ પામવા લાગ્યા.

આ સમાચાર મહાત્મા ભીષ્મના જાણવામાં આવ્યા, તેણે ત્હેમણે દુર્યોધન આદિના કુતર્કો અને શંકાનું નિવારણ કરવાનો વિચાર કરી સકળ વીર પુરૂષોને એકત્ર કરી પોતાનો મત પ્રદર્શિત કર્યો; અને દુર્યોધનને કહ્યું કે, “ હે કુરૂનંદન ! પાંડવોના વનવાસને તેર વર્ષ થઇ ગયાં છે, અને તે ઉપરાંત પાંચ મહિના ને ૭ દિવસ થયા છે. ત્હેમણે જે જે પ્રતિજ્ઞાઓ કરી હતી તે સંપૂર્ણ રીતે પાળ્યા પછી જ અર્જુન પ્રસિદ્ધિમાં આવ્યો છે. આ વખતે અર્જુન સાથે યુદ્ધ કરવું યોગ્ય નથી, માટે યુદ્ધ કરવાનું મુલતવી રાખ. તેમ છતાં પણ જો ત્હારે યુદ્ધજ કરવું હોય તો મ્હારૂં કહેવું સાંભળી લે. આ વખતે આપણે એક અદ્વિતીય વીર અર્જુનની સાથે યુદ્ધ કરવું પડશે, માટે બહુજ સાવચેત રહેવાની જરૂર છે. આપણા સૈન્યના ચાર ભાગ પાડ. તેમાંનો એક ભાગ લઇને તું આગળ થા, અને બીજો ભાગ ગાયોનો લઇને પાટનગર તરફ ચાલવા માંડે, ત્યાર પછી કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, અશ્વસ્થામા અને હું બાકી રહેલા બે ભાગને લઇને અર્જુન સાથે યુદ્ધ કરીશું. ” દુર્યોધને તેજ વખતે પોતાના સૈન્યના ચાર વિભાગ પાડયા. અને ભીષ્મપિતામહની આજ્ઞા પ્રમાણે વર્તન કર્યું. ભીષ્મપિતામહે પહેલાં દુર્યોધનને, અને પછી ગાયોને વિદાય કરી વ્યુહ રચના કરવા માંડી, અને દ્રોણાચાર્યને કહ્યું કે, “ હે આચાર્ય ! આપ મધ્યમાં ઉભા

રહો. અશ્વત્થામા ડાબી પાસે અને કૃપાચાર્ય દક્ષિણ પાસે ઉભા રહીને સૈન્યનું રક્ષણ કરશે. દાસીપુત્ર કર્ણ અગાડી રહેશે, અને હું પાછળ રહીને સૈન્યનું રક્ષણ કરીશ."

આ તરફ અર્જુન રથના ગડગડાટથી દિશાઓને ગજાવી મૂકી, કૌરવના અસંખ્ય સૈન્ય મધ્યે આવી ઉભો. સન્મુખમાંજ દ્રોણગુરૂને ઉભેલા જોઈને અદ્દભૂત શિક્ષા પ્રભાવથી બાણ ચડાવીને પહેલાં ત્હેમનું પુજન કરી કુશળ સમાચાર પૂછ્યા. ઘણા લાંબા સમય પછીની શિષ્યની પૂજાથી પ્રસન્ન થઇને દ્રોણાચાર્યે અર્જુનને આશીર્વાદ આપ્યો. અર્જુન કૌરવ-સૈન્યમાં દુર્યોધનને શોધવા લાગ્યો. ઉત્તરે અર્જુનની ઇચ્છા પ્રમાણે જે તરફ દુર્યોધન ગાયોને લઇને પલાયન કરતો હતો, તે તરફ રથને હાંકયો. ત્યારે કર્ણ, કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, અશ્વત્થામા અને ભીષ્મ વગેરેએ દુર્યોધનનું રક્ષણ કરવાને વચ્ચે પડી એક પછી એક યુદ્ધ કર્યું; પરંતુ તે સઘળા અર્જુનના શરપ્રભાવથી જર્જરિત થઇને નાસભાગ કરવા લાગ્યા. આ યુદ્ધમાં કર્ણનો ભાઇ વિકર્ણ મરણ પામ્યો. આથી કર્ણને બહુજ ગુસ્સો ચડયો, અને ત્હેણે બહુજ નિપુણતાથી અને ધૈર્યથી લડવા માંડયું. પરંતુ ત્હેનો પણ બે વખત પરાજય થયો. આ પ્રમાણે કર્ણ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય અને અશ્વત્થામાનો પરાજય થવાથી ભીષ્મપિતામહ અગાડી આવ્યા, ભીષ્મપિતામહ અને અર્જુન વચ્ચે ઘોર યુદ્ધ થયું. કુરૂવંશોદ્દભવ આ બન્ને વીર પુરૂષોએ પરસ્પર અસ્ત્રપ્રયોગથી અદ્દભૂત રણક્રીડા બતાવીને સઘળાને આંશ્ચર્યચકિત્ કરી નાંખ્યા. દેવતાઓ વિમાનમાં બેસી યુદ્ધ જોવાને આવ્યા, અને અંતરીક્ષમાં રહીને ભીષ્મ એને અર્જુનના રણ-નૈપુણ્યને જોઇને પરમ સંતોષ પામી પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. આખર ભીષ્મપિતામહ અર્જુનના બાણથી વિંધાયા, અને સારથિ રથને લઇને ન્હાસવા લાગ્યો. આ જોઈને દુર્યોધન અગાડી આવ્યો અને અર્જુન સાથે યુદ્ધ કરવા લાગ્યો; પરંતુ તે પણ અર્જુનની દુઃસહ શરજાળથી વિંધાઈને નાઠો. હવે ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય અને કર્ણ સઘળાએ મળીને અર્જુનને ચોગરદમથી ઘેરી લીધો, અને અતિશય ક્રોધથી બાણ નાંખવા માંડયા. અર્જુન આથી લેશ માત્ર પણ ગભરાયો નહિ

પરંતુ છંછેડાયલા સિંહની પેઠે ગર્જના કરી, ગાંડીવનો ટંકાર કર્યો, અને કૌરવોના સર્વ બાણોને છેદી નાખ્યાં. હવે અર્જુનને પૂર્ણ શૂર વ્યાપ્યું, અને મોહાસ્ત્ર બાણ લઈને ધનુષ્ય પર ચઢાવ્યું. આ મોહાસ્ત્ર બાણથી દશે દિશાઓ આચ્છાદિત થઇ ગઈ, અને તેના ટંકારથી કૌરવોનાં હૃદયો કંપવા લાગ્યાં. અર્જુને જુસ્સામાં આવી શંખધ્વનિ કર્યો. તેના ભીષણ નાદથી દિશાઓ ગાજી ઉઠી. કૌરવો, અને ત્હેમનું સૈન્ય આ ભીષણ શંખ-નાદથી સન્મોહિત થઇને, ધનુષ્ય બાણ છોડી એક પછી એક મૂર્છાગત થવા લાગ્યા.

એક પછી એક સઘળા કૌરવો, કર્ણ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, અશ્વત્થામા વગેરે મહાવીરો, અને પ્રત્યેક સૈનિકો નિશ્ચેષ્ઠ થયા. આ વખતે અર્જુનને ઉત્તરાનું વાક્ય સાંભળી આવવાથી રાજકુમાર ઉત્તરને સંબોધીને કહ્યું કે, " હે વીર ! કૌરવ સૈન્ય હમણાં મૂર્ચ્છિત થયેલું છે, માટે ત્હમે સત્વર જઇને દ્રોણાચાર્ય અને કૃપાચાર્યના શુક્લ વસ્ત્રો, કર્ણના પીળાં વસ્ત્રો અને અશ્વત્થામા અને દુર્યોધનનાં નીલ વસ્ત્રો લઇ આવો. ભીષ્મપિતામહ આ અસ્ત્રનું નિવારણ જાણે છે. માટે મ્હારા ધારવા પ્રમાણે તેઓ ચેતન હશે. માટે ત્હમે આપણા અશ્વોને ડાબી બાજુએ રાખીને બહુજ સંભાળથી જજો. " મહાત્મા વિરાટપુત્ર ઉત્તર, અર્જુનની આજ્ઞા પ્રમાણે રાશનો પરિત્યાગ કરી રથમાંથી ઉતરીને કૌરવ–સૈન્યના સઘળા મહારથીઓનાં વસ્ત્રો લઇને પાછો પોતાના રથમાં બેઠો. જતી વખતે ભીષ્મપિતામહ અર્જુનની સ્હામે આવ્યા. અર્જુને ત્હેમને પરાસ્ત કરી ઉત્તરને આશ્વાસન આપી સૈન્યમાંથી રથ પાછો વળાવ્યો, ત્યાર પછી કૌરવોની મૂર્છા વળી, ત્હેમને ભાન આવવા લાગ્યું. દુર્યોધનની પણ મૂર્છા વળી. ત્હેને એકાએક વ્યગ્ર ચિત્તે કહ્યું, " અરે ! ત્હમે અર્જુનને શા માટે ન્હાસી જવા દીધો ? એને એવો તો દંડ કરવો છે કે ફરીથી ઉઠી શકે નહિ " એ સાંભળી ભીષ્મ પિતામહ હાસ્ય કરતા બોલ્યા, " દુર્યોધન આ સમયે ત્હારાં બળ બુદ્ધિ ક્યાં જતાં રહ્યાં છે ! તું જે વખતે બેભાન અવસ્થાનો ત્યાગ કરી વિવશ

થઇ પડયો હતો, ત્યારે મહાવીર પાર્થે ત્હારો સંહાર કર્યો નહિ, એજ પરમ સૌભાગ્યની વાત છે. પાંડવો અન્યાયયુક્ત કર્મો કરવાનો વિચાર સરખો પણ કરતા નથી. તેઓ હમેશાં પાપકર્મથી દૂર રહે છે અને ત્રિલોકનું રાજ્ય મળતું હોય તો પણ પોતાના ધર્મનો ત્યાગ કરતા નથી. એટલા માટેજ તું આજે જીવતો રહ્યો છે; માટે સત્વર હસ્તીનાપુર ચાલો.

દુર્યોધન, પિતામહના હિતકર વાકયો શ્રવણ કરી, દીર્ઘ નિશ્વાસ મૂકી શાંત થયો. અન્યાન્ય વીરપુરૂષોએ પણ તે જોઇને દુર્યોધનને સ્વાત્મા રક્ષા કરવાને પાછા જવાની સલાહ આપી. દુર્યોધને ત્હેમના કહેવા પ્રમાણે હસ્તિનાપુર જવાનું નક્કી કર્યું. મહાધનુર્ધર અર્જુન કૌરવોને પાછા જતાં જોઇને પ્રફુલ્લ ચિત્તે થોડીવાર ત્હેમની સાથે શરદ્વારા સંભાષણ કરવા લાગ્યો. ત્હેણે પોતાના અદભૂત શિક્ષા કૌશળથી વિચિત્ર શરદ્વારા પિતામહ ભીષ્મ, આચાર્ય દ્રોણ, અશ્વત્થામા, કૃપાચાર્ય અને અન્યાન્ય વૃદ્ધ કૌરવોને અભિવંદન કરીને દુર્યોધનના મુકુટનું છેદન કર્યું, અને ગાંડીવનો ટંકાર કરી અન્યાન્ય વીરોને યુદ્ધ કરવાને આમંત્રણ કર્યું. ત્યાર પછી દેવદત્ત શંખ વગાડીને શત્રુનાં હૃદય કંપાવતા અર્જુને વિરાટ પુત્ર ઉત્તરને કહ્યું કે, " હે ઉત્તર ! હવે રથને ઉભો રાખ. ત્હારી ગાયોને પાછી વાળવી છે. હું તેની આગળ જાઉં છું. તું સુખેથી પાછળ રહેજે."

આ પ્રમાણે કૌરવોને પરાસ્ત કરી, મહાવીર ધનંજય વિરાટ રાજાની ગાયો પાછી વાળી, તે વખતે ભયવ્યાકુલ કૌરવ સૈન્ય, અર્જુનના ભયથી થરથર ધ્રુજતું, હાથ જોડીને કહેવા લાગ્યું કે, " હે મહારજ ! અમારે આપની શી સેવા બજાવવી ? આજ્ઞા કરો ! " અર્જુને કહ્યું " ભાઇઓ, હું ત્હમને આશ્વાસન આપું છું. ત્હમારે ભય પામવાનું કશું કારણ નથી; સુખેથી ચાલ્યા જાઓ. હું કદીપણ શરણાગતનો સંહાર કરતો નથી. " અર્જુનનું વચન સાંભળીને સૈનિકો પ્રસન્ન ચિત્તે ત્હેમની પ્રશંસા કરવા લાગ્યા. ત્યાર પછી મહાવીર અર્જુને રણમાં પાછા ફરતી વખતે ઉત્તરને કહ્યું કે, " હે રાજપુત્ર ! પાંડવોએ ત્હમારા પિતા પાસે નિવાસ કર્યો છે,

તે ફક્ત તુંજ જાણે છે, માટે નગરમાં જઇને એ સમાચાર કોઇને પણ કહેશો નહિ, કારણ કે તેમ કરવાથી ત્હમારા પિતા ઉપર મહાન ભયંકર વિપત્તિ આવી પડવાનો સંભવ છે. ત્હમે ત્હેમની પાસે જઇને કૌરવોનો પરાજય કરી હું પોતેજ ગાયોને પાછી વાળી લાવ્યો છું, એમ કહેજો."

વાચક ! બૃહન્નલારૂપી અર્જુનનું શૌર્ય અને મહાનુભવતાનો અનુભવ ઉર્વશીના નિન્દનીય પ્રસ્તાવ સમયે દૃઢ આત્મબળ બતાવતાં શાપગ્રસ્ત થઇ વિરાટ રાજભુવનમાં ગુપ્ત વાસ સમયે ષંડત્વપણું પ્રાપ્ત થયું છે, ત્હેણેજ રણક્ષેત્રમાં પોતાનાં અસાધારણ શૌર્ય વીર્યની પરાકાષ્ટા બતાવી છે. અવસ્થાન્તર પ્રાપ્ત થવાથી, હીનદાસ્ય કર્મમાં નિયોજાવા છતાં પણ ત્હેમના નૈસર્ગિક તેજ પુંજમાં લેશમાત્ર પણ ન્યુનતા આવી નહોતી. ત્હેની શારીરિક અને માનસિક શક્તિમાં કાંઇ પણ ફેરફાર થયો નહોતો. ત્હેણે જેવી રીતે અસાધારણ અસ્ત્રનૈપુણ્ય, અને સમર કૌશળ બતાવીને ભીષ્મ દ્રોણાદિ મહાન યોદ્ધા અને મહારથીઓનો પરાભવ કર્યો હતો, તેવીજ રીતે દયા અને દાક્ષિણ્યથી આર્ત, અસ્ત્રહીન અને સમરવિમુખ શત્રુ–સૈન્ય ઉપર કૃપા–ક્ષમા–કરવામાં બાકી રાખી નહોતી. આ પ્રમાણે ત્હેના અસામાન્ય શૌર્ય અને અવિચલિત મહાનુભવતાથી લોકો ત્હેમની ઉપર બહુજ પ્રસન્ન રહેતા હતા, અને તે ગુણના પ્રભાવથીજ અર્જુન યથાક્રમે 'જીષ્ણું' અને 'વીભત્સુ' નામે આ જગતમાં પ્રસિદ્ધિ પામ્યા છે.

---

## ૨. કંકની ક્ષમા.

**[ વિરાટરાજનું યુદ્ધમાંથી પાછા ફરવું-ઉત્તરના સંગ્રામમાં જવાના સમાચાર સાંભળી ખેદ કરવો-કૌરવ સૈન્યના પરાભવની વધામણી-રાજાએ તેથી હર્ષિત થઈ પુત્રના વખાણ કરવા-કંકને બૃહન્નલાની વારંવાર પ્રશંસા કરતાં જોઈને રાજાને ક્રોધ થવો અને તેમની નાસીકામાં પાસા મારવા-કંકની નાસીકામાંથી રૂધીર વહેવું અને તે ઝીલી લઈ વિરાટરાજની રક્ષા કરવી-ઉત્તરનું આવાગમન-કંકની સ્થિતિ જોઈ ઉત્તરનો શોચ-વિરાટ રાજાની કંક પાસે ક્ષમા-પ્રાર્થના-કંકની ક્ષમા-અર્જુન-પુત્ર અભિમન્યુ સાથે ઉત્તરાના લગ્ન.**

---

ભીમસેનના અપૂર્વ બાહુબળથી ત્રિગર્તરાજ સુશર્માનો પરાજય કરી વિરાટ મહારાજા પોતાના નગર તરફ આવ્યા, તો પોતાના પ્રિય પુત્ર ઉત્તરના, એકલા બૃહન્નલાની સાથે, મહારથ કૌરવોની સાથે યુદ્ધ કરવા ગયાના સમાચાર સાંભળવામાં આવ્યા. આ સમાચાર સાંભળતાંજ વિરાટ-રાજા શોકાતુર થઈ ગયા, અને પોતાના વિસ્તિર્ણ સૈન્યને ઉત્તરનો પ્રાણ બચાવવા જવાની આજ્ઞા કરતાં કહ્યું કે, " હે સૈનિકો ! તમે સત્વર જઇને કુમાર જીવતો છે કે નહિ તે મ્હને કહાવી મોકલો. મ્હારા ધારવા પ્રમાણે, તે એક વ્યંડળને સારથિ તરીકે લઇને રણસંગ્રામમાં ગયેલો હોવાથી જીવતો પણ નહિ રહ્યો હોય." એ પ્રમાણે મહારાજા વિરાટે બહુજ અફ્-સોસ કરવા માંડયો, ત્યારે સભામાં બેઠેલા કંકઋષિ, વિરાટ મહારાજાના વચનો સાંભળીને જરા હાસ્યયુક્તવદને બોલ્યા, હે મહારાજ ! આજે બૃહન્નલાએ કુમારનું સારથીપણું સ્વીકાર્યું છે, તો કોઇની પણ મગદુર નથી કે આપની ગાયોનું હરણ કરી જાય, અને આપના કુમારનો વાંકો

વાળ પણ કરે. માટે આપ નિશ્ચિંત થાઓ."

એટલામાં દુતોએ રાજસભામાં આવીને, રાજકુમાર ઉત્તરના વિજય સમાચાર આપ્યાં. તે સાંભળીને મંત્રીએ મહારાજાને કહ્યું, "મહારાજ ! રાજકુમાર ઉત્તર કૌરવોનો પરાજય કરી અને આપણી ગાયોને પાછી વાળી સારથી સહિત ક્ષેમકુશળ પાછા પધારે છે. તે સાંભળી કંકે કહ્યું, "મહારાજ ! આજે ભાગ્યબળે કૌરવોનો પરાજય કરી જે અદ્ભુત શક્તિ બતાવી છે તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી. કારણ કે બૃહન્નલા જેનો સારથિ થાય છે, તે કદી પણ વિજય મેળવ્યા સિવાય રહેતું જ નથી."

વિરાટ મહારાજે પ્રસન્નતાથી આ શુભસમાચાર લાવનાર દુતોને ઈનામ આપ્યું, અને મંત્રીને આજ્ઞા કરી કે, "તમે હમણાંજ આખા શહેરને ધજા પતાકા અને હાર તોરણોથી શણગારો, અને બ્રાહ્મણોને આપણા ઇષ્ટદેવનું યથાવિધિ પૂજન કરવાને કહો. ત્યાર પછી અસંખ્ય યોદ્ધાઓ, અલંકૃત ગણિકાઓ, બાલકો, બાલિકાને તેડીને ઉત્તરની સ્હામા જાઓ. નગરમાં રાજકુમારના વિજયની દાંડી પીટાવો, અને ઉત્તરાને બીજી સઘળી રાજકન્યાઓને લઇને ઉત્તરની સ્હામે જવાને કહો."

મહારાજાની આજ્ઞા થતાંજ શહેરને શણગારવામાં આવ્યું, ઠેરઠેર ધજાપતાકાઓ બાંધી દીધા. પુરવાસીઓએ પણ આનંદનો લાભ લઈ પોતાનાં બારણાઓ આગળ આસોપાલવ અને પુલના હાર બાંધીને પોતાનો આનંદ પ્રદર્શિત કર્યો. નગરમાં સઘળે ઠેકાણે ભેરી, તુરી, શંખ, અને અન્યાન્ય મધુર વાદ્યધ્વનિ વાગવા માંડયા. સકળ અમલદાર વર્ગને સાથે લઇને મંત્રી રાજકુમારની સ્હામા ગયા. અસંખ્ય પુરવાસીઓ પણ તેમાં મળ્યા, અને સઘળા નગરના દરવાજા આગળ આવી પહોંચ્યા. આ વખતે મત્સ્યરાજે પ્રફુલ્લચિત્તે સૈરિંદ્રીને બોલાવીને કહ્યું કે, "હે સૈરિંદ્રી ! હવે જરા પાસા લાવ. હું અને કંક થોડીવાર દ્યુતક્રીડા કરીયે." કંકરૂપી

યુધિષ્ઠિર તે સાંભળીને બોલી ઉઠયા કે, "મહારાજ! દુષ્ટ અને ધુર્તની સાથે ક્રીડા કરવી એ નીતિશાસ્ત્રથી વિરૂદ્ધ છે. આજે આપ અતિશય ખુશાલીમાં છો માટે આ ક્ષણે દ્યુત રમવું નિતાંત અનુચિત છે. છતાં પણ જો આપની તીવ્ર ઇચ્છા હોય તો રમવામાં મ્હને કાંઈ વાંધો નથી."

દ્યુત આરંભ થયો. વિરાટરાજા અને કંક સ્હામસ્હામાં બેઠા, અને પાશા નાંખવા લાગ્યા. રાજાની ખુશાલીનો પાર નહોતો. ત્હેમણે પુત્રનાં વખાણ કરતાં યુધિષ્ઠિરને કહ્યું કે, "કંક! આજે મ્હારા પુત્રે મહાવીર કૌરવને રણમાં પસ્તસ્ત કર્યા છે. આજના જેવા આનંદનો બીજો કયો પ્રસંગ હોય? મ્હારો પુત્ર આટલો બધો યુદ્ધ વિશારદ થયો છે, તેની મ્હને ખબરજ નહોતી." વિરાટરાજને આ પ્રમાણે પુત્રનાં વખાણ કરતાં સાંભળીને સ્પષ્ટવક્તા મહાત્મા યુધિષ્ઠિરે કહ્યું, "મહારાજ! જેનો બૃહન્નલા સારથિ થાય છે, ત્હેનો સંગ્રામમાં અવશ્ય જયજ થાય છે." વિરાટ મહારાજા યુધિષ્ઠિરનું વાકય સાંભળીને ક્રોધથી અધીરા થઇ ગયા. તે ગુસ્સામાં કહેવા લાગ્યા કે, "હે કંક! ત્હમે મ્હારા પુત્રની પ્રશંસા ન કરતાં વારંવાર એ વ્યંડળની પ્રશંસા કર્યા કરો છો, ત્હમને બોલવા ન બોલવાનું ભાન નથી, તેથી ત્હમે આજે મ્હારૂં પણ અપમાન કરો છો, ત્હમે મ્હારાથી મ્હોટા હોવાથી આટલી વખત જવા દઉં છું. પરંતુ જો જીવનની ઇચ્છા હોય તો હવે પછી આવું બોલશો નહિ." આટલું કહેવા છતાં પણ મહારાજા યુધિષ્ઠિરે પ્રત્યુત્તર આપ્યો, "મહારાજ! ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય અને દ્રોણાચાર્ય જેવા મહારથીઓ રણભુમિમાં હોવાથી બૃહન્નલા સિવાય બીજો કોઇ પણ યુદ્ધ કરી શકેજ નહિ. જે માણસ સમસ્ત દેવ, દાનવ, અને માનવને પરાભવ કરવાને સમર્થ છે, ત્હેની સાહાય વિના કોણ વિજય મેળવી શકે એમ છે?"

વિરાટરાજાને કંકને આ પ્રમાણે ઉત્તરોત્તર વ્યંડલ બૃહન્નલાની પ્રશંસા કરતા જોઇને બહુજ ક્રોધ ચડયો. ત્હેમણે કંકનો તિરસ્કાર કર્યો, અને ક્રોધાવેશમાં ત્હેમના માથામાં પાશા માર્યા. પાશાના આઘાતથી કંકની નસકોરી

ફુટી, અને નાસિકામાંથી રૂધિરની ધારા વહેવા લાગી. કંકે સાવચેતીથી રૂધિરને નીચે ન પડવા દેતાં પોતાના હાથમાં ઝીલી લીધું, અને પાસે ઉભેલા દ્રૌપદી સ્હામું દષ્ટિપાત્ કર્યો. દ્રૌપદી ત્હેમના મનનો વિચાર સ્હમજી ગયાં, અને તરતજ એક જળપૂર્ણ સુવર્ણ પાત્રમાં રૂધિર ઝીલી લીધું. એટલામાં રાજકુમાર ઉત્તરના, બૃહન્નલા સાથે બારણા આગળ આવી પહોંચ્યાના વધામણા આવી, અને વિરાટરાજાએ તે બન્નેને સભામાં લાવવાનો હુકમ કર્યો. તે સાંભળી ધર્મરાજ યુધિષ્ઠિરે દરવાનના કાનમાં કહ્યું કે તું એકલા ઉત્તરનેજ અહિંયા લાવજે. ભુલેચુકે પણ બૃહન્નલાને લાવીશ નહિ; કારણ કે જો તે આવશે તો આજે મહારાજની જીંદગી જોખમમાં આવી પડશે. માટે સાવધાનતાથી બૃહન્નલાને વિદાય કરી ફક્ત ઉત્તરનેજ સભામંડપમાં બોલાવી લાવ". અર્જુને પ્રતિજ્ઞા કરી છે કે 'સંગ્રામ સિવાય બીજો કોઈ પણ માણસ જો મહારાજા યુધિષ્ઠિરના શરીરમાંથી રૂધિર કાઢે તો ત્હેને જીવતો રહેવા દેવો નહિ!' એટલા માટે મહાત્મા યુધિષ્ઠિરે અર્જુન સભામંડપમાં ન આવે એવો ઘાટ રચ્યો. જો અર્જુન સભામાં આવે તો વિરાટરાજાના પ્રાણ પણ બચે નહિ એ નિઃસંદેહ છે.

ઉત્તરે મંડપમાં આવી પિતાજીને પ્રણામ કર્યાં, અને ત્યાર પછી કંકને પગે લાગવાને ત્હેમની પાસે ગયો, તો કંકને ઉપરોક્ત વિચિત્ર સ્થિતિમાં જોયા. સૈરિંદ્રી ત્હેમની શુશ્રુષા કરતી હતી નાસિકામાંથી હજુ રૂધિર બંધ થયું નથી. તેથી મહાત્મા કંક નીચું મુખ રાખીને જમીન ઉપર બેઠા. મહારાજા યુધિષ્ઠિરની આ સ્થિતિ જોઇને ઉત્તર આકુળવ્યાકુળ થઈ ગયો, અને પોતાના પિતાને કહેવા લાગ્યો કે, "હે પિતાજી! આમને કોણે પ્રહાર કર્યો? આ કઠોર કર્મ કરી સર્વ નાશનું દ્વાર કોણે ઉઘાડ્યું?" વિરાટે કહ્યું, "વત્સ! ત્હારો વિજય થવાથી હું ત્હારી પ્રશંસા કરતો હતો પરંતુ આ કુટિલ બ્રાહ્મણ તેને અનુમોદન ન આપતાં વ્યંઢલ બૃહન્નલાની પ્રશંસા કરવા લાગ્યો; તેથી મ્હને ક્રોધ થયો અને એને મ્હારા હાથેજ મારવો પડ્યો." એ સાંભળીને ઉત્તરે ભયભીત થઇને કહ્યું, "મહારાજ!

આપે એક મહાન્ અન્યાય કર્યો છે. હમણાંજ એને પ્રસન્ન કરો, નહિ તો દારૂણ બ્રહ્મવિષથી સમસ્ત કુટુંબનો વિનાશ થશે, એ નક્કી સમજજો." પુત્રનુ વચન સાંભળીને વિરાટ મહારાજાને આમ ક્ષમા માગતો જોઇને મહારાજા યુધિષ્ઠિરે કહ્યું, મહારાજ! મ્હેં ઘણી વાર ક્ષમા કરી છે, મ્હને લેશ માત્ર પણ ક્રોધ નથી. જો મ્હારૂં રૂધિર ભોંય ઉપર પડયું હોત તો જરૂર આપનો વિનાશ થાત. અને રાજ્ય ઉપર પણ મહાન વિપત્તિ આવી પડત. આપે મને વિના અપરાધે પ્રહાર કર્યો છે છતાં પણ હું આપનો અપરાધ મનમાં લાવતો નથી—એ તો પ્રસિદ્ધ નિયમ જ છે કે મહા બળવાન્ સ્વામી સહસા આશ્રિત ઉપર ક્રોધ કરી બેસે છે.

મહારાજા યુધિષ્ઠિરની નાસિકામાંથી રૂધિર બંધ થયું, એટલે બૃહન્નલાએ સભામાં આવીને વિરાટરાજ અને કંકને પ્રણામ કર્યાં. મત્સ્યરાજે બૃહન્નલાને અભિનંદન કર્યું અને ત્હેની સમક્ષજ ઉત્તરની પ્રશંસા કરતાં કહેવા લાગ્યા કે "હે વત્સ! ત્હારાથીજ હું પુત્રવાન થયો છું. ત્હારા જેવો પુત્ર બીજો છે નહિ અને થશે પણ નહિ. ત્હેં કેવી રીતે ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય વગેરે મહારથીઓ સાથે સંગ્રામ કર્યો? તું આ મહાન કાર્ય પાર પાડશે એવી મ્હને લેશ માત્ર પણ આશા નહોતી." તે સાંભળીને ઉત્તરે કહ્યું, "હે પિતાજી! મ્હેં પોતે એ સકળ વિપક્ષીઓનો પરાજય કરી ગાયો પાછી વાળી નથી, એક દેવપુત્રે એ બધું કર્યું છે. મ્હેં કૌરવોનું મહત સૈન્ય જોઇને ભયભીત થઈ પલાયન કરવા માંડયું, ત્યારે તે દેવપુત્રે મ્હને તેમ કરતાં અટકાવીને, રથમાં બેસાડી, કૌરવોનો પરાજય કર્યો અને આપણી ગાયોને પાછી વાળી." વિરાટરાજાએ ઉત્તરનું વાકય સાંભળીને કહ્યું, "હે પુત્ર! જે દેવપુત્રે કૌરવોથી આપણી ગાયોની અને ત્હારી રક્ષા કરી તે કયાં છે.' ઉત્તરે કહ્યું, "હે પિતાજી! તે આ સમયે અન્તર્ધાન થઇ ગયા છે. કાલે અથવા પરમ દિવસે પાછા આવિર્ભૂત થશે" તે વખતે વિરાટરાજા ગુપ્તવેશી મહાવીર અર્જુનનું વૃત્તાંત જાણી શક્યા

નહિ. ત્યાર પછી મહા વીર અર્જુનને વિરાટરાજાની આજ્ઞા પ્રમાણે ઉત્તરા પાસે જઇને પેલા રંગબેરંગી અમુલ્ય વસ્ત્રો આપ્યાં. રાજપુત્રી ઉત્તરા મહા મૂલ્યવાન વિવિધ નૂતન વસ્ત્રો જોઇને બહુજ આનંદ પામી.

આ પ્રમાણે પાંડવો, બાળક જેમ માતાના ગર્ભમાં રહે તેવી રીતે, વિરાટનગરમાં પરમ સુખથી રહ્યા. ધનંજયે વિરાટ પુત્રની સાથે વિચાર કરી ધર્મરાજ યુધિષ્ઠિરને સમસ્ત હકીકત નિવેદન કરી. આખરે ઉત્તરને મ્હોડે પાંડવોનો યથાર્થ પરિચય, અને અર્જુને કરેલા કૌરવોના પરાભવની વાત સાંભળી વિરાટરાજાએ 'કેવું સૌભાગ્ય!' 'કેવું સૌભાગ્ય!' એમ બોલતાં બોલતાં પાંચે પાંડવોને બોલાવી આનંદભેર આલિંગન કર્યું, અને મહારાજા યુધિષ્ઠિરનો યથાવિધિ આદર સત્કાર કરી દંડ, કોષ અને નગરસહિત સમસ્ત રાજ્ય અર્પણ કર્યું. આ પ્રમાણે તેમને પ્રસન્ન કરીને બડી ધામધુમથી અર્જુન-પુત્ર અભિમન્યુ સાથે પોતાની કન્યા ઉત્તરાનું લગ્ન કર્યું.

———:o:———

# શ્રીકૃષ્ણ માહાત્મ્ય.

[ શ્રીકૃષ્ણ નીતિકથાનું કેન્દ્રસ્થાન–દ્રૌપદીના સ્વયંવર વખતે થતા કજીઆનો કૃષ્ણે કરેલો અટકાવ–જરાસંધનો નાશ–શિશુપાલવધ–પાંડવ કૌરવની કૃષ્ણની સહાય માગવી–કૃષ્ણનું નિષ્પક્ષપાતપણું–કૃષ્ણનું કૌરવ પાંડવ વચ્ચે સંધિ કરાવવા વિષ્ટિએ જવું–કૃષ્ણનું અપમાન–કૃષ્ણનો ધૃતરાષ્ટ્રને બોધ–ધૃતરાષ્ટ્રના કહેવાથી કૃષ્ણની દુર્યોધનને શિખામણ–દુર્યોધનની ઉદ્ધતાઇ–કૃષ્ણનો સભાસદોને ઉપદેશ–દુર્યોધનનો કૃષ્ણનો વિનાશ કરવાનો વિચાર–કૃષ્ણનું યુદ્ધનું આમંત્રણ કરી સભામાંથી ચાલ્યા જવું–ઉપસંહાર. ]

શ્રીકૃષ્ણ સર્વગુણાલંકૃત સનાતન આદિ પુરૂષ હતા. તેઓએ દ્વાપરયુગમાં ધર્મદ્વેષી પાપાસક્ત અસુર જેવા રાજાના અત્યાચારમાંથી પૃથિવીને મુક્ત કરવાને આ અવનિ ઉપર અવતાર લીધો હતો, એવો ભક્ત હિંદુઓનો દૃઢ વિશ્વાસ છે. અર્જુન પણ એમના અંશરૂપ મનાય છે, અને બન્ને નારાયણરૂપે પૂજાય છે. મહાભારતમાં પણ અર્જુન અને કૃષ્ણને નરનારાયણરૂપે વર્ણવેલા છે, પરંતુ અમે આ પ્રબંધ શ્રીકૃષ્ણ પરમાત્માની અમાનુષી શક્તિનો ઉલ્લેખ ન કરતાં ત્હેમના આદર્શ મનુષ્યત્વનું વર્ણન કરીશું. ત્હેમના અસીમ ગુણોની નામાવલી નિર્ણય કરવાનું અસાધ્ય હોવાથી તેને માટે સંક્ષેપમાં ' મહાત્મ્ય ' શબ્દજ નિયોજ્યો છે. કૃષ્ણ મહાભારતના મુખ્ય આધાર, યુધિષ્ઠિર રૂપી ધર્મવૃક્ષના મૂળસ્વરૂપ છે, અને તેથીજ અમે પણ આ ' નીતિકથા ' ના કેન્દ્રસ્થાનમાં નીતિજ્ઞ ' અચ્યુત ' નીજ સ્થાપના કરીશું.

સુધાર પાઠકને મહાભારતના પ્રત્યેક પૃષ્ટમાં શ્રીકૃષ્ણ પરમાત્માના અપૂર્વ માહાત્મ્યનું દર્શન થાય છે. જ્યારે પાંચાળીના સ્વયંવર વખતે બ્રાહ્મણ વેશધારી અર્જુને મચ્છવેધ કર્યો અને દ્રુપદ મહારાજા અર્જુનને દ્રૌપદીનું કન્યાદાન આપવા તૈયાર થયા, ત્યારે અન્યાન્ય નિમંત્રિત ક્ષાત્રયો ક્રોધે ભરાયા, અને અર્જુન અને ભીમસેન સાથે ઘોરતર સંગ્રામ કરવાને તૈયાર થઇ ગયા; પરંતુ કોઇ પણ પાંડુપુત્ર અર્જુનનું તેજ સહન કરી શક્યું નહિ. તે વખતે તેઓ પરાસ્ત થયા, પરંતુ એટલેથી હિંમત ન હારી જતાં ફરીવાર ભીષણ સમરાનલ પ્રજવલિત કરવાની તૈયારી કરવા લાગ્યા. ત્યારે યદુવીર શ્રીકૃષ્ણે કહ્યું કે, “હે રાજાઓ! અર્જુને ન્યાયપૂર્વક દ્રૌપદીને સંપાદન કરી છે. ત્હમે યુદ્ધ કરવાનું બંધ રાખો.” તેજ વખતે અન્યાન્ય રાજાઓ મહાત્મા શ્રીકૃષ્ણનું ન્યાયયુક્ત વચન સાંભળીને શાંત પડી ગયા અને ભીષણ સમરાનલમાં અનેક ક્ષત્રિય વીરોના દેહ પ્રજ્વલિત થતાં બચી ગયા હતા.

જ્યારે મહારાજા યુધિષ્ઠિરે રાજસૂયજ્ઞ કરવાના વિચારથી શ્રીકૃષ્ણની સલાહ પૂછી, ત્યારે યજ્ઞ નિર્વિઘ્ને પરિપૂર્ણ કરવામાં મગધરાજ જરાસંઘનો સંહાર કરવાની આવશ્યકતા જણાઇ. આ દુરાત્મા જરાસંઘે, પોતાના બાહુબળથી મદાંધ થઇને મ્હોટા મ્હોટા છાસી રાજાઓને, પશુની પેઠે કારાગારમાં નાંખ્યા હતા, અને બીજા ચૌદ મળી આવેથી તે બધાને પશુપતિને બળીદાન તરીકે સમર્પણ કરવાનો વિચાર કર્યો હતો. દુરાત્માનો આ વિચાર શ્રીકૃષ્ણ પરમાત્માના જાણવામાં આવવાથી ભડવીર ભીમસેન દ્વારા ત્હેનો વિનાશ કરાવી પુણ્યાત્મા ક્ષત્રિય રાજાઓને મુક્ત કર્યાં.

વળી જ્યારે કુરૂવૃદ્ધ મહાપ્રાજ્ઞ અને શૌર્યશાળી ભીષ્મપિતામહે મહારાજા યુધિષ્ઠિરના રાજસૂયજ્ઞ વખતે સર્વાગ્રે કૃષ્ણનું પૂજન કરવાની સલાહ આપવાથી મહાત્મા સહદેવે ત્હેમની આજ્ઞા પ્રમાણે કૃષ્ણને યથાવિધિ અર્ઘ્ય પ્રદાન કર્યું, અને શ્રીકૃષ્ણ પરમાત્માએ પૂર્ણ પ્રસન્નતાથી વિધિ વિધાન પ્રમાણે તે ગ્રહણ કર્યું. પરંતુ ચેદિરાજ શિશુપાલથી આ દેખી ખમી શકાયું

નહિ, તેથી ત્હેણે સભામાંજ ભીષ્મ, દ્રોણ, યુધિષ્ઠિર વગેરેનો તિરસ્કાર કરી, મહાત્મા શ્રીકૃષ્ણને ગાળો દેવા માંડી. અલ્પ બુદ્ધિ શિશુપાલ, શ્રીકૃષ્ણ પરમાત્માનું મહાત્મ્ય જાણવાને અસમર્થ હોવાથી, ત્હેમની બહુબહુ પ્રકારે નિંદા કરવા લાગ્યો, અને આખરે ક્રોધાંધ થઇને શ્રીકૃષ્ણને યુદ્ધ કરવાનું આમંત્રણ કર્યું. ત્યારે શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાના સુદર્શન ચક્રથી ત્હેનું મસ્તક છેદી નાંખ્યું, અને દુરાત્મા શિશુપાલના ધડ મસ્તક સિંહાસન ઉપરથી નીચે પડયાં. દુષ્ટનું દમન કરી, શિષ્ટ સાધુ પુરૂષોનું રક્ષણ કરવું એજ શ્રીકૃષ્ણ પરમાત્માના જીવનનો એક પ્રધાન ઉદ્દેશ હતો.

શ્રીકૃષ્ણે ધર્મરાજ યુધિષ્ઠિરના ધર્મરાજ્યમાં પ્રતિષ્ઠા કરીને ત્હેમનો સમ્રાટપદે અભિષેક કર્યો. પરંતુ દુષ્ટ બુદ્ધિ દુર્યોધને હિંસા અને દ્વેષને વશ થઇને, પાંડવોને કપટદ્યુતમાં પરાસ્ત કરવાનો વિચાર કર્યો, અને પાંડવોને વનવાસના અસહ્ય દુઃખથી નિસ્તેજ અને બળહીન કરીને ત્હેમનો મહેલાતથી ધ્વંશ કરીને સસાગરા પૃથ્વિના અધિશ્વર થવાની ઇચ્છા કરી. પરંતુ જેને ધર્મની સહાય છે ત્હેનું કોણ અનિષ્ટ કરી શકે એમ છે? ધર્મનું રક્ષણ કરવાને અવતરેલા શ્રીકૃષ્ણ પરમાત્મા પોતે જેની સહાયતામાં છે, ત્હેમનો અસીમ પ્રભાવ કોણ સહન કરી શકે? પાંડવો પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે બાર વર્ષ વનવાસમાં રહી તેરમે વર્ષે ગુપ્ત રહ્યા અને ત્યારબાદ વિરાટ રાજાની સભામાં પ્રગટ થયા. શ્રીકૃષ્ણ પરમાત્મા ત્હેમને ત્યાં આગળ મળવા ગયા, અને તે વખતે ફરીથી રાજ્ય કેવી રીતે સંપાદન કરવું તે વિષયની ચર્ચા ચલાવી. આખરે દુર્યોધન મહારાજા યુધિષ્ઠિરને અડધું રાજ્ય આપે એવી સંધી કરવાને કોઇ કુશળ બ્રાહ્મણને વિષ્ટિ કરવાને મોકલવાનો ઠરાવ થયો. સભામાં બેઠેલા સઘળાએ શ્રીકૃષ્ણ પરમાત્માના વિચારને અનુમોદન આપ્યું, અને તે પ્રમાણે દ્રુપદરાજાએ મહારાજા યુધિષ્ઠિર તરફથી પોતાના પ્રજ્ઞાશાળી વયોવૃદ્ધ કુળ ગુરૂને કૌરવોની પાસે મોકલ્યા.

ત્યાર પછી શ્રીકૃષ્ણ, કૌરવ અને પાંડવો સાથે પોતાનો સરખો સંબંધ હોવાથી પક્ષપાત થતો અટકાવવાને યાદવો સાથે દ્વારકાં ગયા

દુર્યોધનનો સંગ્રામ કરવાનો જ વિચાર જણાયાથી પાંડવોએ દેશો દેશ પોતાના દૂતો મોકલી આપ્યા, અને અર્જુન પોતે શ્રીકૃષ્ણ પરમાત્માને તેડવાને દ્વારકાં ગયો. આ સમાચાર એક ગુપ્ત દૂત મારફતે દુર્યોધનને પહોંચ્યા, તેથી તે પણ તેજ વખતે યાદવોને પોતાના પક્ષમાં લેવાને પાણીદાર અશ્વો વાળા રથમાં બેસીને દ્વારકાં જવા નિકળ્યો, અને બન્ને વીરો—અર્જુન અને દુર્યોધન એકજ દિવસે દ્વારકાં આવી પહોંચ્યા. ભગવાન્ વાસુદેવ તે વખતે સુતા હતા. પહેલાં દુર્યોધન ત્હેમના શયન ગૃહમાં પ્રવેશ કરી ત્હેમના મસ્તક પાસે બેઠો. તે પછી અર્જુન પણ શયન ગૃહમાં ગયો, અને પરમ આદર અને ભક્તિભાવપૂર્વક શ્રીકૃષ્ણને પ્રણામ કરી ત્હેમના પગ આગળ બેઠો. ત્યાર પછી શ્રીકૃષ્ણે જાગૃત થઇને પહેલાં ધનંજયને અને ત્યાર પછી દુર્યોધનને જોઇને ત્હેમનું યથાવિધિ સ્વાગત કરીને કુશળ વાર્તા પૂછી આવવાનું કારણ પૂછ્યું.

દુર્યોધને હસતાં હસતાં કહ્યું, "હે યાદવ! આ ઉપસ્થિત યુદ્ધમાં આપને સાહાય આપવી પડશે. જો કે ત્હમારી સાથે અમારા બન્નેનો સમાન સંબંધ અને પ્રેમ છે તથાપિ હું પહેલાં આવ્યો છું સાધુ પુરૂષો પહેલા આવેલાનોજ પક્ષ ગ્રહણ કરે છે. આપ સાધુ પુરૂષમાં શ્રેષ્ઠ અને માનનીય છો, માટે એ સદાચારનું પરિપાલન કરો."

શ્રીકૃષ્ણે કહ્યું, "હે કુરૂવંર! આપ પહેલાં આવ્યા છો, તે વાતમાં હું લેશ માત્ર પણ શંકા કરતો નથી; પરંતુ મ્હેં પહેલાં અર્જુનને જોયો છે. માટે હું ત્હમને બન્નેને સાહાય કરીશ. પરંતુ પહેલાં ન્હાનાની માગણી સ્વીકારવાનો પ્રસિદ્ધ નિયમ હોવાથી પહેલાં અર્જુનની માગણી સ્વીકારવી પડશે." એમ કહી ભગવાન્ શ્રીકૃષ્ણે ધનંજયને કહ્યું કે, "હે કૌંતેય! હું પહેલાં ત્હમારી માગણી સ્વીકારીશ. મ્હારા જેવાજ—મ્હારો બરાબરીઓ નારાયણ નામે વિખ્યાત ધનુર્ધર ગોપ સમસ્ત યાદવ સૈન્ય સાથે એક તરફ રહેશે અને બીજી તરફ હું એકલો—સમરપરાઙ્મુખ અને નિશસ્ત્ર રહીશ. માટે એ બેમાંથી જે પક્ષની સ્હાયતા જોઇતી હોય તે ખુશીથી માંગી લો."

ભગવાન્ શ્રીકૃષ્ણ, દુર્યોધનના અધર્માચરણ અને દુષ્ટ વિચારો સારી રીતે જાણતા હતા, અને તેથી તેઓ પાપી દુર્યોધનનો તિરસ્કાર કરી ત્હેને પાછો કાઢી શકયા હોત-વળી તે ઉપરાંત દુષ્ટ દુર્યોધન તરફ કોઇ પણ પ્રકારનો સદાચાર બતાવવાની પણ આવશ્યકતા નહોતી, છતાં પણ કૌરવ અને પાંડવો સાથે પોતાને સરખો સંબંધ હોવાથી અને કૌરવોએ કદિપણ મર્યાદાનું ઉલ્લંઘન કરીને યાદવો સાથે ગેરવર્તણુંક નહિ ચલાવેલી હોવાથી તેઓ તેમ કરી શકયા નહિ, અને લોક શિક્ષાનો વિચાર કરી સામાજીક પ્રથાના અનુરોધથી વ્યકિતગત મનોભાવ સંવરણ કરીને બન્ને પક્ષને સાહાય્ય કરવાનું વિચાર્યું, એટલુંજ નહિ પરંતુ, કોઇપણ ત્હેમને માથે પક્ષપાતી થવાનો આરોપ ન ચડાવે તેથી પોતે એ મહાન્ યુદ્ધમાં નિશસ્ત્ર રહેવાની પ્રતિજ્ઞા કરી.

શ્રીકૃષ્ણ પરમાત્મા, યુદ્ધ સમયે નિશસ્ત્ર રહેશે એમ જાણ્યા છતાં પણ અર્જુને ત્હેમને માગી લીધા. તે વખતે દુર્યોધન પોતાને વણ માગે અપુર્વ સૈન્ય મળી આંવવાથી, અને શ્રીકૃષ્ણ પરમાત્મા સમસ્ત યુદ્ધમાં આયુદ્ધ ધારણ કરવાના નહિ હોવાથી, બહુજ આનંદ પામવા લાગ્યો. દુર્યોધન શ્રીકૃષ્ણને અપૂર્વ વીર્યશાળી જાણતો હતો; અને તે ઉપરાંત પાંડવો સાથે ત્હેમને ગાઢ મિત્રતા છે તે પણ જાણતો હતો. પરંતુ તેઓ સ્વયં ભગવાન્ છે, અને પૃથ્વિનો ભાર ઉતારવાને અવતર્યા છે, એમ માનતો નહોતો. શકુનિ અને અન્યાન્ય કૌરવો પણ શ્રીકૃષ્ણને ભગવાન્ તરીકે માનતા નહોતા. આથી દુર્યોધન, નિશસ્ત્ર અને સમર-પરાઙ્મુખ કૃષ્ણને બદલે મ્હોટી સેના મળવાથી 'હુંજ જીત્યો છું' એમ વિચાર કરીને કાંચનને બદલે કાચના કટકા મેળવીને પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો. પરંતુ અર્જુન શ્રીકૃષ્ણ પરમાત્માનો પરમ ભકત અને ઉપાસક હતો. તે શ્રીકૃષ્ણ પરમાત્માનું મહાત્મ્ય સારી પેઠે જાણતો હતો અને તે ઉપરાંત પોતે એક અદ્વિતીય વીરપુરૂષ હતો તેથી તે શ્રીકૃષ્ણ પરમાત્માનું સારથીપણું સ્વીકરાવીનેજ પોતાને કૃતાર્થ થયેલો, અને પોતાનો જ વિજય થશે એમ માનવા લાગ્યો.

સાર પછી અર્જુન શ્રીકૃષ્ણ પરમાત્માને સાથે તેડી મહારાજા યુધિષ્ઠિર પાસે આવી પહોંચ્યા.

આ તરફ દ્રુપદ રાજાના પુરોહિતે કૌરવ સભામાં જઇને મહારાજા ધૃતરાષ્ટ્રને પાંડવોના પ્રસિદ્ધ થવાના અને ત્હેમણે કહાવેલા સંધી કરવાના સમાચાર કહ્યા; પરંતુ દુર્યોધન કોઇ પણ પ્રકારે સંધી કરવાને ઇચ્છતો નહિ હોવાથી પોતાના પ્રિય શિષ્ય સંજયને વિરાટ નગરમાં મોકલ્યો. સંજયે વિરાટ નગરમાં આવીને દુર્બુદ્ધિ દુર્યોધનનો યુદ્ધ કરવાનો વિચાર નિવેદન કર્યો. તે પછી પણ મહારાજા યુધિષ્ઠિરે કૌરવ–પાંડવ યુદ્ધ અવશ્યંભાવી જાણવા છતાં પણ, પોતાના ઉદાર ચરિત્રથી વિવિધ સદુપદેશપૂર્વક ફરીથી સંધી કરવાને સંજયને કહ્યું. મહારાજા યુધિષ્ઠિરની ઇચ્છા પ્રમાણે સંજય ફરીથી હસ્તિનાપુર ગયો, અને ધૃતરાષ્ટ્રને ધર્મરાજાના વિચારો કહી સંભળાવ્યા. અંધરાજ તે સાંભળીને વિચાર સાગરમાં ડુબી ગયો. તે બહુ બહુ વિચારો કરવા લાગ્યો, પરંતુ કાંઈ પણ ઉપાય સૂઝ્યો નહિ. આખરે અધિરા થઇને ચિત્તને શાંત પાડવા વિદુરજીને બોલાવ્યા. ઉભય કુળનું હિત ઇચ્છનાર મહાત્મા વિદુર મહારાજા ધૃતરાષ્ટ્રના દુઃખનું કારણ જાણતા હતા. તેથી વિવિધ કથાઓ કહીને ત્હેમના ચિત્તને થોડીવાર શાંત કર્યું; પરંતુ તે છતાં પણ મહારાજા ધૃતરાષ્ટ્ર પાસે આવતા પ્રલયાગ્નિને શાંત કરવાને ઉપાય શોધી શકયા નહિ. તેઓ દુર્યોધનના પાપાચરણને માટે પરતાવો કરવા લાગ્યા; પરંતુ તે પોતાનું કહ્યું માને તેમ નહિ હોવાથી મનમાંને મનમાંજ બળીને ખાખ થવા લાગ્યા. તે વખતે પરમ તત્ત્વ મહર્ષિ સનત્કુમાર ત્હેમની પાસે આવ્યા છે; અને ત્હેમની સાથે નાના પ્રકારનો વાર્તા વિનોદ કરીને ત્હેમનું ચિત્ત પ્રફુલ્લિત કર્યું છે.

ત્યારપછી મહાત્મા શ્રીકૃષ્ણ, કૌરવ પાંડવોનું યુદ્ધ અનિવાર્ય જાણવા છતાં પણ ઉભયકુળનું હિત કરવાના હેતુથી, પોતે સંધી કરવાને કૌરવ સભામાં જઇને મહારાજા ધૃતરાષ્ટ્ર અને ભીષ્મ, દ્રોણ વગેરે વયોવૃદ્ધ સભાસદોને અભિવંદન કર્યું. મહારાજા ધૃતરાષ્ટ્રે ત્હેમનું પરમ આદર સત્કાર

પૂર્વક અર્ઘપાદ્ય પૂજન કર્યું. ત્યાર પછી થોડીવાર કૌરવો સાથે સંબંધોચિત હાસ્ય પરિહાસ અને વાર્તાવિનોદ કરીને વિદુરજીને ઘેર ગયા. વિદુરજીએ હર્ષથી ત્હેમને આલિંગન કર્યું અને કુશળ સમાચાર પૂછ્યા. શ્રીકૃષ્ણ પરમાત્મા વિદુરજીના અકૃત્રિમ સ્નેહ અને અનુરાગથી મુગ્ધ થઇ, ત્હેમના અતિથિ સત્કારથી પરમ સંતુષ્ટ થયા. ત્યારપછી કુન્તાજીને મળ્યા. પુત્ર વત્સલા કુન્તાજીએ ઘણા લાંબા સમય પછી શ્રીકૃષ્ણનાં દર્શન થવાથી, અતિશય પ્રેમ અને મમતાથી પાંડવોના કુશળ સમાચાર પૂછ્યા, અને ત્હેમના રાજ્ય–નાશ અને વનવાસના દુઃખોનું સ્મરણ કરી થોડીવાર ચિંતા ગ્રસ્ત થઇ ગયાં. ત્યારપછી એકદમ જુસ્સામાં આવી પોતાના પુત્રોનું પોતાના બાહુબળથી રાજ્ય સંપાદન કરવાને કહેવા કહ્યું; પરંતુ બીજીજ ક્ષણે દ્રૌપદીની દુર્દશા અને અપમાન યાદ આવવાથી શોકાતુર થઇ ગયાં. ત્યાર પછી શ્રીકૃષ્ણ પરમાત્મા કુન્તાજીને અનેક રીતે આશ્વાસન આપીને દુર્યોધનની સભામાં ગયા. દુર્યોધને ત્હેમની વિવિધ ઉપચારથી પૂજા કરીને ભોજન કરવાનું નિમંત્રણ કર્યું. પરંતુ સ્પષ્ટવક્તા શ્રીકૃષ્ણ સમુચિત કારણ બતાવીને ત્હેમનું નિમંત્રણ સ્વીકાર્યું નહિ. ત્યારપછી વિદુરજીને ઘેર જઇને અતિ પવિત્ર વિવિધ સુમિષ્ટ અન્ન પાણી ગ્રહણ કરીને પરમ સુખમાં તે રાત ત્યાંજ વ્યતિત કરી. વિદુરજી શ્રીકૃષ્ણને કૌરવ સભામાં આવવું અનુચિત અને નિષ્ફળ જણાવી શોક પ્રદર્શિત કરવા લાગ્યા. તે વખતે શ્રીકૃષ્ણે વિદુરજી પાસે ત્હેમના દૌત્ય કાર્યનું જે વર્ણન કર્યું છે, તેમાં શ્રીકૃષ્ણનું યથાર્થ મહત્વ દૃષ્ટિગોચર થાય છે.

દૌત્ય કાર્ય કરવાને તૈયાર થઇ મહાત્મા વાસુદેવ આ પ્રમાણે પહેલે દિવસે હસ્તિનાપુરમાં આવી સર્વેને મળીને કુશળ સમાચાર પૂછી બીજે દિવસે સ્હવારમાં પોતાના પ્રાતઃકૃત્યથી પરવારી કૌરવ સભામાં જવાની તૈયારી કરવા લાગ્યા. ત્યારપછી દુર્યોધન અને શકુનિ શ્રીકૃષ્ણને તેડવાને આવ્યા એટલે તેમણે વાક્યથી ત્હેમને અભિનંદન કરીને, બ્રાહ્મણોને ગાય, હરિણ્ય અને વિવિધ રત્નો આપી પોતાના સારથિ દારૂકને રથ લાવવાને

આજ્ઞા કરી. અવિલંબે દારૂક દિવ્ય રત્ન જડિત સુશોભિત રથ લઇને આવી પહોંચ્યો. તે જોઇને શ્રીકૃષ્ણ અગ્નિ અને બ્રાહ્મણની પ્રદક્ષિણા કરી, અમૂલ્ય વસ્ત્રાલંકાર અને કૌસ્તુભમણિ ધારણ કરી ધર્મવેત્તા વિદુરજી સાથે રથમાં બેઠા. ત્હેમની પાછળ અન્યાન્ય કૌરવો અને યાદવો, કોઇ રથમાં, કોઇ હાથીપર, તો કોઇ અશ્વ ઉપર સ્વારી કરી ચાલવા લાગ્યા, અને સઘળા સભામંડપ તરફ પ્રયાણ કરવા લાગ્યા.

મહાત્મા મધુસુદન, ચાલતાં ચાલતાં, રાજપથ ઉપર આવી પહોંચ્યા. તે વખતે શંખ, દુંદુભિ, વગેરે અનેક પ્રકારનાં વાજીંત્રો વાગવા લાગ્યાં. સિંહસમાન વિક્રમશાળી યાદવો ત્હેમના રથની ચારે તરફ ચાલવા લાગ્યા. લોકોનાં ટોળે ટોળાં શ્રીકૃષ્ણ પરમાત્માના દર્શન કરવાને તલપાપડ થઇ રહ્યા હતા. તેઓ શ્રીકૃષ્ણનાં દર્શન કરી પોતાને કૃતાર્થ થયેલા માનવા લાગ્યા. આ પ્રમાણે મહાત્મા દેવકીનન્દન પૂર્ણ ઠાઠથી કૌરવ સભામાં આવી પહોંચ્યા. સભા મંડપમાં પગ મૂકતાંની સાથેજ મહારાજા ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, દ્રોણાદિ આદરપૂર્વક ત્હેમની સ્હામે ગયા, અને સભામાં બેઠેલા અન્યાન્ય કૌરવો અને ભૂપતિઓ ઉભા થઇ ગયા. ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી રાજસભાની મધ્યમાંજ એક સુંદર સુવર્ણમય સિંહાસન ગોઠવી રાખેલું હતું. વાસુદેવે હાસ્યયુક્ત મુખે ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, દ્રોણ અને અન્યાન્ય ભૂપતિઓને પ્રણામ કર્યા. સમસ્ત ભૂપતિઓને અને કૌરવોએ પરમ આનંદપૂર્વક વિધિપુરઃસર સમાગત શ્રીકૃષ્ણ પરમાત્માનું પૂજન કર્યું.

મહાત્મા કૃષ્ણે સભામાં ઉભાં ઉભાં–અંતરીક્ષમાં નારદાદિ ઋષિ-મુનિઓને અવલોકન કરીને ભીષ્મને કહ્યું, “ શાન્તનું નંદન ! જુઓ, જુઓ, આ નારદાદિ ઋષિ મુનિઓ સભાનું દર્શન કરવાને અન્તરીક્ષમાં આવી ઉભા છે. આપ ત્હેમને યથાયોગ્ય આસન આપીને ત્હેમનો આદર-સત્કાર કરો. તેઓ જ્યાંસુધી આસન ઉપર બેસશે નહિ, ત્યાંસુધી કોઇ પણ બેસી શકશે નહિ માટે શીઘ્ર ત્હેમની પૂજા કરો. ” ત્યારે કુરુપિતામહ ભીષ્મે ઋષિમુનિઓને સભાના દ્વાર આગળ આવી ઉભેલા જોઇને ભૃત્યને

આસનો લાવવાની આજ્ઞા કરી. આજ્ઞા થતાંજ અનેક મણિકાંચનમય રત્ન સિંહાસનો લાવવામાં આવ્યાં. મહર્ષિઓ આસન ઉપર બેઠા પછી શ્રીકૃષ્ણ અને અન્યાન્ય રાજાઓ પણ પોતપોતાને આસને બેઠા. જેમ વારંવાર અમૃત પીવાથી તૃપ્તિ થતી નથી, તેમ મહાત્મા શ્રીકૃષ્ણનાં દર્શનથી કોઇપણ ધરાતું નથી. શ્રીકૃષ્ણના આવાગમનથી સભામંડપ પણ ઝગઝગી ગયો. સભામાં બેઠેલા સઘળા શ્રીકૃષ્ણ તરફ જોઇને નિસ્તબ્ધ થઇ ગયા. કોઇપણ બોલી ચાલી શકયું નહિ.

આ પ્રમાણે સકળ સભાસદોએ શાંત ભાવ ધારણ કર્યો એટલે મહાત્મા શ્રીકૃષ્ણ, વર્ષા ઋતુની મેઘ ગર્જનાની પેઠે ગંભીર શબ્દથી સભા મંડપને ગજાવી મૂકી મહારાજા ધૃતરાષ્ટ્રને સંબોધીને કહેવા લાગ્યા,:—

" હે કુરૂનંદન ! મ્હારા વિચાર પ્રમાણે કૌરવ પાંડવો વચ્ચે સંધી થવાથી અનેક વીર ક્ષત્રિયોના પ્રાણ બચશે, તેથી આજે હું ત્હમારી પાસે આવ્યો છું. આપને કોઇપણ પ્રકારનો ઉપદેશ આપવાની આવશ્યકતા નથી. જે કાંઇ જાણવાનું છે તે સમસ્ત ત્હમે જાણો છો. ત્હમે કુળ, વિદ્યા, સદાચાર વગેરે સર્વ ગુણસંપન્ન અને શ્રેષ્ઠ છો. દયા, દાક્ષિણ્યતા, સરલતા, ક્ષમા, અને સત્ય એ સર્વે ગુણો કુરૂકુળમાં વિશેષરૂપે દૃષ્ટિગોચર થાય છે. માટે એવા કુળમાં ત્હમારે હાથે કોઈ પણ અયુક્ત કર્મ થાય એ નિતાંત અનુચિત છે. આપના પુત્રો નિતાંત દુષ્ટ, મર્યાદાનાશક, અને લોભી છે. તેઓએ ધર્માર્થપ્રતિ દૃષ્ટિપાત ન કરતાં પોતાના ભાઇઓ સાથે અયોગ્ય વ્યવહાર રાખ્યો છે. માટે ત્હમે વિચાર કરીને કુરૂકુળની આ ઘોરતર આપત્તિનો વિનાશ કરો. મ્હારા ધારવા પ્રમાણે ઉભય પક્ષની શાંતિ થવી નિતાંત દુષ્કર નથી. આજે કૌરવ પાંડવોની શાંતિ ત્હમારા ને મ્હારા હાથમાં છે. ત્હમે ત્હમારા પુત્રોને શિક્ષા કરો, અને હું પાંડવોને શાંત પાડું. આપ જો શાંતિ સ્થાપન કરશો તો કૌરવ પાંડવ બન્ને પક્ષનું કલ્યાણ થશે.

" કૌરવોને ત્હમારીજ સહાય છે; એજ પ્રમાણે પાંડવોને પણ

સહાય કરી સ્વચ્છંદે ધર્માર્થ આચરવામાં નિમગ્ન થાઓ. પાંડવો ત્હમારી પક્ષમાં આવશે તો રાજા મહારાજાઓ તો શું, પરંતુ દેવરાજ ઇન્દ્ર પણ ત્હમારો પ્રતાપ સહન કરી શકશે નહિ. જુઓ, સંગ્રામ એ મહા ક્ષયકારક છે. કૌરવ તેમજ પાંડવો એ બન્ને પક્ષમાંથી ગમે ત્હેનો નાશ થાય, પણ ત્હમારે તો સરખી હાનિ છે. કૌરવ પાંડવો સંગ્રામમાં કપાઇ મર્યા પછી ત્હમને શું સુખ રહેશે? આ પૃથિવીના સઘળા રાજાઓ ક્રોધને વશ થઇને પરસ્પર યુદ્ધ કરવાને તૈયાર થઇ રહ્યા છે. ત્હેમના ક્રોધથી સમસ્ત પ્રજા વિનષ્ટ થશે, એમાં સંદેહ નથી. માટે હે ધૃતરાષ્ટ્ર! ત્હમે પ્રજાનું રક્ષણ કરો, અને ત્હેમનો ધ્વંશ થતો અટકાવો. ત્હમારા કહેવાથી કૌરવ–પાંડવો પરસ્પરનો દ્વેષ ભૂલી જશે.

"પાંડવોએ, ત્હમને અભિવાદનપૂર્વક વિનીત વચને કહાવ્યું છે કે, 'અમે ત્હમને સર્વદા પિતા તરીકે ગણતા આવ્યા છીએ, અને આપની આજ્ઞા પ્રમાણે બારે વર્ષ વનવાસ અને તેરમે વર્ષ ગુપ્તવાસ કરીને અસહ્ય કષ્ટ ભોગવ્યું છે. અમે અમારી પ્રતિજ્ઞા યથાર્થ રીતે પાળી છે તે સઘળા જાણે છે. માટે હવે અમને અમારૂં રાજ્ય પાછું આપવા કૃપા કરો.' ત્હેમણે સભાસદોને કહ્યું છે કે 'ધર્મજ્ઞ સભ્યો આ સ્થાને હોવાથી કદી પણ અન્યાય કાર્ય થશે નહિ. જો કોઇપણ સભ્ય ધર્મ અધર્મરૂપ બાણને નહિ વિંધે તો, અને ત્યાં બેઠેલા સભાસદો એ બાણનું છેદન નહિ કરે તો, તેઓ પોતેજ એ બાણથી વિંધાશે.

હું આપને પાંડવોને રાજ્ય આપી ત્હેમની સાથે સંધી કરવા શિવાય બીજું કાંઇ કહી શકતો નથી. માટે સભામાં બેઠેલા સઘળાની એમાં અનુમતિ લઇને જે કાંઇ કહેવું હોય તે કહો. જો મ્હારૂં કહેવું સત્ય અને ધર્મ–સંગત લાગે તો સમુદય ભૂપતિઓને મૃત્યુના પાશમાંથી બચાવો. મહાત્મા યુધિષ્ઠિર સતત ધર્મ માર્ગે ચાલવાવાળા છે તે સઘળા જાણે છે, એમણે પોતાના રાજ્યની માંગણી યથાર્થ રીતે કરી છે. માટે આપ આપના અમાત્યોની સલાહ લઇને એમને ઇન્દ્રપ્રસ્થમાં નિવાસ કરવાની આજ્ઞા

આપો. પહેલાં આપેજ એમને એ નગર આપ્યું હતું, અને પાંડવોએ ત્હમારી આજ્ઞા પ્રમાણે ત્યાં નિવાસ કરીને સમસ્ત ભૂપતિઓને વશ કરી ત્હમારે આધીન કર્યાં છે. તેઓએ, શકુનિના કપટદ્યુતમાં પરાજય પામી દ્રૌપદીની દુર્દશા અને અસહ્ય અપમાન જોવા છતાં પણ, ક્ષત્રિ ધર્મનો ત્યાગ કર્યો નથી. આ વખતે હું ત્હમારા બન્નેના કલ્યાણ માટેજ આટલું બધું કહું છું. આપ પ્રજાને ત્હેમના ધર્મ, અર્થ, અને સુખમાંથી ભ્રષ્ટ કરશો. ત્હમારા પુત્રો અનર્થને અર્થ અને અર્થને અનર્થ, એમ અવળું જોવાવાળા છે. માટે આપ ત્હેમને શાસન કરો. છેવટમાં પાંડવો સંધી અને વિગ્રહ બન્ને કરવાને તૈયાર છે, માટે આપને જેમ યોગ્ય લાગે તેમ કરો."

મહાત્મા કૃષ્ણનો આ લાંબો ઉપદેશ સાંભળીને સકળ સભા સ્તબ્ધ થઇ ગઇ, અને દરેક સભાસદ વિચારમાં પડી ગયો. તેઓ મનમાંને મનમાં કૃષ્ણના સારગર્ભ વાક્યની પ્રશંસા કરવા લાગ્યા. પરંતુ તેમાંનો કોઇ એક અક્ષર પણ બોલવાની હિંમત કરી શક્યો નહિ. ત્યાર પછી મહર્ષિ જામદગ્ન્યે રાજા દમ્ભોદ્ભવનું વૃતાંત કહી સંભળાવ્યું. દંભોદ્ભવ પોતાના અતિશય દંભને લીધે ભગવાન નરનારાયણથી પરાભવ પામી દુર્દશાગ્રસ્ત થયો છે, તે દુર્યોધનને કહી સંભળાવી ત્હેને પણ દંભ અને મિથ્યા અભિમાનનો ત્યાગ કરવાની સલાહ આપી. ત્યાર પછી ભગવાન્ કણ્વે, કન્યાદાન આપવાની ઇચ્છાવાળા માતલિના વરાન્વેષણ રૂપ એક પુરાતન ઇતિહાસ કહીને, ભગવાન્ પક્ષિરાજ ગરૂડનો કેવી રીતે અહંકાર ઉતાર્યો છે, તેનું વિસ્તારથી વર્ણન કરીને, દુર્યોધનને અહંકારનો ત્યાગ કરવાની સલાહ આપી; પરંતુ દુર્મતિ દુર્યોધન મહર્ષિ કણ્વના વાક્યમાં અશ્રદ્ધા બતાવી ભ્રમરો ચડાવી કર્ણની સ્હામું જોઇને હાસ્ય કરવા લાગ્યો. ત્યારે દેવર્ષિ નારદ, મહારાજા યયાતિ અને ગાલવ ઋષિનું વૃત્તાંત કહીને દુર્યોધનને અભિમાન અને ક્રોધનો ત્યાગ કરી પાંડવો સાથે સંધી કરવાની સલાહ આપવા લાગ્યા.

દુર્યોધન કોઇનું પણ કહ્યું માને એવો નહોતો. મહારાજા ધૃતરા પણ મનમાને મનમાં શોક કરવા લાગ્યા. ત્હેમનું દુર્યોધન પાસે કાંઇ ચા એમ નહોતું. દુર્યોધન ત્હેમની આજ્ઞા પાલે એમ પણ નહોતો. તે ત્હેમણે ખેદ પામતાં નારદજીને સંબોધીને કહ્યું કે "ભગવાન્! આપે ઉપદેશ આપ્યો છે, તે પાર પડવાનો નથી. આપના કહ્યા પ્રમા કરવામાંજ અમારૂં કલ્યાણ છે. પણ તે પ્રમાણે કરવાનું મ્હારા હાથ પણ નથી." ત્યાર પછી શ્રીકૃષ્ણને કહ્યું કે "હે કેશવ! ત્હમારૂં વા સુખકર, લોકાચાર સંગત, ધર્માનુગત, અને ન્યાયયુક્ત છે એમાં સં નથી; પરંતુ હું સ્વતંત્ર નથી તેથી મ્હારાથી ત્હમારા કહેવા મુજબ થ નહિ. પાપાત્મા દુર્યોધન, ગાંધારી, વિદુર, ભીષ્મ અને અન્યાન્ય વૃદ્ધો હિતકર વાક્યો પણ શ્રવણ કરતો નથી. ત્હમે પોતેજ એને યોગ્ય શાસ આપો. તેમ કરીને ત્હમે એક હિતચિંતક બંધુજનના જેવું કાર્ય કરશો."

ધર્માર્થ તત્ત્વજ્ઞ વાસુદેવે મહારાજા ધૃતરાષ્ટ્રના અનુરોધથી દુર્યોધન નાના પ્રકારની સુયુક્તિપૂર્ણ ઉપદેશ આપ્યો. તેઓ ત્હેનું પોતાનું, અ સમસ્ત પૃથિવીનું મંગળ કરવાને પાંડવો તરફ શત્રુતા અને અધર્માચર ત્યાગ કરવાને ત્હેને વારંવાર સલાહ આપવા લાગ્યા. પાંડવો મહાસ અને યુદ્ધમાં અજેય છે; વિશેષતઃ અર્જુન જેવો બીજો કોઇ પણ યો આ પૃથ્વી ઉપર હૈજ નહિ. માટે યુદ્ધ કરવાનું માંડી વાળી વડિલ વાક્યની રક્ષા કરી, પાંડવોને અડધું રાજ્ય આપી સુખ સ્વચ્છંદે રા કરવા જણાવી દીધું. કૃષ્ણના ઉદાર સુનીતિનાં વાક્ય શ્રવણ કરીને ભીષ્મ દ્રોણ, વિદુર વગેરે દુર્યોધનને ત્હેમનો સદુપદેશ ગ્રહણ કરવાને આગ્ર કરવા લાગ્યા. મહારાજા ધૃતરાષ્ટ્ર શ્રીકૃષ્ણ ભગવાનનું કહ્યું માન્ય રાખ ત્હેમની સાથેજ યુધિષ્ઠિર પાસે જવાનું કહેવા લાગ્યા. પરંતુ સઘળું ફોકટ

નારદાદિ મહર્ષિ અને ભીષ્મપિતામહ અને કૃષ્ણ આદિના ઉપદેશ દુર્યોધન પોતાનું અપમાન થતું ધારવા લાગ્યો. તેથી ત્હેણે ગુસ્સામ શ્રીકૃષ્ણને કહ્યું કે, "વાસુદેવ! ત્હમે વિદુર, પિતા, આચાર્ય દ્રોણ, અ

ભીષ્મપિતામહ મ્હારી નિંદા કરો છો. બીજા કોઈની પણ નિંદા કરતા નથી. પરંતુ સંપૂર્ણ રીતે વિચાર કરવા છતાં પણ મ્હને મ્હારો લેશ માત્ર પણ અપરાધ હોય અને હું અન્યાયથી વર્તતો હોઉં એમ લાગતું નથી. તે છતાં ત્હમે સઘળા મળીને મ્હારી નિંદા કરો છો એ યોગ્ય નથી. અમે પાંડવોનું એવું તે શું બગાડયું છે કે તેઓ અહર્નિશ અમારૂં બુરૂં તાકે છે ? હું ત્હમારા ભીષણ વચનથી તેમજ પાંડવોના ઉગ્ર કર્મથી બ્હીતો નથી. આ પૃથ્વી ઉપર હું એવો એક પણ ક્ષત્રિય જોતો નથી કે જે યુદ્ધમાં મ્હારો પરાજય કરી શકે. પાંડવોની વાત રહેવા દઈ સાક્ષાત્ દેવતાઓમાં પણ કોઇ ભીષ્મ, દ્રોણ અને કર્ણનો પરાજય કરી શકે એમ નથી. ગમે તે થાય પરંતુ પાંડવો સાથે સંધિ થનારજ નથી. હું મ્હારા ક્ષત્રિય ધર્મનું પાલન કરતાં રણમાં શત્રુને હાથે મરીશ તોપણ મ્હને સ્વર્ગ મળશે. સંગ્રામમાં બાણશય્યા ઉપર શયન કરવું એજ ક્ષત્રિયોનો પરમ ધર્મ છે."

આ પહેલાં મહારાજા યુધિષ્ઠિરે યુદ્ધમાં પ્રજાનો ક્ષય અવશ્યંભાવી જાણીને પોતાના ઉદાર સ્વભાવથી સંજયની પાસે પાંચ ભાઇઓ માટે ફક્ત પાંચ ગામની માગણી કરાવી હતી. આ વખતે રાજ્યલોભી દુર્યોધનને તે વાત યાદ આવી, તેથી ત્હેણે ફરીથી કૃષ્ણભગવાનને કહ્યું કે " હે કેશવ ! પહેલાં હું પરાધીન અને બાલક હતો, તે વખતે અજ્ઞાનતાથી અથવા ભયથી અમે પાંડવોને અડધું રાજ્ય આપ્યું હતું. પરંતુ હવે હું જીવીશ ત્યાંસુધી પાંડવોને કદી પણ તે મળનાર નથી. વધારે તો શું પણ એક તીક્ષ્ણ બાણથી જેટલી ભૂમિ વિંધાય તેટલી પણ પાંડવોને આપનાર નથી."

મહાત્મા જનાર્દન, દુર્યોધનનાં કઠોર વાક્ય શ્રવણ કરી તિરસ્કારપૂર્વક હાસ્ય કરતાં બોલ્યા, કે " હે દુર્યોધન ! તું અમાત્યગણ સાથે વીર શય્યામાં શયન કરવા માંગે છે, તો તે શુભ અવસર ત્હને થોડા સમયમાંજ પ્રાપ્ત થશે. તૈયાર થજે, ટુંક સમયમાંજ કુરૂકુળ સંહારક મહાભારત યુદ્ધનો આરંભ થશે. " એમ કહીને શ્રીકૃષ્ણ પરમાત્માએ દુર્યોધનના

સમસ્ત દુષ્કર્મોનું વર્ણન કરી ત્હેણે પાંડવોનું અસહ્ય અપમાન કરી દારૂણ દુઃખ દીધાં છતાં પણ પાંડવોએ અત્યાર સુધી તે બધું સહન કર્યું છે, અને કદી પણ વૈરભાવ દર્શાવ્યો નથી તે સિદ્ધ કરી આપ્યું. શ્રીકૃષ્ણનું વાક્ય પુરૂં થતાંજ દુઃશાસનના ઉત્તેજનથી નિર્લજ્જ દુર્યોધન નિતાંત ક્રોધાવેશમાં આવી જઇ, વિદુર, ધૃતરાષ્ટ્ર, બાહ્લિક, કૃપાચાર્ય, સોમદત્ત, ભીષ્મ, દ્રોણ અને જનાર્દનનો તિરસ્કાર કરી સાહસા સભામંડપમાંથી ચાલ્યો ગયો. અન્યાન્ય કૌરવો પણ ત્હેની પાછળ ઉઠીને ચાલ્યા ગયા, અને ભીષ્મ પિતામહ, દુર્યોધનની અસભ્યતાથી ગુસ્સે થઈ સ્પષ્ટાક્ષરે ત્હેની નિંદા કરવા લાગ્યા.

નીતિજ્ઞ કૃષ્ણે, અત્યાર સુધી રાજનીતિના અંગભૂત સામ અને દામ એ બન્ને ઉપાયોથી દુર્યોધનને ઠેકાણે લાવવાને અસમર્થ થવાથી ત્રીજો ઉપાય ભેદ નીતિનું અવલંબન કરવાનો વિચાર કર્યો. ભેદ નીતિનું અવલંબન કરીને મહાત્મા વિદુરજીએ જે પ્રમાણે દ્યુતક્રીડા સમયે મહારાજા ધૃતરાષ્ટ્રને દુર્યોધનને શાસન કરવાને સલાહ આપી હતી તે પ્રમાણે ભીષ્મ દ્રોણાદિ મહાત્માઓને સંબોધન કરીને કહેવા લાગ્યા કે, " હે મહાત્માઓ! કુરૂવૃદ્ધગણ ઐશ્વર્યમદમત્ત દુષ્ટ દુર્યોધનને શિક્ષા નહિ કરવામાં મહાન્ અન્યાય કરે છે. જો સર્વેનું કલ્યાણ કરવાની ઈચ્છા હોય તો, મ્હારૂં વાક્ય શ્રવણ કરો. જુઓ વૃદ્ધ ભોજરાજ ઉગ્રસેનનો પુત્ર દુરાત્મા કંસ, પિતાની હયાતિમાંજ ત્હેમનું રાજ્ય પચાવી બેઠો હતો. એના એ દુરાચારથી ત્હેના સઘળા બંધુબાંધવોએ એનો ત્યાગ કર્યો હતો. આખરે મ્હેં મ્હારા જ્ઞાતિભાઈઓના હિતને માટે ત્હેનો સંહાર કરીને, તેમની અનુમતિથી મહારાજા ઉગ્રસેનનો પરમસત્કાર કરીને ત્હેમને ત્હેમનું રાજ્ય પાછું આપ્યું છે. આ પ્રમાણે કુળરક્ષાર્થે કંસનો પરિત્યાગ કરીને સઘળા યાદવ, વૃષ્ણિ, અને અંધકો અશેષ સુખમાં દિવસ નિર્ગમન કરે છે. ત્હમે પણ તેજ પ્રમાણે દુર્યોધન, કર્ણ, શકુનિ અને દુઃશાસનને બાંધીને મહાત્મા પાંડવોને સોંપી દો. શાસ્ત્રમાં કહ્યું છે કે, કુળની રક્ષા કરવાને એક માણસનો ત્યાગ કરવો, ગામની રક્ષા માટે કુળનો ત્યાગ કરવો, જનપદની રક્ષા માટે

ગામનો પણ પરિત્યાગ કરવો, અને આત્મરક્ષા થતી હોય તો આ પૃથિવી પર્યન્તનો પરિત્યાગ કરવો."

મહારાજા ધૃતરાષ્ટ્ર શ્રીકૃષ્ણ પરમાત્માના કહેવા પ્રમાણે અમલ કરી શક્યા નહિ. ત્હેમણે નિરૂપાય થઇને મહાસતી ગાંધારીને બોલાવી લાવવા માટે મહાત્મા વિદુરજીને આજ્ઞા કરી. યશસ્વિની ગાંધારીએ સ્વામીની આજ્ઞા પ્રમાણે સભામાં આવીને દુષ્ટ દુર્યોધનનો તિરસ્કાર કરી ત્હેને બહુ બહુ શિખામણ આપી. ત્હેણે પુત્રને લોભનો ત્યાગ કરી પાંડવો સાથે સંધી કરવા વારંવાર ઉપદેશ આપ્યો, પરંતુ દુર્મતિએ સ્નેહાળ અને હિતેચ્છુ માતાના ઉપદેશથી ગુસ્સે થઇ ફરીથી સભા મંડપનો ત્યાગ કર્યો, અને દ્યૂત પ્રિય દુષ્ટ શકુનિ સાથે ગોષ્ઠિ કરવા લાગ્યો. કૌરવોની ચંડાળચોકડી એકઠી થઇ. તેઓએ મળીને દુર્યોધનને સલાહ આપી કે, "ચાલ આપણે હવે કૃષ્ણનોજ વધ કરી નાખીએ. વાસુદેવના મરણના સમાચાર સાંભળતાંજ પાંડવો દાંત વિનાના સર્પની પેઠે, ચેતનરહિત અને નિરૂત્સાહી થઇ જશે. માટે મહારાજા ધૃતરાષ્ટ્ર ના કહે તે છતાં પણ આપણે શ્રીકૃષ્ણને બંધન કરીને શત્રુ સાથે સંગ્રામ કરીએ."

દુરાત્માઓની આ ગોષ્ઠિ ગુપ્ત રહી નહિ. તે મહાત્મા શ્રીકૃષ્ણના સર્વજ્ઞ સારથિ સાત્યકિના જાણવામાં આવી, તેથી ત્હેણે તરતજ સભા મંડપમાં પ્રવેશ કરી મહાત્મા વાસુદેવને દુર્યોધનનો દુષ્ટ વિચાર નિવેદન કર્યો. ત્યાર પછી સહાસ્યવદને ધૃતરાષ્ટ્ર અને વિદુરજીને પણ દુર્યોધનનો દુષ્ટ વિચાર કહી સંભળાવ્યો. દીર્ઘદર્શી વિદુર સાત્યકિનું વાક્ય શ્રવણ કરીને દુર્યોધનને ધિક્કારવા લાગ્યા. કુંફામાં પૂર્વે કુરૂસભામાં શકુનિની દ્યૂતક્રીડાએ જે પ્રમાણે પાંડવોનો મહાન અનર્થ કર્યો હતો, તેજ પ્રમાણે આજે શ્રીકૃષ્ણની વિષ્ટિ પણ કુરૂકુળની સંહારકારક નીવડવાની સઘળા આશંકા કરવા લાગ્યા. મહારાજા ધૃતરાષ્ટ્ર પણ ઉંડા વિચારમાં પડી ગયા, શ્રીકૃષ્ણ ભગવાને ધૃતરાષ્ટ્રને સંબોધીને કહ્યું કે, "હે રાજન્! સાંભળવા પ્રમાણે દુર્યોધન વગેરે સકળ કૌરવો અચાનક મ્હને બંધન કરશે, પરંતુ આપ રજા

આપીને જુઓ કે તેઓ મ્હને બાંધે છે, કે હું ત્હેમને બાંધું છું. મ્હારામાં એ બધાને એકી વખતે બાંધી લેવાનું સામર્થ્ય છે. પરંતુ હું કોઈપણ પ્રકારનું પાપજનક નિન્દિત કર્મ કરીશ નહિ. ત્હમારા પુત્રો સ્વાર્થભ્રષ્ટ થયા છે. વસ્તુતઃ મ્હને બંધન કરવાની ઇચ્છા કરી ત્હેમણે મહારાજા યુધિષ્ઠિરને કૃત કાર્ય કર્યા છે. હમણાંજ હું સકળને બંધન કરી પાંડવોને સોંપી શકું, એમ છું, છતાં પણ આપની સમક્ષ એવો ક્રોધ અને પાપબુદ્ધિથી પેદા થયેલું નિન્દિત કાર્ય હું કરીશ નહિ. મ્હારી અનુમતિ છે કે દુર્યોધનની ઇચ્છા પ્રમાણે ત્હેના દુર્નીતિપરાયણ સહચરો કાર્ય કરો." મહાત્મા કૃષ્ણ, આ પ્રમાણે યુક્તિથી યુક્તવાક્ય કહી, ઋષિ મુનિઓની આજ્ઞા લઇને સભા મંડપમાંથી ચાલ્યા ગયા.

મહાભારતમાં કહ્યું છે કે, ભગવાન્ વાસુદેવે દુર્યોધનને ભય બતાવવાને સભામાં પોતાનું વિરાટ સ્વરૂપ બતાવ્યું છે, પરંતુ અમે તે વિષયમાં સત્યાસત્યનો નિર્ણય કરવાને અસમર્થ છીએ. હસ્તિનાપુરથી બહાર નીકળતી વખતે દુર્યોધનના દુષ્ટ સંકેતમાંથી બચવાને શ્રીકૃષ્ણે પોતાના સારથીને ઉપલવ્ય નગરમાંથી અસ્ત્રશસ્ત્ર લઇ આવવાને કહ્યું છે. શ્રીકૃષ્ણે ધાર્યું હોત તો દુર્યોધનને યોગ્ય શિક્ષા કરી શકત, પરંતુ આ વખતે તેઓ પાંડવોના દૂત તરીકે સભામાં આવેલા હતા તેથી, અને દુર્યોધન ફક્ત મનમાં ને મનમાં વિચાર કરે પરંતુ તે પ્રમાણે વર્તી શકે નહિ એમ ધારીનેજ ત્હેમણે ક્ષમા કરી હતી, અને પોતાના દૂત ધર્મનું પાલન કર્યું હતું, પરંતુ જ્યારે જોયું કે સામ, દામ અને ભેદ એ ત્રણ ઉપાયો વ્યર્થ જાય છે ત્યારે દંડ નીતિનો આશ્રય લીધા સિવાય દુર્યોધન ઠેકાણે આવવાનો નથી એમ ધારીને ભય બતાવ્યો હોય તો તે કાંઇ અસંભવિત નથી. ત્યાર પછી શ્રીકૃષ્ણ પરમાત્માએ રથમાં બેસીને ચાલવા માંડ્યું, ત્યારે ધૃતરાષ્ટ્રે 'મ્હારા મૂર્ખ પુત્ર આગળ મ્હારૂં કાંઇ ચાલતું નથી એમ જણાવ્યું, તે વખતે પણ તેના ઉત્તરમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ બધાના દેખતાં મહારાજા ધૃતરાષ્ટ્રની હૃદય–ભીરૂતા સિદ્ધ કરી આપવામાં પણ કચાસ રાખી નથી.

ભગવાન્ શ્રીકૃષ્ણનું માહાત્મ્ય યથાર્થ રીતે આલેખવાની અમોરામાં શક્તિ નથી. તેમ આ ક્ષુદ્ર પુસ્તકમાં ઉક્ત મહાત્માના જીવન-વૃત્તાંતની વિસ્તૃત આલોચના સંભવિત પણ નથી. ઉદ્યોગપર્વમાં આપણને શ્રીકૃષ્ણ પરમાત્માની ધર્મનીતિ, સમાજનીતિ, અને રાજનીતિનો યથેષ્ઠ પરિચય થાય છે. " **यतो धर्मस्ततः कृष्णः** " એ વાક્ય ઉપરથીજ શ્રીકૃષ્ણના આચરણની વિલક્ષણતા જણાશે. તેઓ સમાજનીતિ પ્રમાણે યુદ્ધ કરવાને સંપૂર્ણ નારાજ હતા, અને સંધી કરવા આવવાનું પણ એજ કારણ હતું. તેમ છતાં પણ જ્યારે યુદ્ધ થયું ત્યારે પ્રાણાધિક પ્રિય મિત્ર અર્જુનના અનુરોધની ઉપેક્ષા ન કરતાં, સમસ્ત યુદ્ધમાં નિશસ્ત્ર અને સમરપરાંગમુખ રહી આત્મા પાંડવોના પક્ષમાં રહ્યા. યુધિષ્ઠિર મહારાજાનો પક્ષ લેવા છતાં પણ તેઓ દુર્યોધનનું અપમાન કરી શકયા નહિ, અને અગણિત યાદવ સૈનિકો સાથે મહાવીર નારાયણને નામે ત્હેની તરફ મોકલ્યો. ત્યાર પછી પણ યુદ્ધ થતું અટકાવવાને અને ઉભયકુળનું હિત ઇચ્છીને સમસ્ત પૃથિવીનું કલ્યાણ કરવાને દૂતત્વ ગ્રહણ કરીને સંધિ કરવાને પણ યથેષ્ઠ ચેષ્ટા અને યત્ન કર્યો. ત્હેમણે અદૂરદર્શી ધૃતરાષ્ટ્રને અને ઉદ્ધત સ્વભાવના દુર્યોધનને જે ઉપદેશ આપ્યો છે તેમાં ત્હેમણે પોતાના દૂતત્વ ગ્રહણ કરવાનો જે ઉદ્દેશ વિદુરજીને કહી સંભળાવ્યો છે, તેમાં સ્પષ્ટ જણાવ્યું છે કે, 'જે અશ્વકુંજર રથ સહિત આ સમસ્ત પૃથિવીને મૃત્યુપાશમાંથી મુક્ત કરી શકે, તેજ યથાર્થ ધર્મ સંપાદન કરી શકે છે. વળી મનુષ્ય યથાસાધ્ય ધર્મ કર્મ કરવાને પ્રયત્નો કરી તે સફળ થાય ન થાય, તોપણ ત્હેને તે કાર્ય સાધનરૂપ ફળ પ્રાપ્ત થાય છે.' શ્રીકૃષ્ણ પરમાત્મા પ્રાણપણે યત્ન કરવા છતાં પણ સંધિ કરી શકયા નહિ તે છતાં પણ તેઓ સમસ્ત જગતમાં ધન્યવાદ અને પ્રશંસાને પાત્ર થયા છે. તેઓએ પોતાનો ઉદ્દેશ પાર પાડવાને કોઇપણ નિન્દિત ઉપાયો લીધા નથી, એટલુંજ નહિ પણ તે સાથે રાજનીતિના પ્રકૃત ધર્મનું પ્રતિપાલન કર્યું છે. જ્યારે તેઓ દુષ્ટ દુર્યોધનને કોઇપણ પ્રકારે સમજાવી શક્યા નહિ ત્યારે ત્હેમણે ધર્મ

પરાયણ મહારાજા યુધિષ્ઠિરને યુદ્ધ કરવાને ઉત્સાહિત કર્યા, કારણકે પાપી માણસોને શિક્ષા કરવી એ ધર્મોદ્ધારકોનું પ્રથમ કર્તવ્ય છે. વળી ક્ષત્રિયોને માટે યુદ્ધમાં વિમુખ થવું એ પણ અયશકર અને અધર્મજનક છે માટે ધર્મનીતિ અને રાજનીતિને અનુલક્ષીને ક્ષાત્ર ધર્મનું યથાર્થ પાલન કરી પાપી દુર્યોધન અને ત્હેના સકળ દુષ્ટ મિત્રોનો સંહાર કરાવી મહારાજા યુધિષ્ઠિરને રાજ્યાસન અપાવ્યું. આ પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાનની ઉત્તમ ચરિત્રની પર્યાલોચના કરવાથી ડગલે ડગલે ત્હેમનું અપૂર્વ માહાત્મ્ય દૃષ્ટિગોચર થાય છે.



# ૪. ગાંધારીની ધર્મશીલતા.

[ ગાંધારીનો પરિચય–ગાંધારીની ન્યાય પરાયણતા–ગાંધારીનો ધૃતરાષ્ટ્ર અને દુર્યોધનને ઉપદેશ–અને ધર્મશીલતાનો પ્રત્યક્ષ–પરિચય–દુર્યોધનની ઉદ્ધતાઈ–ઉપસંહાર. ]

ગાંધારી, ગાંધારરાજ સુબલનાં પુત્રી અને શકુનિનાં ભગિની હતાં. ગાંધાર રાજ્ય, આધુનિક કાળમાં કંદહાર નામથી ઓળખાય છે. ગાંધારી એક મહાન પતિવ્રતા સાધ્વી સતી હોવા ઉપરાંત, અપૂર્વ ધર્મશીલ હતાં. કહેવાય છે કે, લગ્ન થતા પહેલાં જ્યારે એ સાધ્વી સતીના સાંભળવામાં આવ્યું કે હેમના માતાપિતા હેમને એક નેત્ર વિહીન સાથે પરણાવવા માગે છે, ત્યારે હેમણે પોતાની આંખે એક વસ્ત્રથી પાટા બાંધી લીધો, અને મનમાં ને મનમાં પોતાનો પતિ અંધ હોવા છતાં પણ હેનો અનાદર કરી અશ્રદ્ધા ન બતાવવા નિશ્ચય કર્યો. લગ્ન થયા પછી પતિના ઘરમાં નિવાસ કરી તે પતિ પરાયણા સતી પોતાના સદાચાર, સદ્વ્યવહાર અને સુશીલતાથી સમસ્ત કોરવોને સંતોષ પમાડવા લાગ્યાં. તેઓ બધાં સાથે પ્રિય સંભાષણ, અને ગુરૂજનની સેવા શુશ્રુષા કરતાં હતાં, અને કદાપિ કોઇની પણ નિંદા અને ચાડી ચુગળી કરતાં નહિ.

ગાંધારીને વ્યાસદેવજીના વરદાનથી દુર્યોધનાદિ સો પુત્રો થયા, પરંતુ તેઓ પાંડવોના જેવા બળવીર્યશાળી નહોતા. પાંડવોને પોતાના પુત્રો કરતાં વીર્યશાળી જાણવા છતાં પણ તેઓ કદી હેમનો દ્વેષ કરતા નહિ. તેઓ પોતાના પુત્રોને પાંડવો સાથે વિરોધ કરવાનો સર્વદા નિષેધ કરતાં હતાં. દ્યૂત ક્રીડા વખતે જ્યારે દુર્યોધને પરાજીત પતિ સમક્ષ ભર સભામાં દ્રાપદીને બોલાવી મંગાવી હેમનું અપમાન કર્યું, ત્યારે કેવળ દેવી ગાંધારી અને ધર્માત્મા વિદુરેજ દુરાત્મા દુર્યોધનને તેમ કરતાં અટકાવવાનો મહારાજા ધૃતરાષ્ટ્રને ઉપદેશ કર્યો હતો. અને દેવી ગાંધારીએ તો વિદુરજીના

કહેવા પ્રમાણે કુળરક્ષાર્થે પાપી પુત્રનો પરિત્યાગ કરવાનું પણ કહ્યું હતું જે માતા ધર્મને અનુલક્ષીને જાતિ વર્ગના કલ્યાણને માટે પોતાના પ્રિય પુત્રનો ત્યાગ કરવાને પણ તૈયાર થઇ જાય, ત્હેની ઉદારતા કાંઇ સાધારણ ગણી શકાય નહિ. જો મહારાજા ધૃતરાષ્ટ્રે એ ધર્મશીલ મહારાણીનું કહ્યું માન્યું હોત તો કુરૂકુળ ઉપર આવો ઘોર અનર્થ પાત થાત નહિ. દુર્ભાગ્યે ત્હેમણે ગાંધારીની ઈચ્છા વિરૂદ્ધ ફરીવાર દ્યૂત રમવાની રજા આપીને પાંડવો પ્રતિ જે વિદ્વેષ ભાવ બતાવ્યો હતો, તેજ કૌરવોની પડતીનું મૂળકારણ હતું.

પુનઃ જ્યારે કૌરવ પાંડવોનું મહાભારત યુદ્ધ ડોકિયાં કરી રહ્યું હતું, અને ત્હેનું નિવારણ કરવાને મહાત્મા શ્રીકૃષ્ણ પોતે, સંધી કરવાને આવ્યા હતા, ત્યારે પણ દેવી ગાંધારીએ સભામાં જઇને મહારાજા ધૃતરાષ્ટ્રને યોગ્ય સલાહ આપી હતી. જ્યારે કૃષ્ણનો ઉપદેશ અમાન્ય કરી દુર્યોધન સભામાંથી ચાલ્યો ગયો, ત્યારે ત્હેની ઉદ્ધતાઇને માટે યોગ્ય શિક્ષા કરવાના વિચારથી મહારાજા ધૃતરાષ્ટ્રે ગાંધારીને બોલાવી મંગાવ્યાં. યશસ્વિની ગાંધારી, સ્વામીનો અભિપ્રાય જાણી લઈ, કરૂકુળનું કલ્યાણ કરવાને, અને ભાવી વિપત્તિમાંથી બચાવી લેવાને કહેવા લાગ્યાં કે, "મહારાજ ! ત્હમે સત્વર એ રાજ્યલોભી, દુષ્ટ પુત્રને જણાવી દો કે, ધર્મનો લોપ કરનાર, દુષ્ટ, અને ઉદ્ધત માણસ કદી પણ રાજ્ય સંપાદન કરી શકતો નથી. હે રાજન ! જે ભાવી આપત્તિ કૌરવ કુળ ઉપર ડોળા ઘુરકાવી રહી છે, તેનું નિવારણ નહિ કરો તો ત્હમારીજ નિંદા થશે. ત્હમે દુર્યોધનની પાપ પરાયણતા જાણવા છતાં પણ ત્હેના મત પ્રમાણે ચાલો છો. આ વખતે એ દુરાત્મા કામ, ક્રોધ, અને લોભના પંજામાં સપડાયલો છે અને મનુષ્યના એ પ્રબલ શત્રુને વશ થયેલો છે, માટે ત્હમે હવે એને બળથી પણ શાંત પાડી શકશો નહિ. મૂર્ખ, દુઃસહાય, અને દુરાત્માના હાથમાં રાજ્યનો ભાર સોંપવાથી જે ફળ આવે છે, તેને ત્હમે પ્રત્યક્ષ કરો છો, અને ભોગવો પણ છો. હવે ત્હમે પુત્રની સાથે ભેદ નીતિ વાપરીને શું કરશો ? ત્હમને તેમ કરતાં જોઈ શત્રુઓ હસશે. સામ

અને દંડથી કાર્ય થતું હોય તો કયો માણસ દંડ વિધાન કરવાને તૈયાર થશે ? " કઇ સ્ત્રી ભરસભામાં વિચારગ્રસ્ત પતિને આવો ઉદાર અને નિષ્કપટ ઉપદેશ આપવાની હિમત કરશે ? આવી અપૂર્વ ધર્મપરાયણતા અને કાર્યદક્ષતાથી સાધ્વી ગાંધારી આર્ય સ્ત્રીના આદર્શરૂપ અને પ્રાતઃ સ્મરણીયા થયાં છે.

ત્યાર પછી પિતાની આજ્ઞાથી દુર્યોધન સભામાં આવ્યો. મહારાણી કુપથગામી પુત્રનો તિરસ્કાર કરીને કહેવા લાગ્યાં, " વત્સ દુર્યોધન ! હું ત્હને જે હિતકર અને ભવિષ્યમાં સુખદાયક ઉપદેશ આપું છું તે ધ્યાનપૂર્વક શ્રવણ કર. ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, વિદુર અને ત્હારા પિતા જે પ્રમાણે કહે છે તે પ્રમાણે કરવાને તૈયાર થા. અજીતેંદ્રિય માણસ લાંબા સમય સુધી રાજસુખ ભોગવી શકતો નથી. જીતેંદ્રિય, અને મેધાવી મહાત્માજ સ્વચ્છંદે રાજ્ય કરી શકે છે. કામ અને ક્રોધ મનુષ્યના ધર્માર્થનો નાશ કરે છે. એ બે શત્રુઓનો પરાજય કરવામાં સમસ્ત પૃથિવીનો પરાજય કરવા જેટલું શૌર્ય ગણાય છે. જે પુરૂષ પોતાની જાતને વશ ન કરતાં અમાત્ય વર્ગને પરાજીત કરવાની ઇચ્છા કરે અને અમાત્ય વર્ગને પરાજય કરતા પહેલાં શત્રુનો પરાભવ કરવાની ઇચ્છા કરે, તો તેમાં તે પોતેજ પરાજીત થાય છે. જે માણસ કામ, ક્રોધ, લોભ, દંભ અને દર્પનો યથાર્થ પરાજય કરી શકે છે, ત્હેને પૃથિવી વિજય કરવો એ રમત વાત છે. જે ભૂપતિને ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ સંપાદન કરવા હોય, ત્હેણે અવશ્ય ઇન્દ્રિય-નિગ્રહ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. જે માણસ કામ, અને ક્રોધને વશ થઇ કપટાચારણ કરે છે, ત્હેને પોતાના કે પારકા કોઇપણ સહાય કરતા નથી.

" હે દુર્યોધન ! તું મહાત્મા શ્રીકૃષ્ણના વાક્યની રક્ષા કર. તે પ્રસન્ન થવાથી ત્હમારા બન્ને પક્ષનું કલ્યાણ થઇ સુખમાં વૃદ્ધિ થશે. જે માણસ પોતાનું હિત ઇચ્છનારના વાક્યનો અનાદર કરે છે, તે શત્રુને હસાવે છે, એમાં કાંઇ સંશય નથી. સંગ્રામથી ધર્મ, અર્થ, સુખ અને શ્રેય મળતાં

નથી; અને યુદ્ધમાં ત્હારોજ જય થશે, એમ પણ ધારતો નહિ. યુદ્ધ કરવાનો વિચાર સરખો પણ કરીશ ના. મહારાજા ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, અને બાહ્લિક સર્વ ભેદ જાણી લઇનેજ પાંડવોને ત્હેમનું રાજ્ય પાછું આપવાનું કહે છે. વળી પાંડવોને રાજ્ય આપવાથી ત્હેનું પ્રત્યક્ષ ફળ એ મળશે કે, તે પછી તું નિષ્કંટક રાજ્ય સુખ ભોગવી શકીશ. માટે હે વત્સ ! જો આ સકળ અમાત્ય વર્ગ સાથે અડધું પણ રાજ્ય ભોગવવાની ઇચ્છા હોય તો, પાંડવોને ત્હેમનો ભાગ આપી દે. અરધું રાજ્ય ત્હારે માટે યથેષ્ટ છે માટે વડિલોની આજ્ઞા પાળી જનસમાજમાં યશસ્વી થા.

" હે વત્સ ! વળી ત્હેં કામ અને ક્રોધને વશ થઇને આ તેર વર્ષો સુધી પાંડવોને જે દુઃખ આપ્યું છે તેનો પણ બદલો વાળવો જોઇએ. તું કર્ણ અને દુઃશાસનની સાહાય્યથી પાંડવોનું રાજ્ય પચાવી પડવાનો વિચાર કરે છે, પરંતુ ત્હેમાં ત્હારો જય થશે નહિ. વળી ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ, ભીમસેન, ધનંજય, ધૃષ્ટદ્યુમ્ન આદિ મહારથીઓના ગુસ્સાથી નિશ્ચય સમસ્ત પ્રજાનો વિનાશ થશે. અધર્મપરાયણ થઇને કૌરવોને કાળના મ્હોંડામાં મૂકતો નહિ. ત્હારા દોષથી સમસ્ત પૃથિવીનો નાશ ન થાય તે સંભાળજે. તું કેવળ અજ્ઞાનતાથીજ એમ ધારે છે કે, ભીષ્મ, દ્રોણ, અને કૃપાચાર્ય આદિ વીરપુરૂષો ત્હારા માટે પ્રાણપણે યુદ્ધ કરશે, પરંતુ તેમ કદી પણ થનાર નથી; કારણકે આ રાજ્ય ઉપર ત્હારો અને પાંડવોનો સરખો હક છે. માટે ઉક્ત મહાત્માઓને પણ ત્હમારા બન્ને પક્ષ ઉપર સમાન પ્રીતિ બતાવવી પડશે. પાંડવો ત્હારા કરતાં વધારે ધર્મપરાયણ છે, તેથી તે મહાત્માઓને ત્હારા કરતાં એમની ઉપર વધારે પ્રેમ થાય એ સ્વાભાવિક છે. ભીષ્મ, દ્રોણાદિ મહાત્માઓ રાજાના અન્નથી પરિપાલિત થયેલા હોવાથી યુદ્ધમાં પોતાના પ્રાણ ગુમાવશે પરંતુ ધર્મરાજ યુધિષ્ઠિરનો સંહાર કરી શકશે નહિ. હે પુત્ર ! લોભી માણસ કદી પણ અર્થ સિદ્ધિ મેળવી શકતો નથી માટે તું પણ લોભનો ત્યાગ કરીને શાંત થા. "

દુર્ભાગ્યે આ વખતે પણ ધર્મશીલા માતાનાં યથાર્થ ઉપદેશ વાક્યો સાંભળીને દુર્યોધનને ક્રોધ થયો, અને આવેશમાં ને આવેશમાંજ સભામાંથી ચાલ્યો ગયો. પતિપરાયણ ગાંધારી આ પ્રમાણે પોતાના પુત્રને અધર્મ માર્ગમાંથી નિવૃત કરવામાં નિષ્ફળ ગયાં; છતાં પણ ત્હેમની ધર્મશીલતા ચિરકાળ અમર રહીને ત્હેમને નારી સમાજમાં યશસ્વિની કર્યાં છે. દુર્યોધન માતાના સદુપદેશની અવગણના કરીને જે ઘોર પાપ પંકમાં નિમગ્ન થયો, તેમાંથી ત્હેનો કોઇપણ ઉધ્ધાર કરી શક્યું નહિ, અને આખરે માતૃદ્રોહી દુષ્ટ દુર્યોધનને અનુતાપથી બળતા હૃદયે દંભ અને અભિમાન સાથે પ્રાણ વિસર્જન કરી પોતાના પાપનું પ્રાયશ્ચિત કરવું પડ્યું.



## ૫ કુન્તાજીનો ઉપદેશ

**[કુન્તાજીના શ્રીકૃષ્ણ મારફત યુધિષ્ઠિર-ભીમ-અર્જુન-નકુળ-સહદેવ અને દ્રૌપદીને જુદા જુદા સંદેશા અને ઉપદેશ-કુન્તાજીની તીવ્ર મનોભાવનાનું દર્શન.]**

ઉત્સાહ, એજ સિદ્ધિનો મૂલમંત્ર છે. એજ સિદ્ધિ મેળવવાનો મુખ્ય ઉપાય છે. બહુ શતાબ્દી પૂર્વે એક આદર્શ આર્ય લલનાએ આ ભારતવર્ષના પવિત્ર ક્ષેત્રમાં પોતાના પુત્રોને કર્તવ્યપથમાં ચાલવાને જે ઉત્સાહ પૂર્ણ ઉપદેશ આપ્યો તે આજે વાચકવર્ગને તેનો ઉપહાર કરવાની ઇચ્છા કરીએ છીએ.

કૌરવ સભામાંથી નીકળીને મહાત્મા શ્રીકૃષ્ણ કુન્તાજી પાસે ગયા અને ત્હેમને સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો. ત્યારપછી વિરાટનગરમાં પાંડવો પાસે જવાની તૈયારી કરી, અને કુન્તાજી પાસે જઇને વિદાય થવાની રજા માગી. પાંડવોને કાંઇ કહેવું હોય તો કહેવા વિનંતિ કરી, ત્યારે વિરાંગના કુન્તાજીએ કૃષ્ણને કહ્યું કે, "હે કેશવ ! ત્હમે ધર્માત્મા યુધિષ્ઠિરને કહેજો કે,

"હે પુત્ર ! ત્હમારો પૃથિવીપાલન કરવાનો પ્રભુરધર્મ વિનષ્ટ થાય છે માટે પ્રતિજ્ઞાનો ભંગ કરશો મા. જેમ વેદાર્થના જ્ઞાન વિનાના પુરૂષની બુદ્ધિ વેદાધ્યયનમાં કલુષિત થાય છે. તેમ ત્હમારી બુદ્ધિ ધર્માનુષ્ઠાનમાંજ પ્રેરાઇને કેવળ ધર્મ તરફજ દોડે છે. હે વત્સ ! ભગવાન્ બ્રહ્માએ જે ધર્મે સૃષ્ટિ ઉત્પન્ન કરી છે, તે તરફ નજર કરો. ત્હેમણે ક્રૂર કર્મ વિગ્રહથી પ્રજાનું પ્રતિપાલન કરવાને પોતાના બાહુમાંથી પ્રચંડ પ્રતાપી અને બાહુ બળવાળા ક્ષત્રિયોને ઉત્પન્ન કર્યા છે. પૂર્વ-કાલમાં કુબેર ભંડારીએ પ્રસન્ન થઇને રાજર્ષિ મુચુકુન્દને આ પૃથિવી આપવા માંડી હતી, પરંતુ મુચુકુન્દને પોતાના બળ વીર્ય અને બાહુબળથી સંપાદન કરીને રાજ્ય ભોગવવાની ઇચ્છા હોવાથી તે દાન ગ્રહણ કર્યું નહિ. કુબેર તે જોઇને વધારે પ્રસન્ન અને વિસ્મિત થયા છે, ત્યાર પછી રાજર્ષિ મુચુકુન્દે ક્ષાત્રધર્મનું

પાલન કરી પોતાના બાહુબળથી સંપાદન કરેલી વસુંધરાનું રાજ્ય સુખ ભોગવ્યું છે.

"હે પુત્ર! ક્ષત્રિયથી રક્ષિત પ્રજા જે કાંઈ ધર્મ કાર્યો કરે છે તેનો ચોથો ભાગ રાજાને મળે છે, અને રાજા જે ધર્મ કાર્ય કરે છે, તેથી ત્હેને દેવત્વ પ્રાપ્ત થાય છે. જો રાજા પોતાની પ્રજાનું પાલન કરી પોતાના ક્ષત્રિયધર્મ યથાર્થ રીતે ન પાળે તો તે નર્કમાં જાય છે....રાજા જ સત્યયુગનો સ્રષ્ટા અને ત્રેતાયુગનો પ્રવર્તક છે. રાજાજ દ્વાપર યુગનું નિદાન, અને કલિયુગનું મુખ્ય કારણ છે—જ્યારે રાજા અખંડ દંડનીતિનું અવલંબન કરીને પોતાના રાજ્યનું યથાર્થ રીતે પાલન કરે છે, ત્યારે સત્યયુગ ચાલે છે. આ પ્રમાણે પ્રજાનો પરમ સંતોષ સંપાદન કરીને જે રાજા પોતાના રાજ્યની રક્ષા કરી સત્યયુગ પ્રવર્તાવે છે, તેજ અખંડ સ્વર્ગીય સુખ ભોગવે છે. ત્રેતાયુગનો પ્રવર્તક રાજા ત્હેના જેટલું સુખ ભોગવતો નથી, જે દ્વાપરયુગની સૃષ્ટિ કરે છે, તે રાજા સ્વર્ગનું અડધું સુખ ભોગવે છે. પરંતુ પ્રજાને પીડીને રાજ્ય કરનાર રાજા, કે જે કલિયુગનો પ્રવતક ગણાય છે, તે સંપૂર્ણ પાપનો ભોક્તા થાય છે. એવા દુષ્ટ રાજાઓને યાવચ્ચંદ્ર દિવાકરૌ નર્કમાં સડવું પડે છે. રાજાના દોષથી જગતને અને જગતના દોષથી રાજાને પાપના ભોક્તા થવું પડે છે. માટે તું પણ તારા બાપ–દાદાથી–વંશ પરંપરાથી–ઉતરી આવેલા રાજ્ય ધર્મ તરફ નજર કર. તું જે સ્થિતિમાં ભાવિ જીવન વ્યતીત કરવા ઇચ્છે છે તે ક્ષત્રિય–ધર્મથી વિરૂદ્ધ છે. દુર્બલ અને દયાળુ રાજા પ્રજાપાલનનું અમૃતમય ફળ ભોગવી શકતો નથી. તું હાલ જેવા આચરણ રાખે છે, તેને હું, સ્વયં પાંડુ, પિતામહ અગર ત્હારા કોઈ પણ વડિલો અનુમતિ આપી શકતા નથી, અને શકીએ પણ નહિ. હું ત્હને ત્હારી બાલ્યાવસ્થાથીજ કહેતી આવી છું કે, તું યજ્ઞ, દાન અને તપસ્યા કરી પરમ શૌર્ય, પ્રજ્ઞા, સન્તાન, માહાત્મ્ય બળ અને તેજ સંપાદન કરજે. પિતા, માતા અને દેવતાઓ ક્ષત્રિય પુત્રની પાસે નિરંતર દાન, અધ્યયન, યજ્ઞ, અને પ્રજાપાલનનીજ અભિલાષા રાખે છે.

"હે પુત્ર ! દાનથી એક પ્રકારનો, બળથી એક પ્રકારનો અને સદાચરણથી એક પ્રકારનો ધર્મ પ્રાપ્ત થાય છે, પરંતુ જો ધાર્મિક પુરુષ રાજ્ય સંપાદન કરે તો, ત્હેને સકળ પ્રકારના ધર્મનો લાભ થાય છે. આપણા વેદ ધર્મશાસ્ત્ર પ્રમાણે બ્રાહ્મણને ભિક્ષાવૃત્તિ, ક્ષત્રિયને પ્રજાપાલન, વૈશ્યને કૃષિકર્મ અને શુદ્રને સેવા ચાકરી કરવાનો અધિકાર છે. માટે ભિક્ષાવૃત્તિ અથવા કૃષિ કર્મનું અવલંબન કરવું ત્હમારે માટે અયોગ્ય છે; તું ક્ષત્રિય છે, વિપત્તિમાંથી રક્ષા કરવી એજ ત્હારો ધર્મ છે, અને બાહુ–બળ એજ ત્હારી ઉપજીવિકા છે. માટે સામ, દામ, દંડ અને ભેદથી ગુમાવેલા રાજ્યનો પુનરુદ્ધાર કર. ત્હને જન્મ આપીને હું અત્યાર સુધી નિરાશ્રય રહી, પારકે રોટલે પેટ ભરું છું; આના કરતાં વધારે બીજું કયું દુઃખ હોઈ શકે ? માટે હે પુત્ર ! રાજ્ય ધર્માનુસારે યુદ્ધ કર. બાપ દાદાનું નામ ગુમાવતો નહિ, અને ક્ષીણ પુણ્ય થઈને, અન્ય સહોદરો સાથે અધોગતિને પામતો નહિ.

ક્ષત્રિયધર્મનિરતા વીરાંગના કુન્તાજીએ, મહારાજા યુધિષ્ઠિરને આ પ્રમાણે ઉદ્દેશીને કૃષ્ણને વિદુલા અને સંજયનો–સંવાદ વિસ્તારથી કહી સંભળાવ્યો. વિદુલાના પુત્ર સંજયે માતાના વચનથી ઉશ્કેરાઈને, સુશિક્ષિત અશ્વની પેઠે જેવી રીતે ત્હેની ઇચ્છા પ્રમાણે વિજય મેળવ્યો હતો, તેજ પ્રમાણે કુન્તાજી પણ મહારાજા યુધિષ્ઠિરે ક્ષત્રિયધર્મ પ્રમાણે રણમાં શત્રુઓનો પરાજય કરી પોતાના રાજ્યનો ઉદ્ધાર કરવાને પ્રોત્સાહિત કરવા લાગ્યાં.

ત્યાર પછી કુન્તાજીએ કૃષ્ણને કહ્યું, "હે કેશવ ! ત્હમે ધનંજયને કહેજો કે ત્હારા જન્મ વખતે મ્હેં આનો યશ ત્રિલોકમાં ગવાશે, એવી જે મનોરમ દેવવાણી સાંભળી છે, તે હજુ સુધી મ્હારા કાનમાં પડઘા કરી રહી છે. માટે એ દેવવાણી સફળ થાય એ પ્રમાણે કરજે. તું થોડા સમયમાંજ વિજય મેળવીને મ્હારી અભિલાષા પૂર્ણ કરશે એવી મ્હને આશા છે."

"ત્હમે ધનંજય અને વીર ભીમસેનને કહેજો કે ક્ષત્રિય રમણીઓ જે માટે પુત્રને જન્મ આપે છે, તે સમય આવી પહોંચ્યો છે માટે હવે નકામા આળસમાં સમય વ્યતીત કરવો યોગ્ય નથી."

"હે માધવ ! ત્હમે મહાભાગા યશસ્વિની દ્રૌપદીને કહેજો કે તું

શરીરે સુકોમળ અને બાલ્યાવસ્થાથી સુખમાં ઉછરેલી હોવા છતાં, પતિ સાથે તેર તેર વર્ષના દારૂણ વનવાસનું અસહ્ય કષ્ટ ભોગવ્યું છે, અને હમેશાં ત્હેમની પ્રતિ યથોચિત આચરણ રાખ્યું છે, તેને માટે ત્હને ધન્ય વાદ ઘટે છે."

"ત્હમે માદ્રી પુત્ર નકુળ અને સહદેવને કહેજો કે, ત્હમે બન્ને ક્ષત્રિયધર્મને યથાર્થ જાણવાવાળા છો. માટે જીવન કરતાં પણ બાહુબળથી સંપાદન કરેલા ધનનેજ શ્રેષ્ઠ અને પ્રિયતર ગણજો. ત્હમે પરમ ધાર્મિક છો, માટે દરેક ધર્મની ઉન્નતિ કરવી એ ત્હમારો ધર્મ છે. ત્હમારી સમક્ષમાંજ દ્રૌપદીને જે અપમાન સહન કરવું પડયું છે, અને જે જે અસહ્ય વાક્ય–પ્રહાર થયો છે, ત્હેને કયો ક્ષત્રિય વીર ભૂલી જશે!"

"હે મહાબાહો! ત્હમે મ્હારા પુત્રોને ફરીથી કહેજો કે, ત્હમે રાજ્ય ગુમાવ્યું છે તેને માટે, અગર ત્હમે દ્યૂતમાં હાર્યા ત્હેને માટે હું શોક કરતી નથી. પરંતુ શ્યામાંગી દ્રુપદબાલાને સભા મધ્યે રૂદન કરતાં કરતાં જે દારૂણ શબ્દો સાંભળવા પડ્યા છે, તેજ મ્હારા દુઃખનું કારણ છે. પતિ–પરાયણ દ્રૌપદીએ પોતે સનાથ હોવા છતાં પણ સભામાં એક અનાથની પેઠે, જે દારૂણ અપમાન સહન કર્યું છે તેથીજ મ્હારૂં હૃદય નિશદિન બળ્યા કરે છે."

"હે યાદવ! ભીમસેન અને અર્જુન ગુસ્સે થાય તો દેવતાઓનો પણ સંહાર કરી શકે એમ છે, એ ત્હમારાથી અજાણ્યું નથી. આહા! દુષ્ટોએ ત્હેમનું કેવું અપમાન કર્યું છે? ત્હેમની સમક્ષ દ્રૌપદીને સભામાં આવવું પડયું અને ત્હેમને પણ અસહ્ય વાક્ય–પ્રહાર સહન કરવા પડયા છે. હે કૃષ્ણ! આના કરતાં તે બીજું કયું અપમાન વધારે દુઃખકર હોઇ શકે?"

"હે કેશવ! ત્હમે મ્હારા પુત્રોને એ બધી વાત યાદ કરાવજો. પાંડવો, દ્રૌપદી, અને ત્હેના પુત્રોની ખબર પૂછજો, અને ત્હેમને મ્હારા આશીર્વાદ કહેજો. હવે ત્હમે નિર્વિઘ્ને ગમન કરો. ત્હમે ધર્મનું રક્ષણ કરતા આવ્યા છો માટે મ્હારા ધાર્મિક પુત્રોનું પ્રતિપાલન કરજો."

## ૬. કર્ણની કૃતજ્ઞતા.



[ મહાત્મા કૃષ્ણનો કર્ણને પાંડવપક્ષમાં લેવા માટે તેને તેનો જન્મવૃત્તાંત કહેવો-કર્ણનો પ્રત્યુત્તર-કૃષ્ણનું નિષ્ફળ થઈ યુધિષ્ઠિર પાસે જવું-કુન્તાજીની ચિંતા-કર્ણને પાંડવ પક્ષમાં લેવાનો કુન્તાજીનો પ્રયત્ન-ભગવાન્ સૂર્ય નારાયણની આકાશ-વાણી-કર્ણનો અનાદર-કુન્તાજીનો ઉત્તર-અર્જુન સિવાય ચારે ભાઇઓને અભયદાન-ઉપસંહાર. ]



મહાત્મા શ્રીકૃષ્ણ, ત્યાર પછી, કુન્તાજીને પ્રણામ કરી, ત્હેમને આશ્વાસન આપી, ત્યાંથી નીકળતી વખતે કર્ણને પોતાના રથમાં બેસાડી સાત્યકિ સાથે, નગર બ્હાર આવી પહોંચ્યા. તે જોઇને કૌરવો બહુજ વિચારમાં પડી ગયા, અને અનેક તર્ક વિતર્ક કરવા લાગ્યા. મહાત્મા મધુસુદન ઘણા ઘણા પ્રયત્નો કર્યા છતાં દુર્યોધનને યુદ્ધમાંથી પ્રતિ-નિવૃત્ત કરી શકયા નહિ. તેથી હવે ત્હેમણે એક છેલ્લો ઉપાય કરી જોવાનો વિચાર કર્યો. ત્હેઓ જાણતા હતા કે કૌરવોનો મુખ્ય આધાર કર્ણ ઉપર છે. અને કર્ણની સહાયતાથીજ દુર્યોધન પાંડવોનો પરાજય કરવાની આશા રાખે છે. માટે જો કર્ણ પાંડવોનો પક્ષ લે, તો યુદ્ધ થતું અટકે. એ હેતુથી ત્હેમણે ભેદ નીતિ પ્રમાણે કર્ણને એકાંતમાં લઈ જઇને કહ્યું કે, "હે કર્ણ ! ત્હેં વેદ પારંગત બ્રાહ્મણોને મુખે સત્ય સનાતન વેદવાકય શ્રવણ કર્યાં છે, અને સૂક્ષ્મ ધર્મશાસ્ત્રોનું પણ અધ્યયન કર્યું છે. તું, ત્હારી માતા કુન્તાજીની કુમારાવસ્થામાં, જન્મ્યો છે, માટે ખરૂં જોતાં તું પાંડવોનો દૂધ ભાઈ છે. પાંડવો ત્હારા નાનાભાઇ છે. માટે એ બન્ને કુળ સાથે ત્હારો સંબંધ જાણીને મ્હારી સાથે ચાલ. જ્યારે પાંડવો ત્હને કુન્તાજીનો પુત્ર અને યુધિષ્ઠિરનો વડિલ બંધુ જાણશે ત્યારે તેઓ પરમ આદરપૂર્વક ત્હારો

સત્કાર કરશે, અને ત્હનેજ રાજ્ય આપશે. પાંડવો, દ્રૌપદેયો, પાંચાલો, અને યાદવો, વૈદિક કર્મ પરાયણ પુરોહિત ધૌમ્ય અને હું, એ સઘળા મળીને ત્હારો રાજ્યાભિષેક કરીશું. રાજ્યાભિષેક થયા પછી ધર્માત્મા યુધિષ્ઠિર ત્હારો રાજ-દંડ ધારણ કરશે, ભીમસેન ત્હારા મસ્તક ઉપર વિશાળ રાજછત્ર ધરશે, ધનંજય ત્હારો સારથિ થશે, અને અભિમન્યુ, નકુલ, સહદેવ, દ્રૌપદીના પાંચ પુત્રો, પાંચાલો, મહારથ શિખંડી, અને હું પોતે ત્હારી આજ્ઞામાં રહીશું. નક્ષત્રગણ પરિવૃત ચંદ્રમાની પેઠે તું, પાંડવોથી પરિવેષ્ટિત થઇને રાજ્યશાસન કરી કુન્તાજીને પ્રસન્ન કર. આજે ત્હારા મિત્રોમાં આનંદ પ્રસરી શત્રુઓનાં હૃદય બળી ઉઠશે, અને પાંડવો સાથે બંધુભાવ ઉત્પન્ન થશે."

કર્ણે કહ્યું, "હે કૃષ્ણ ! ત્હમે પ્રણય, સખ્ય, અથવા હિતેચ્છાથી આજે જે કાંઈ કહો છો તે હું જાણું છું, અને હું ધર્માનુસારે, મહારાજા પાંડુનો પુત્ર છું, એમાં શંકા નથી. પરંતુ કુન્તાજીએ મ્હારો ત્યાગ કર્યો છે, અને અધિરથે મ્હને જોતાંજ પરમ પ્રેમપુર્વક પોતાને ઘેર લઈ જઈ રાધાની પાસે મ્હારૂં પાલનપોષણ કરાવ્યું છે. એ રાધાએજ માતાની પેઠે મ્હારાં મળમૂત્ર ધોઈને સ્તનપાન કરાવી મ્હને ઉછેર્યો છે. રાજા અધિરથ મ્હને પુત્ર તરીકે ગણે છે, અને હું પણ ત્હેમને પિતા કહીને બોલાવું છું. વળી તેમણે પોતાના પુત્ર તરીકે શાસ્ત્ર પ્રમાણે વિધિપૂર્વક મારા જાતકર્માદિ સંસ્કાર પણ કરેલા છે તો હવે મ્હારા જેવા ધર્મજ્ઞ અને ધર્મશાસ્ત્ર પરાયણ માણસ કેવી રીતે ત્હેમનો દ્રોહ કરી શકે ? અખંડ ભૂમંડળનું રાજ્ય મળે, સુવર્ણનો ઢગલો મળે, અને મ્હારો પ્રાણાંત થાય તોપણ હું ત્હેમની વિરૂદ્ધ વર્તી શકીશ નહિ.

"વળી મ્હેં તેર વર્ષ સુધી દુર્યોધનના આશ્રયમાં રહીને અકંટક રાજ્ય સુખ ભોગવ્યું છે, અને તે દરમ્યાન બહુ વિધ યજ્ઞાનુષ્ઠાન પણ કર્યાં છે. દાસ જાતિની સ્ત્રી સાથે મ્હારૂં લગ્ન પણ થઇ ગયું છે. મહારાજા દુર્યોધન મ્હારી આશાએજ ઉત્સાહથી પાંડવો સાથે યુદ્ધ કરવાને તૈયાર

થયો છે, અને યુદ્ધ વખતે મ્હારે અર્જુન સાથે યુદ્ધ કરવાનું નક્કી થઈ ગયું છે. વધ, બંધન, ભય અથવા લોભથી હું દુર્યોધનનો ત્યાગ કરીશ નહિ. જો હું અર્જુન સાથે યુદ્ધ ન કરૂં તો મ્હારી તેમજ અર્જુનની બન્નેની અપકીર્તિ થાય. પાંડવોએ ત્હમારો આશ્રય લીધેલો હોવાથી ત્હેમનોજ જય થશે. જીતેંદ્રિય ધર્માત્મા યુધિષ્ઠિરજ રાજ્યેશ્વર થશે, અને તેજ સ્થાનને યોગ્ય છે. હૃષીકેશ જેના નેતા, અને મહારથ ધનંજય, ભીમસેન, નકુલ, સહદેવ, અભિમન્યુ, દ્રોપદી, ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ વગેરે મહાવીરો જેના યોદ્ધા છે ત્હેનીજ પૃથિવી, થશે અને ત્હેનુંજ રાજ્ય ચાલશે, એમાં લેશમાત્ર પણ સંશય નથી.

"મ્હેં સ્વપ્નમાં જોયું છે કે, મહારાજા યુધિષ્ઠિર ભીમાર્જુન આદિ ભાઈઓ સાથે એક હજાર સ્તંભો ઉપર નિર્માણ કરેલા મનોહર પ્રાસાદ ઉપર ચડે છે, તે વખતે ત્હમે બધા શ્વેત મુકુટ અને શ્વેત વસ્ત્ર ધારણ કરીને સિંહાસન ઉપર બેઠા છો. પૃથિવી રૂધિરથી શસ્ત્રાસ્ત્રથી ઢંકાઇ ગઈ છે, અને મહારાજા યુધિષ્ઠિર એક હાડકાના ઢગલા ઉપર બેસીને પ્રફુલ્લ ચિત્તે સુવર્ણ પાત્રમાં ઘી, દૂધ ખાય છે, માટે યુધિષ્ઠિરજ આ પૃથિવીનું રાજ્ય કરશે. વળી ધૃતરાષ્ટ્રના સૈન્યમાંથી અશ્વત્થામા, કૃપ, કૃતવર્મા, સાત્વત અને અન્યાન્ય વીર પુરૂષોને રાતો મુકુટ ધારણ કરેલા, અને હું મહારથ ભીષ્મ, દ્રોણાચાર્ય વગેરે ઉંટના રથમાં બેસીને દક્ષિણ તરફ પલાયન કરતાં માલમ પડયા છીએ. માટે અમે સઘળા પ્રબલ ગાંડીવના પ્રભાવથી યમદ્વારમાં પ્હોંચીશું એમાં સંદેહ નથી. તેમ છતાં પણ દુર્યોધનનો દ્રોહ કરીને હું મ્હારા અકૃતજ્ઞ જીવનની રક્ષા કરવા માંગતો નથી. સૌભાગ્યે આ શુભ પ્રસંગે દુર્યોધનની ઉદ્દેશસિદ્ધિને માટે રણક્ષેત્રમાં પ્રાણાર્પણ કરીને અક્ષય સ્વર્ગનું સુખ ભોગવીશ."

કૃષ્ણે કહ્યું, "હે કર્ણ ! પાંડવોનોજ વિજય થશે, એમાં લેશ માત્ર પણ સંશય નથી. જ્યારે મ્હારા કહેવાથી ત્હારૂં મન માનતું નથી ત્યારે નિશ્ચય આ વસુંધરાને વિનષ્ટ થવાનો સમય આવી પહોંચ્યો છે. જ્યારે

પ્રાણિઓનો વિનાશ કાળ પાસે આવે છે ત્યારે ન્યાયવત્ દેખાતો અન્યાય ત્હેમના હૃદયમાંથી નીકળી શકતો નથી."

કર્ણે કહ્યું, "હે કૃષ્ણ! એમ થશે તો હવે આપણા આ ક્ષત્રિય-કુળ વિનાશક મહાયુદ્ધમાં વિજય મેળવીને આપનાં દર્શન કરીશ, નહિ તો સ્વર્ગમાં જઈને ત્હમારો સાક્ષાત્કાર કરીશ. હવે આપણે રણક્ષેત્રમાં મળીશું."

એમ કહીને કેશવને ગાઢ આલિંગન કરી, ત્હેમની રજા લઇ કર્ણ રથમાંથી ઉતરી પડયો, અને વાસુદેવ પણ સાત્યકિ સાથે એકદમ ઉપડી ગયા. આ પ્રમાણે તેઓ લોકક્ષયકર યુદ્ધને અટકાવવામાં નિષ્ફળ થઇ, પાંડવ પાસે આવી પહોંચ્યા.

ત્યાર પછી મહાત્મા વિદુરજી, કુન્તાજીની પાસે જઇને શોકાકુળ થઇને કહેવા લાગ્યા, "જુઓ, મહાત્મા કેશવ સંધિ ન કરી શકવાથી પાછા ગયા છે. હવે પાંડવો જરૂર યુદ્ધની તૈયારી કરશે. અને તેમ થવાથી કૌરવો અને વીર ક્ષત્રિયોનો પણ સંહાર થશે. હે ભદ્રે! આ વિચારથી મ્હને એટલી બધી વ્યથા થાય છે કે રાતના ઉંઘ પણ આવતી નથી."

કુન્તીજી, વિદુરનાં વાક્ય સાંભળીને નિતાંત દુઃખી થયાં અને દીર્ઘ શ્વાસ મૂકીને મનમાં ને મનમાંજ વિચાર કરવા લાગ્યાં કે "હાય! અર્થનેજ ધિક્કાર છે! એ અર્થને માટેજ આ યુદ્ધમાં અનેક વીર પુરૂષોનો, અને સગાસંબંધીઓનો સંહાર થશે. ધનહીનને માટે મૃત્યુજ શ્રેયસ્કર છે. જ્ઞાતિ ક્ષય કરીને વિજય મેળવવામાં કદિપણ ધર્મ નથી. શાન્તનુનંદન ભીષ્મ, ગુરૂ દ્રોણાચાર્ય અને કર્ણ દુર્યોધનના પક્ષમાં હોવાથી મ્હારા ભયમાં વૃદ્ધિ થાય છે. પરંતુ દ્રોણાચાર્ય પોતાના શિષ્ય સાથે મન મૂકીને કદિપણ યુદ્ધ કરશે નહિ. ભીષ્મ પણ પોતાના પુત્રો ઉપર કેમ હાથ ઉપાડશે? કેવળ કર્ણજ દુર્યોધનનો પક્ષ લઇને પાંડવોનો સંહાર કરશે. આહા! આ વિચારથી મ્હારૂં અંતઃકરણ બળી ઉઠે છે. માટે આજેજ કર્ણ પાસે જઇને ત્હેનું જન્મ-વૃત્તાંત કહી પાંડવો માટે ત્હેના મનને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરૂં. કર્ણ મ્હારોજ પુત્ર છે. તે શું મ્હારો હિતકર ઉપદેશ નહિ સાંભળે?"

એમ વિચાર કરીને કુન્તાજી ઉઠયાં, અને કર્ણને પાંડવોના પક્ષમાં લેવાના વિચારથી ગંગાજી તરફ ચાલવા માંડયું. ગંગાજી ઉપર જઇને જોયું તો પોતાનો પુત્ર સત્યપરાયણ કર્ણ પૂર્વાભિમુખે ઉભો રહીને વેદ પાઠ કરે છે. કર્ણ પાઠમાં તલ્લીન થઈ ગયો છે. કુન્તાજી ત્હેની પાસે ઉભાં રહ્યાં છે; ધીમે ધીમે સૂર્ય ઉંચો ચડયો. કર્ણ તાપ પડવા છતાં પણ વેદ પાઠમાં સંપૂર્ણ નિમગ્ન થઈ ગયો હતો, પરંતુ કુન્તાજીથી તાપ સહન થઇ શકયો નહિ. આથી તેઓ કર્ણ પાછળ ત્હેની છાયામાં બેસીને ત્હેનો વેદ પાઠ પુરો થવાની વાટ જોવા લાગ્યાં. મહાનુભવ કર્ણ બપોર સુધી પૂર્વાભિમુખે જપ કરીને પછી પશ્ચિમ તરફ ફરવા ગયો ત્યારે કુન્તાજી નજરે પડયાં. કુન્તાજીને જોઇને કર્ણ વિસ્મય પામ્યો, અને બે હાથ જોડી ત્હેમને પગે લાગીને કહેવા લાગ્યો કે, " હે ભદ્રે ! અધિરથના ઔરસથી રાધાના ગર્ભમાં ઉત્પન્ન થયેલો હું કર્ણ આપને પ્રણામ કરૂં છું. અહિંયાં આપનું શા માટે આવાગમન થયું છે, અને મ્હને શી આજ્ઞા છે તે જણાવો. "

કુન્તાજીએ કહ્યું, " વત્સ ! તું મ્હારો પુત્ર છે, રાધાના ગર્ભમાં ઉત્પન્ન થયો નથી. અધિરથ ત્હારો પિતા નથી, અને સુતકુળમાં ત્હારો જન્મ પણ થયો નથી. તું મ્હારા ગર્ભમાં જન્મ લઇને પોતાના ભાઇનો ત્યાગ કરી દુર્યોધનની સેવા કરે છે એ શું યોગ્ય છે ? મહાત્માઓએ ' પિતા માતાને સંતુષ્ટ કરવાં એજ પુત્રનો મુખ્ય ધર્મ છે, એમ વારંવાર કહ્યું છે. પહેલાં મહાવીર ધનંજયે મહાત્મા ધર્મરાજાને માટે જે કાંઈ સંપત્તિ એકઠી કરી હતી, તેનું દુર્યોધને છળકપટથી અપહરણ કરેલું છે, માટે હવે એ સઘળી સંપત્તિને ગ્રહણ કરીને તેનો સ્વચ્છંદે ઉપભોગ કર, ત્હારૂં સૌભાગ્ય જોઇને દુરાત્માઓનાં હૃદય બળી ખાખ થાઓ. અર્જુન અને તું એ કૃષ્ણ અને બલદેવ જેવા થશો. ત્હમે બે એકત્ર થઇને શું નહિ કરો ? તું મ્હારો સર્વથી મ્હોટો પુત્ર છે માટે ત્હારૂં દાસીપુત્ર એ નામ દૂર થવું જોઇએ. "

કુન્તાજી બોલી રહ્યાં એટલે ભગવાન્ ભાસ્કરે ગગનમાંથી કર્ણને કહ્યું કે, " હે કર્ણ ! કુન્તાજીની વાત ખરી છે, તું માતૃઆજ્ઞાનું પાલન કર. એમ કરવાથીજ ત્હારો શ્રેય થશે. "

સત્યપરાયણ કર્ણ, પોતાની માતા કુન્તીજી અને પિતા સૂર્યનારાયણનાં વાક્ય સાંભળીને જરાપણ ડગ્યો નહિ. તે કુન્તાજીને સંબોધીને કહેવા લાગ્યો કે, "હે માતા! હું ત્હમારી આજ્ઞા પાળી શકતો નથી. ત્હમારા ઉપદેશ પ્રમાણે વર્તવાથી મ્હારા ધર્મનો લોપ થાય છે. ત્હમે અત્યાર સુધી માતાની પેઠે મ્હારૂં હિત ન કરતાં હવે પોતાનું હિત કરવાની ઇચ્છાથી મ્હને પુત્ર કહેતાં આવ્યાં છો. જુઓ શ્રીકૃષ્ણના પરમમિત્ર અર્જુનને જોઇને કયો પુરૂષ ભીતિ ન પામે? માટે હું પણ જો દુર્યોધનનો દ્રોહ કરી પાંડવોના પક્ષમાં જાઉં તો સકળ મ્હને અર્જુનથી બ્હીધેલો જાણશે. અત્યાર સુધી 'હું પાંડવોનો ભાઇ છું એવું કોઇપણ જાણતું નથી તો આવા યુદ્ધ પ્રસંગે ત્હેમનો ભાઇ થઇને ત્હેમના પક્ષમાં જતો રહું તો ક્ષત્રિયો શું કહે? વળી કૌરવો, મ્હને સર્વ પ્રકારનું સુખ આપીને મ્હારો યથોચિત સત્કાર કરે છે, અને તેઓ પ્રતાપી પાંડવો સાથે વૈરભાવ રાખીને હમેશાં મ્હારી ઉપાસના કર્યા કરે છે. તેઓ મ્હારા બાહુબળથી યુદ્ધમાં શત્રુનો પરાજય કરવાની આશા રાખે છે તો હવે હું ત્હેમની એ આશાલતા કેવી રીતે છિન્નભિન્ન કરી શકું? જે કૌરવોના અન્નથી આજદિન સુધી મારો પિંડ પોષ્યો છે, ત્હેમને મ્હારી કૃતજ્ઞતા બતાવી આપવાનો આ ઉપયુક્ત સમય આવી પહોંચ્યો છે, માટે એ સમયે હું ત્હેમના ઋણનો બદલો વાળીશ. જે ભૃત્ય સ્વામીનું અન્ન ખાઇને ત્હેને જ્યારે કામ પડે ત્યારે ઉપયોગી ન થઇ પડે, તો તે આ લોક અને પરલોક, બન્ને લોકમાં સદ્દગતિ મેળવતો નથી. માટે હું ત્હમને પ્રતિજ્ઞા કરી કહું છું કે, હું, કૌરવોના હિતને માટે આપના પુત્ર સાથે યથાશક્તિ સંગ્રામ કરીને, ક્ષત્રિય ધર્મનું પાલન કરીશ. આપે દર્શાવેલું કાર્ય કલ્યાણકર હોવા છતાં પણ હું તેમ કરવાને સમ્મત થઇશ નહિ; પરંતુ ત્હમારા અનુરોધથી હું યુધિષ્ઠિર, ભીમ, નકુલ અને સહદેવ એ ચાર પુત્રોનો સંહાર કરીશ નહિ. મહારાજા યુધિષ્ઠિરના યુદ્ધમાં હું કેવળ અર્જુન સાથેજ યુદ્ધ કરીશ અને યુદ્ધ થશે તો યુદ્ધમાં અર્જુનનો સંહાર કરી કૌરવોના ઉપકારનો બદલો વાળીશ. નહિ તો અર્જુનને હાથે

પ્રાણ છોડીને ઉત્કૃષ્ટ યશ મેળવી સ્વર્ગીક સુખ ભોગવીશ. હે પુત્રવત્સલ ! આપના પંચ પુત્રો કદી પણ નષ્ટ થવાના નથી. કારણ કે અર્જુન મ્હારે હાથે મરશે તો હું જીવતો રહીશ; અગર હું અર્જુનને હાથે મરીશ તો તે જીવતો રહેશે, માટે ત્હમે તો ચિરકાળ પાંચ પુત્રોની માતા થઇને પરમ-સુખથી દિવસ નિર્ગમન કરશો."

ત્હ્યારે યશસ્વિની કુન્તાજી મહાવીર કર્ણનો આ પ્રતિઉત્તર સાંભળીને દુઃખથી કંપવા લાગ્યાં. મહાભારત યુદ્ધ નક્કી થશેજ એવી એમની ખાત્રી થઇ. તેઓ કર્ણને આલિંગન કરીને કહેવા લાગ્યાં, "હે વત્સ! તું કહે છે એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે કૌરવોનો વિનાશજ થવાનો છે. શું કરૂં દૈવજ બળવાન છે, પરંતુ અર્જુન સિવાય યુધિષ્ઠિર, ભીમસેન, નકુળ અને સહદેવને ત્હેં અભયદાન આપ્યું છે તે યાદ રાખજે." કુન્તાજી અને કર્ણ આ પ્રમાણે વાતચીત કરીને પરસ્પર આરોગ્ય અને સ્વસ્તિ વાક્યો કહીને પોતપોતાને ઘેર ચાલ્યાં ગયાં.

એમ એક પછી એક મહાવીર કર્ણની અવિચલિત સહિષ્ણુતા ૭ લૌકિક દાન–શીળતા, અને અસાધારણ કૃતજ્ઞતાનો પરિચય કરાવ્યો પરંતુ નિરપેક્ષ રીતે વિચાર કરવાથી એ સકળ સદ્ગુણ હોવા છતાં પણ ત્હેનું ચરિત્ર આદર્શરૂપ ગણી શકાય નહિ. ત્હેણે અવિશ્રાંત ગુરૂ શુશ્રુષા અધ્યવસાય અને સહિષ્ણુતાથી ગુરૂ પરશુરામને મુગ્ધ કર્યા. પરંતુ ખોટું બોલીને ત્હમને છેતરેલા હોવાથી ત્હેમના શાપનો ભોક્તા થયો. અદ્ભુત દાન શીળતા બતાવીને દેવરાજ ઇંદ્રને પણ ચકિત કર્યો તેમજ પિતા સૂર્યનારાયણની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું અને દુર્યોધન તરફ અસાધારણ કૃતજ્ઞતા બતાવી. પરંતુ ભગવાન્ શ્રીકૃષ્ણ અને માતા કુન્તાજીનો ઉપદેશ માન્યો નહિ. જે માણસ પિતા, માતા, ગુરૂ અને મિત્ર અથવા શુભેચ્છકનો અનાદર કરી ત્હેમની મરજી વિરૂદ્ધ વર્તે છે તે કદિપણ સુખી થતો નથી. યશસ્વી કર્ણના સંબંધમાં પણ આ સિદ્ધાંત ખરો પડેલો આપણને જણાય છે.

# ચતુર્થ પરિચ્છેદ.






" सुखदुःखे समेकृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ "

गीता.

# ચતુર્થ પરિચ્છેદ.

## અર્જુનનો વૈરાગ્ય.

[ સેનાપતિનું સ્થાપન–યુદ્ધની તૈયારી અને ઉદ્યોગ–ભીષ્મ અને દુર્યોધનનો સંવાદ–સૈન્ય–રચના યુદ્ધના નિયમો–યુદ્ધ–સૂચના અર્જુનને મોહથી ઉત્પન્ન થયેલો વૈરાગ્ય–શ્રીકૃષ્ણનો ઉપદેશ. ]

" યુદ્ધ કર્યા વિના દુર્યોધન કદાપિ રાજ્ય આપશે નહિ. " એવાં શ્રીકૃષ્ણના મુખનાં વચનો શ્રવણ કરીને મહારાજા યુધિષ્ઠિરે યુદ્ધમાં નહિ–ઉતરવું, એ અધર્મ સમજી યુદ્ધની તૈયારી કરવાની રજા આપી. તેમણે મહાવીર દ્રુપદ, વિરાટ, સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન, ધૃષ્ટકેતુ, શિખંડી અને મગધદેશાધિપતિ સહદેવ–એ ચાર મહારથીઓને વિધિપૂર્વક સેનાપતિની પદવી આપી. શ્રીકૃષ્ણના મત પ્રમાણે ધૃષ્ટદ્યુમ્નને તેમનો નાયક ઠરાવ્યો. વીરશ્રેષ્ઠ અર્જુને પૂર્વોક્ત સેનાપતિ વર્ગનું આધિપત્ય સ્વીકાર્યું, અને મહાત્મા શ્રીકૃષ્ણે અર્જુનના સારથિ થવાનું કબુલ કર્યું.

આ તરફ વાસુદેવને ક્રોધાવિષ્ટ થઇ પાંડવ–પાસે પાછા ફરેલા જોઇને દુર્યોધને પણ પોતાના સઘળા પ્રધાનોને બોલાવી યુદ્ધની તૈયારી કરવાની આજ્ઞા આપી. થોડા સમયમાંજ મ્હોટા વિસ્તારવાળા કુરૂક્ષેત્રમાં* બન્ને પક્ષની મ્હોટી સેનાઓ આવી પહોંચી. કૌરવોએ અગિયાર અક્ષૌહિણી,+

* વર્તમાન–પાણિપત અને કર્નાલને પાંડવોના સમયનું કુરૂક્ષેત્ર માનવામાં આવે છે. આ સ્થાનમાં ત્રણ પ્રસિદ્ધ યુદ્ધોમાં ભારતના ભાગ્યની પરીક્ષા થઇ હતી.

+ મહાભારતના આદિપર્વમાં "અક્ષૌહિણી" ની સંખ્યાનું નીચે પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું છે:––"એક રથ, એક ગજ, પાંચ પાયદળ અને ત્રણ ઘોડેસ્વારની

અને પાંડવોએ સાત અક્ષૌહિણી સૈન્ય એકઠું કર્યું. આ પ્રમાણે તે અઢાર અક્ષૌહિણી સેના પોતાના પદાઘાતથી પૃથ્વીને ધ્રુજાવતી ધ્રુજાવતી, વિશાળ ક્ષેત્રમાં આવી પહોંચતાંજ કુરૂક્ષેત્રમાં મહાન યુદ્ધોત્સવ થઈ રહ્યો. ભગવાન્ વાસુદેવે પુણ્યસલિલા હિરણ્વતીના તટ ઉપર પાંડવોના તંબુ નંખાવ્યા. તેની પાસે કૌરવોના તંબુ પણ નાંખવામાં આવ્યા. આ તંબુઓમાં ધનુષ્ય-બાણ-નારાચ-તોમર-પરશુ વિગેરે અસ્ત્રો; પર્વતોપમ ધૂમક ચૂર્ણ, તૃણ, તુષ, લાકડાં, અને કોલસાના ઢગલાઓ; અને અપરિમિત મધ-ઘૃત અન્ન-વિગેરે ખાવા પીવાના પદાર્થો અને વિવિધ વસ્ત્રાભૂષણો વિગેરે સઘળી ઉપયોગી વસ્તુઓનો સંગ્રહ કરવામાં આવ્યો હતો. હજારો સુનિપુણ શિલ્પીઓ અને અનેક શાસ્ત્રવિશારદ ચિકિત્સકો રાખવામાં આવ્યા હતા. રથીઓ રથને, અશ્વારો અશ્વને, અને માવતો હસ્તિયોને સુસજ્જીત કરવા લાગ્યા. પાયદળ લશ્કર પણ પોતપોતાના આયુધો સજ્જ કરવા લાગ્યું. ઘુંટણ સુધીના લાંબા હાથવાળા હજારો નરપતિયો ચિત્ર વિચિત્ર અમૂલ્ય વસ્ત્રાલંકારો ધારણ કરી સંપૂર્ણ ઉત્સાહથી યુદ્ધ ક્ષેત્રમાં વિચરણ કરવા લાગ્યા. આ વખતે યોદ્ધાઓથી છવાઇ ગએલું કુરૂક્ષેત્ર ચંદ્રોદય વખતના મ્હોટા સમુદ્રની પેઠે શોભા પામવા લાગ્યું. સૈનિકો, વમળના જેવા હસ્તી, અશ્વ અને રથો મગરમચ્છોના ઢગલા જેવા; વિચિત્ર આભરણો અને બખ્તરો, તરંગો જેવાં; ભંડારો, રત્ન જેવા; શંખ અને દુંદુભિના નાદો ગર્જના જેવા; શુભ્રવર્ણના શિબિરો ( તંબુઓ ). હીમથી આચ્છાદિત થયેલા પર્વતો જેવા; અસ્ત્રશસ્ત્રો, ફીણ જેવા; અને માર્ગો, સમુદ્રમાં મળતાં જળ પ્રવાહોના જેવા દેખાવા લાગ્યા.

દુર્યોધન, મહાવીર ભીષ્મ, દ્રોણ, કૃપ, શલ્ય, કર્ણ, શકુનિ, અશ્વ-

એક પત્તિ; ત્રણ પત્તિનો એક સેનામુખ, ત્રણ સેનામુખનો એક ગુલ્મ; ત્રણ ગુલ્મનો એક ગણ, ત્રણ ગણની એક વાહિની; ત્રણ વાહિનીની એક પૃતના; ત્રણ પૃતનાની એક ચમુ, ત્રણ ચમુની એક અનીકિની; અને દશ અનીકિનીની એક અક્ષૌહિણી. આ પ્રમાણે એક અક્ષૌહિણીમાં ૨૧૮૭૦ રથ, ૨૧૮૭૦ ગજ ( હાથી ) ૧૦૯૩૫૦ પગે ચાલનારૂં લશ્કર—અને ૬૫૬૧૦ અશ્વો હતા.

ત્યાંમાં, જયદ્રથ, અને ભૂરિશ્રવા વગેરે મહા પરાક્રમશાળી રથિયોને સેના-પતિના પદે અભિષિક્ત કરીને સઘળા લોકોની સમક્ષ તેમની પૂજા કરવા લાગ્યો. ત્યારપછી તેણે પોતાની તરફના સઘળા રાજા મહારાજાઓને નમસ્કાર કરીને મહાવીર ભીષ્મને કહ્યું કે " હે પિતામહ ! આપ રાક્ષસોના ગુરૂ શુક્રાચાર્યના જેવા તેજસ્વી, અમારા હિતેચ્છુ, બીજાથી સંહાર ન થાઓ એવા અને ધર્મ પરાયણ છો; માટે આ ક્ષણે આપજ અમારા સેનાપતિ થાઓ. કાર્તિકેય જેવી રીતે દેવતાઓના અગ્રેસર—નાયક—થયા હતા—તેવીજ રીતે તમે પણ અમારા નાયક થાઓ.

ભીષ્મે કહ્યું, " હે મહાબાહો ! હું મ્હારી પહેલાંની પ્રતિજ્ઞા પ્રમાણે તારા પક્ષમાં ઉભો રહીનેજ યુદ્ધ કરીશ; પરંતુ તારી માફક પાંડવો ઉપર પણ મ્હારે સ્નેહ રાખવો જોઇએ. તેથી તેમને પણ યોગ્ય સલાહ આ-પવી એ મારો ધર્મ છે. મહાવીર અર્જુન સિવાય બીજો કોઇ પણ મ્હારી બરોબરી કરી શકે એમ નથી. હું મ્હારા દિવ્ય અસ્ત્રોના બળથી આ દેવ અસુર—અને રાક્ષસોવાળા વિશ્વને નિર્જીવ કરી શકું એમ છું, પરંતુ મહા તેજસ્વી પાંડવોનો વિનાશ કરવાને સમર્થ નથી. તે છતાં જ્યાં સુધી પાં-ડવો મ્હારો સંહાર નહિ કરે ત્યાં સુધી દરરોજ તેમના પક્ષના દશ હજાર યોદ્ધાઓનો નાશ કરી તેમને ધીમે ધીમે અશક્ત બનાવી દેવાની પ્રતિજ્ઞા કરૂંછું. વળી હું તારા પક્ષનો સેનાપતિ થઇશ, પરંતુ દાસીપુત્ર કર્ણ હમેશાં મ્હારી સ્પર્ધા કર્યા કરે છે, માટે અમારા બેમાંથી પહેલું યુદ્ધ કોણે કરવું, તે નક્કી થવું જોઇએ. " ભીષ્મના ઉપરોક્ત વચનના પ્રત્યુત્તરમાં કર્ણ પોતાની મેળેજ બોલી ઉઠયો, " મહારાજ, મહાવીર ભીષ્મની હયાતીમાં હું કદિપણ પહેલાં યુદ્ધ કરીશ નહિ; તેમનો સંહાર થયા પછીજ અર્જુન સાથે હું યુદ્ધમાં ઉતરીશ. "

ત્યાર પછી પ્રભાતકાળ થતાંજ શૌર્ય અને સદાચારવાળા કૌરવ પક્ષના ભૂપતિઓએ, મહારાજા દુર્યોધનની આજ્ઞા પ્રમાણે સ્નાન સંધ્યાદિકથી પરવારી જઇ દિવ્યમાળાઓ, અને શુભ વસ્ત્રાભૂષણો પહેરી અસ્ત્ર શસ્ત્ર

અને ધ્વજા ધારણ કરી, સ્વસ્તિવાચન અને અગ્નિમાં આહુતિ આપી શત્રુ પક્ષનો પરાજય કરવાની આશાથી પરસ્પર સ્નેહ બતાવી એકાગ્ર ચિત્તે પાંડવો સ્હામે ચાલવા માંડયું.

મહા બળવાન ધૃતરાષ્ટ્રો પોતાની મ્હોટી સેના સાથે કુરૂક્ષેત્રના પશ્ચિમ ભાગમાં આવી ઉભા. આ તરફ પરાક્રમી પાંડવો પણ પોતાના વીર્ય અને બાહુબળના પ્રભાવથી વિજય મેળવવાની અભિલાષા સહિત કૌરવો સ્હામે જઇ ઉભા. આ પ્રમાણે જ્યારે તે ખળભળેલા સાગર જેવી બન્ને પક્ષની સેનાઓ એકઠી થઇ ત્યારે બાળક વૃદ્ધ અને સ્ત્રીઓથી છવાયેલું, પુરૂષ વિનાનું, અને હસ્તી, અશ્વ, અને રથ વિનાનું ભૂમંડળ શૂન્યવત દેખાવા માંડ્યું. પાંચ યોજનના વિસ્તારવાળા ગોળ રણક્ષેત્રમાં વિવિધ સામગ્રીઓથી પરિપૂર્ણ છાવણીયો નાંખવામાં આવી. ભૂપાલોએ ઉત્સાહપૂર્વક પોતપોતાના સૈન્ય સહિત તેમાં પ્રવેશ કર્યો. બ્રાહ્મણાદિ ચારે વર્ણો ને વિપુલ સેનાની હજારો છાવણીયો માલમ પડતી હતી. સઘળા ઉત્તમોત્તમ ખાનપાનના ઉપભોગ કરી પોતપોતાના સૈન્યમાં ઓળખાણ માટે સંજ્ઞા અને ચિન્હો ધારણ કરી વિવિધ વિચિત્ર વસ્ત્રાભૂષણો ધારણ કરવા લાગ્યા.

ત્યાર પછી તુમુલયુદ્ધનો આરંભ કરતા પહેલાં કૌરવ અને પાંડવોએ યુદ્ધ કરવાનો સમય નક્કી કરીને નીચે પ્રમાણે યુદ્ધના નિયમો ઘડી કાઢયા. "સરખા માણસોનેજ પરસ્પર ન્યાય યુદ્ધ કરવાનું આમંત્રણ કરવું. યુદ્ધમાં કોઇએ કોઇપણ પ્રકારનું કપટ અથવા અન્યાય-આચરણ કરવું નહિ. વ્યૂહથી છુટા પડેલા-અથવા વ્યૂહની બહાર રહી ગયેલા માણસો ઉપર પ્રહાર કરવો નહિ; યુદ્ધ પૂર્ણ થાય ત્યારે એક બીજા ઉપર સ્નેહભાવ રાખવો; રથીએ રથીની સાથે; પાયદલે પાયદલની સાથે, ઘોડેસ્વારોએ ઘોડેસ્વારો સાથે; અને હાથી ઉપર બેસીને યુદ્ધ કરનારાઓએ પ્રતિપક્ષના તેવાજ યોદ્ધાઓ સાથે યોગ્યતા, ઉત્સાહ, બળ અને અભિલાષા પ્રમાણે યુદ્ધ કરવું; પહેલાં ચેતવણી આપીને પછીજ હુમલો કરવો; શરણે આવેલા અને ભયભીત થયેલા માણસો ઉપર શસ્ત્રાઘાત કરવો નહિ, તેજ પ્રમાણે

શસ્ત્ર અને કવચ વગરના, અને યુદ્ધથી પરાઙ્મુખ થયેલા સૈનિકોને, અને સારથિ, ભાર લઇ જનાર, અને શંખ અને ભેરી વગાડનારાઓનો પણ સંહાર કરવો નહિ."

બન્ને પક્ષ વચ્ચે ઉપર કહેલા ધર્મ-યુક્ત નિયમો નક્કી થયા એટલે કૌરવ અને પાંડવોએ પોતપોતાનાં પક્ષના સૈનિકોને વ્યૂહમાં ગોઠવાઇ જઇ સજ્જ થવાની આજ્ઞા કરી. તેમ થતાંજ રાજા મહારાજાઓના "સાજ" "સાજ" શબ્દોથી, શંખ અને દુંદુભીના વાગવાથી, સૈનિકોના સિંહનાદથી, ઘોડાઓના હણહણાટથી, રથના ગડગડાટથી, હસ્તીયોની ગર્જનાથી, અને સૈનેકોના કોલાહલથી દશે દિશાઓ ગાજી ઉઠી. ઉભય પક્ષના સૈનિકોના દુષ્ઢર્ષ અસ્ત્રશસ્ત્રો અને કવચો દેખાવા લાગ્યા. સુવર્ણથી મઢેલા મદોન્મત્ત હસ્તીયો વિદ્યુતથી પ્રકાશિત થતાં વાદલાંના જેવા ભાસવા લાગ્યા. સૈન્યમાં ગોઠવાયલા રથો વિવિધ વિચિત્ર નગરોની પેઠે શોભા પામવા લાગ્યા. સુવર્ણ અને મણિઓથી વિભૂષિત ધ્વજાઓ શુક્લ પક્ષના તારાઓની માફક શોભવા લાગી. યુદ્ધમાં આવેલા વીરપુરૂષો અતિશય આતુરતાથી એ સઘળી પતાકાઓ જોવા લાગ્યા. રૂષભાક્ષ મુખ્ય મુખ્ય યોદ્ધાઓ વિચિત્ર કવચ, ટોપ, ધનુષ, બાણ અને બીજા ઘણા પ્રકારના આયુધો ધારણ કરીને સૈન્યના આગલા ભાગમાં ચાલવા લાગ્યા. નિષ્કલંક સૂર્ય જેવા મહા પ્રતાપી ભીષ્મપિતામહ શ્વેત ટોપ, શ્વેત છત્ર, અને શ્વેત કવચ ધારણ કરીને પોતાની એક અક્ષૌહિણી સેના સાથે કૌરવોની આગળ ચાલ્યા. કૌરવો, અને પાંડવોને શ્વેત અશ્વોથી જોડાયલા શ્વેત રથમાં બેઠેલા સુવર્ણની તાલ ધ્વજાથી શોભતા *ભીષ્મપિતામહ ધવલ આકાશમાં આરૂઢ થયેલા ચંદ્ર

* કુરૂક્ષેત્રના યુદ્ધમાં મુખ્ય મુખ્ય યોદ્ધાઓના રથને ઓળખવા માટે તે ઉપર જુદા જુદા ચિન્હોવાળી ધ્વજાઓ ઉડતી હતી. ભીષ્મનો રથ પાંચ તારાવાળા સુવર્ણ તાલકેતુથી, દ્રોણનો રથ વેદિ અને કમન્ડલથી શોભાતો, હેમ ધ્વજથી અશ્વસ્થામાનો રથ, સિંહના ચિન્હથી, જયદ્રથનો રથ, શ્વેત વરાહકેતુથી કર્ણનો રથ હાથીના ચિન્હથી, દુર્યોધનનો રથ, નાગના ચિન્હવાળી મણિમય ધ્વજાથી, યુધિષ્ઠિરનો રથ, હેમ અને રત્નથી મઢેલા પાત્રથી, અર્જુનનો રથ કપિધ્વજથી ઓળખાતો હતો.

જેવા દેખાવા લાગ્યા. જેમ ક્ષુદ્ર હરણો મ્હોટા સિંહને જોઇને ભયભીત થાય, તેજ પ્રમાણે ધૃષ્ટદ્યુમ્નાદિ સંજયો કૌરવ સૈન્યના અગ્રમાં ઉભેલા ભીષ્મને જોઇને ભય પામવા લાગ્યા.

ત્યાર પછી યુદ્ધનો આરંભ કરતા પહેલાં ભીષ્મપિતામહે સઘળા મહીપાલોને બોલાવીને કહ્યું કે, "હે વીર પુરુષો ! સંગ્રામ એ સ્વર્ગમાં જવાનું ખુલ્લુ દ્વાર છે, માટે એ દ્વારનો આશ્રય લઇ તમે ઇંદ્રલોક અથવા બ્રહ્મલોકમાં ગમન કરો. વ્યાધિથી પીડાઇને ઘરમાં મરણ પામવું એ ક્ષત્રિયોને માટે અધર્મ છે. શસ્ત્રના આઘાતથી મરવું એજ તેમને માટે કલ્યાણકર્ત્તા છે, એજ તેમનો સનાતન ધર્મ છે.

ભીષ્મના ઉપદેશથી ઉત્તેજીત થઇને મહીપાલો પોતપોતાના રથમ બેસી પોતાના સૈન્યમાં ચાલ્યા ગયા, અને યુદ્ધ કરવાને આતુર થઇ ગયા કેવળ ભીષ્મપિતામહનો દ્વેષ કરનાર કર્ણ પોતાના બંધુઓ, અને અમાત્ય વર્ગ સાથે રણક્ષેત્રમાંથી ચાલ્યો ગયો. ત્યાર પછી કૌરવોના પક્ષના સઘળા રાજાઓ સુસજ્જીત થઇને જીવવાની આશાનો ત્યાગ કરી પિતામહ ભીષ્મની રક્ષા કરવા લાગ્યા. ભીષ્મે પણ કૌરવ સૈન્યનું રક્ષણ કરવાનો સંકલ્પ કરી વિચિત્ર વ્યૂહ રચના કરી, તે જોઇને મહારાજા યુધિષ્ઠિરે અર્જુનને કહ્યું કે "હે ધનંજય ! આપણું સૈન્ય કૌરવોના સૈન્ય કરતાં બહુજ થોડું છે, માટે બૃહસ્પતિના વચન પ્રમાણે તેને સૂચીમુખાકાર વ્યૂહમાં ગોઠવી દે "

મહાવીર અર્જુને ધર્મરાજાની આજ્ઞા પ્રમાણે વજ્રપાણિએ કહેલ "વજ્રાખ્ય" નામના અચલ અને દુર્જય વ્યૂહની રચના કરી, અને તેમ પોતાના સૈનિકોને બરોબર ગોઠવીને ગાંડીવ ધનુષ્ય અને અક્ષય ભાથા લઈ અગ્નિ જેવા તેજસ્વી, હજારો ઘુઘરાઓથી શોભતા, સુવર્ણથી મઢેલા, શ્વેત અશ્વવાળા, સારા ચક્ર (પૈડાં) વાળા મહાત્મા શ્રીકૃષ્ણથી હંકાતા કપિધ્વજ રથમાં આરોહણ કર્યું. અસ્ત્રશસ્ત્રનો પરિત્યાગ કરી કેવળ પોતાના બાહુ બળથીજ મનુષ્ય તેમજ મ્હોટા મ્હોટા હસ્તીઓને મારનાર પ્રચંડ કાયા વાળા ભીમસેને પણ કૌરવોના ઉચ્છેદ માટે રૌદ્રરૂપ ધારણ કર્યું મહાવીર

ધૃષ્ટદ્યુમ્ન, નકુલ, સહદેવ, અભિમન્યુ અને દ્રૌપદી એ સઘળા એક બીજા સાથે મળીને મહારાજા યુધિષ્ઠિરની રક્ષા કરવા લાગ્યા. અર્જુનથી સુરક્ષિત થયેલો શિખંડી ભીષ્મ પિતામહનો વધ કરવા તૈયાર થઇ ગયો. આ પ્રમાણે પુરૂષ શ્રેષ્ઠ પાંડવોએ ગદાપાણિ ભીમસેનને આગળ કરીને પરિપૂર્ણ અને સ્થિર ભાગીરથીની પેઠે પોતાની સેના સહિત કૌરવ સૈન્ય તરફ ધીમે-ધીમે ચાલવા માંડ્યું, તે વખતે પાંડવોની સેના યમુના સહિત મળેલી ગંગાના જેવી દેખાવા લાગી. આ પ્રમાણે કૌરવો પશ્ચિમ તરફ અને પાંડવો પૂર્વ તરફ ઉભા રહેલા હોવાથી કૌરવ સેનાએ અસુર-સેના જેવી, અને પાંડવ-સેના દેવસેના જેવી શોભા ધારણ કરી. તે છતાં દુર્યોધનની વિપુલ સેના જોઇને મહારાજા યુધિષ્ઠિરને બહુજ શોક થયો, અને તેઓ વિજય મેળવવાની આશા છોડી દઇને અર્જુનને કહેવા લાગ્યા, "હે ધનંજય! પિતામહ ભીષ્મે કૌરવોનું સેનાધિપતિપણું લઇને આ પ્રમાણે શાસ્ત્રાનુસાર વ્યૂહ રચના કરી છે, તો પછી આપણો જય કેવી રીતે થશે? આ ક્ષણે આ મ્હોટા વ્યૂહમાંથી બચી જઇને કેવી રીતે વિજયી થવું તે કહે?"

મહારાજા યુધિષ્ઠિરના ઉપરોક્ત પ્રશ્નના ઉત્તરમાં અર્જુન બોલ્યો, "હે મહારાજ! જે કારણોથી થોડા માણસો, પોતાનાથી વધારે બુદ્ધિ, શૌર્ય, અને ગુણવાળા ઘણા માણસોને પરાસ્ત કરે છે-કરી શકે છે તે સત્ય શ્રવણ કરો. દેવ અને અસુરો વચ્ચે યુદ્ધ થયું ત્યારે પિતામહ બ્રહ્માએ ઇન્દ્રાદિ દેવતાઓને કહ્યું હતું કે, સત્ય, દયા, અને ધર્મથી જેવો વિજય મળે છે, તેવો વિજય બળ વીર્યથી કદી પણ મળતો નથી; કારણ કે જે સ્થાને ધર્મ છે, તેજ સ્થાને જય છે. વળી નારદે પણ કહ્યું છે કે જ્યાં કૃષ્ણ છે ત્યાંજ જય છે, માટે આ યુદ્ધમાં આપણોજ જય થશે એમાં સંદેહ નથી. વળી જેની કૃપાથી ઇન્દ્રાદિ દેવતાઓ ત્રૈલોક્યના અધિપતિ થયા છે, તે કૃષ્ણજ જ્યારે "આપણો જય થશે" એમ કહે છે, તો પછી આપણે હવે ચિંતા કરવાનું કે દુઃખ પામવાનું કાંઈ પણ કારણ નથી.

અર્જુનના મધુર આશ્વાસનથી પ્રસાદ પામીને મહારાજા યુધિષ્ઠિર

હાથીના રોળાથી વિંટાયલા ઇન્દ્રના રથ જેવા યુદ્ધની સઘળી સામગ્રીઓથી પરિપૂર્ણ, હેમ અને રત્નથી જડાયલા, સુવર્ણમય પાત્રના ચિન્હવાળી ધ્વજાવાળા રથમાં બિરાજ્યા, એટલે મહર્ષિઓ સ્તુતિપાઠ ભણતા ભણતા તેમની પ્રદક્ષિણા કરવા લાગ્યા; પુરોહિતો વિજયની ઘોષણા, અને બ્રહ્મર્ષિ અને સિદ્ધ, જપ, મંત્ર અને ઔષધિથી તેમને આશીર્વાદ આપવા લાગ્યા. મહાત્મા યુધિષ્ઠિર બ્રાહ્મણોને હજારો ગાયો, પુષ્પ, ફળ, અને સુવર્ણનાં દાન આપીને ઇન્દ્રની પેઠે યુદ્ધ ક્ષેત્રમાં આવી પહોંચ્યા.

ત્યાર પછી અર્જુનના સારથિ વાસુદેવે દુર્યોધનના સૈનિકોને લડવાને તૈયાર થઈ ગયેલા જોઇને અર્જુનને લડાઇમાં વિજય મેળવવાને યુદ્ધ કરતા પહેલાં દુર્ગાદેવીની સ્તુતિ કરવાનું કહ્યું. કૃષ્ણની આજ્ઞા પ્રમાણે અર્જુને પોતાના રથમાંથી ઉતરીને બન્ને હાથ જોડી ભગવતીની સ્તુતિ કરવા માંડી. કેટલીક વારે ભક્તવત્સલ ભગવતી અર્જુનની સ્તુતિથી પ્રસન્ન થઈ તેને અભીષ્ટ વરદાન આપી અંતર્ધાન થઇ ગયાં, એટલે ધનંજય "વરદાનના પ્રભાવથી જય મળશેજ" એવો નિશ્ચય કરી રથમાં બેસીને વાસુદેવના પાંચજન્ય શંખના ભીષણ ધ્વનિ સાથે પોતાના દેવદત્ત શંખનો ધ્વનિ કરીને દશે દિશાઓ ગજાવી મુકી. કૌરવો આ ભીષણનાદથી વ્યથિત થઇ ભીષ્મ-પિતામહને આગળ કરીને આગળ વધ્યા. ભીષ્મે દુર્યોધનને હર્ષિત કરવાને સિંહનાદ સાથે ઉચ્ચસ્વરે શંખ-નાદ કર્યો. તેના ઉત્તરમાં પાંડવોએ પણ પોતપોતાના શંખ વગાડ્યા. આ વખતે બન્ને પક્ષના તુમુલ ધ્વનિ ભૂમંડળ નભો મંડળમાં પડઘો પાડીને કૌરવોના હૃદયને વિદીર્ણ કરવા લાગ્યા.

ત્યારપછી અર્જુને પોતાનું ધનુષ્ય ઉપાડીને ભગવાન વાસુદેવને કહ્યું, "હે અચ્યુત ! દુર્બુદ્ધિ દુર્યોધનના હિતની ઇચ્છાથી કયા કયા રાજાઓ, યુદ્ધ કરવાને આ રણક્ષેત્રમાં આવ્યા છે, તે હું બરોબર જોઈ શકું તેવી રીતે મ્હારા રથને બન્ને સેનાની મધ્યમાં લઇ જાઓ." અર્જુનના કહ્યા પ્રમાણે ભગવાને બન્ને સૈન્યની મધ્યમાં રથને ઉભો રાખ્યો, એટલે કૌરવ સૈન્યના અગ્રભાગમાં પિતામહ ભીષ્મ, અને આચાર્ય દ્રોણ, વગેરે ગુ-

નોને જોઇને અર્જુન વિષાદયુક્ત વદને કહેવા લાગ્યો, "હે સખે! આ સઘળા આત્મીયજનોને યુદ્ધમાં આવેલા જોઇને મ્હારાં અંગો શિથિલ થઈ જાય છે, શરીર ધ્રુજે છે, શોકથી રૂવાં ઉભાં થાય છે, મ્હોડું સુકાઈ જાય છે, ગાત્રો બળ્યાં બળ્યાં થાય છે, અને હાથમાંથી મ્હારૂં ગાંડીવ ધનુષ્ય પણ સરી પડે છે. વળી હે કૃષ્ણ! મ્હને મ્હારૂં મન જાણે ભમતું હોય તેમ લાગે છે. આ પ્રમાણે મ્હને કેવળ નઠારાં લક્ષણોજ માલમ પડે છે. હવે હું જય, રાજ્ય અને સુખની ઇચ્છા રાખતો નથી. જેને માટે રાજ્ય ભોગ અને સુખની ઇચ્છા કરીયે, તે આચાર્ય, પિતામહ, મામા ભાઇઓ અને મિત્રો વગેરે સઘળા મરવાનો સંકલ્પ કરીને આ યુદ્ધમાં મ્હારી સ્હામે આવી ઉભા છે, તો પછી હવે અમારે રાજ્ય, ધન અને જીવિતનું શું કામ છે? પૃથ્વીની વાત તો દૂર રહી, પરંતુ કદી ત્રણે લોકનું રાજ્ય મળે, તોપણ હવે હું આ કૌરવનો સંહાર કરીશ નહિ, તેઓ અમારી ઉપર આક્રમણ કરશે, તો પણ હું તેમને મારીશ નહિ; કારણ કે એમનો નાશ કરવાથી અમને શું સુખ મળવાનું છે? અરે, ઉલટા એ સ્વજનોનો વિનાશ કરવાથી અમે પાપના ભોક્તા થઈશું માટે એમનો નાશ કરવો એ મ્હને કોઇ પણ પ્રકારે શ્રેયસ્કર લાગતું નથી." આ પ્રમાણે કહી પશ્ચાત્તાપ કરીને ગાંડીવ ધનુષ્યને નીચેમૂકી અર્જુન શોકાકુળ ચિત્તે રથની બાજુમાં ખસી ગયો.

શ્રીકૃષ્ણે અર્જુનના આ વિષાદને એક પ્રમાદજ ગણી કાઢયો. તેઓ અર્જુનને ખોટા મોહમાં ફસાઇ ગયેલો અને તેના મનમાં અસામયિક વિષમ વૈરાગ્યનો સંચાર થયેલો જોઇને કહેવા લાગ્યા, "હે અર્જુન! તું એક જ્ઞાનિની પેઠે આ વખતે જે શબ્દો ઉચ્ચારે છે તે ત્હારા જેવા ક્ષત્રિયના મુખમાં શોભતા નથી. તું ક્ષત્રિય વંશમાં ઉત્પન્ન થઈ ક્ષત્રિય ધર્મ પ્રમાણે પ્રતિપાલિત અને પરિવર્ધિત થયેલો હોવા છતાં આ વખતે ક્ષત્રિય ધર્મનું પાલન કરતાં કેમ અચકાય છે? મિત્ર હોય કે શત્રુ હોય, ન્હાનો હોય કે મ્હોટો હોય, ગમે તે હોય, પરંતુ ન્યાય યુદ્ધમાં બહાર પડતાંજ તેની સાથે ન્યાય પ્રમાણે યુદ્ધ કરવું એજ ક્ષત્રિયોનો ધર્મ છે. એ ધર્મનું ઉલ્લંઘન

કરવાથી ક્ષત્રિયો આ લોકમાં અપકીર્તિ, અને પરલોકમાં નરકના અધિકારી થાય છે. ક્ષત્રિય થઇને ક્ષાત્રય-ધર્મનો ઉચ્છેદ કરવો એ ત્હારે માટે બહુજ અનુચિત છે. માટે સત્વર ગાંડીવ ધારણ કરી યુદ્ધ કરવાને તૈયાર થઇ જા."

ભગવાન વાસુદેવે આ પ્રમાણે યુક્તિપૂર્ણ વાક્યથી અર્જુનને તેના વૈરાગ્યમાંથી મુક્ત કરવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તે તદન નિષ્ફળ ગયો. અર્જુન તે વખતે નવા નવા તર્ક વિતર્કો કરવા લાગ્યો. છેવટે અર્જુનને ભ્રમિત થઇ ગયેલો જોઇ મહાત્મા કેશવ કૃપા પરવશ થઇને મધુર હાસ્ય કરી તેના મોહિત ચિત્ત ઉપર શાંતિસુધાની વૃષ્ટિ કરવા લાગ્યા. તેઓ ધીમે ધીમે પોતાને અનન્ત કીર્તિ આપનારી ભગવદ્ગીતાના અમૃતમય યોગ માહાત્મ્યનું વર્ણન કરવા લાગ્યા, પરંતુ તેનાથી પણ અર્જુનને સંપૂર્ણ જ્ઞાન થયું નહિ ત્યારે છેવટે તેમણે પોતાના અપૂર્વ વિરાટસ્વરૂપના દર્શન કરાવ્યા. શ્રીકૃષ્ણ ભગવાનનું તે અચિંતનીય વિશ્વરૂપ અને વિભૂતિ જોઇને અર્જુન બહુ વિસ્મય પામ્યો અને તેમની સ્તુતિ કરવા લાગ્યો. આ પ્રમાણે યોગેશ્વરના અનંત મહિમાના દર્શન અને તેમના શ્રીમુખમાંથી નીકળેલી અભય વાણીના શ્રવણથી અર્જુનના મોહરૂપી અંધકારનો નાશ થયો અને તેના પવિત્ર હૃદયમાં દિવ્ય જ્ઞાનનો સંચાર થયો. તે વખતે તેણે શ્રીકૃષ્ણ ભગવાનને શરણે જઇને તન્મય ભાવથી તેમની આરાધના કરી, અને તેમના ઉપદેશ પ્રમાણે પોતાના કર્તવ્યનું પ્રતિપાલન કરવાને તૈયાર થઇ ગયો.

શ્રીકૃષ્ણના જે અમૂલ્ય ઉપદેશથી અર્જુનનો મોહજનિત વૈરાગ્ય નષ્ટ થયો છે તે સમગ્ર ઉપદેશ દિવ્યદર્શી મહાત્મા વાસુદેવે સંગ્રહિત અને લિપી બદ્ધ કરીને શ્રીમદ્ ભગવદ્ગીતાના આકારમાં મહાભારતના ભીષ્મ પર્વમાં આલેખ્યો છે. તેમ કરીને ખાણમાંના પદ્મરાગ મણીની પેઠે, અથવા તો સમુદ્રમાંના જ્યોતિર્મય રત્નની પેઠે તેની શોભામાં ઘણોજ વધારો કર્યો છે. ગીતાના તે નિગૂઢ પ્રાણસ્પર્શી ગંભીર ભાવ-બિંદુમાંથી ફક્ત એક બે કણિકાનોજ આશ્રય લઇને તરૂણ પાઠક પાઠિકાને ઉપયોગી થઈ પડે એવા સરલ પદ્યના કેટલાક ચરણો નીચે આપીએ છીએ.

કૃષ્ણ:—

" કેમ પાર્થ ! જ્ઞાની થઇ, ઉચરે મુખ આ વાણ:
અનાર્ય ઉચિત કર્મથી, લેવો શું મન લ્હાણ ? ૧
તત્વજ્ઞાન પ્રકાશથી, ઉજ્વલ અંતર સાર;
વૃથા મો-છાયા તને, કયમ દમે આ વાર ? ૨
સ્વજન વધને કેમ તું, માને ભીષણ પાપ ?
આવા તુજ વિચારથી, થાય મન સંતાપ. ૩

અર્જુન:—

" દ્રોણાચાર્ય ગુરૂ મ્હારા, વીર દુર્યોધન ભ્રાત,
હું હણું કયમ રણ વિષે, પૂજ્ય ભીષ્મ મમ તાત ? ૪
સ્વજનના વધ કારણે, ઉપજે અંતર ત્રાસ:
જે માટે કરવો પડે, નક્કી નરક પ્રવાસ. " ૫

કૃષ્ણ:—

કિન્તુ પાર્થ પરંતપ ! વિચાર તું નિજ મન:
કયા કર્મો સાધવાને, આવ્યો વિશ્વ ઉપવન ? ૬
સ્વજન જેને જ્ઞાનીએ, ગ્રહે નહી કદિ બાહ્ય;
અલ્પકાળ સાથે રહી જોતામાં લય થાય. ૭
સંસારાબ્ધિ તરીજવા, ત્યાં લગી લાગશે વાર;
"મ્હારૂં મ્હારૂં" જયાં લગી, તું મનમાંહી વિચાર. ૮
જાણ વિશ્વ ક્ષણિક તું, વળી અનિત્ય અસાર;
અખિલ આ બ્રહ્માંડમાં, પરમાત્મા એક સાર. ૯
અવનિમાં દષ્ટે પડે, તે સઘળી તેની માયા;
માટે ભુલીશ પાર્થ ના, તે તેજ પ્રભુની છાયા. ૧૦
ધરી દેહ ક્ષણિકને આત્મા અમરજ સાર;
નાના જીવરૂપે કરી, જનમે વિશ્વ મોઝાર. ૧૧

આયુષ્ય દોરી વહી જતાં, થાય દેહ પતન;
આત્મા પામ્યો મરણને, સુખે વદે મૂઢજન. ૧૨

કદી મરણથી થાય ના, અવ્યય આત્મ વિનાશ;
એક દેહના ત્યાગથી બીજે કરે નિવાસ. ૧૩

ત્યાગી જુના ચીરને, જેમ નવીન વસન;
આદરપૂર્વક પ્રેમથી, કરે મનુષ્ય ગ્રહણ. ૧૪

તેમ જીર્ણ આ દેહને, કરીને વિસરજન;
જુદા જુદા દેહમાં, આત્મા કરે ભ્રમણ. ૧૫

માટીમાંથી ઉપન્યો, ભળશે માટી માંહ્ય;
માટે મિત્ર એ દેહનું, તજ મમતા અભિમાન. ૧૬

અવિદ્યા કેરી જાળમાં, સપડાયો આ વાર;
માટે શત્રુ વધ વિશે, થાય તું બેદરકાર. ૧૭

પાર્થ ! અસ્ત્રના બળ થકી, આત્માતણો વિનાશ;
માનવને છે સાધ્ય ના, સુણ સજ્જન દાસ. ૧૮

કો, કોઇને હણતો નથી, સુણ ધનંજય વીર !
જીવ નિયંતા હું સદા, જાણ ધનુર્ધર ધીર. ૧૯

દુષ્ટાચારી જીવાત્મને, કરવા શાસન સાર;
પ્રલય રૂપ પ્રચંડ હું, ધરૂં સૃષ્ટિ મોઝાર. ૨૦

મ્હેંજ હણ્યા છે ક્યારના, હણવા લાયક જેહ;
નિમિત્ત માત્ર તું થા હવે, છોડી ખોટો સ્નેહ. ૨૧

સજ્જન–રક્ષા કારણે, દુષ્ટ વિનાશજ સાર;
ધર્મ સ્થાપવાને ધરૂં, પ્રાત યુગે અવતાર. ૨૨

પાર્થ નિષ્કામ ભાવથી, સુખે પાલ સ્વધર્મ;
થાયે શુભાચરણથી, અંતર શુદ્ધ સંપૂર્ણ. ૨૩

વળી વિશેષે ઉપન્યો, ક્ષત્રિય ભૂષણ કુળ;
ધર્મ-યુદ્ધ તેથી હવે, તુજ જીવનનું મૂળ. ૨૪

જો પરંતપ! પ્રેમથી, અરપું દૃષ્ટિ દિવ્ય;
મારૂં રૂપ વિશાળ જે, અનંત ને અવ્યય. ૨૫

વિશ્વ રૂપ માંહી વળી, જોતું વ્યાપ્ત જગત;
સર્વે સ્થાવર જંગમ, વા હોય ક્ષુદ્ર બેહદ. ૨૬

ચંદ્ર, સૂર્ય, તારા, ગ્રહો, અને સાગર આકાશ:
અખુટ ગિરિ અસંખ્ય જો, થાયે દેશ પ્રકાશ. ૨૭.

વળી ધનુર્ધરવીર તું, જો આ દેહ અનુપ;
અનન્ત જીવો આવીને, પ્રવેશ કરે સંમુખ. ૨૮

જો! જો! આ કૌરવ અને, પાંડવ દળ વાદળ;
અનલ મુખે જન્તુઓ, ત્યમ ધાયે છે કેવળ. ૨૯

જેને મુખથી તું કહે, સાચા તુજ સ્વજન;
તે સર્વે જો, થાય છે, સુતીક્ષ્ણ દન્તે ચૂર્ણ. ૩૦

તેથી બંધુ-વધ તણી, મન-ચિન્તા કર દૂર;
તુજ સન્મુખે જે ખડું, વિચાર કર્મ પ્રચૂર. ૩૧

ત્યજી મોહ ઉઠ મિત્ર તું, વીર પાંડુ-સંતાન!
ધરી હસ્ત ગાંડીવને, કર શરનું સંધાન. ૩૨



## ભીષ્મનું યોગબળ.

**[ ભીષ્મ કૌરવ સેનાપતિ—અને પાંડવોના સલાહકાર—ભીષ્મનું અસાધારણ વીર્ય અને કૃષ્ણભક્તિ—યુદ્ધમાં ધર્માનુરાગ અને નિઃસ્વાર્થપરતા—શરશય્યા, અને યોગ તત્પરતા—અર્જુને આપેલાં ઉપાધાન અને જળથી ભીષ્મને હર્ષ—ભીષ્મના ઉપદેશ પર દુર્યોધનની અશ્રદ્ધા, કર્ણ અને ભીષ્મનો સંવાદ. ]**

રાજકુમાર દેવવ્રતે બાલ્યાવસ્થામાંજ શાસ્ત્ર અને શસ્ત્ર વિદ્યામાં સુશિક્ષિત થઇને પોતાના પિતા શાન્તનુ અને પ્રજાવર્ગને આશ્ચર્યચકિત કરી નાંખ્યા હતા. ત્યાર પછી પુખ્ત ઉમરે પ્હોંચી યુવાવસ્થામાં પગ મુકતાંજ પોતાના પિતાને પ્રસન્ન કરવાને રાજ્ય—સંપદને તિલાંજલી આપી જન્મ પર્યંત બ્રહ્મચર્ય વ્રત ધારણ કરવાની પ્રતિજ્ઞા લઇ જન સમાજમાં ભીષ્મ નામથી ઓળખાયા હતા. ભીષ્મે મરણ પર્યંત કઠોર બ્રહ્મચર્ય ધર્મનું પાલન કરી પોતાનો અસામાન્ય સત્યાનુરાગ બતાવી આપ્યો છે. તેઓ કેવા બાહુબળવાળા મહાન યોદ્ધા હતા તે આપણને પ્રથમ કાશીરાજની કન્યાઓના સ્વયંવરમાં માલમ પડયું છે, તેઓએ પોતાના ભાઇ વિચિત્રવીર્ય માટે અંબા, અંબિકા, અને અંબાલિકા નામની કાશીના મહારાજાની ત્રણ કન્યાઓનું ક્ષત્રિય ધર્મ પ્રમાણે બલાત્કારે રાજસભામાંથી હરણ કર્યું, ત્યારે સ્વયંવરમાં આવેલા સઘળા ભૂપતિઓ તેમની સ્હામે થયા હતા, પરંતુ શૌર્યશાળી ભીષ્મ પિતામહ પોતે એકલાએજ સમસ્ત ક્ષત્રિયોનો પરાભવ કરીને પોતાનું અસામાન્ય વીરત્વ બતાવી આપ્યું હતું. ભીષ્મ પરશુરામ પાસે અસ્ત્ર વિદ્યા શિખ્યા હતા, પરંતુ પોતાના અદ્વિતીય વીર્યના પ્રભાવથી પોતાના શિક્ષાગુરૂને દ્વૈરથ યુદ્ધમાં પરસ્ત કરી સુર અસુરોને પણ આશ્ચર્યચકિત કરી નાંખ્યા હતા. વળી છેવટે કુરૂક્ષેત્રના યુદ્ધમાં કૌરવના સેનાપતિ થઇને

તેમણે જે અદ્ભુત રણ પાંડિત્ય બતાવ્યું છે. તે પણ મહાભારતના ભીષ્મ પર્વમાં સોનેરી અક્ષરે લખાઇ તેમની અનન્ત કીર્તિની ઘોષણા કરી રહ્યું છે, પરંતુ તેમની અન્તિમ શય્યા તેના કરતાં પણ વધારે વિસ્મયકારક અને માહાત્મ્યથી પરિપૂર્ણ છે. આખા મહાભારતમાં બીજે કોઇપણ સ્થળે એવું અસાધારણ વીરત્વ અને અસામાન્ય ધૈર્ય અને યોગબળનુ મિશ્રણ દૃષ્ટિગોચર થતું નથી.

ભીષ્મપિતામહે કદીપણ પોતાની ઇચ્છાથી ભારત યુદ્ધમાં સંમતિ આપી નથી. તેમણે ભગવાન્ વાસુદેવના મતને મળતા થઇને દુર્યોધનને આ લાખો માણસોનો ક્ષય કરનારૂં યુદ્ધ નહિ કરવાનો વારંવાર ઉપદેશ આપ્યો હતો પરંતુ છેવટે જ્યારે દુર્યોધન કોઇપણ પ્રકારે યુદ્ધ કરવાનું માંડી વાળે એમ નથી, અને યુદ્ધનો ભાર પોતાનેજ માથે નાંખવાનો તે નિશ્ચય કરી બેઠો છે, એમ જ્યારે એમને ખાત્રી થઇ ત્યારેજ ઇચ્છા નહિ હોવા છતાં પણ યુદ્ધ કરવાને તેઓ તૈયાર થયા હતા. "પ્રતિપાલક જો પોતાના પ્રભુની આજ્ઞા ન પાળે તો ધર્મભ્રષ્ટ થાય છે" એવા વિચારને લીધેજ દુર્યોધનની આજ્ઞાથી તેમણે કૌરવ સૈન્યના સેનાપતિનું પદ સ્વીકાર્યું હતું. આટલું છતાં તેઓ પાંડવો ઉપર પણ કૌરવોના જેટલોજ સ્નેહ રાખતા હતા. વળી તેઓ હમેશાં ધર્મયુક્ત પથનુંજ અવલંબન કરતા હતા, તેથી આ યુદ્ધમાં પણ તેમણે ધર્મ બુદ્ધિનોજ આશ્રય લીધો હતો. એટલા માટેજ જ્યારે મહારાજા યુધિષ્ઠિર યુદ્ધ થતાં પહેલાં તેમની પાસે જઇને વિનયપૂર્વક યુદ્ધ કરવાની રજા માંગી, ત્યારે તેમણે પ્રસન્નતાથી જયાશીર્વાદ કેટલીક સલાહ અને આશ્વાસન આપ્યાં હતાં. ટુંકમાં બન્ને પક્ષ સાથે પોતાનો જેવો એક સરખો સંબંધ અને સ્નેહ હતો, તેવોજ સંબંધ અને સ્નેહ યુદ્ધ વખતે પણ રાખવાને તેમણે પ્રયત્ન કર્યો હતો.

તે છતાં યુદ્ધ વખતે ભીષ્મના અપ્રતિહત પ્રભાવનો અવરોધ કરવાનું કોઈનામાં સામર્થ્ય ન્હોતું. તેઓ દુર્યોધનનું હિત કરવાને પ્રાણ લે યુદ્ધ કરતા હતા, અને પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે દરરોજ પાંડવોના દશ હજાર

સૈનિકોનો સંહાર કરતા હતા. કૃષ્ણના પરમમિત્ર અને કૃષ્ણ જેના સારથિ હતા તે ગાંડીવ ધનુષ્ય ધારણ કરનાર અર્જુન સિવાય પાંડવોના પક્ષના બીજો કોઈપણ વીરપુરૂષ ભીષ્મનું પરાક્રમ સહન કરવાને સમર્થ ન્હોતો, પરંતુ અર્જુનને પિતામહની સાથે મૃદુ યુદ્ધ કરતો જોઇને એક દિવસ ભગવાન વાસુદેવ ભીષ્મનું અનિવાર્ય યુદ્ધ કાર્ય જોઇને પોતાનું સુદર્શન ચક્ર લઇ ભીષ્મનો સંહાર કરવાને દોડયા, પરંતુ અર્જુને તેમને શાંત પાડી પાછા વાળ્યા. નવમા દિવસના યુદ્ધમા પણ ભીષ્મને સૂર્યની પેઠે પાંડવ સૈન્યને સંતાપતા અને પોતાના વીર્યબળથી ચકર્વા નાખતા જોઇને શ્રીકૃષ્ણ ફરીથી ક્રોધ કરીને રથમાંથી ઉતરી પડયા, અને સિંહનાદ કરતાં કરતાં ભીષ્મ પિતામહનો સંહાર કરવાને તેમના રથ તરફ દોડવા લાગ્યા. વીરવર ભીષ્મ વાસુદેવને પોતાની સાથે યુદ્ધ કરવા આવતા જોઇને પ્રસન્નતાથી પોતાના ધનુષ્યનો ટંકાર કરી બાણ ચડાવી નિર્ભય ચિત્તે કહેવા લાગ્યા, " હે પુંડરીકાક્ષ! દેવદેવ! તમને નમસ્કાર છે. આવો, આવો, આજે આ મહા યુદ્ધમાં મ્હારો સંહાર કરો. તમારે હાથે સંહાર થવાથી મ્હારૂં શ્રેયજ થશે " આ તરફ મોટા ભૂજાવાળા ધનંજયે વેગપૂર્વક શ્રીકૃષ્ણની પાછળ દોડીને તેમના બન્ને હાથ પકડી લીધા. આ પ્રમાણે અર્જુન બળપૂર્વક રોકી નાખતો હોવા છતાં શ્રીકૃષ્ણ વેગપૂર્વક આગળ વધવા લાગ્યા, પરંતુ બીજા દશેક ડગલાં ગયા પછી અર્જુને તેમના બન્ને ચરણો પકડી લઇને મહા મ્હેનતે ઉભા રાખ્યા શ્રીકૃષ્ણે કુરૂક્ષેત્રના યુદ્ધમાં શસ્ત્ર નહિ પકડવાની પ્રતિજ્ઞા કરી હતી પરંતુ પોતાના પ્રાણાધિક પ્રિય સખા અર્જુનનું અનિષ્ટ થતું જોઇને તેઓ પોતાની પ્રતિજ્ઞા પણ વિસરી ગયા હતા, તેથીજ અર્જુન તેમની પ્રતિજ્ઞાનો ભંગ ન થાય તે માટે તેમની પાછળ દોડી તેમને યુદ્ધમાં ઉતરતાં અટકાવે છે, અને તેમને બહુ બહુ વિનંતિ કરીને શાંત કરે છે. આ ઉપરથીજ આપણને ભીષ્મ પિતામહના અસાધારણ વીર્ય, અને કૃષ્ણભક્તિનો પરિચય થાય છે.

ભીષ્મ પિતામહમાં પોતાની ઇચ્છામાં આવે ત્યારેજ મરણ પામવાની

શક્તિ હોવાથી તેઓ દેવતાઓથી પણ અવધ્ય હતા પરંતુ તેમણે અધર્મી કૌરવોનો પક્ષ ગ્રહણ કરેલો હોવાથી તેઓ શ્રીકૃષ્ણ ભગવાનના કોપને પાત્ર થયા હતા એમ ન હોત તો તેઓ કદીપણ પાંડવોને હાથે હણાતજ નહિ. મહારાજા યુધિષ્ઠિર ભીષ્મ પિતામહનો પરાજય કરવો અસાધ્ય જાણીને કુરૂક્ષેત્રના યુદ્ધના નવમે દિવસે રાત્રિ વખતે ભગવાન્ વાસુદેવ અને પોતાના ભાઇઓ સાથે કૌરવોની છાવણીમાં ભીષ્મ પિતામહને શરણે જઈ તેમને વધ કરવાનો ઉપાય પુછવા લાગ્યા. તેના ઉત્તરમાં મહાત્મા ભીષ્મે પાંડવોના હિતનો વિચાર કરીને મહારાજા યુધિષ્ઠિરને સંબોધીને કહ્યું કે "હે યુધિષ્ઠિર! હું શસ્ત્ર, કવચ અને ધ્વજા વગરના, પતિત, ન્હાસતા ભયભીત થયેલા, નપુંસક, સ્ત્રીલિંગના નામવાળા અને શરણે આવેલા પુરૂષ સાથે કોઇ પણ યુદ્ધ કરતો નથી. વળી મ્હેં જેના રથ ઉપર અમંગળ-ચિન્હવાળી ધ્વજા હોય, તેની સાથે પણ યુદ્ધ નહિ કરવાનો સંકલ્પ કર્યો છે. તમારા સૈન્યમાં શિખંડીના રથ ઉપર આવી અમંગળ-ધ્વજા છે અને તે પૂર્વે સ્ત્રીજાતિ* હોવાથી તેની ઉપર શસ્ત્રનો પ્રહાર કરવાની હું ઇચ્છા રાખતો નથી માટે ધનંજય શિખંડીને આગળ કરીને મ્હારી સાથે યુદ્ધ કરવાથી મ્હારો સંહાર કરી તમારો જય કરી શકાશે." પાંડવો તરફ ભીષ્મનો

*કહેવાય છે કે કાશિ રાજાની કન્યા અંબા પોતાના પતિને મેળવવા ભીષ્મ ઉપર ક્રોધે ભરાઈને પરશુરામને શરણે ગઈ. પરંતુ પરશુરામ શિષ્યના હાથથી પરાસ્ત થવાથી અંબાએ ભીષ્મનો વધ કરવા તપશ્ચર્યા કરી દેહાન્તે દ્રુપદ રાજાની પુત્રી શિખંડી રૂપે જન્મ ગ્રહણ કર્યો. દ્રુપદે પોતાની કન્યાને પુત્ર રૂપે ઉછેરીને દશાર્ણ રાજાની પુત્રિ સાથે તેનો વિવાહ કર્યો. પરંતુ જ્યારે દશાર્ણ રાજાને દ્રુપદના આ કાર્યની ખબર પડી ત્યારે તેને ક્રોધ થયો, અને તેની સાથે યુદ્ધ કરવાને તૈયાર થઈ ગયો. પરંતુ તે દરમ્યાન શિખંડીએ વનમાં જઇને તપસ્યા કરી, એક યક્ષની કૃપાથી પુરૂષત્વ પ્રાપ્ત કર્યું. આ પ્રમાણે તેને પુરૂષ સ્થિતિમાં પાછો ફરેલો જોઇને દશાર્ણ રાજા પ્રસન્ન થઇને પોતાના દેશમાં ચાલી ગયો. આથી શિખંડીને આ ઠેકાણે સ્ત્રીજાતિ કહેવામાં આવ્યો છે. મહાભારતના ઉદ્યોગ પર્વમાં અંબોપાખ્યાન-પર્વના અધ્યાયમાં આ સંબંધી વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે.

અકૃત્રિમ સ્નેહ અને યુદ્ધમાં તેમનો ધર્માનુરાગ કેવો પ્રબલ હતો, તેમ ધર્માત્મા પાંડવો પિતામહ ભીષ્મને કેવા નિઃસ્વાર્થી ગણાતા હતા તે મહારાજા યુધિષ્ઠિરના પ્રશ્નથી અને ભીષ્મ પિતામહના પ્રત્યુત્તરથી સ્પષ્ટ જણાઈ આવે છે.

ત્યારપછી દસમે દિવસે પણ ભીષ્મપિતામહે પોતાના અપૂર્વ બાહુબળના પ્રભાવથી પાંડવોના સૈન્યનો સંહાર કરવા માંડયો. તેઓ વજ્ર જેવા બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા અને ચારે દિશામાં તેમની ભીષણ મૂર્તિ અને તેમના ચક્રાકારે ફરતાં કાલદંડ જેવા મ્હોટાં બાણો દૃષ્ટિગોચર થવા લાગ્યાં. પાંડવો ગભરાઇ જઇને ભીષ્મ પિતામહને કાલાન્તક યમ જેવા જોવા લાગ્યા, પરંતુ તેઓ કોઇપણ રીતે તેમને શાંત કરી શકયા નહિ. તે દિવસે એટલે દશમે દિવસે તેમણે મત્સ્ય અને પાંચાલોના દશ હજાર હાથી ઉપર બેસી યુદ્ધ કરનાર યોદ્ધાઓ, સાત મહારથીયો, ચૌદ હજાર પાયદલ, એક હજાર હાથી, દશ હજાર ઘોડાઓ, વિરાટ રાજાના ભાઈ શતાનીક અને બીજા સેંકડો રાજાઓનો સંહાર કર્યો. આ પ્રમાણે અસંખ્ય જીવોની હત્યા કર્યા પછી તેમને પોતાના દેહ ઉપર વૈરાગ્ય આવ્યો, અને તેથી તેમણે મહારાજા યુધિષ્ઠિરને પોતાનો સંહાર કરવાને પ્રોત્સાહિત કર્યા. મહારાજા યુધિષ્ઠિરે પિતામહની સલાહ પ્રમાણે શિખંડીને આગળ કરી ભીષ્મનો વધ કરવાની અર્જુનને આજ્ઞા કરી. મહારાજા યુધિષ્ઠિરની આજ્ઞા થતાંજ શિખંડી ભીષ્મપિતામહના વક્ષઃસ્થળને તીક્ષ્ણ બાણોનો વર્ષાદ વર્ષાવી વિંધી નાખવા લાગ્યો. પરંતુ ભીષ્મે પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે તેની સામું શસ્ત્ર ઉપાડયું નહિ. તેજ વખતે અર્જુન પણ પોતાના દિવ્ય શસ્ત્રના પ્રભાવથી ભીષ્મ પિતામહના મર્મસ્થળો ભેદી નાંખવા લાગ્યો, એટલે તેઓ તેની સાથે ભયંકર યુદ્ધમાં ઉતરી પડ્યા. કૌરવ પક્ષના મહારથીયો ભીષ્મપિતામહનું રક્ષણ કરવાને પ્રાણપણે યુદ્ધ કરવા લાગ્યા, પરંતુ ધનંજયથી રક્ષાયલા પાંડવપક્ષના વીરોએ અપૂર્વ ઉત્સાહથી તેમને તેમ કરતા રોકી રાખ્યા. આખરે અર્જુનના બાણથી ભીષ્મનું શરીર એવું તો વિંધાઇ ગયું કે આખે શરીરે બે આંગળી જેટલું સ્થાન પણ બાકી રહ્યું નહિ. આ પ્રમાણે ક્ષતવિક્ષત

થઇ જવાથી ભીષ્મ પિતામહ સૂર્યાસ્તથી થોડા સમય પહેલાં પૂર્વ તરફ માથું રાખીને ઢળી પડ્યા. આ વખતે ચારે તરફ હાહાકાર વર્તી ગયો. સ્વર્ગમાં દેવતાઓ અને મર્ત્યલોકમાં માનવો ઉચ્ચૈઃ સ્વરે હાહાકાર કરવા લાગ્યા. સમસ્ત ધનુર્ધરોના શિરોમણિ ભીષ્મ પિતામહ ઇન્દ્રધ્વજની પેઠે પૃથિવીપર પડતાં તે પણ કંપી ઉઠી. ભીષ્મપિતામહ અર્જુનના બાણથી એવા તો વિંધાઇ ગયા હતા કે રથમાંથી ઢળી પડવા છતાં પણ તેમનું શરીર પૃથિવીને અડક્યું નહિ, અને બાણ ઉપરજ ઝીલાઇ રહ્યા. આ વખતે તેમનામાં દરેક દિવ્ય ભાવોએ પ્રવેશ કર્યો, મેઘ ગર્જના કરવા લાગ્યો અને ભૂમંડળ કંપી ઉઠ્યું.

મહાવીર ભીષ્મ પોતાના પતન વખતે સૂર્યને દક્ષિણ દિશામાં જોઇને યોગ્ય અવસર આવતાં સુધી જીવવાને માટે ફરીથી ચેતન થયા. આ વખતે અંતરીક્ષમાંથી “મહાત્મા ભીષ્મ શા માટે દક્ષિણાયનમાં પ્રાણ ત્યાગ કરે છે?” એવા શબ્દો તેમના સાંભળવામાં આવ્યા. તે સાંભળીને તેમણે “હું જીવતો છું” એવો પ્રત્યુત્તર આપ્યો. ગંગાજીના પુત્ર ભીષ્મપિતામહે પોતાના પિતા માહાત્મા શાન્તનુ પાસે પોતાની ઇચ્છામાં આવે ત્યારે મરણ પામવાનું વરદાન મેળવ્યું હતું, તેથી તે વરદાનના પ્રભાવથી મરણ ઉપર તેમનો અધિકાર હતો, અને તેથીજ ભીષ્મપિતામહ બાણશય્યાએ પોઢ્યા છતાં ઉત્તરાયણના સૂર્ય થાય ત્યાં સુધી પ્રાણ ધારણ કરી રહ્યા હતા.

કુરૂવંશમાં ઉત્પન્ન થયેલા ભીષ્મપિતામહ પડવાથી પાંડવ પક્ષમાં આનંદ આનંદ વર્તી રહ્યો. સંજયો નિરતિશય આનંદમાં આવી જઇને સિંહનાદ કરવા લાગ્યા. પોતાને વિજય મળેલો જોઇને પાંડવો પણ ભીષણ શંખ ધ્વનિ કરવા લાગ્યા. વાજીંત્રો વાગવા લાગ્યાં. ભીમસેન પરમ આહ્લાદપૂર્વક ચીત્કાર કરી ઉઠ્યો. કૌરવો શોકસાગરમાં ડૂબી જઈ બહાવરા બની ગયા, અને પોતાનો પરાજય થયેલો જોઇને બહુજ લજ્જા પામ્યા. કૃપાચાર્ય, કર્ણ, અને દુર્યોધન વગેરે કૌરવ–પક્ષના મ્હોટા મ્હોટા વીર પુરૂષો વારંવાર દીર્ઘ નિશ્વાસ મૂકવા લાગ્યા. ભીષ્મપિતામહના મરણના સમાચાર સાંભળીને દ્રોણાચાર્ય પોતાના રથમાંથી પડી જઇ બેભાન થઇ

ગયા. ચારે તરફ હાહાકાર થતાંજ બન્ને પક્ષના ક્ષત્રિયો યુદ્ધ કરતાં અટકી પડયા, અને "એ બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ છે" "એ વિદ્વાનોમાં અગ્રગણ્ય છે" એમ કહેતાં કહેતાં ભીષ્મપિતામહની પાસે આવવા લાગ્યા. ઋષિઓ, પિતૃઓ, સિદ્ધો, અને ચારણો તેમની પ્રશંસા કરવા લાગ્યા. ભીષ્મપિતામહ મહોપનિષદમાં જણાવેલા યોગ માર્ગનો આશ્રય લઇને જપ કરવામાં નિમગ્ન થઇ ઉત્તરાયણની વાટ જોવા લાગ્યા.

ત્યાર પછી કૌરવ પાંડવો યુદ્ધ બંધ કરીને પોતપોતાનાં કવચ અને અસ્ત્રશસ્ત્રોનો પરિત્યાગ કરી બાણશય્યા ઉપર પોઢેલા ભીષ્મ પિતામહ પાસે ગયા, અને પિતામહને વારંવાર પ્રણામ કરી અશ્રુ સારતા તેમની પાસે ઉભા રહ્યા. ભીષ્મ પિતામહે તે સર્વેને પોતાની પાસે આવેલા જોઇને પ્રસન્નતાથી આદરસત્કાર કરી કુશળ સમાચાર પુછી કહ્યું કે "હે ભૂપાલો ! મ્હારૂં મસ્તક બહુજ નીચે પડી ગયું છે, માટે મ્હને ઓશિકું આપો." તેજ વખતે ઘણાં સુક્ષ્મ, કોમળ અને સારાં ઓશિકાં લાવવામાં આવ્યાં, પરંતુ ભીષ્મ પિતામહે તેને સ્વીકારવાની ના કહી ને કહ્યું કે, "હે પાર્થિવો ! આ સર્વ ઓશિકાં મ્હારી આ વીરશય્યાને યોગ્ય નથી.' ત્યાર પછી પિતામહે અર્જુન તરફ જોયું એટલે તે ગાંડીવનો ત્યાગ કરી પિતામહને પ્રણામ કરી અશ્રુપૂર્ણ લોચને કહેવા લાગ્યો, 'હે પિતામહ ! આપનો સેવક આપના પાસેજ ઉભો છે, માટે જે કાંઇ આજ્ઞા કરવાની હોય તે કરી દો." ભીષ્મે કહ્યું, "વત્સ ! મ્હારૂં મસ્તક બહુજ નીચું પડી ગયું છે. તું ધનુર્ધરોમાં શ્રેષ્ઠ અને ક્ષત્રિય ધર્મને જાણનાર છે, માટે મ્હારી આ વીરશય્યાને યોગ્ય ઓશિકું આપ." અર્જુને તેજ વખતે ગાંડીવ ઉપર ત્રણ બાણ ચડાવ્યાં, અને પિતામહના મસ્તકના પાછલા ભાગને વિંધી નાંખીને તેમના ઇચ્છા પ્રમાણે વીરશય્યાને યોગ્ય ઓશિકાં આપ્યાં. અર્જુનના આ કાર્યથી પિતામહ પ્રસન્ન થઇને કહેવા લાગ્યા, "હે વીરશ્રેષ્ઠ ! તેં મ્હારી વીરશય્યાને યોગ્ય ઓશિકાં આપ્યાં છે. યુદ્ધક્ષેત્રમાં આવી બાણશય્યામાં શયન કરવું એજ ક્ષત્રિયોનો ધર્મ છે." અર્જુનને આ પ્રમાણે કહીને તેઓ પોતાની આસપાસ બેઠેલા રાજાઓ અને રાજપુત્રોને સંબો-

ધીને કહેવા લાગ્યા, " હે ભાઈઓ ! ધનુંધર ધનંજયે મ્હને કેવાં યોગ્ય ઓશિકાં આપ્યાં છે તે જુવો. સૂર્ય ઉત્તરાયણમાં પાછો નહિ ફરે ત્યાં સુધી હું વીરશય્યા ઉપરજ શયન કરીશ, અને ઉત્તરાયણમાં જતાંજ હું મ્હારા પ્રિયતમ પ્રાણને વિસર્જન કરીશ, હવે તમે મ્હારા આ સ્થાનની આસપાસ ખાઈ ખોદી લો, એટલે હું ભગવાન્ સૂર્યનારાયણની ઉપાસના કરૂં, હે ભાઇઓ ! તમે પણ હવે આ વૈરભાવનો ત્યાગ કરીને યુદ્ધ કરવાનું માંડી વાળજો."

આ પ્રમાણે વાતચીત થાય છે, એટલામાંજ કેટલાક ધન્વંતરી જેવા કુશળ, સુશિક્ષિત વૈદ્યો સર્વ પ્રકારની સામગ્રી સાથે પિતામહની સુશ્રુષા કરવા આવી પહોંચ્યા. તેમને જોઇને ભીષ્મ પિતામહે દુર્યોધનને કહ્યું, "વત્સ ! આ વૈદ્યરાજોનો સત્કાર કરી તેમની યોગ્યતા મુજબ પારિતોષિક આપી વિદાય કર, મ્હેં આપણા ક્ષત્રિય ધર્મમાં કહેલી પરમગતિ પ્રાપ્ત કરી છે, માટે હવે ચિકિત્સાની જરૂર નથી. મ્હને આ બાણો સાથેજ અગ્નિદાહ કરજે." ભીષ્મપિતામહની આજ્ઞા પ્રમાણે દુર્યોધને તે વૈદ્યરાજોનો આદરસત્કાર કરી પારિતોષિક આપી વિદાય કર્યા. ક્ષત્રિય વીરો–ભીષ્મની અમાનુષી ધર્મનિષ્ઠા અને સહનશીલતા જોઇને આશ્ચર્યચકિત થઈ ગયા. ત્યારપછી કૌરવ અને પાંડવો ભીષ્મ પિતામહને પ્રણામ કરી તેમની પ્રદક્ષિણા કરી, ચારે તરફ યોગ્ય રક્ષકો મુકી પોતપોતાની છાવણીમાં ચાલ્યા ગયા.

બીજે દિવસે સહવાર થતાંજ પાંડવ, કૌરવ, અને અન્યાન્ય પાર્થિવોએ ભીષ્મની પાસે આવીને જોયું તો, તેઓ પહેલાં માફકજ બાણ શય્યા ઉપર સુઈ રહ્યા હતા. તેમના મુખ ઉપર લેશ પણ મલિનતા આવી ન હતી તેમ લલાટે દુઃખદર્શક કરચલીયો પણ પડી ન હતી. તેઓ પોતાની વીરશય્યા ઉપર સ્થિર ભાવે સમાધિમાં પડી રહ્યા હતા. તેમનો તે પ્રશાંતભાવ અને યોગ્ય તત્પરતા જોઇને સઘળા વીરો વિસ્મય પામી તેમના ચરણમાં દંડવત્ પ્રણામ કરી ત્યાં આગળ બેસી ગયા. હજારો અંગનાઓ આવીને ભીષ્મ પિતામહ ઉપર ચંદન, અક્ષત અને પુષ્પની વૃષ્ટિ કરવા લાગી.

શહેરમાંથા આબાલ-વૃદ્ધ-સઘળી વનિતાઓ પિતામહના દર્શન કરવાને ત્યાં આવી પહોચી. પાર્થિવોથી છવાયલી, ભીષ્મથી શોભતી આ મ્હોટી સભા નભોમંડળમાંની આદિત્ય સભાની પેઠે શોભવા લાગી. જેમ દેવતાઓ દેવરાજ ઇદ્રની ઉપાસના કરે છે તેજ પ્રમાણે રાજાઓ ભીષ્મની ઉપાસના કરવા લાગ્યા. ભીષ્મને પોતાના શરીરમાં ભોંકાયલા અસંખ્ય બાણોથી અસહ્ય દુઃખ થતું હોવા છતાં ધૈર્યથી તે સઘળું સહન કરી ભુજંગની પેઠે નિશ્વાસ નાખવા લાગ્યા, અને પોતાની પાસે બેઠેલા નૃપતિયોને જોઇને પાણી માગવા લાગ્યા. તેમ થતાંજ ક્ષત્રિયો નાના પ્રકારના ખાદ્ય પદાર્થો અને શીતળ જળથી ભરેલા કળશો લઇ આવ્યા. ભીષ્મ પિતામહ તે સર્વ જોઇને કહેવા લાગ્યા, "હે વીરો ! હું બાણશય્યા પર સુતેલો હોવાથી મનુષ્ય લોકની બહાર છું, માટે હવે મનુષ્યોચિત કોઈપણ પ્રકારનો ભોગ મ્હારાથી ગ્રહણ થાય નહિ. આ પ્રમાણે કહીને ભીષ્મપિતામહ અર્જુનની સ્હામું જોઇને બોલ્યા, "ત્હારા બાણોથી મ્હારૂં શરીર બળ્યા કરે છે, અને મ્હોડે શોષ પડે છે, તુંજ મ્હને યોગ્ય પાણી આપવાને સમર્થ છે માટે સત્વર મ્હારી તૃષાને દૂર કર."

મહાવીર અર્જુને તેજ વખતે રથમાં બેસીને ગાંડીવ ઉપર છ બાણો ચડાવી ટંકાર કર્યો. પાસે બેઠેલા સઘળા રાજાઓ ગાંડીવનો ટંકાર સાંભળીને ચકિત થઇ ગયા. ધનંજય ભીષ્મની પ્રદક્ષિણા કરી મંત્રથી પવિત્ર કરેલા પ્રકાશિત બાણ ઉપર પાર્જન્યાસ્ત્ર યોજીને બધાની સમક્ષજ ભીષ્મ પિતામહની જમણી બાજુની પૃથિવી વિંધી નાખી. થોડીવારમાંજ અર્જુનના બાણથી વિંધાયલા સ્થાનમાંથી સુગંધિ, સ્વાદિષ્ટ અને શીતળ જળધારા નીકળી ભીષ્મ પિતામહના મુખમાં પડવા લાગી. ભૂપતિયો અર્જુનનું આ દેવરાજ ઇંદ્ર જેવું અદ્‌ભુત પરાક્રમ જોઇને વિસ્મય સાગરમાં નિમગ્ન થઇ ગયા. અર્જુનનું આ અલૌકિક કર્મ જોઇને કૌરવો ટાઢથી થરથરતા ગાયોના ટોળાંની માફક કંપવા લાગ્યા. ચારે તરફ શંખ અને દુંદુભિનો ધ્વનિ થવા લાગ્યો.

ભીષ્મ પિતામહે આ અમૃત જેવી સ્વાદિષ્ટ અને શીતળ જળધારાથી

તૃપ્ત થઇને અર્જુનને કહ્યું, "હે મ્હોટી ભુજાવાળા! તું આ કાર્ય કરી શકે તેમાં કાંઇ નવાઇ નથી. ધનુર્વિદ્યામાં પારંગત થયેલા સઘળા માણસો ત્હને સઘળા ધનુર્ધારી ક્ષાત્રયોમાં શ્રેષ્ઠ ગણે છે. મ્હેં સલાહ કરવાને દુર્યોધનને ઘણી વખત ઉપદેશ આપ્યો હતો તેમ વિદુર, દ્રોણ, જામદગ્નિ, બલદેવ, વાસુદેવ અને સંજય વગેરે મહાત્માઓએ પણ તેને તેવીજ સલાહ આપી હતી તે છતાં દુષ્ટ બુદ્ધિ દુર્યોધન તે માનતો નહતો માટે તે હવે થોડા દિવસમાંજ ભીમસેનથી પરાજિત થઇ તેને હાથેજ મરણ પામશે." ભીષ્મ પિતામહનાં આ વચનો સાંભળીને દુર્યોધનને બહુજ દુઃખ થયું તેમ જરા ક્રોધ પણ થયો. ભીષ્મ તેની મુખમુદ્રા ઉપરથીજ તેના મનના ભાવ સમજી ગયા, અને તેથી તેને સંબોધીને કહેવા લાગ્યા, "વત્સ! ક્રોધનો પરિત્યાગ કર! અર્જુને હમણાં જે શીતળ, અમૃત જેવી જળધારા ઉત્પન્ન કરી હતી તે ત્હેં નજરો નજર જોઇ છે. આખી પૃથિવીમાં કોઇપણ તે પ્રમાણે કરવાને સમર્થ નથી. આ મનુષ્ય લોકમાં અર્જુન અને કૃષ્ણ સિવાય કોઇ પણ આગ્નેય, વારૂણ, સૌમ્ય, વાયવ્ય, વૈષ્ણવ, ઐન્દ્ર, પાશુપત, પારમેષ્ઠ, પ્રાજાપત્ય, ધાત્ર, ત્વાષ્ટ્ર, સાવિત્ર, અને વૈવસ્વત વગેરે અસ્ત્રો જાણતું નથી. ત્ય્હારે તો શું, પરંતુ દેવ અને અસુરો પણ ધનંજયનો પરાજય કરવાને સમર્થ નથી. અત્યાર સુધીમાં અર્જુને જે કાંઇ કર્યું છે તે પુરતું છે, માટે હવે ક્રોધનો ત્યાગ કરી પાંડવો સાથે સંધિ કર. મહારાજા યુધિષ્ઠિર અર્ધું રાજ્ય મેળવીને સુખપૂર્વક ઇંદ્રપ્રસ્થ ચાલ્યા જશે, અને ત્હારી પણ અપકીર્તિ થતી અટકશે. મ્હારા મૃત્યુથીજ આ ઘોર યુદ્ધાગ્નિ શાન્ત થાવ. પિતા પુત્રને, ભાઇ ભાઇને, અને સગા સંબંધીને મેળવીને પ્રસન્ન થાવ, અને પૃથિવી શાન્તિમય થાવ! હે રાજન્! હું ત્હારા અને કુરૂવંશના હિતને માટેજ આ પ્રમાણે ઉપદેશ આપું છું. ત્હારી હઠ બુદ્ધિથી દોરવાઇ જઇને જો હજુ પણ તું મ્હારો આ સમયોચિત ઉપદેશ નહિ માને તો નિશ્ચય જાણજે કે પરિણામે ત્હારે બહુજ પરિતાપ કરવો પડશે, અને સઘળા ક્ષત્રિય વીરો સહિત નષ્ટ થવું પડશે.

યુદ્ધાગ્નિથી બળતા ભીષ્મ પિતામહ સઘળા મહીપાળોના દેખતાં દુર્યો-

ધનને આ પ્રમાણે કહીને પોતાને થતી વેદના દબાવી દઇ યોગમાં પડી જઇ શાન્ત થઇ ગયા; પરંતુ જેમ મરણની અણીપર પહોંચેલા માણસને ઔષધ પ્રિય લાગતું નથી તેમ ભીષ્મ પિતામહના ધર્માર્થયુક્ત હિતકર વાક્યો દુર્યોધનના મનમાં ઉતર્યાં નહિ.

ત્યાર પછી જ્યારે બીજા સઘળા રાજાઓ પોતપોતાની છાવણીમાં ચાલ્યા ગયા, ત્યારે કર્ણ ભીષ્મ પિતામહના ચરણમાં પડીને અશ્રુપૂર્ણ નયને કહેવા લાગ્યો, "હે કુરુશ્રેષ્ઠ! જે નિરંતર આપના વાક્યનો અનાદર કરતો હતો, અને પાંડવો ઉપર દ્વેષ રાખી આપની ઇર્ષ્યા કરતો હતો તે દાસી રાધાનો પુત્ર કર્ણ આપને પ્રણામ કરે છે." કર્ણના શબ્દો કાને પડતાંજ પિતામહે પોતાના નેત્રો ધીરે ધીરે ઉઘાડયાં, અને પોતાની આસપાસ ફરનારા રક્ષકોને દૂર મોકલી દઇ કર્ણને આલિંગન કરી સ્નેહપુર્વક કહેવા લાગ્યા, "હે કર્ણ! ત્હારા આવાગમનથી મ્હને બહુજ હર્ષ થાય છે. મ્હેં વ્યાસ અને નારદને મ્હોડે સાંભળ્યું છે કે તું કુન્તીનો પુત્ર છે—રાધાનો પુત્ર નથી. હું સત્ય કહું છું કે તેઓ ત્હારી ઉપર બિલકુલ દ્વેષ રાખતા નથી. તું વગર કારણે પાંડવોની નિંદા કરતો હોવાથી મ્હેં ત્હારો ઘણીવાર તિરસ્કાર કર્યો છે. નીચના આશ્રયથી, ઇર્ષ્યાથી, અને અધર્મથી ત્હારા જન્મથીજ તું ગુણવાનોનો દ્વેષ કરતાં શિખ્યો છું, એટલા માટેજ કુળક્ષયના ભયથીજ હું કૌરવ સભામાં વારંવાર ત્હારૂં અપમાન કરતો હતો. હું ત્હારા અસામાન્ય વીરત્વ, મ્હોટી દાનશીલતા, અને અચળ બ્રહ્મનિષ્ઠાથી વાકેફ છું. તું અસ્ત્રબળમાં અને હાથચાલાકીમાં મહાત્મા અર્જુન અને વાસુદેવની બરોબર છે એમાં સંદેહ નથી. અત્યાર સુધી મ્હેં ત્હારી ઉપર જે ક્રોધ કર્યો હતો તે હવે દૂર થઇ ગયો છે. હે આદિત્યનંદન! પુરૂષાર્થથી દૈવને ફેરવવા કોઇ પણ સમર્થ નથી. જો આ વખતે પણ અમારૂં હિત કરવાની ત્હને અભિલાષા હોય તો તું ત્હારા ભાઇ પાંડવો સાથે મળીજા. મ્હારા અવસાન સાથે તમારો વૈરભાવ પણ અવસાન પામો અને આ ક્ષત્રિય વીરો યુદ્ધાગ્નિમાં બળી મરતાં અટકો."

કર્ણે કહ્યું. "હે ભીષ્મ! આપ જે કાંઇ કહો છો તેમાં કાંઇ પણ

સંશય નથી, હું કુન્તીપુત્ર છું, સુતપુત્ર નથી એ વાત અલબત ખરી છે. પરંતુ હું સૂત-દાસ-કુટુંબમાં ઉછરેલો છું, અને દુર્યોધનના ઐશ્વર્યથીજ આ સ્થિતિએ આવ્યો છું, માટે મ્હારાથી તેનું અહિત કદા પણ થશે નહિ. વાસુદેવે જેમ પાંડવોનું હિત કરવાને કમર કસી છે, તેમ મ્હેં પણ દુર્યોધનનું હિત કરવાની પ્રતિજ્ઞા લીધી છે. આપ કહો છો તેમ કોઈ પણ પુરૂષ પાંડવો અને વાસુદેવનો પરાજય કરવાને સમર્થ નહિ હોય, પરંતુ મ્હેં તેમની સાથે યુદ્ધ કરવાનો અને વિજય મેળવવાનો પહેલેથીજ નિશ્ચય કરેલો છે. માટે હવે આપ અમને યુદ્ધ કરવાની પ્રસન્નતાથી આજ્ઞા આપો. હે મહાબાહો ! મ્હેં ક્રોધથી પરવશ થઇને અથવા તો ઇર્ષ્યાપૂર્વક આપને જે કાંઇ કટુ વચનો કહ્યાં હોય તે ક્ષમા કરો."

ભીષ્મે કહ્યું, "હે કર્ણ ! જો તું આવું હડહડતું વૈર ન છોડી શકતો હોઉં તો હું તને સ્વર્ગ મેળવવાની ઇચ્છાથીજ યુદ્ધ કરવાનું કહું છું. નીચતા, ક્રોધ, અને અહંકારનો ત્યાગ કરી ઉત્સાહ અને શક્તિ પ્રમાણે દુર્યોધનનું કાર્ય પાર પાડજે." હું તને આશીર્વાદ આપું છું કે "ક્ષત્રિય ધર્મ પ્રમાણે યુદ્ધ કરીને જીવનાન્તે તું અભીષ્ટ લોકને પ્રાપ્ત થઇશ" હે વત્સ ! હું સત્ય કહું છું કે સંધિ કરવાના મ્હેં ઘણી વખત પ્રયત્નો કર્યાં છે, પરંતુ તે બધાજ નિષ્ફળ ગયા છે. ભીષ્મપિતામહના વચનો સાંભળી કર્ણ તેમને ફરીથી દંડવત્ પ્રણામ કરી, પ્રસન્ન થઇ દુર્યોધન પાસે ચાલ્યો ગયો.

ભીષ્મના અસાધારણ વીરત્વનો પ્રકાશ કેવળ યુદ્ધક્ષેત્રમાંજ પડતો નથી. તેમના માનસિક ક્ષેત્રમાં પણ તેનો સંપૂર્ણ વિકાશ જોવામાં આવે છે. તેમના ધૈર્ય અને ગાંભીર્ય, સત્યપરાયણતા, અને નિઃસ્વાર્થપરતા, આત્મસંયમ અને યોગ તત્પરતા, એ કથળા ગુણો તેમના વીરત્વને બરોબર દર્શાવી આપે છે. એક સામટા આટલા બધા ગુણવાળો કોઇપણ વીર કોઇ પણ દેશમાં થયો નથી. અહા ! એમના જેવા અસહ્ય યુદ્ધાગ્નિમાં દગ્ધ થઇને પણ બાણશય્યા ઉપર અવિચલિત રહેવાને કોણ સમર્થ છે ? અવિચલિત રહેવાનું તો દૂર રહ્યું, પરંતુ એનો વિચાર કરતાંજ આપણા

આંખો ઢીલી થઇ જાય છે, આંખ મિંચાઈ જાય છે, અને હૃદય કંપી ઉઠે છે. તેથી અમારી તો ખાત્રી છે કે યોગાભ્યાસ સિવાય આવો આત્મ-સંયમ અને શરીર ઉપર આવું અદ્ભુત પ્રભુત્વ પ્રાપ્ત થાયજ નહિ; અને તેથી ભીષ્મપિતામહની બાણશય્યા એ બાણશય્યા નહિ, પરંતુ તેમના અચિન્તનીય યોગબળનો કીર્તિસેતુ છે. આ યોગબળ *કેવું છે, અને તે હિંદુ શાસ્ત્રમાં છે કે નહિ તે આ પ્રબંધમાં જોવાનું નથી. અમે તો ફક્ત મહાયોગી ભીષ્મના અલૌકિક યોગબળના અદ્ભુત પ્રભાવનુંજ વર્ણન કર્યું છે. યુદ્ધ પુરૂં થયા પછી જ્યારે ભીષ્મપિતામહે મહારાજા યુધિષ્ઠિરને શાન્તિ પર્વમાં કહેલો અમૂલ્ય ધર્મોપદેશ આપી દેહ ત્યાગ કર્યો ત્યારે પણ તેમનું અતિ આશ્ચર્યકારક યોગબળ પ્રકટ થયું છે. અમે યોગ્ય સ્થળે તેનું પણ વર્ણન કરેલું છે.

---

* ચિત્તનો પ્રાકૃત વિષયમાં અવરોધ કરવો તેને ચિત્તયોગ અથવા મનોયોગ કહે છે. એ ચિત્તયોગને તેની સ્થિતિ પ્રમાણે—મનોયોગ, એકાગ્રતા વા એકનિષ્ઠા, અભિનિવેશ અને તન્મયતા વગેરે નામો આપવામાં આવે છે, પરંતુ તે કાંઇ ખરેખરો યોગ કહેવાય નહિ. હિંદુ શાસ્ત્રમાં જીવાત્મા સાથે પરમાત્માના સાથે મિલનનેજ યોગ કહ્યો છે. એ યોગના કેટલાક પગથીયાં શાસ્ત્રમાં જણાવ્યાં છે. જેમકે ચિત્તને બાહ્ય જગતથી અન્તર્જગતમાં લઈ જવું, તેને ચિત્તવૃત્તિનો નિરોધ અથવા અન્તર્યોગ કહે છે, અને એ યોગનું પહેલું પગથીયું છે. એ અવસ્થામાં યોગીને ક્ષુધા, તૃષા, વગેરે ઇંદ્રિયગ્રાહ્ય વિષયની સ્પૃહા રહેતી નથી. ત્યાર પછી જ્યારે યોગી એકાગ્ર ચિત્તે પરમ પુરૂષના ધ્યાનમાં નિમગ્ન થાય છે ત્યારે તે "સ્થિતપ્રજ્ઞ" કહેવાય છે. એ અવસ્થા સાધારણ રીતે સમાધિના નામથી ઓળખાય છે. અને તે યોગનું બીજું પગથીયું છે. છેવટે જ્યારે સમાધિસ્થ યોગી પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે, પરબ્રહ્મમાં લીન થઈ પરમાનંદનો ઉપભોગ કરે છે ત્યારે તેને સિદ્ધિ મળે છે. સિદ્ધિ એજ મોક્ષ, અને એજ યોગની પરમગતિ અથવા છેલ્લું શિખર છે. કેટલાક આ ત્રણ સાધનોને સામીપ્ય, સાલોક્ય અને સાયુજ્ય નામે ઓળખાવે છે. સાધના વગર કોઇ આવા યોગૈશ્વર્યને કદિ પણ મેળવી શકતું નથી. દરેક મનુષ્યોમાં આવા યોગબળને અસ્ફુટ આભાસ હોય છે, અને તે સાધનાથી વિકાસ પામે છે. જેઓ જે પ્રમાણમાં સાધનામાં આગળ વધ્યા હશે, તેઓ તે પ્રમાણે ભીષ્મપિતામહનું યોગબળ સમજી શકશે.

## અભિમન્યુનું વીરત્વ.



[ અભિમન્યુનું ઓળખાણ-દ્રોણનું સેનાધિપત્ય લેવું, અને પ્રતિજ્ઞા-યુદ્ધમાં અર્જુનનો જય-ચક્રવ્યૂહની રચના-અભિમન્યુનું યુદ્ધે જવું અને તેના યુદ્ધનું વર્ણન-દ્રોણ મુખે અભિમન્યુની પ્રશંસા સાંભળીને દુર્યોધનને ક્રોધ અને સૈનિકોનો અભિમન્યુનો વધ કરવાનો નિશ્ચય-પાંડવોનું અભિમન્યુને અનુસરવું-જયદ્રથનો અટકાવ, અભિમન્યુનો પ્રભાવ, રૂક્મરથ, લક્ષ્મણ વગેરે વીર કુમારોનો સંહાર-દુઃશાસન કર્ણ, શલ્ય વગેરે મહાવીરોનો પરાજય-દ્રોણની સલાહ, ૭ મહારથીઓનો એક સામટો હુમલો-અભિમન્યુનું વીરધર્મ-પાલન-દૈવયોગે દુઃશાસનના પુત્રને હસ્તે અભિમન્યુનું મરણ. ]



અભિમન્યુ અર્જુનના વીર્યથી કૃષ્ણની બ્હેન સુભદ્રાના ગર્ભમાં જન્મ્યો હતો. તે બાલ્યાવસ્થામાં પિતા-માતા વગેરે વડિલોના લાડમાં ઉછર્યો હતો. અને મામા કૃષ્ણને બહુ વહાલો હતો. તે પોતાના પિતા અર્જુન પાસે શસ્ત્રવિદ્યા શિખ્યો હતો, અને તરૂણવયમાંજ તેણે પોતાનું શૌર્ય અને કૌશલ્ય બતાવી દીધાં હતાં. વળી તેનામાં વિનય, સદાચાર વગેરે મધુર ગુણો પણ હતા. આથી તે સર્વ ગુણસંપન્ન સુંદર બાળક દેવપુત્રની પેઠે ગરીબથી તાલેવંત સુધીના હરેક મનુષ્યનું મન હરી લેતો હતો. પાંડવોનો ગુપ્તવાસ પુરો થતાં અર્જુનની આજ્ઞા પ્રમાણે વિરાટ રાજાએ પોતાની કન્યા ઉત્તરાને મ્હોટી ધામધુમથી અભિમન્યુ સાથે પરણાવી હતી. અભિમન્યુનો વિવાહ પૂર્ણ થયા પછી થોડા વખતમાંજ કુરૂક્ષેત્રના ઘોર યુદ્ધનો આરંભ થયો હતો. તે યુદ્ધના પહેલા બાર દિવસોમાંજ વીર કુમાર

અભિમન્યુએ પોતાની અસામાન્ય યુદ્ધકુશળતા, અને નિર્ભયતા બતાવી આપી. કૌરવ પક્ષના વીર પુરૂષોને આશ્ચર્યચકિત કરી નાખ્યા હતા. કેટલા તેને અર્જુનના જેવો મહાવીર ગણતા, તો કેટલાક તેને તેનાથી પણ વધારે યુદ્ધકુશળ ગણીને તેની પ્રશંસા કરતા હતા. પરંતુ તેરમા દિવસના યુદ્ધમાં તેણે પોતાનું જે અસીમ સાહસ અને પરાક્રમ બતાવ્યું છે, તેને માટે તેના યશની સૌરભ દિગંતમાં વ્યાપી જઇ હજુ પણ લાંબા સમય સુધી કૌરવોની અપકીર્તિ પ્રસરાવશે તેમાં કાંઇ પણ સંશય નથી.

ભીષ્મનો પરાજય થયા પછી દુર્યોધને કર્ણની સલાહ પ્રમાણે ગુરુ દ્રોણને સેનાપતિ બનાવ્યા. મહારથી દ્રોણાચાર્યે પ્રસન્નતાથી સેનાપતિનું પદ ગ્રહણ કરીને દુર્યોધનનું હિત કરવાની અભિલાષાથી પ્રતિજ્ઞા કરી કે "જો વીર્યશાળી અર્જુન યુદ્ધક્ષેત્રમાં યુધિષ્ઠિરની રક્ષા નહિ કરે તો હું તેમને પકડીને તમને સોંપી દઇશ. પરંતુ જ્યાં સુધી અર્જુન રણક્ષેત્રમાં હશે ત્યાં સુધી મ્હારાથી તેમ થઈ શકશે નહિ." મહારાજા યુધિષ્ઠિરને પકડવાની દ્રોણ ગુરૂએ આવી પ્રતિજ્ઞા લીધી એટલે મૂર્ખ કૌરવો બહુ ફુલાઇ ગયા, અમે હવે પાંડવોનો જરૂર પરાજય કરીશું એમ ધારવા લાગ્યા. દુર્યોધન અત્યાર સુધી દ્રૌણાચાર્યને પાંડવોના પક્ષના ધારતો હતો, તેથી તેમની આ પ્રતિજ્ઞા વધારે દૃઢ કરવાને તેજ વખતે તેણે આખા સૈન્યમાં ફેલાવી દીધી. આ તરફ મહાત્મા યુધિષ્ઠિરે પોતાના જાસુસો મારફત દ્રોણ ગુરૂએ લીધેલી પ્રતિજ્ઞા સાંભળી ત્યારે તેઓ બહુજ ખેદ કરવા લાગ્યા, અને તેજ વખતે તેમણે અર્જુનને પોતાની રક્ષા કરવાને યોજી દીધો. મહારાજા યુધિષ્ઠિરને ખેદ કરતા જોઇને અર્જુને કહ્યું: "હે મહારાજ! કદી વજ્રધર ઇંદ્ર પોતે અથવા તો સઘળા દેવતાઓ સાથે વિષ્ણુ દુર્યોધનને સહાય કરશે, તોપણ તેઓ આપને પકડી શકશે નહિ. દ્રોણાચાર્ય સમસ્ત શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ હોવા છતાં જ્યાંસુધી હું જીવું છું ત્યાંસુધી આપે લેશ પણ ભય રાખવો નહિ."

ત્યાર પછી બે દિવસો સુધી બન્ને પક્ષ વચ્ચે ઘોર સંગ્રામ થયો.

પહેલે દિવસે દ્રોણાચાર્યે કૌરવોનું સેનાધિપત્ય ગ્રહણ કરીને અપૂર્વ રણકૌશલ્ય બતાવી પાંડવ પક્ષના અનેક યોદ્ધાઓનો સંહાર કરી મહારાજા યુધિષ્ઠિર ઉપર આક્રમણ કર્યું. પરંતુ મહાવીર અર્જુનના પ્રભાવથી તેઓ પોતાની અભિલાષા પાર પાડી શક્યા નહિ. તે દિવસે સ્હાંજે યુદ્ધ બંધ થતાં તેઓ નિરાશ થઇને પાછા ગયા, અને લજ્જાપૂર્વક દુર્યોધનને કહેવા લાગ્યા કે, "કોઇ પણ રીતે અર્જુનને યુધિષ્ઠિર પાસેથી ખસેડવાથી હું કાલેજ તેને ત્હારા કબજામાં સોંપી દઇશ. હવે તું કોઇ બીજા વીરને યુદ્ધ કરવા બોલાવી તેની પાસે અર્જુનને બીજે સ્થાને યુદ્ધ કરવા બોલાવ. આ પ્રમાણે અર્જુન ધર્મરાજા પાસેથી ખસીને તેનો પરાજય કર્યા સિવાય પાછો આવશે નહિ, અને તે દરમ્યાન ધૃષ્ટદ્યુમ્નની સમક્ષજ હું મહાત્મા યુધિષ્ઠિરને પકડી લઇશ." દ્રોણના શબ્દો સાંભળીને ત્રિગર્ત દેશના રાજા સુશર્માએ પોતાના ભાઇઓ, અને અસંખ્ય અનુચરો સહિત અગ્નિની સાખે સોગંદ લીધા કે, "કાલ સ્હવારે અમે રણક્ષેત્રની બહાર જઇને અર્જુનનો સંહાર કરીશું. જો અમે અર્જુનનો વધ કર્યા વિના પાછા ફરીએ અથવા તો તેનાથી ભય પામીને ન્હાસી જઇએ તો અમારી પાપાત્માના જેવી ગતિ થજો." આ પ્રમાણે સંશપ્તકોના યુદ્ધનો આરંભ થયો.

બીજે દિવસે સ્હવારે સંશપ્તકોએ અર્જુનને દક્ષિણ દિશામાં યુદ્ધ કરવા બોલાવ્યો. અર્જુન યુધિષ્ઠિરની આજ્ઞા લઇને તેમનો વિનાશ કરવાને તૈયાર થયો. એટલે મહાત્મા યુધિષ્ઠિર પોતાને રક્ષણ વગરના ધારીને ખેદ કરવા લાગ્યા. ત્યાર પછી અર્જુને મહારાજા યુધિષ્ઠિરને આશ્વાસન આપી મહાવીર સત્યજીતને તેમની રક્ષા કરવાનું કહી ચાલ્યો ગયો. આ પ્રમાણે અર્જુન યુદ્ધક્ષેત્રથી બહાર ગયો, એટલે દુર્યોધન અર્જુન વગરના યુધિષ્ઠિરને પકડવાને અનહદ શૌર્યથી યુદ્ધ કરવા લાગ્યો, પરંતુ તે દિવસે પણ તેઓ નિષ્ફળ નિવડયા, એટલુંજ નહિ પણ તે દિવસે અર્જુને સંશપ્તકોના યુદ્ધમાં વિજય મેળવી કુરૂક્ષેત્રમાં પાછા આવી કૃષ્ણના કહેવાથી પોતાના પ્રબળ શત્રુ મહાવીર ભગદત્તનો સંહાર કર્યો.

ત્યાર પછી ત્રીજે દિવસે પ્રાતઃકાળમાં દુર્યોધન શત્રુની ઉન્નતિ જોઇને બહુજ દુઃખી થઇ ક્રોધે ભરાઇ સઘળા યોદ્ધાઓની સમક્ષ પ્રણય અને અભિમાનપૂર્વક દ્રોણ ગુરૂને કહેવા લાગ્યો, " હે આચાર્ય ! અમે આપને મરેલાજ ધારીએ છીએ. કારણ કે યુધિષ્ઠિર તમારી પાસેજ હોવા છતાં પણ તમે તેને પકડી શકતા નથી. જો તમે તેને પકડવાજ માગતા હો તો દેવતાઓ સહિત પાંડવો તેની રક્ષા કરતા હોય તોપણ તે તમારા હાથમાંથી છટકી શકેજ નહિ. હે આચાર્ય ! આપે અમને પહેલાં વચન આપેલું છે, અને તેનાથી વિરૂદ્ધ વર્તો છો, એ આપના જેવા આર્ય માટે બીલકુલ યોગ્ય નથી. આર્ય કદીપણ પોતાને શરણે આવેલાની આશા ભાંગતો નથી.

દુર્યોધનનાં વચન સાંભળીને દ્રોણાચાર્ય લજ્જાપૂર્વક કહેવા લાગ્યા, " હે મહાબાહો ! હું નિરંતર ત્હારૂં હિત કરવાનો પ્રયત્ન કરૂં છું. તું મ્હને એવો કદીપણ ધારીશ નહિ. આજે હું વળી પ્રતિજ્ઞા લઉં છું કે, આજે એક દેવતાઓથી પણ ન ભેદાય એવો વ્યૂહ રચીને પાંડવના એક વીર-પ્રવર મહારથીના પ્રાણ લઇશ. માટે આજે તું ગમે તેમ કરીને ધનંજયને મહારાજા યુધિષ્ઠિર પાસેથી ખસેડી નાંખ, કારણ કે યુદ્ધકળામાં તેનાથી અજાણ્યું અથવા અસાધ્ય કાંઇ પણ છેજ નહિ."

આચાર્ય દ્રોણની આજ્ઞા થતાંજ તે દિવસે પણ સુશર્માદિ સંશપ્તકોએ અર્જુનને યુદ્ધનું આમંત્રણ કર્યું, તેથી સંશપ્તકો સાથે અર્જુનને ઘોર યુદ્ધમાં ઉતરવું પડયું. આ તરફ દ્રોણાચાર્યે ચક્રવ્યૂહની રચના કરીને તેમાં દેવરાજ જેવા મહીપાલોને ઉભા રાખ્યા, તેના દ્વાર આગળ પણ સૂર્યસમ તેજસ્વી અનેક મહાવીરોને ઉભા રાખી યુદ્ધનો આરંભ કર્યો. બન્ને પક્ષના વીરો મરણ સુધી લડવાની પ્રતિજ્ઞા લઇ સંગ્રામ કરવા લાગ્યા. દ્રોણાચાર્ય વ્યૂહના મધ્યભાગમાં ઉભા રહીને બાણનો વર્ષાદ વર્ષાવી પાંડવ પક્ષના યોદ્ધાઓનો સંહાર કરવા લાગ્યા. જેમ પ્રબલ જળ પ્રવાહ દુર્લંઘ પર્વતને ઓળંગવાને સમર્થ થતો નથી—જેમ સાગર પોતાની મર્યાદા મુકી શકતો નથી, તેમ તેઓ દ્રોણાચાર્યનું ઉલ્લંઘન કરી શકયા નહિ. મહારાજા યુધિષ્ઠિર દ્રોણનું

અદ્‌ભુત બાહુબળ જોઇને કોઇપણ રીતે તેનું નિવારણ કરવાનો વિચાર કરવા લાગ્યા. છેવટે તેમણે મહાતેજસ્વી અભિમન્યુને બોલાવીને કહ્યું કે, "હે વત્સ! આ ચક્રવ્યૂહને ભેદી નાંખવાનો એકે ઉપાય અમને સુઝતો નથી. તું, અર્જુન, કૃષ્ણ અને પ્રદ્યુમ્ન-એ ચાર જણજ ચક્રવ્યૂહ ભેદવાને સમર્થ છો, એ સિવાય પાંચમો કોઇ પણ મનુષ્ય ચક્રવ્યૂહ ભેદી શકે એમ નથી. આ ક્ષણે ત્હારા પિતૃઓ, મામાઓ, અને સૈનિકો ત્હારી પાસે વર માંગે છે, તેમને વરદાન આપીને સંતુષ્ટ કર. તું હમણાંજ સજ્જ થઇને દ્રોણ ગુરુના સૈન્યનો સંહાર કરવાને તૈયાર થઇ જા, નહિ તો ધનંજય આવીને આપણી નિંદા કરશે."

વીરવર અભિમન્યુ એકલો-નિઃસહાય અવસ્થામાં દ્રોણાચાર્યના સુદૃઢ ભયંકર સૈન્ય સાગરમાં ઝંપલાવવાનું પ્રાણનાશક ધારીને જરાવાર ખેદયુક્ત થઇ ગયો. તે જોઇને યુધિષ્ઠિર અને ભીમસેન તેને ઉત્સાહિત કરીને કહેવા લાગ્યા, "વત્સ! તું એકવાર વ્યૂહને ભેદીને દ્વારને ઉઘાડી નાંખ, એટલે અમે પણ ત્હારી પાસે રહીને ત્હારૂં રક્ષણ કરીશું." પોતાના મ્હોટા કાકાના વાક્યોથી ઉત્સાહમાં આવી જઇને અભિમન્યુ બોલ્યો, "આર્ય! જેમ પતંગ ક્રુદ્ધ થઇને બળતા અગ્નિમાં પડે છે, તેમ હું પણ આજે દ્રોણાચાર્યના દૃઢ સૈન્યમાં પ્રવેશ કરૂં છું. આજે હું મ્હારા પિતા તથા મામાના કુળનું હિતકર કાર્ય કરવાને તૈયાર થયો છું; અને મ્હને ખાત્રી છે કે હું તે કાર્ય બરાબર પાર પાડીશ. જો હું એકલો રથમાં બેસીને સમસ્ત ક્ષત્રિયોને આઠ વખત ન વિખેરી નાંખુ તો મ્હને અર્જુન પુત્ર તરીકે સ્વીકારશો નહિ." અભિમન્યુના ઉપરોક્ત વચનો સાંભળીને મહારાજા યુધિષ્ઠિરે પ્રસન્ન થઇ "વત્સ! શત્રુનો સંહાર કરતી વખતે તારા બળમાં વૃદ્ધિ થજો." એવો આશીર્વાદ આપ્યો. ત્યાર પછી મહાવીર અભિમન્યુએ પોતાના સારથિ સુમિત્રને રથને દ્રોણાચાર્યના સૈન્ય તરફ હાંકવાની આજ્ઞા કરી. અભિમન્યુની આજ્ઞા સાંભળીને સારથિ વિચારમાં પડી ગયો, અને થોડીવાર રહીને કહેવા લાગ્યો, "હે આયુષ્મન્! પાંડવોએ આપની ઉપર

વધારે પડતો ભાર નાખ્યો છે, માટે તેમ કરવું યોગ્ય છે કે નહિ, તેનો વિચાર કરીને યુદ્ધ કરવા તૈયાર થવું જોઇએ. દ્રોણાચાર્ય યુદ્ધ કુશળ અને દિવ્યાસ્ત્રમાં સુનિપુણ છે, અને આપ તો અત્યાર સુધી લાડમાં ઉછર્યા છો." સારથિનાં વચન સાંભળીને અભિમન્યુ હાસ્ય કરીને કહેવા લાગ્યો, "હે ભાઇ! ક્ષત્રિયો અને દ્રોણની વાત તો દૂર રહી, પરંતુ હું દેવતાઓથી વિંટાયલા ઐરાવત ઉપર બેઠેલા ત્રિદશાધિપતિ ઇંદ્ર સાથે પણ યુદ્ધ કરતાં બ્હીતો નથી. આ આખું શત્રુ સૈન્ય તો મ્હારા સોળમા ભાગની પણ યોગ્ય નથી. અરે કદી વિશ્વવિજયી કૃષ્ણ મામા અને પિતા અર્જુનજી સાથે પણ યુદ્ધ કરતાં મ્હારા મનમાં ભયનો સંચાર થતો નથી." સારથિના વાક્યોના અનાદર કરીને અભિમન્યુએ તેને પોતાનો રથ જલદી દ્રોણાચાર્યના સૈન્ય પાસે લઇ જવાની આજ્ઞા કરી.

સારથિએ અપ્રસન્નતાથી ત્રણ વર્ષના સુવર્ણ મંડિત અશ્વોને દ્રોણાચાર્ય તરફ હાંક્યા. અભિમન્યુને આવતો જોઇને દ્રોણાચાર્યને આગળ કરી કૌરવો તેની સ્હામે ધસી આવ્યા. પાંડવો પણ અભિમન્યુની પાછળ પાછળ ચાલવા લાગ્યા. જેમ સિંહનું બચ્ચું હાથીઓના ટોળા ઉપર ધસી જાય, તેમ અભિમન્યુ પણ નિર્ભયતાથી દ્રોણાચાર્યના સૈન્ય પાસે આવી પહોંચ્યો. અભિમન્યુ પાસે આવ્યો, એટલે કૌરવોએ એકદમ હર્ષમાં આવી જઇને તેને પ્રહાર કરવા માંડયો. જેમ ભાગીરથીનું પાણી સમુદ્રમાં મળતાંજ મ્હોટું તોફાન થઇ ઉઠે છે, તેજ પ્રમાણે મહાવીર અભિમન્યુએ દ્રોણાચાર્યનો ચક્રવ્યૂહ ભેદીને તેમાં પ્રવેશ કર્યો તે વખતે કૌરવ સૈન્યમાં પણ તોફાન થયું. અશ્વારોહી, ગજારોહી, રથી, અને પાયદલ—સઘળા વીરપુરૂષો અભિમન્યુને શત્રુના વ્યૂહને ભેદી નાંખી તેમાં પ્રવેશ કરતો અને શત્રુ સાથે ઘોર યુદ્ધ કરતો જોઇને હર્ષથી તેને ધન્યવાદ આપવા લાગ્યા. કૌરવ પક્ષના વીરો નાના પ્રકારના વાજીંત્ર સિંહનાદ, ગર્જના અને ભયંકર કોલાહલથી ભૂમંડળને ગજાવી મુકી અભિમન્યુ તરફ ધસવા લાગ્યા. મહાવીર અભિમન્યુ તેમને પોતાની તરફ આવતા જોઇને મર્મભેદી બાણોનો વર્ષાદ વર્ષાવી

તેમનો વિનાશ કરવા લાગ્યો. વિવિધ ચિન્હોથી ચિત્રાયલા બાણોથી નાશ થઇને પતંગીયા અગ્નિમાં ઝંપલાવે, તેની રીતે તેઓ જ્યારે રણક્ષેત્રમાં પડવા લાગ્યા, ત્યારે રણભૂમિ, દર્ભથી છવાયલી યજ્ઞવેદીની પેઠે, તેમના અવયવોથી છવાઇ ગઇ. જેમ ભગવાન્ શંકરે ઘોરતર અસુર બળનો સંહાર કર્યો હતો, તેવીજ રીતે વિષ્ણુ જેવા અચિંત્ય પ્રભાવવાળો અભિમન્યુ કૌરવ સૈન્યનો ઘાણ કાઢી પાયદળને છિન્ન ભિન્ન કરી નાંખવા લાગ્યો.

ત્યાર પછી મહારાજા દુર્યોધન અભિમન્યુના બાણથી પોતાના સૈન્યને વિખરાઇ જતું જોઇને ક્રોધથી તેણી તરફ ધસી આવ્યો. તેને જતો જોઇને દ્રોણાચાર્યે યોદ્ધાઓને તેની પાછળ જઇ તેનું રક્ષણ કરવાની આજ્ઞા કરી. મહા બળવાળા સમર-વિજયી યોદ્ધાઓ દ્રોણ ગુરૂની આજ્ઞા માથે ચડાવી બ્હીતાં બ્હીતાં દુર્યોધનનું રક્ષણ કરવા ગયા. અને બાણોનો સખ્ત વર્ષાદ વર્ષાવી અભિમન્યુને મોહિત કરી દુર્યોધનને છોડાવી લાવ્યા. તે જોઇ ને અભિમન્યુ, માંસ-લોલુપ મૃગરાજની પેઠે સિંહનાદ કરવા લાગ્યો. દ્રોણ વગેરે મહારથીઓ અભિમન્યુનો સિંહનાદ સહન ન કરી શકવાથી તેને ચારે તરફ ઘેરી લઇ બાણનો વર્ષાદ વર્ષાવવા લાગ્યા. મહાવીર અભિમન્યુ તેમના સઘળાં બાણને છેદી નાંખી તેમનો સંહાર કરવા લાગ્યો. આ પ્રમાણે અભિમન્યુ ઘોર સંગ્રામ કરવા લાગ્યો. તેના બાણથી વીર અશ્મકેશ્વર મરણ પામ્યો. મહાવીર કર્ણ અને શલ્ય મૂર્ચ્છિત થઇ ગયા. અને શલ્યનો ભાઈ ઘાયલ થઇ પવન વેગથી નીચે પડતી મ્હોટી શીલાની માફક પૃથ્વિ પર પડયો. શલ્યનો ભાઈ મરણ પામતાં તેનું મોટું સૈન્ય વિવિધ અસ્ત્રશસ્ત્ર ગ્રહણ કરીને અભિમન્યુ ઉપર ધસી આવ્યું. અભિમન્યુ તેમને પોતાના દિવ્યાસ્ત્રોથી વિંધી નાંખીને પોતાની હાથચાલાકી બતાવતો ધીમે ધીમે યુદ્ધ કરવા લાગ્યો. ત્યાર પછી પોતે વાસુદેવ અને અર્જુન પાસે સંપાદન કરેલાં આયુધોનો તેમના જેવીજ કુશળતાથી ઉપયોગ કરવા લાગ્યો. યુદ્ધ કરતી વખતે બાણ ચડાવવાનો, અને નાંખવાનો તેને લેશ પણ અવકાશ મળતો નહિ. આ વખતે અભિમન્યુનું ચોતરફ ફરતું ધનુષ્ય શરત્કાળના સૂર્યમંડળ જેવું ભાસવા લાગ્યું. તેના ધનુષ્યનો ટંકાર અને મ્હોડાની ગર્જના

વર્ષાઋતુની મેઘ ગર્જના જેવા સંભળાતા. જેમ ભગવાન સૂર્યનારાયણ, વર્ષાઋતુ ગયા પછી દિવસે દિવસે વધારે પ્રખર થતા જાય છે, તેમ મહાવીર અભિમન્યુ પણ પહેલાં ધીમે ધીમે યુદ્ધ કરી પાછળથી તીક્ષ્ણતા ધારણ કરી સૂર્યના કિરણોની પેઠે સુતીક્ષ્ણ લોહાની અણિવાળા વિચિત્ર બાણો નાંખવા લાગ્યો. અભિમન્યુના બાણોથી કૌરવ સૈન્યમાં ભંગાણ પડયું અને મ્હોટા મ્હોટા યોદ્ધાઓ પણ ન્હાસવા લાગ્યા.

આ વખતે ગુરૂ દ્રોણાચાર્ય અભિમન્યુનું અસાધારણ પરાક્રમ જોઈને હર્ષોત્કર્ષ થઇ કૃપાચાર્યને કહેવા લાગ્યા. " હે ભદ્ર ! આ જો, મહાવીર અભિમન્યુ પાંડવોને સંતુષ્ટ કરવાને દેવસેનાધિપતિ કાર્તિકેયની પેઠે યુદ્ધક્ષેત્રમાં ભમી રહ્યો છે. મ્હારા મત પ્રમાણે એના જેવો યુદ્ધવિશારદ ધનુર્ધર પ્રાય છેજ નહિ. એ ધારે તો આખા કૌરવ સૈન્યનો સંહાર કરી શકે એમ છે." મહાવીર દુર્યોધને દ્રોણગુરૂના ઉપરોક્ત વાકયોથી ખિન્ન થઇ અન્ય રાજાઓને અભિમન્યુનો એકદમ વધ કરવાની આજ્ઞા કરી. દુર્યોધનની આજ્ઞા થતાંજ તેના પક્ષના વીરનરો આવેશમાં આવી જઇને અભિમન્યુને મારી નાંખવા, તેની તરફ ધશી ગયા. મહાબાહુ દુઃશાસન ગર્જ કરીને અભિમન્યુની સ્હામે જઇ ક્રોધ કરીને બાણ વર્ષાવવા લાગ્યો. મહાવીર અભિમન્યુએ પણ તેની ઉપર બાણ નાંખવા માંડયા. આ પ્રમાણે તે બન્ને વીરો વચ્ચે ઘોર સંગ્રામ ગયો, અને છેવટે અભિમન્યુના બાણથી વિંધાઇને દુઃશાસન રથમાં ઢળી પડયો, અને મૂર્છિત થઇ ગયો. દુઃશાસન મૂર્છિત થયો, એટલે તરતજ કર્ણ આવીને અભિમન્યુ સાથે યુદ્ધ કરવા લાગ્યો, પરંતુ અભિમન્યુએ પોતાના પહેલાજ બાણથી તેનાં ધનુષ્ય, અને ધ્વજા છેદી નાંખી પૃથ્વિ પર પાડી નાંખ્યાં. તે જોઇને કર્ણનો ભાઇ વચ્ચે આવીને પોતાના મ્હોટા ધનુષ્યપર દિવ્ય બાણો ચઢાવીને અભિમન્યુને પીડવા લાગ્યો, ત્યારે અભિમન્યુએ ગુસ્સે થઇ એકજ બાણથી તેનું મસ્તક છેદી નાંખ્યું. આ જોઇને કૌરવોનું સૈન્ય ગભરાટમાં પડી ન્હાસવા લાગ્યું. ફક્ત મહાવીર સિંધૂરાજજ તે સ્થાનમાં ઉભો રહી અભિમન્યુ સાથે યુદ્ધ કરવા લાગ્યો.

આ તરફ અભિમન્યુએ વ્યૂહમાં પ્રવેશ કર્યો એટલે ધર્મરાજ યુધિષ્ઠિર, ભીમસેન, નકુળ, સહદેવ, સાત્યકિ, મત્સ્ય, અને પાંચાલો તેનું રક્ષણ કરવાને તેને અનુસરવા લાગ્યા. પાંડવોને પોતાની ઉપર ધસી આવતા જોઇને કૌરવ સૈન્યમાં ભંગાણ પડયું. એથી મહાવીર જયદ્રથે અસંખ્ય બાણોથી અભિમન્યુએ ખુલ્લા કરેલા વ્યૂહને પૂરી દીધું, અને દિવ્યાસ્ત્રનો પ્રયોગ કરી પુત્રવત્સલ પાંડવોને સૈન્ય સહિત રોકી રાખી મદોન્મત્ત હાથીની પેઠે ઘુમવા માંડયું. તેના ધનુષ્યનો ટંકાર અને ઘોર ગર્જના સાંભળીને પાંડવપક્ષના ક્ષત્રિયો ભયભીત થયા, અને કૌરવ સૈન્યમાં પુનઃ હર્ષ વ્યાપી રહ્યો. મત્સ્ય, પાંચાલ, કૈકેય, અને પાંડવો ઘણાજ યત્નથી તેની સામે થયા, પરંતુ તેઓ કોઇ પણ રીતે જયદ્રથનો પ્રભાવ સહન કરી શક્યા નહિ, તે વખતે પાંડવોએ દ્રોણાચાર્યનો વ્યૂહ ભેદી નાંખી અભિમન્યુનું રક્ષણ કરવાને ઘણાં ફાંફાં માર્યાં, પરંતુ મહાદેવના વરદાનના પ્રભાવથી મહાબાહુ જયદ્રથે તેમને અટકાવી રાખ્યા.

સિંધુરાજ જયદ્રથે, પાંડવોને આ પ્રમાણે અટકાવી રાખવાથી બન્ને પક્ષ વચ્ચે ઘોરતર સંગ્રામ થવા લાગ્યો. તેજસ્વી અભિમન્યુએ કૌરવ-સૈન્યમાં પ્રવેશ કરી અનેક યોદ્ધાઓનો સંહાર કરવા માંડયો; કૌરવોએ પણ તેની ઉપર બાણનો વર્ષાદ વર્ષાવવા માંડયો. ત્યાર પછી અભિમન્યુએ કર્ણના પુત્ર વૃષસેનનો પરાજય કરી વીર વસાતીયને મારી નાંખ્યો. વસાતીયને મરેલો જોઇને તેના મિત્રોએ અભિમન્યુનો વિનાશ કરવાને નાના પ્રકારના પ્રચંડ ધનુષ્યો લઇને તેને ઘેરી લીધો. પરંતુ અભિમન્યુએ એક ક્ષણમાંજ તેમનાં ધનુષ્ય, બાણ, શરીર અને દિવ્યમાળા તથા કુંડલોથી શણગારાયલા મસ્તકો છેદી નાંખી તેમનો પરાજય કર્યો. ત્યાર પછી મહાબળવાન મદ્રેશ્વરનો પુત્ર રૂક્મરથ સુસજ્જીત રથમાં બેસીને અભિમન્યુ ઉપર ધસી આવ્યો, અને એક બાણથી તેને વિંધી નાંખ્યો. અભિમન્યુએ તેજ વખતે તેનું મસ્તક છેદી નાંખી તેને પૃથ્વીપર ફેંકી દીધો. આ જોઇને રૂક્મરથના બીજા રાજકુમાર મિત્રોએ ગુસ્સે થઇને તેની ઉપર બાણ

દોડવા માંડયા. તે વખતે અભિમન્યુએ પોતાને થયેલા પ્રહારથી ગુસ્સે થઇને ગાંધર્વાસ્ત્ર લઇ માયા જાળનો વિસ્તાર કર્યો. આ અસ્ત્રનો ઉપયોગ કરતાંજ સઘળા રાજકુમારો મોહિત થઈ ગયા, એટલે અભિમન્યુએ તેમના કટકે કટકા કરી નાંખ્યા. જેમ પાંચ વર્ષની ફળેલી આંબાવાડી વાવાઝોડાથી નષ્ટ થાય, તેજ પ્રમાણે એક ક્ષણમાં એકસો રાજકુમારો અભિમન્યુના બાણથી મરણ પામી ભૂમિ પર પડયા, તે વખતે મહારાજા દુર્યોધનને રાજકુમારોને એકલા અભિમન્યુના હાથે મરેલા જોઇને બહુજ ક્રોધ ચઢયો, અને એકાએક આવેશમાં આવી જઇને તેમણે પોતે તેની ઉપર આક્રમણ કર્યું, પરંતુ તેમને પણ વિષમ બાણના આઘાતથી જર્જરીત થઇને ન્હાસી જવું પડયું.

દુર્યોધનને ન્હાસેલો જોઇને, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, કર્ણ, અશ્વત્થામા, કૃતવર્મા અને શકુનિ—એ છ મહારથીઓ ગુસ્સે થઇને અભિમન્યુ સાથે યુદ્ધ કરવાને તૈયાર થઈ ગયા, પરંતુ તેઓ પણ તેનો પરાજય કરી શકયા નહિ. આ જોઇને દુર્યોધનનો પુત્ર મહા તેજસ્વી લક્ષ્મણ ગર્વ કરીને એકલો અભિમન્યુ તરફ ધસી આવ્યો. પુત્રવત્સલ રાજા દુર્યોધન પણ તેની સાથે આવ્યા, અને બીજા પણ અનેક ક્ષત્રિય વીરો તેમને અનુસરવા લાગ્યા. લક્ષ્મણે પોતાના દિવ્ય બાણોથી અભિમન્યુના વક્ષઃસ્થળમાં અને ભુજાઓમાં પ્રહાર કર્યા, તેથી છંછેડાયલા સર્પની પેઠે અતિશય ક્રોધાવિષ્ટ થઇને અભિમન્યુ, લક્ષ્મણને કહેવા લાગ્યો, "હે લક્ષ્મણ ! તારે હમણાંજ પરલોકમાં જવું પડશે, માટે ક્ષણભર આ લોકને સારી રીતે જોઈ લે. હું હમણાંજ ત્હારા પિતા અને અન્યાન્ય બંધુ બાંધવોની સમક્ષજ તને યમલોકમાં મોકલી આપું છું." આ પ્રમાણે કહીને તેણે એક બાણ વતી લક્ષ્મણનું મસ્તક છેદી નાંખ્યું. લક્ષ્મણના મરણથી સઘળે હાહાકાર થઇ રહ્યો. દુર્યોધન પુત્રના શોકથી દુઃખિત થઇને અભિમન્યુનો સંહાર કરવાને ઉચ્ચૈઃ સ્વરે ક્ષત્રિયોને ઉશ્કેરવા લાગ્યો. તે વખતે દ્રોણાદિ મહારથીઓ પુનઃ અભિમન્યુ ઉપર ધસી ગયા. મહાવીર અભિમન્યુએ પોતાના

દિવ્ય બાણોથી તેમને વિંધી નાંખી–યુદ્ધથી પરાંગ મુખ કરી વેગપૂર્વક સિંધુરાજ જયદ્રથના સૈન્યમાં પ્રવેશ કર્યો. આ સૈન્યને ભેદીનેજ વ્યૂહની બહાર નીકળવાનું હતું. પરંતુ દુર્ભાગ્યવશાત્ કલીંગ, નિષાદ, અને મહા-બળવાન ક્રાથપુત્રે ગજસૈન્યથી તેના માર્ગમાં અવરોધ નાંખ્યો. આથી મહાવીર અભિમન્યુએ અસંખ્ય બાણોથી તે છેલ્લા ન જીતાય એવા બળને છિન્ન ભિન્ન કરી નાંખી ક્રાથપુત્રને મારી નાંખ્યો.

તે જોઇને દ્રોણ, કૃપ, કર્ણ, અશ્વત્થામા, કૃતવર્મા, અને શકુનિએ ૭ મહારથીઓએ એકત્ર થઇને અભિમન્યુને ઘેરી લીધો. બીજા પણ ક્ષત્રિય વીરો મ્હોટાં મ્હોટાં ધનુષ્યો લઇને અભિમન્યુ ઉપર બાણની વૃષ્ટિ કરવા લાગ્યા. અભિમન્યુ તે સઘળા યુદ્ધ–કુશળ વીરોને બાણ નાંખતાં અટ-કાવી દઇને પોતાનું અપૂર્વ રણ કૌશલ્ય બતાવવા લાગ્યો. જોતજોતામાં અભિમન્યુના બાણથી મહાવીર વૃક્ષારક, અને કોશળરાજ બહદ્દલના પ્રાણ નીકળી ગયા. કર્ણ કણિકાઓથી વારંવાર વિંધાતો હોવા છતાં અભિમન્યુ સાથે ઘોર સંગ્રામ કરવા લાગ્યો. એ બન્ને મહાવીરો પરસ્પરના બાણોથી વિંધાઇ જઇ રૂધિરથી ખરડાઈ ગયેલા હોવાથી પુષ્પવાળાં ખાખરનાં વૃક્ષ જેવા શોભવા લાગ્યા. એટલામાં અભિમન્યુએ કર્ણના ૭ રક્ષકોના અશ્વ, સારથિ, ધ્વજ અને રથનો નાશ કરી તેમનો સંહાર કર્યો, અને બીજા પણ કેટલાક મહારથીઓને વિંધી નાંખ્યા. આ જોઇને દુઃશાસનના પુત્રે આવીને તેને દશ બાણો મારીને વિંધી નાંખ્યો. તેના બાણની વ્યથાથી ક્રુધ થઇને અભિમન્યુ ઉચ્ચૈઃસ્વરે બોલી ઉઠયો, "હે દુઃશાસન પુત્ર! ત્હારો પિતા બાયલો છે. તે યુદ્ધનો ત્યાગ કરી ન્હાસી ગયો હતો. આજે તું પણ મ્હારા હાથમાંથી બચવાનો નથી. એમ કહીને અભિમન્યુએ તેની ઉપર એક સુતીક્ષ્ણ નારાચ નાંખ્યું પરંતુ તેજ વખતે અશ્વત્થામાએ ત્રણ બાણવડે તેને છેદી નાંખી દુઃશાસનના પુત્રને બચાવી લીધો.

આ પ્રમાણે તે યુદ્ધ ધીમે ધીમે વધવા લાગ્યું. તેથી શકુનિએ દુર્યો-ધનને કહ્યું, "મહારાજ! હવે બધા એકઠા થઇને અભિમન્યુનો સંહાર

કરો, નહિતો એક એક કરીને આપણા સર્વનો નાશ કરશે. માટે દ્રોણ અને કૃપાચાર્ય વગેરેની મદદથી એને કેવી રીતે મારશો તેનો વિચાર કરો." ત્યાર પછી અભિમન્યુના બાણથી વિંધાયલો કર્ણ પણ દ્રોણગુરૂને કહેવા લાગ્યો, "હે બ્રાહ્મણ! વીરપુરૂષને યુદ્ધ ક્ષેત્રનો ત્યાગ કરવો અનુચિત હોવાથીજ હું અભિમન્યુના બાણથી પીડાતો હોવા છતાં, અત્રે ઉભો રહ્યો છું. એ મહાતેજસ્વી અર્જુન કુમારના શરાઘાતથી મ્હારૂં હૃદય ફાટી જાય છે, માટે હવે આપ જલદીથી તેનો વધ કરવાનો ઉપાય કહી દ્યો, નહિ તો તે અમારા બધાનો સંહાર કરશે."

કર્ણના ઉપરોક્ત દુઃખદર્શક વાક્યો શ્રવણ કરીને મહાવીર દ્રોણાચાર્ય હસતાં હસતાં કહેવા લાગ્યા, "હે રાધેય! મહાવીર અભિમન્યુનું કવચ અભેદ્ય—કદિપણ ન ભેદાય એવું છે. મ્હેં એના પિતા અર્જુનને કવચ ધારણ કરતાં શિખવ્યું છે, અને એ પણ તેની પાસેજ બરોબર શિખ્યો છે એમાં સંશય નથી. પરંતુ યત્ન કરીને સુતીક્ષ્ણ બાણો નાંખીને આપણે એનાં, ધનુષ્ય, પણછ, અશ્વ, અને સારથિનો નાશ કરી શકીએ, જો તેમ થઇ શકે તો એના ધનુષ્ય વગેરેને છેદી નાંખીને એને યુદ્ધથી વિમુખ કરી શકીએ. જ્યાં સુધી એના હાથમાં ધનુષ્ય હશે, ત્યાં સુધી દેવતા અને અસુરો પણ એને જીતવાને સમર્થ નથી. માટે જો એનો પરાજય કરવાની ઇચ્છા હોય તો એને જલદીથી રથ અને ધનુષ્ય વગરનો કરી નાંખ."

દ્રોણાચાર્યની આજ્ઞા પ્રમાણે તેજ વખતે કર્ણે પોતાના દિવ્ય બાણના પ્રભાવથી અભિમન્યુનું ધનુષ્ય છેદી નાંખ્યું અને ભોજરાજાએ તેના અશ્વોનો, અને કૃપાચાર્યે તેના સારથિનો સંહાર કર્યો. અન્યાન્ય વીરો પણ તેની ઉપર બાણની વૃષ્ટિ કરવા લાગ્યા. આ પ્રમાણે દ્રોણાદિ ષડ્ નિર્દય મહારથીઓએ ઉપરાઉપરી બાલક અભિમન્યુની પ્રહાર કરવા માંડ્યા તે વખતે રથ અને ધનુષ્ય વગરનો અભિમન્યુ પોતાના વીરધર્મનું પ્રતિપાલન કરવાની ઇચ્છાથી ખડ્ગ અને ચર્મ લઇને આકાશ માર્ગે ઉંચા ચઢી જઇને

ગરૂડની પેઠે વેગપૂર્વક ભમવા લાગ્યો, આથી દ્રોણાદિ ધનુર્ધરો "એ ક્રમશું મ્હારી ઉપરજ પડશે." એ ભય પામી તેને ત્યાં આગળજ વિંધી નાંખવા લાગ્યા. ત્યારપછી દ્રોણાચાર્યે અભિમન્યુના ખડ્ગની મણિમય મુંઠમાં એક સુતીક્ષ્ણ નારાચ મારીને તેને છેદી નાંખી, અને કર્ણે તેનું ચર્મ ભેદી નાંખ્યું. આ પ્રમાણે ખડ્ગ, ચર્મ, અને બાણ વગેરે સર્વનો નાશ થવાથી અભિમન્યુ ચક્ર લઇને ફરીથી નીચે ઉતરી દ્રોણાચાર્ય તરફ દોડયો. તે વખતે તેના શરીરમાંથી નીકળતા રૂધિરથી ખરડાયલા વસ્ત્રોથી, અને વિકરાલ આંખોથી તે કાલાંતક યમ જેવો ભાસવા લાગ્યો. પરંતુ થોડીવારમાંજ તેના ચક્રના કુકડે કુકડા થઇ ગયા. આમ થવા છતાં પણ અભિમન્યુ બીલકુલ ગભરાયો નહિ, તે તેજ વખતે ગદા લઇને અશ્વત્થામા ઉપર ધસી ગયો. અશ્વત્થામા, આ પ્રમાણે પ્રજ્વલિત અગ્નિના જેવી પ્રચંડ ગદા લઇને અભિમન્યુને પોતાની તરફ આવતો જોઇને રથમાંથી કુદી પડી ત્રણ છલંગો મારી ન્હાસી ગયા, તેથી અભિમન્યુ તે ગદાથી તેમના અશ્વો, અને સારથિઓનો સંહાર કરી ગાંધારી અને કૈકેયોને મારવા લાગ્યો. ત્યાર પછી તેજ ગદાવડે દુઃશાસનના પુત્રના રથ અને અશ્વોના ચુરેચુરા કરી અભિમન્યુ આગળ વધ્યો. પોતાના અશ્વો અને રથનો નાશ થવાથી દુઃશાસનના પુત્રને બહુજ ક્રોધ થયો, અને તે એક બીજી ગદા લઇને અભિમન્યુની સ્હામે થયો. આ પ્રમાણે તે બન્ને વીરો એક બીજાનો સંહાર કરવાની ઇચ્છાથી ઘોર સંગ્રામ કરવા લાગ્યા. અને લડતાં લડતાં તે બન્ને વીરો પૃથિવીપર પડી ગયા, પરંતુ એટલામાં દુઃશાસનના પુત્રે સત્વર ઉભા થઇને મહાબાહુ અભિમન્યુના માથામાં પોતાની ગદા મારી. અરાતિકુળનો સંહાર કરનાર વીર અભિમન્યુ દુઃશાસનના પુત્રની ભીષણ ગદાના આઘાતથી અને અતિશય પરિશ્રમથી અચેતન થઇ ગયો. આ પ્રમાણે મહાવીર અભિમન્યુ એકલે હાથે આખા અરાતિકુળનો સંહાર કરી, અસંખ્ય શત્રુઓથી ઘેરાઇ, અને વિંધાઇ દુઃશાસનના પુત્રને હાથે મરણ પામ્યો. ત્યાર પછી કૌરવપક્ષના મહારથીઓ સમરાંગણમાં પડેલા અર્જુન પુત્રની આસપાસ વિંટાઇ ગયા, અને અનેક વસ્તુઓ બોલવા પછી

વર્ષા ઋતુથી શાંત થયેલા અગ્નિ જેવા, અસ્ત પામેલા સૂર્ય જેવા, રાહુ અસ્ત ચંદ્ર જેવા, શુષ્ક સાગર જેવા, અને અનેક તરૂ અને શિખરોનું મર્દન કરી નિવૃત્ત થયેલા વાયુ જેવા અભિમન્યુને ભૂમિ ઉપર પડેલો જોઇને પરમ હર્ષથી સિંહનાદ કરવા લાગ્યા. આ તરફ પાંડવ પક્ષના વીરોની આંખોમાં ચે ધારે આંસુ વહેવા લાગ્યાં.

અમે મહાભારતમાં કહેલું અભિમન્યુના યુદ્ધનું વૃત્તાંત સંક્ષેપમાં વર્ણવ્યું છે. એ વર્ણન અનૈસર્ગિક અને અતિશયોક્તિ ભરેલું દેખાતું હોવા છતાં, વીરકુમાર અભિમન્યુનું વીરત્વ નિષ્કલંક ચંદ્રના કિરણોની પેઠે ચિરઃકાળ પર્યંત જગતમાં વિસ્તાર પામશે, એમાં કાંઇપણ શંકા નથી. અભિમન્યુએ યુદ્ધ-કૌશલ્ય બતાવવામાં જે ઉચ્ચસ્થાન મેળવ્યું છે, તેને માટે તે હમેશાં વીરેન્દ્ર સમાજમાં પૂજાશેજ. મામા તથા પિતાના કુળનું ગૌરવ સાચવવા અભિમન્યુએ ક્ષત્રિયોચિત મૃત્યુશય્યામાં શયન કરી જે અક્ષય કીર્તિ મેળવી છે, તે સમગ્ર આર્ય જાતિ માટે પ્રશંસા અને ગૌરવની વાત છે. વળી તે ઉપરાંત કૌરવોએ અભિમન્યુને અધર્મ યુદ્ધમાં મારી નાંખી જે અપકીર્તિ મેળવી છે તે પણ કદિ ધોવાવાની નથી. આ અધર્મ યુદ્ધથી ગુરૂ દ્રોણાચાર્યનું ચરિત્ર પણ કલંકિત થયું છે. પરંતુ તેમને માટે અમારે એટલું કહેવું જ પડશે કે સન્મુખ યુદ્ધમાં કૌરવ પક્ષનો કોઇપણ વીર અભિમન્યુનો પરાજય કરવા સમર્થ નહિ હોવાથી તેમને નિરૂપાયેજ આ ઉપાય લેવો પડ્યો હતો.

—:o:—

# અર્જુનનું પ્રતિજ્ઞાપાલન.

[અર્જુનનું પ્રતિજ્ઞાપાલન–ઉદાહરણ–સાધારણ પ્રકૃતિ–વિપદ–યુધિષ્ઠિર અને અર્જુનનાં કલહ–કૃષ્ણનો ઉપદેશ–અને સાન્ત્વના.]

પ્રતિજ્ઞાપાલન, એ ઉત્કૃષ્ટ નૈતિક ધર્મસ્વરૂપ છે. પૂર્વકાળમાં વીરધર્માનુરાગી ક્ષત્રિયો પ્રતિજ્ઞાપાલનને આ લોકમાં યશ આપનારૂં, અને પરલોકમાં સુખ દેનારૂં ગણતા હતા. બ્રાહ્મણોનું બ્રહ્મચર્ય તપસ્યામાં, ક્ષત્રિયોનું વીરત્વ પ્રતિજ્ઞા પાલનમાં, અને સ્ત્રીઓની ધર્મનિષ્ઠા વ્રતાનુષ્ઠાનમાં ગણવામાં આવતી હતી તે વખતે આ ત્રણ પ્રકારનાં ધર્મસાધનો સામાજીક જીવનમાં અસ્થિ માંસ, અને રૂધિરનો સંચાર કરી તેજ, બળ, અને પવિત્રતાનો પવિત્ર પ્રવાહ વહેવડાવતાં હતાં. અમે આ પ્રબંધમાં વીરશ્રેષ્ઠ અર્જુને પોતાની પ્રતિજ્ઞાનું કેવી રીતે પાલન કર્યું હતું તે બતાવીશું.

મહાનુભાવ અર્જુન બાલ્યકાળમાં અસ્ત્રવિદ્યામાં અનુરક્ત અને ગુરૂદ્રોણનો પ્રિય પાત્ર હતો. જ્યારે દ્રોણાચાર્યે તેમના બાલમિત્ર દ્રુપદરાજથી અપમાનિત થઇ હસ્તિનાપુરમાં આવી ભીષ્મથી સત્કાર પામી કૌરવ પાંડવોને અસ્ત્રવિદ્યા શિખવવાનો ભાર ગ્રહણ કર્યો, અને પોતાની પાસે અસ્ત્રવિદ્યા શિખવા આવેલા સઘળા રાજપુત્રોને સંબોધીને, "હે બાલકો! હું તમને ઉત્તમ રીતે અસ્ત્રવિદ્યા શિખવીશ, પરંતુ ગુરૂ દક્ષિણામાં તમારે મ્હારી ઇચ્છા પૂર્ણ કરવી પડશે, તો તે તમારે કબુલ છે કે નહિ તે કહો." એ પ્રમાણે કહ્યું ત્યારે દુર્યોધન વગેરે સઘળા કૌરવોએ મૌન ધારણ કર્યું. પરંતુ અર્જુને તેમને પ્રણામ કરીને કહ્યું, "મહાશય! આપ જે કાંઇ આજ્ઞા કરશો, તે પાલવાને હું સર્વદા તૈયાર છું" દ્રોણાચાર્યે અર્જુનનાં વચનો સાંભળીને તેને પ્રેમપૂર્વક આલિંગન કર્યું. છેવટ અર્જુને દ્રોણ ગુરૂની કૃપાથી ધનુર્વેદમાં પારંગત થઇ* પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે

*દ્રોણની દૃઢ પ્રતિજ્ઞા અને ક્ષમા.

દ્રુપદરાજનો પરાજય કરી ગુરૂ દક્ષિણા આપી હતી.

ઈન્દ્રપ્રસ્થમાં રાજ્ય કરતી વખતે પાંડવોએ પોતાના ભ્રાતૃભાવમાં ભંગ ન થાય તે માટે એવો નિયમ કર્યો હતો કે, દ્રૌપદી જ્યારે તેમના ગમે તે એક ભાઇ સાથે એકાન્ત સ્થાનમાં હોય, ત્યારે કોઇએ પણ ત્યાં જવું નહિ, તેમજ જે કોઇ આ નિયમનો ભંગ કરે તેને પ્રાયશ્ચિત્તરૂપે બાર વર્ષ બ્રહ્મચર્ય અવસ્થામાં વનવાસ જવું. એક વખત મહાત્મા અર્જુને તસ્કરોના હાથમાંથી એક બ્રાહ્મણની ગાયો છોડવવાને આયુધ–ગૃહમાં પ્રવેશ કર્યો. આ વખતે મહારાજા યુધિષ્ઠિર તેજ ગૃહમાં દ્રૌપદી સાથે વાર્તાલાપ કરતા હતા. આ પ્રમાણે સ્થિર પ્રતિજ્ઞાવાળા અર્જુને પોતે કરેલા નિયમના ઉલ્લંઘનથી પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે બારવર્ષ સુધી વનવાસનું દુઃખ સહન કર્યું હતું.*

ત્યાર પછી બીજી વખતના દ્યૂતમાં હાર પામી જ્યારે પાંડવો વનમાં જવાને તૈયાર થયા, અને દુરાત્મા દુઃશાસને તેમનો "ખંડતિલ" અને "ચર્મમય મૃગ" કહીને ઉપહાસ કર્યું, ભીમસેનને "ગરૂ" "ગરૂ" કહી તેની આસપાસ નાચવા લાગ્યો, અને પાંડવો સભામાંથી બહાર નીકળ્યા ત્યારે પાછળથી નરાધમ દુર્યોધને તેમની હાંસી કરી. સિંહની પેઠે ચાલનાર ભીમસેનના ચાળા પાડયા, ત્યારે અભિમાની અને ક્રોધે ભરાયલા ભીમસેને મ્હોટેથી દુર્યોધનનો વધ કરવાની ભીષણ પ્રતિજ્ઞા લઇ અર્જુનને કર્ણનો વધ કરવાની પ્રતિજ્ઞા લેવા જણાવ્યું. તે વખતે અર્જુને પોતાનો દ્વેષ કરનાર આત્મશ્લાઘી કર્ણનો રણમાં સંહાર કરવાની પ્રતિજ્ઞા લીધી હતી, અને છેવટે વાસુદેવની સલાહથી કુરૂક્ષેત્રના યુદ્ધમાં અપૂર્વ યુદ્ધ કૌશલ્ય અને પરાક્રમ બતાવી પોતાના પરમ શત્રુ કર્ણને મારીને પોતાની પ્રતિજ્ઞા પાળી હતી, તે પણ વાચકોને જોડેના પ્રબંધ ઉપરથી માલમ પડશે.

વિરાટનગરમાં પાંડવો ગુપ્ત વાસ રહ્યા ત્યારે વિરાટ રાજા એક વખત પોતાનો પુત્ર ઉત્તર વિજય પામવાના સમાચાર સાંભળી હર્ષ પામી

*જુવો ધનંજયની કર્તવ્યનિષ્ઠા.

કંકવેષધારી મહાત્મા યુધિષ્ઠિર સાથે દ્યૂત રમવા બેઠા હતા, તે વખતે તેમણે જ્યારે ઉત્તરની પ્રશંસાને બદલે કંકને વારંવાર તેના સારથિ બૃહન્નલાનાં વખાણ કરતાં સાંભળીને ક્રોધે ભરાઇ કંકની નાસિકા ઉપર પાસો મારી રૂધિર કાઢ્યું ત્યારે યુધિષ્ઠિરે, અર્જુનની પ્રતિજ્ઞા યાદ કરી પાસે ઉભેલાં સૈરિંધ્રિ વેષધારી દ્રૌપદીને પોતાનું રૂધિર, પાણી ભરેલા વાસણમાં ઝીલી લેવાની આજ્ઞા કરી. વિરાટ રાજા ઉપર અદ્દભુત ક્ષમા બતાવી હતી.* અર્જુનનાં પ્રતિજ્ઞા પાલન સંબંધી મહારાજા યુધિષ્ઠિરને કેવો દૃઢ વિશ્વાસ હતો, તે આ ઉપરથી સહજ જણાઇ આવે છે.

"ભીષ્મપિતામહે કૌરવોનું સેનાપત્ય ગ્રહણ કર્યું છે" એ સમાચાર સાંભળી અર્જુને ઉપપ્લવ્ય નગરમાં ભીષ્મનો પરાજય કરવાની જે ભીષણ પ્રતિજ્ઞા લીધી હતી, તે તેણે બરાબર પાળી હતી, તે આપણે જોઇ ગયા છીએ. પરંતુ પુત્ર શોકથી અધીર થઇને જયદ્રથનો વધ કરવાને તેણે જે પ્રતિજ્ઞા લીધી હતી, તે સર્વ કરતાં ભીષણ અને રૂવાં ઉભાં કરે એવી હતી, એમાં લેશ પણ શંકા નથી. "જો કાલે સૂર્યાસ્ત પહેલાં જયદ્રથને ન મારી શકું, તો મ્હારે બળતી ચિતામાં પ્રવેશ કરી બળી મરવું" એવી અતિ ભીષણ પ્રતિજ્ઞા લઇને અર્જુને બીજે દિવસે જે ઘોર સંગ્રામ કર્યો છે, તેવો સંગ્રામ કુરૂક્ષેત્રના આખા યુદ્ધમાં કોઇપણ દિવસ થયોજ નથી, એમ કહીએ તો તે અતિશયોક્તિ ભરેલું કહેવાશે નહિ. તે દિવસે અર્જુને પોતાનું સંપૂર્ણ શૌર્ય અને વીર્ય બતાવી કૌરવ પક્ષના હજારો યોદ્ધાઓના પ્રાણ કાઢી નાંખી, છેવટે મહા યોગી શ્રીકૃષ્ણની સહાયતાથી જયદ્રથનો વધ કરી પોતાની પ્રતિજ્ઞા પાળી હતી.

અર્જુનની પ્રતિજ્ઞાની ખબર પડતાંજ કૌરવોમાં ગભરાટ છુટયો, છેવટે દ્રોણગુરૂ સાથે મસલત કરી તેમણે પ્રાણપણે જયદ્રથની રક્ષા કરવાનો સંકલ્પ કર્યો. બીજે દિવસે દ્રોણાચાર્યે આગળથી ચોરસ અને પાછળથી ગોળ એવો અદ્દભુત વ્યૂહ રચ્યો અને પાછલના ગોળાકારની મધ્યમાં આવેલા

*જુવો કંકની ક્ષમા.

"સૂચી" નામના એક ગુપ્ત સ્થાનમાં કર્ણ, કૃપાચાર્ય, અને અશ્વત્થામા વગેરે મહારથીઓની પાછળ જયદ્રથને સંતાડી દીધો. દ્રોણાચાર્ય ઉપરોક્ત વ્યૂહની સન્મુખ અને ભોજરાજ હાર્દિક્ય તેની પાછળ ઉભા રહીને સૈન્યનું રક્ષણ કરવા લાગ્યા. અર્જુને યુદ્ધ કરતાં કરતાં તે સુદ્રઢ અને દુર્ભેદ્ય વ્યૂહને ભેદી નાંખી અસંખ્ય કૌરવ–સૈન્યનો સંહાર કર્યો. ત્યાર પછી અત્યાગ પરિશ્રમને લીધે અશ્વો થાકી ગયેલા અને ઘાયલ હોવાથી શ્રીકૃષ્ણના કહેવાથી અર્જુને ધનુર્વિદ્યામાં પોતાનું અપૂર્વ શિક્ષા–કૌશલ્ય બતાવવા રણક્ષેત્રમાંજ બાણનો એક મંડપ તથા માયાવી સરોવર બનાવ્યાં. શ્રીકૃષ્ણે તરસ્યા ઘોડાઓને શીતલ પાણી પીવરાવી તૃપ્ત કરી, થોડીવાર તેની સુશ્રુષા કરી ફરીથી રથમાં જોડયા, એટલે અર્જુને શત્રુના સૈન્યમાં ધસી જઇ સુચીવ્યૂહમાં ગોઠવાયલા મહારથીઓનો પરાજય કરી જયદ્રથને મારી નાંખ્યો. કહેવાય છે કે, શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને પોતાની પ્રતિજ્ઞા પાળવામાં સહાય કરવા માટે, યોગમાયાના પ્રભાવથી સૂર્યને ઢાંકી દીધો હતો, અને તેમ થતાં જયદ્રથ ભુલાવો ખાઇ સાહસ કરી યુદ્ધ કરવાને તૈયાર થઇ ગયો, એટલે અર્જુને તેનો સહેલાઇથી સંહાર કર્યો. ત્યાર પછી અર્જુને શ્રીકૃષ્ણના સલાહ પ્રમાણે જયદ્રથના મસ્તકને ભૂમિ ઉપર ન પડવા દેતાં એક પછી એક એમ અનેક બાણો છોડી તેને જયદ્રથના પિતા વૃદ્ધક્ષેત્રના ખોળામાં મુકી દીધું. તપસ્યા કરવા બેઠેલા વૃદ્ધક્ષેત્રે અજાણતા તે મસ્તકને ભોંયપર નાંખી દીધું, એટલે તેનાજ વરદાનના પ્રભાવથી તેના કટકેકટકા થઇ ગયા. આ વૃત્તાંત અલૌકિક હોવા છતાં શ્રીકૃષ્ણની કુશળતા અનિંદનીય છે એમાં સંદેહ નથી. તેમણે પોતાનાં અદ્વિતીય પ્રતિભા, અને યોગબળ વગેરે ગુણોથી કૌરવોના પ્રપંચોને છિન્નભિન્ન કરી નાંખી પ્રિય મિત્ર અર્જુનને તેની પ્રતિજ્ઞાનું પ્રતિપાલન કરવામાં સહાયતા કરી, તેના પ્રાણની રક્ષા કરી છે, એ સ્પષ્ટ જણાઇ આવે છે.

આ પ્રમાણે મહાત્મા અર્જુનના પ્રતિજ્ઞા–પાલન સંબંધી વૃત્તાંતોનું અવલોકન કરતાં માલમ પડે છે કે તે હમેશાં ધર્મ–પથનું અવલંબન કરીને

ખરેખરા વીરની પેઠે પોતાની પ્રતિજ્ઞા પાળતો હતો. તેના પ્રતિજ્ઞાપાલન, અસાધારણ ગુરૂભક્ત, અસામાન્ય કર્તવ્યનિષ્ઠા, અકૃત્રિમ ભ્રાતૃભાવ, અપૂર્વ બળવીર્ય, અને અદ્ભુત અસ્ત્ર કૌશલ્ય–વગેરે ગુણોએજ તેને અનન્ત કીર્તિ આપી અમર બનાવ્યો છે. તે કર્ણના માફક હિંસા અને દ્વેષને વશ થઇને શત્રુના પરાજય કરી બડાઇ મારતો નહિ, ભીમની પેઠે નિષ્ઠુર અને નિર્દયતાથી શત્રુનો સંહાર કરવાને તૈયાર થતો નહિ, તેમ યુધિષ્ઠિરની પેઠે શત્રુનું પરાક્રમ જોઇ ભય પામી પોતાના વિજય માટે પણ શંકા કરતો નહિ. પરંતુ દુર્ભાગ્યે એક વખત તે પ્રતિજ્ઞા પાલન કરવામાં મૂર્ખ અને અધીરો થઇ મ્હોટા ભુલાવામાં પડી ગયો હતો અમે નીચે તેજ વૃત્તાંતનું વર્ણન કરીયે છીયે.

દ્રોણગુરૂના મરણ પછી કર્ણ કૌરવ સૈન્યનું સૈનાપત્ય ગ્રહણ કરી ઘોર યુદ્ધ કરવા લાગ્યો. તેનું અદ્ભુત પરાક્રમ જોઇને પાંડવોનું સૈન્ય અસ્થિર થઇ ગયું. અર્જુન સિવાય બીજો કોઇ પણ ક્ષત્રિયવીર તેનું નિવારણ કરી શકતો ન્હોતો. આ પ્રમાણે પહેલે દિવસેજ તેણે પાંડવોના સૈન્યમાં ત્રાહ ત્રાસ વર્તાવી દીધો. બીજે દિવસે મદ્રદેશના રાજા શલ્યે તેનું સારથિપણું સ્વીકાર્યું, એટલે કર્ણ વધારે જોરમાં આવી પ્રચંડ પ્રભાવ અને ગર્વથી પાંડવોના સૈન્ય ઉપર આક્રમણ કરીને પોતાના શસ્ત્રના આઘાતથી તેને છિન્ન ભિન્ન કરી નાખવા લાગ્યો. મહારાજા યુધિષ્ઠિર તેની સાથે યુદ્ધ કરવા લાગ્યા, પરંતુ થોડી વારમાજ તેના બાણથી વિંધાઇને જર્જરિત થઇ પોતાના પ્રાણની રક્ષા કરવાને છાવણીમાં જઇ શયન કરી રણ–ક્લેશ દૂર કરવા લાગ્યા. એટલામાં કૃષ્ણ અને અર્જુન સંશપ્તક સાથેના યુદ્ધમાં વિજય મેળવી મહારાજા યુધિષ્ઠિરને રણક્ષેત્રમાં ન જોવાથી તેમની શોધ કરવા છાવણીમાં આવી પહોંચ્યા. મહારાજા યુધિષ્ઠિર અને અર્જુનને જોઇને "અર્જુન કર્ણને મારીનેજ આવ્યો હશે" એમ ધારી તેમને આલિંગન કરી. કર્ણે કરેલા અપમાનનું સ્મરણ કરી આનંદ પામવા લાગ્યા. પરંતુ જ્યારે તેમણે સાંભળ્યું કે, "કર્ણ હજુ જીવે છે, અને અર્જુન તેનો ત્યાગ કરીનેજ અત્રે આવ્યો છે ત્યારે "અર્જુન કર્ણથી ભય

પામીનેજ ન્હાસી આવ્યો હશે" એમ તેમણે ધાર્યું, અને તેથી એકાએક ક્રોધાવેશમાં આવી જઇ અર્જુનનો તિરસ્કાર કરી કહેવા લાગ્યા, "હે અર્જુન! જો ત્હારાથી કર્ણનો પરાજય ન થતો હોય–ત્હારામાં તેનો સંહાર કરવાની શક્તિ ન હોય તો–વાસુદેવ અથવા તો તારા કરતાં કોઇ બીજા સુનિપુણ વીરને ગાંડીવ ધનુષ્ય આપી દે. જો કૃષ્ણને ગાંડીવ આપી તું તેમનો સારથિ થશે તો તેઓ ઇંદ્રે વજ્ર ધારણ કરીને જેમ વૃત્રાસુરને માર્યો હતો, તેમ મહા પરાક્રમી દાસીપુત્રનો વિનાશ કરશે, એમાં સંદેહ નથી."

મહારાજા યુધિષ્ઠિરનાં ઉપરોક્ત વચનો સાંભળી અર્જુનને બહુજ ક્રોધ થયો. અને તેણે ધર્મરાજનો નાશ કરવાની ઇચ્છાથી પોતાની તલવાર બહાર કાઢી. અર્જુનને ક્રોધે ભરાયલો જોઇને મહાત્મા શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા, "હે અર્જુન! તેં શા માટે તરવાર કાઢી છે? હમણાં ત્હારે વધ કરવા લાયક કોઇ પણ અત્રે છે નહિ, તો તું કોને પ્રહર કરવાને તૈયાર થયો છે? મ્હને લાગે છે કે આજે તારૂં ચિત્ત ભ્રમિત થઇ ગયું છે, નહિ તો તું આ પ્રમાણે અચાનક તરવાર કાઢેજ કેમ?"

શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને મહાવીર ધનંજય યુધિષ્ઠિર તરફ રોષ પૂર્વક દૃષ્ટિપાત કરી કુપિત થયેલા સર્પની પેઠે નિશ્વાસ નાંખી કહેવા લાગ્યો, "હે જનાર્દન! તું બીજાને ગાંડીવ ધનુષ્ય આપી દે એવા શબ્દો કહેનારનો શિરચ્છેદ કરવાની મ્હેં પ્રતિજ્ઞા લીધી છે. હમણાં મહારાજાએ તમારી સમક્ષજ મ્હને એ શબ્દો કહ્યા છે, માટે હું એ ધર્મભીરૂ નરપતિને મારી નાંખી મ્હારી પ્રતિજ્ઞાનું પાલન કરી નિશ્ચિંત થઇશ. હે હૃષીકેશ! એટલા માટેજ મ્હેં આ તરવાર કાઢી છે તો હવે આ ક્ષણે મ્હારે શું કરવું યોગ્ય છે તે કહો. તમે આ જગતના સર્વ વૃત્તાંતો જાણો છો, માટે આ વખતે હું આપ વિચાર કરી જે નિર્ણય આપશો તે પ્રમાણે કરીશ."

મહાત્મા કેશવે અર્જુનનાં વચનો સાંભળી તેને વારંવાર ધિક્કાર આપી કહ્યું. "હે ધનંજય! આ વખતે તને ક્રોધથી પરવશ થયેલો જોઇને

મ્હારી ખાત્રી થઇ છે કે તેં યથાકાલે વૃદ્ધ જ્ઞાની પુરૂષનો ઉપદેશ સાંભળ્યો નથી. તું ધર્મભીરૂ છે, પરંતુ હજુ તું ધર્મનાં ખરેખરાં તત્વો જાણતો નથી. ધર્મજ્ઞ પુરૂષ આવું સાહસ કરવાને કદી પણ તૈયાર થાયજ નહિ. ધર્મને નહિ જાણનારો માણસજ કાર્યાકાર્યનો નિશ્ચય કરવાનો પ્રસંગ આવતાં ત્હારી પેઠે અવશ અને મૂઢ બની જાય છે. કાર્યાકાર્યનો યથાર્થ નિર્ણય કરવાની શક્તિ એકાએક પ્રાપ્ત થતી નથી. તે પ્રાપ્ત કરવાને શાસ્ત્રનું યથાર્થ જ્ઞાન સંપાદન કરવું જોઇએ. આજે તું મોહને વશ થઇ ધર્મની રક્ષા કરવા મનુષ્ય-વધરૂપ મહાપાપ કરવાને તૈયાર થયો છે, તે ઉપરથી તને શાસ્ત્રનું બિલકુલ જ્ઞાન નથી, એ સ્પષ્ટ જણાઈ આવે છે. મ્હારા મત પ્રમાણે અહિંસા, એજ પરમ ધર્મ છે, કદી અસત્ય બોલવું પડે તો તે બોલવું, પરંતુ જીવહિંસા તો કદાપણ કરવીજ નહિ. તું મૂર્ખની પેઠે-ધર્માત્મા વડિલ બંધુનો સંહાર કરવાને શા માટે તૈયાર થયો છે? સજ્જનો યુદ્ધમાંથી પાછા ફરેલા, શરણે આવેલા, દુઃખી, ગાંડા, અને રણથી પરાંમૂખ થયેલા શત્રુના પણ વિનાશને નિંદનીય ગણે છે, તો પછી તું યુદ્ધમાંથી પાછા ફરેલા ત્હારા મ્હોટા ભાઇનો કેવી રીતે નાશ કરી શકે? પહેલાં તેં આ ખોટી પ્રતિજ્ઞા લીધી છે, અને આજે તું તેનું પાલન કરવાને મૂર્ખતાથી અધર્મ કાર્ય કરવાને ઉભો થયો છે. તું મૂર્ખ અને ધર્મનાં ગૂઢ તત્વોથી અજ્ઞાત હોવાથી આજે યુધિષ્ઠિરનો નાશ કરવાની ઇચ્છા કરે છે. હે ધનંજય! ત્હારા પિતામહ ભીષ્મે, ધર્મરાજ યુધિષ્ઠિરે, ધર્મજ્ઞ વિદુરે અને યશસ્વિની કુન્તાજીએ ધર્મનું જે રહસ્ય કહેલું છે તે હું તને આજે કહી સંભળાવું તે શ્રવણ કર.

"સાધુ પુરૂષોએ હમેશાં સત્ય બોલવું જોઈએ. સત્યથી બીજું કાંઇ પણ શ્રેષ્ઠ નથી, પરંતુ સત્યનું તત્ત્વ જાણવું બહુજ કઠિન છે. સત્ય બોલવું એ દરેકનો ધર્મ છે; પરંતુ જ્યાં અસત્ય સત્યરૂપ, અને સત્ય અસત્યરૂપ હોય, ત્યાં અસત્ય બોલવાથી દોષ થતો નથી. જે સત્ય અને અસત્યનો મર્મ ન જાણતાં કેવળ સત્યનું પાલન કરવાને તૈયાર થાય, તે બાલક જેવો છે. જે માણસ સત્ય અને અસત્યનો યથાર્થ નિર્ણય કરી શકે તેજ ખરેખરો

ધર્મજ્ઞ છે. ધર્મજ્ઞ માણસ, અંધ શ્વાપદનો વધ કરનાર બલાક વાઘની પેઠે, દારૂણ કર્માનુષ્ઠાન કરીને પણ મ્હોટું પુણ્ય મેળવે છે, પરંતુ ધર્મને નહિ જાણનાર મનુષ્ય ધર્મ કાર્ય કરવાની ઇચ્છા કરતો હોવા છતાં કૌશિકની માફક મ્હોટા પાપમાં પડે છે.

" પૂર્વકાળે બલાક નામનો એક સત્યવાદી વાઘ હતો. તે કેવળ પોતાનાં વૃદ્ધ માતાપિતા, અને પુત્રકલત્ર વગેરે આશ્રિતોનું જીવન નિભાવવાનેજ હરણોનો શિકાર કરતો હતો એક વખત તે વાઘ શિકાર કરવાને નીકળ્યો, અને ઘણું ઘણું ભટક્યો પરંતુ કોઇ પણ સ્થળેથી હરણ જડ્યું નહિ. છેવટે એક અપૂર્વ નેત્ર વગરનું શ્વાપદ તેના જોવામાં આવ્યું. તેને એકાગ્ર ચિત્તે પાણી પીતું જોઇને બલાકે તેજ વખતે તેનો નાશ કર્યો તે વખતે તે અંધ શ્વાપદનું મરણ થતાંજ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થવા લાગી. અપ્સરાઓએ મનોહર ગીતવાદ્યનો આરંભ કર્યો, અને તે વાઘને લેવાને સ્વર્ગમાંથી વિમાન ઉતરી આવ્યું. શ્વાપદ, તપના પ્રભાવથી વરદાન મેળવી, અનેક પ્રાણીઓનો વિનાશ કરતો હોવાથી વિધાતાએ તેને અંધ કર્યો હતો. આ પ્રમાણે અનેક પ્રાણીઓનો વિનાશ કરનાર શ્વાપદનો નાશ કરવાથી બલાકને સ્વર્ગ મળ્યુ. માટેજ કહ્યું છે કે ધર્મનો મર્મ બહુ ગૂઢ છે.

" વળી સાંભળ, કૌશિક નામનો એક મહા તપસ્વી બ્રાહ્મણ ગામથી થોડે દૂર બે નદીઓના સંગમ ઉપર નિવાસ કરતો હતો. એ બ્રાહ્મણ સર્વદા સત્ય બોલતો હતો, અને તેથી તે સમયમાં બધે સત્યવાદી મનાતો હતો. એક દિવસ કેટલાક લોકો લુંટારાના ભયથી તેની પાસે થઇને એક જંગલમાં ન્હાસી ગયા; થોડીવાર પછી લુંટારાઓ પણ તેમની શોધ કરતાં કરતાં કૌશિક પાસે આવી પહોંચ્યા. અને આમ તેમ તપાસ કરવા છતાં તેમનો પત્તો નહિ લાગવાથી તેમણે તેને પૂછ્યું કે, "હે ભગવન્! થોડી વાર પહેલાં કેટલાક માણસો અહિંયાં આવ્યા હતા, તે કયે માર્ગે ગયા તે કૃપા કરીને કહો." એ સાંભળી સત્યવાદી ગણાતા કૌશિકે,

" તેઓ આ પાસેની ઝાડીમાંજ સંતાઇ ગયા છે." એવો પ્રત્યુત્તર આપ્યો, એટલે તે ક્રૂર લુંટારાઓએ પેલા માણસોને શોધી કાઢી મારી નાખ્યા. સૂક્ષ્મ ધર્મને અને ધર્મના યથાર્થ સ્વરૂપને નહિ જાણનારો કૌશિક આ પ્રમાણે પોતાના સત્ય વાક્યથી ઉત્પન્ન થયેલા પાપમાં પડી ઘોર નરકમાં પડયો.

" હે ધનંજય! ધર્મ-અધર્મના વિચાર વગરના માણસો, જ્ઞાનીપુરૂષો પાસે શાસ્ત્રચર્ચા કરીને પોતાનો સંદેહ દૂર ન કરે તો, તે ઘોર નરકમાં પડે છે. ધર્મ અધર્મના જુદા જુદા ઘણા લક્ષણો નક્કી કરવામાં આવ્યા છે. કોઇ કોઈ ઠેકાણે અનુમાનથીજ ધર્મ-અધર્મનો નિર્ણય કરવો પડે છે. ઘણા લોકો કેવળ શ્રુતિનેજ ધર્મના પ્રમાણરૂપ ગણે છે. હું તેમનો દોષ કાઢતો નથી. પરંતુ એટલું તો કહું છુંજ કે શ્રુતિમાં ધર્મના દરેક તત્ત્વો બતાવવામાં આવ્યા નથી. એટલા માટેજ કેટલેક સ્થળે અનુમાનથી ધર્મનો નિર્ણય કરવો પડે છે. જન-સમાજની ઉત્પત્તિ માટેજ ધર્મ છે. અહિંસા એજ ધર્મ છે. હિંસકોને હિંસા કરતા અટકાવવા માટેજ ધર્મની ઉત્પત્તિ થઇ છે, અને તે પ્રાણિ માત્રની રક્ષા કરતો હોવાથી તેને ધર્મ કહેવામાં આવે છે માટે જેનાથી પ્રાણિની રક્ષા થાય તેજ ધર્મ છે. જો એક માણસ બીજા માણસનો વિનાશ કરવાના હેતુથી કાંઇ સલાહ માગે, તો તે વખત મૌન ધારણ કરવું એજ ઉચિત છે, પરંતુ જો કહ્યા વિના છુટકોજ ન હોય તો તેવે વખતે જુઠું બોલવામાં પાપ નથી. એવી રીતે એવી જગ્યાએ મિથ્યા-અસત્ય-પણ સત્યરૂપ છે, હિંસા, વિવાહ, જ્ઞાતિક્ષય અને ઉપહાસ વગેરે અસત્ય બોલવામાં પણ દોષ નથી, ધર્મનું તત્વ જાણનારાઓ પણ તેને અધર્મ ગણતા નથી. જે ઠેકાણે ખોટા સોગન ખાઇને ચોર કે લુંટારાના હાથમાંથી છુટાતું હોય તો તે ઠેકાણે જુઠું બોલવું એજ શ્રેયસ્કર છે, અને તે મિથ્યા પણ સત્ય રૂપજ ગણાય છે. સમર્થ હોવા છતાં પણ ચોરાદિને ધન આપવું ઉચિત નથી. પાપીને ધનદાન આપનારને તેના અધર્મથી દુઃખ થાય છે. હે અર્જુન! મ્હેં ત્હારા હિત માટે મ્હારી બુદ્ધિ પ્રમાણે ધર્મ શાસ્ત્રનાં લક્ષણો જણાવ્યાં છે. ધર્મની

રક્ષા કરવા અસત્ય કહેવામાં પાપ નથી, એ નિઃસંદેહ છે તો હવે ધર્મ-રાજ યુધિષ્ઠિર તારાથી વધ થવાને લાયક છે કે નહિ તેનો વિચાર કરીને કહે. ”

અર્જુને કહ્યું, હે વાસુદેવ ! તમે અસાધારણ બુદ્ધિશાળી છો. તમે મ્હારા હિતને માટે જે કાંઇ કહ્યું છે, તે સત્ય છે. ધર્મરાજાનો વધ કરવો અનુચિત છે તે મ્હેં જાણ્યું છે. હું ક્રોધાવેશમાં મહારાજા યુધિષ્ઠિરનો વધ કરવા તૈયાર થયો તેથી મ્હને મ્હોટું પાપ લાગ્યું છે, એમાં શંકા નથી. તો હવે આ વખતે મ્હારી પ્રતિજ્ઞા પણ જળવાય. અને મહારાજા યુધિ-ષ્ઠિરના જીવનની રક્ષા થાય એવો ઉપાય બતાવો. ”

અર્જુનનાં વચન સાંભળીને વાસુદેવે ફરીથી કહ્યું, “ હે મિત્ર ! ધર્મ-રાજ, કર્ણના બાણથી વિંધાઇ બહુ દુઃખ પામે છે, તેથીજ તેમણે રોષ-પૂર્વક આવા અયોગ્ય શબ્દો કહ્યા છે. તું આ શબ્દોથી ક્રોધે ભરાઇ કર્ણનો સંહાર કરશે. એમ ધારીનેજ તેમણે આ પ્રમાણે કહ્યું છે તેથી તેમનો નાશ કરવો તદ્દન અનુચિત છે. પરંતુ પ્રતિજ્ઞા પાળવી એ પણ ત્હારો મુખ્ય ધર્મ છે, માટે આ વખતે જીવતાં છતાં મુવેલો ગણાય એવો એક ઉપાય બતાવું છું તે શ્રવણ કર. હે પાર્થ ! આ મનુષ્યલોકમાં જયાં સુધી માણસને સન્માન મળે ત્યાં સુધીજ તે જીવતો ગણાય છે. અપમાન એજ મરણ છે. માન–આબરૂ વગરનો માણસ મુવા જેવો છે. વૃદ્ધો, અન્યા-ન્ય વીરો, તું, ભીમ, નકુલ અને સહદેવ–વગેરે સઘળા આજ દિન સુધી ધર્મરાજાનું સન્માન કરો છો, તેથી આજે તું જરા તેમનું અપમાન કર. હે અર્જુન ! વડિલને “ તું ” કહીને બોલાવવા એ પણ તેમનો વધ કર્યા બરોબર છે, માટે તું પૂજા પામવા લાયક ધર્મરાજને “ તું ” કહીને બોલાવ. ધર્મરાજ ધર્મનું તત્વ જાણતા હોવાથી તારી ઉપર બીલ-કુલ રોષ કરશે નહિ. આ પ્રમાણે હવે તું ત્હારી પ્રતિજ્ઞાનું પ્રતિપાલન અને બંધુના પ્રાણની રક્ષા કરી દાસી પુત્ર કર્ણનો વિનાશ કર. ”

ભગવાન શ્રીકૃષ્ણનો નિર્ણય સાંભળીને અર્જુને મહારાજા યુધિષ્ઠિરનો

તિરસ્કાર કર્યો. આ પ્રમાણે ધર્મ ભીરૂ ધનંજય પોતાના વડિલ ભાઇનું અપમાન કરી પોતાની પ્રતિજ્ઞા પાળવાને સમર્થ થયો ખરો, પરંતુ પાછ. ળથી તેને પોતાના આ કાર્ય માટે બહુજ પશ્ચાત્તાપ થવા લાગ્યો, અને તેથી તેણે દીર્ઘ નિશ્વાસ મુકીને ફરીથી ખડ્ગ ઉપર હાથ મુકયો તેથી આ ચેષ્ટા જોઇને શ્રીકૃષ્ણ તરતજ બોલી ઉઠયા, " હે અર્જુન ! તેં ફરીથી ખડગ કેમ પકડયું ? તારા મનમાં જે કોઇ વિચાર આવ્યો હોય તે કહી દે, એટલે તે સફળ થાય, એવો ઉપાય બતાવું." આ વખતે ધનંજય કહેવા લાગ્યો, " હે કૃષ્ણ ! મ્હેં મ્હારા મ્હોટા ભાઇનું અપમાન કરીને બહુજ નિંદિત કાર્ય કર્યું છે માટે આ ક્ષણે હું મ્હારા દેહનો અંત લાવીશ." અર્જુનનાં આ વચનો સાંભળીને પરમધાર્મિક વાસુદેવ વળી પાછા કહેવા લાગ્યા, " હે પાર્થ ! ધર્મરાજનુ અપમાન કરવામાં મહા પાપ કરેલું ધારીને તું તારો પોતાનો વિનાશ કરવા તૈયાર થઇ ગયો છે, પરંતુ આત્મહત્યા જેવું બીજું એક પાપજ નથી, આજે જો તેં તારા ખડગથી ધર્મરાજનો વધ કર્યો હોત તો તારૂં ધર્મનું જ્ઞાન કયાં રહેત, અને અન્તે ત્હારૂં શું થાત તેનો જરા વિચાર કર હે મિત્ર ! ધર્મનું સૂક્ષ્મ જ્ઞાન મેળવવું બહુંજ કઠિન છે. અજ્ઞાની માણસો એકાએક તે પ્રાપ્ત કરી શકતા નથી. હે અર્જુન ! જો તું આત્મહત્યા કરીશ, તો તને ભ્રાતૃ-વધ કરતાં વધારે પાપ લાગશે, અને ઘોર નરકમાં પડવું પડશે માટે આ વખતે તું પોતે તારાંજ વખાણ કર, એટલે તેં આત્મહત્યા કરી ગણાશે."

ત્યાર પછી શ્રીકૃષ્ણના ઉપદેશ પ્રમાણે અર્જુન પોતાના ગાંડીવને ઉચું કરી ધર્મરાજાને કહેવા લાગ્યો, " હે રાજન્ ! પિનાકને ધારણ કરનાર શ્રી શંકર સિવાય મ્હારા જેવો ધનુર્ધર આ પૃથિવીપર કોઇ છેજ નહિ. તેમની કૃપાથી હું એક ક્ષણમાંજ આ સ્થાવર જંગમ સમસ્ત જગતનો નાશ કરી શકું એમ છે. મ્હેંજ અનેક રાજા રાણાનો પરાજય કરી તેમને આપના ચરણમાં નમાવ્યા છે. મ્હારા પરાક્રમથીજ આપ રાજસૂયયજ્ઞ કરી શકયા છો. હવે હું આ ક્ષણે શ્રીકૃષ્ણથી હંકાતા મ્હારા રથમાં બેસીને કર્ણનો વધ કરવા જાઉં છું. આપ સ્વસ્થ થાવ. હું પ્રતિજ્ઞા

કરૂં છું કે આજે કર્ણનો નાશ કર્યા વિના કદીપણ કવચ ઉતારવાનો નથી. " મહાત્મા અર્જુન, ધર્મરાજને આ પ્રમાણે કહીને ગાંડીવ અને બીજાં આયુધો નો ત્યાગ કરી લજ્જાથી નીચું જોઇ બન્ને હાથ જોડી તેમની પાસે ક્ષમા માગવા લાગ્યો. આ વખતે અર્જુનના તિરસ્કારથી મહારાજા યુધિષ્ઠિરનું મન બહુજ દુભાયું તેમને પોતાના અપમાન માટે બહુજ લાગી આવ્યું, અને તથી તેઓ રાજ્યલક્ષ્મીનો તિરસ્કાર કરી વનમાં ચાલ્યા જવાને તૈયાર થઇ ગયા, પરંતુ મહાત્મા શ્રીકૃષ્ણે તેમને તેમ કરવાનું કારણ બતાવી, વિનયપૂર્વક સાન્ત્વના કરી તેમ કરતાં અટકાવ્યા. મહારાજા યુધિષ્ઠિર તરતજ શાન્ત થઇ ગયા, અને કૃષ્ણની તીવ્ર બુદ્ધિરૂપ નાવથી આ ભીષણવિપદ્ સાગર—તરી જવાને ભાગ્યશાળી થવાથી તેમની બહુજ પ્રશંસા કરવા લાગ્યા. અર્જુન પણ કૃષ્ણના સદુપદેશ પ્રમાણે વર્તીને પ્રતિજ્ઞા પાલન રૂપ દુસ્તર સાગરમાંથી બચવાને સમર્થ થયો, અને ધર્મરાજના ચરણમાં પડી વારંવાર ક્ષમા માંગી તેમને પ્રસન્ન કરવા લાગ્યો છેવટ અર્જુન વડિલ બંધુની આજ્ઞા અને આશીર્વાદ લઇને પરમ ઉત્સાહપૂર્વક યુદ્ધ ક્ષેત્રમાં જઇ પોતાના અદ્ભુત અસ્ત્રબળથી અને પ્રિયમિત્ર શ્રીકૃષ્ણની અચિન્તનીય સહાયથી દુર્જય કર્ણને મારી નાખી પોતાની પ્રતિજ્ઞા પાળવામાં કૃતાર્થ થયો.



# કર્ણની આત્મશ્લાઘા અને તેનો પુરૂષાર્થ.

## ૧. પૂર્વાભાસ.

[ કર્ણના ચરિત્રનું વિશેષપણું-આત્મશ્લાઘા અને પુરૂષાર્થનો પ્રથમ પરિચય-કર્ણની ખોટી આપવડાઇ, ઉદ્યોગ અને દૃઢ સંકલ્પ, સત્યપરાયણતા અને યશોલિપ્સા-અર્જુનનો પરાજય કરવા ખોટો ગર્વ, કર્તવ્ય બુદ્ધિ અને કૃતજ્ઞતા-આત્મ સન્માન-અહંકાર અને દંભ-દૈવની હાંસી અને પુરૂષાર્થનો આશ્રય. ]

કર્ણના ચરિત્રનું અવલોકન કરી અમે તેને આદર્શ ચરિત્ર*કહેવા ના પાડી છે, તથાપિ તેનામાં જેજે મ્હોટા ગુણો જણાતા હતા, તેને માટે તે જનસમાજમાં વખણાશે, એમાં સંદેહ નથી. આ મહાત્માના જીવનનું પૃથક્કરણ કરતાં તેનામાં પરસ્પર વિરોધી માનસિક વૃત્તિયો હોવાનું સ્પષ્ટ જણાઇ આવે છે, કર્ણના જેવો કયો માણસ અસામાન્ય સહનશક્તિ, દાનશીલતા અને કૃતજ્ઞતા વગેરે ઉત્કૃષ્ટ નૈતિક સદ્‌ગુણના આદર્શરૂપ હોવા છતાં હિંસા, દ્વેષ અને મત્સર વગેરે નીચ દુર્ગુણોનું પોષણ કરી શકે? મહાવીર કર્ણ પોતાના કુટુંબજીવનમાં દાન, ધ્યાન, વ્રતાનુષ્ઠાન વગેરે અનેક પ્રકારના ધર્માનુષ્ઠાનમાંજ મચ્યો રહેતો હતો, પરંતુ રાત્રિ થતાં જેમ અંધકાર આખા જગતને ઢાંકી દે છે, તેજ પ્રમાણે દુષ્ટ કૌરવોના સહવાસથી કોઇ કોઇ વખતે સર્વ ગુણોનો લોપ કરનારી કુટિલતા, તેના મનોરાજ્યનો અધિકાર લઇ તેના સમગ્ર સદ્‌ગુણોને ઢાંકી દેતી હતી. કર્ણના સમસ્ત ચરિત્રમાં આ પ્રમાણે સદ્‌ગુણો ને દુર્ગુણનું મિશ્રણ જોવામાં આવે છે. અમે આ પ્રબંધમાં કર્ણના ચરિત્રનું અવલંબન કરીને આ અપૂર્વ મિશ્રણ બતાવવાનો પ્રયાસ કર્યો છે. કર્ણના સમસ્ત દુર્ગુણોમાં આત્મશ્લાઘા, અને સદ્‌ગુણોમાં

* કર્ણના કૃતજ્ઞતાનો ઉપસંહાર જુવો.

પુરૂષાર્થ-મુખ્ય હોવાથી, આ પ્રબંધનું નામ કર્ણની આત્મશ્લાઘા "અને તેનો પુરૂષાર્થ" રાખવાનું ઉચિત ધાર્યું છે.

કર્ણના જીવનપ્રવાહમાં પુરૂષાર્થનો પ્રભાવ જ્યાં ત્યાં જણાઇ આવે છે. સામાન્ય દાસીના ઘરમાં ઉછરવા છતાં જન્મથી ઉત્પન્ન થયેલા કવચ અને કુંડળવાળા "વસુષેણ" પોતાના અસામાન્ય પુરૂષાર્થના પ્રભાવથીજ ગુરૂ દ્રોણાચાર્ય અને પરશુરામ પાસે અસ્ત્રવિદ્યા શિખીને જનસમાજમાં વીર અર્જુનનો બરોબરીયો ગણાયો હતો. આ પ્રમાણે પ્રતિષ્ઠા મેળવવાને તેણે પોતાની જે આત્મશ્લાઘા બતાવી આપી છે, તે બહુજ અસાધારણ છે, તેની આ આત્મશ્લાઘાનો પરિચય પહેલ વહેલો કૌરવ પાંડવોની અસ્ત્ર વિદ્યામાં પરીક્ષા થતી હતી ત્યાંજ થયો છે. દર્શકો રંગમંડપમાં સર્વથી છેલ્લા અર્જુનની અસ્ત્રક્રીડાથી આશ્ચર્યચકિત થઇ જવાની તૈયારી કરતા હતા તે વખતે એક પ્રચંડ શરીરવાળા સુંદર યુવકે એકાએક મંડપના દ્વાર પાસે ઉભા રહી ઘોર ગર્જના સહિત પોતાનાં વખાણ કરી તેમના હૃદયમાં વિસ્મય અને કૌતુહલ ઉત્પન્ન કર્યું. ત્યાર પછી તે રંગ મંડપમાં પ્રવેશ કરી અર્જુનની સ્પર્ધા કરતો કહેવા લાગ્યો, "હે પાર્થ! તેં જે કાંઈ કરી બતાવ્યું છે, તેને માટે તું કુલાતો નહિ. હું ત્હારા કરતાં વધારે સારી રીતે ત કર્મો કરી બતાવું છું." આ પ્રમાણે કહી દ્રોણ ગુરૂની આજ્ઞા લઇ તેણે અર્જુનના જેવીજ અદ્દભુત અસ્ત્ર ક્રીડા બતાવીને દર્શકોને આશ્ચર્યચકિત કરી નાંખ્યા. આ પ્રમાણે એક નીચ કુળમાં ઉછરેલો પૌરૂષાભિમાની યુવક સર્વ રાજપુત્રોમાં અસ્ત્રકુશળ ગણાતા વીર કુમારની સ્પર્ધા કરવાને તૈયાર થાય, એજ તેની પોતાના પુરૂષાર્થ ઉપરની અડગ શ્રદ્ધા બતાવી આપે છે. એ પુરૂષાર્થના પ્રભાવથીજ તે, પાંડવોનો નિરંતર દ્વેષ કરનાર દુર્યોધનનું મન આકર્ષી શક્યો હતો, અને તેની સાથે મિત્રની ગાંઠથી બંધાઇ અંગ દેશનું રાજ્ય સંપાદન કરી શક્યો હતો. કુરૂ રાજા દુર્યોધને કલિંગરાજાની કન્યાના સ્વયંવર વખતે બીજા સર્વ ભૂપતિની સમક્ષ જ્યારે કન્યાનું હરણ કર્યું ત્યારે સઘળા રાજાઓ તેની સાથે તુમુલ

યુદ્ધ કરવાને તૈયાર થઇ ગયા, પરંતુ તે વખતે મહાવીર કર્ણે પોતાના પુરૂષાર્થના પ્રભાવથી યુદ્ધમાં આવેલા સઘળા રાજાઓને પરાસ્ત કરી પોતાના મિત્ર દુર્યોધનને બચાવી લીધો હતો. એ પુરૂષાર્થના પ્રભાવથીજ મગધદેશના રાજા જરાસંધે, કર્ણ સાથે દ્વંદ્વ યુદ્ધમાં પરાસ્ત થઇ, તેને માલિની નગરી આપી હતી. કર્ણના ચરિત્રમાં તેના પુરૂષાર્થના આવા અનેક વૃત્તાંતો મળી આવે છે, પરંતુ તે આત્મશ્લાઘાથી કલંકિત થયેલા હતા.

આત્મશ્લાઘા અને પુરૂષાર્થ પરસ્પર વિરોધી સ્વભાવના હોવા છતાં તે બેની વચ્ચે બહુજ ગાઢ સંબંધ જોવામાં આવે છે. આત્મશ્લાઘી મનુષ્ય પુરૂષાર્થનો ખરેખરો હિમાયતી હોય છે, અને પુરૂષાર્થીમાં આત્મશ્લાઘા આર્યનીય ન હોવા છતાં તે તેનો ત્યાગ કરી શકતો નથી. જેમ સુવર્ણના સંયોગથી સામાન્ય કાચનો કકડો પણ શોભી ઉઠે છે, તેજ પ્રમાણે પ્રબલ પુરૂષાર્થના સંયોગથી આત્મશ્લાઘા જેવી નીચ-વૃત્તિ પણ જનસમાજમાં આદરમાન મેળવે છે. પરંતુ આત્મશ્લાઘા જ્યારે પુરૂષાર્થની સીમા ઓળંગીને અધુરા ઘડાના શબ્દની માફક ખોટા ગર્વમાં ફેરવાઇ જાય છે, ત્યારે તે બહુજ ઉપહાસને પાત્ર થઇ પડે છે. વીરશ્રેષ્ઠ કર્ણના સંબંધમાં પણ આવા બનાવ ઘણીવાર બન્યા છે. જ્યારે દુર્યોધન, કર્ણ અને શકુનિ સાથે મસલત ચલાવી ઘોષયાત્રાને બહાને વનવાસી પાંડવોની દુર્દશા જોવાને દ્વૈતવનમાં ગયો, અને છેવટે ગંધર્વોના હાથથી પરાજય પામીને કેદ પકડાયો, ત્યારે કર્ણનો પુરૂષાર્થ તેને છોડવવાને તદન નિષ્ફળ નિવડયાથી પાંડવોએ પોતાની સુજનતા* બતાવી દુર્જય ગાંધર્વોને પરાસ્ત કરી તેને મુક્ત કર્યો હતો. આ વખતે જ્યારે અભિમાની દુર્યોધને, પોતાના ચિર-શત્રુ પાંડવોના પરાક્રમથી મુક્ત થવાથી, લજ્જા અને ક્ષોભથી મરવા જેવો થઇ જઇ, ઉપવાસ કરીને દેહનો અંત લાવવાનો નિશ્ચય કર્યો, ત્યારે આત્મશ્લાઘી કર્ણ તેને આશ્વાસન આપતાં નિર્લજ્જની પેઠે કહેવા લાગ્યો, "હે મહારાજ ! પાંડવોએ આપને શત્રુના હાથમાંથી છોડવ્યા, તેમાં કાંઇ નવાઇ

*" યુધિષ્ઠિરની સુજનતા અને દયા " જુવો.

કરી નથી. રાજાનું હિત કરવું, એ રાજ્યમાં વસતા સર્વે મનુષ્યોનો ધર્મ છે, એવું સમજીનેજ પાંડવોએ પોતાનો ધર્મ બજાવ્યો છે, તો પછી તેને માટે આપ શા માટે શોક કરવો જોઇએ ?" અમે કર્ણની આવી નીચ માણસને છાજતી, પુરૂષાર્થ વગરની આત્મશ્લાઘાનુ સમર્થન કરવાને શક્તિમાન નથી.

આટલું છતાં પુરૂષાર્થી પુરૂષ ધૈર્ય અને ઉત્સાહ વગરનો થવા છતાં કદીપણ નિરાશ થતો નથી. અનેક વાર કાર્ય સિદ્ધ કરવામાં નિષ્ફળ નિવડવા છતાં તે પોતાનો યત્ન છોડી દેતો નથી, તે તો ઉલટો નિંદા અને ગ્લાનિના તીવ્ર પ્રહારથી અંકુશવડે ભોંકાયલા હાથીના પેઠે વધારે ઉત્તેજીત થઇ જાય છે. જ્યારે દુર્યોધન, કર્ણ, શકુનિ અને દુઃશાસન વગેરેના આવા આશ્વાસનથી સ્હેજ શાંત થઇને, હસ્તિનાપુર પાછો આવ્યો ત્યારે મહાત્મા ભીષ્મે ગંધર્વ સાથેના યુદ્ધથી કર્ણ કરતાં પાંડવો વધારે પરાક્રમી અને બળવાન સિદ્ધ કરી બતાવી તેને તેમની સાથે સલાહ કરવાનો ઉપદેશ આપ્યો. આ વખતે મહાવીર કર્ણે, ભીષ્મપિતામહને મ્હોડે પાંડવોની પ્રશંસા થતી શ્રવણ કરી, અતિશય-દુઃખિત થઈ દુર્યોધન પાસે પ્રતિજ્ઞા લીધી, "હે રાજન્ ! તમે આજ્ઞા આપો, તો હું, ભૃત્ય, બળ, અને વાહન લઇને આખું ભૂ-મંડળ જીતી લાવું. બળશાળી પાંડવોના ચાર જણે મળીને જે કાર્ય કર્યું છે, તે કાર્ય હું એકલોજ કરી બતાવીશ." આ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને મહાવીર કર્ણ દુર્યોધનની અનુમતિથી તેજ વખતે ધનુષ્યબાણ ધારણ કરી રથમાં બેસી દિગ્વિજય કરવા નીકળી પડયો, અને થોડા દિવસમાંજ સદ્વીપા પૃથિવીને જીતી લઈ, સમસ્ત ભૂપતિયોને વશ કરી અઢળક ધનરત્ન સાથે હસ્તિનાપુર આવી પહોંચ્યો. દુર્યોધને મ્હોટી ધામધુમથી તેનો સત્કાર કર્યો, અને તેના બાહુબળથી ઉપાર્જન કરેલા ધનથી યથાવિધિ વૈષ્ણવ યજ્ઞ કરી ભૂમંડળમાં પોતાનું સર્વોપરીપણું સ્થાપ્યું. ત્યાર પછી તે યજ્ઞની પૂર્ણાહુતિ વખતે મહારાજા દુર્યોધન સુખપૂર્વક સભામાં બેઠા હતા, તે વખતે તેમને પ્રસન્ન કરવાને કર્ણે ફરીથી ભીષણ પ્રતિજ્ઞા કરી, "મહારાજ ! આજથી જ્યાં સુધી હું અર્જુનનો વિનાશ

નહિ કરૂં, ત્યાં સુધી આસુરવ્રત ધારણ કરી પાદ ધાવન અથવા જલ ગ્રહણ કરીશ નહિ. તેમ ભિક્ષુકને તેની મ્હોંમાંગી વસ્તુ આપવાની પણ ના પાડીશ નહિ."

પુરૂષાર્થ, કેવળ વીરત્વમાંજ સમામ થતું નથી. દાનશીળતા, સત્ય પરાયણતા, અને યશોલિપ્સા વગેરે તેની શોભામાં વધારો કરે છે. જ્યારે ભગવાન્ સૂર્યનારાયણે અપત્ય સ્નેહને વશ થઇને સ્વપ્નમાં કર્ણને ઉપદેશ દીધો હતો કે, "હે વત્સ! જો તું સંગ્રામમાં અર્જુનનો પરાજય કરવા ઇચ્છતો હોય તો, દેવરાજ ઇંદ્રને ત્હારાં કુંડલો કદિપણ આપતો નહિ." તેના ઉત્તરમાં યશની ઇચ્છા રાખનાર દાનેશ્વરી કર્ણે કહ્યું, "હે ભગવન્! આપ મ્હને મ્હારૂં વ્રત પૂર્ણ કરવાની અનુમતિ આપો. હું દેવરાજને મ્હારાં નશ્વર કુંડલો આપીને અમર કીર્તિ મેળવીશ. આપ અર્જુન માટે લેશપણ શંકા કરશો નહિ. કવચ અને કુંડલ વગર પણ યુદ્ધમાં હું તેનો પરાજય કરીશ."*

પરંતુ દીલગીરીની વાત એ છે કે જ્યારે કર્ણ, દુર્યોધનના મત સાથે મળતો થઇને અર્જુનના બળ વીર્યની સ્પર્ધા કરતો હતો, ત્યારે તેનો પુરૂપાર્થ આત્મશ્લાઘાની ગંભીર કાલાશથી નિઃસ્તેજ થતો હતો. જ્યારે નપુંસક બૃહન્નલા વિરાટ રાજકુમાર ઉત્તર સાથે વિરાટ રાજાની ગાયો પાછી વાળવાને તૈયાર થઇ કૌરવો સાથે યુદ્ધ કરવાને આવ્યો, ત્યારે ગુરૂ દ્રોણાચાર્ય બૃહન્નલારૂપી અર્જુનને ઓળખી કાઢી તેની પ્રશંસા કરવા લાગ્યા. કર્ણથી તે સહન થયું નહિ, તેથી તેની સ્પર્ધા કરતો દ્રોણાચાર્યને કહેવા લાગ્યો, "હે આચાર્ય! તમે સર્વદા અર્જુનની પ્રશંસા અને અમારી નિંદા કર્યા કરો છો; પરંતુ મ્હારામાં અને મહારાજા દુર્યોધનમાં જેટલી ક્ષમા છે તેના સોળમા ભાગની પણ તેનામાં નથી." ત્યાર પછી જ્યારે અર્જુન યુદ્ધ ક્ષેત્રમાં આવી પહોંચ્યો ત્યારે કર્ણ, દુર્યોધનને પ્રસન્ન કરવાને પોતાના વખાણ કરી કહેવા લાગ્યો. "આજે હું અર્જુનનો સંહાર કરી મહારાજા દુર્યોધનના મ્હારી ઉપર જે અનેક ઉપકારો થયા છે

* "કર્ણની દાનશીળતા." જુવો.

તેનો બદલો વાળી આપી તેમના હૃદયમાં નિરંતર ભોંકાતી શૂળને કાઢી નાંખીશ" પરંતુ યુદ્ધમાં કર્ણની આત્મશ્લાઘા નિરર્થક ગઇ, અને દ્વૈરથ યુદ્ધમાં અર્જુનને હાથે બે વાર પરાજય પામી રણક્ષેત્રમાંથી ન્હાસી જવું પડયું.

સ્થિર ચિત્ત અને દઢ નિયમવાળા માણસોજ પુરૂષાર્થના ખરેખરા સાધક થઇ શકે છે. તેમની કર્તવ્ય–બુદ્ધિ એવી તો દઢ હોય છે કે તે કદિ પણ ભય અથવા લોભથી ચલાયમાન થઇ કર્તવ્ય–માર્ગનો ત્યાગ કરતી નથી. તે હજારો અનુગ્રહ અને પરિગ્રહનો અનાદર કરી, સેંકડો વિઘ્નોને તુચ્છકારી નાંખી, છેક મૃત્યુ સુધીનું પણ લઇ, પોતાનું કર્તવ્ય કરવામાં પાછું જોતી નથી. જ્યારે મહાત્મા વાસુદેવે કૌરવ પાંડવ વચ્ચે સલાહ કરાવવામાં નિષ્ફળ થઇ કર્ણને એકાન્તમાં લઇ જઇ તેને પોતાનો (કુન્તી પુત્ર હોવાનો) પરિચય કરાવી સહોદર પાંડવોનો પક્ષ લેવાનો ઉપદેશ કર્યો; અને તેને રાજાધિરાજ બનાવવાનું વચન આપવા માંડયું, ત્યારે કર્ણ, કૃષ્ણની મ્હોટી લાલચનો તિરસ્કાર કરી પુરૂષાર્થના ઉચ્ચ શિખરે ચઢીને કહેવા લાગ્યો, "હે વાસુદેવ! દ્વૈરથ યુદ્ધમાં હુંજ અર્જુનનો પ્રતિસ્પર્ધી ગણાઉં છું, માટે જો હું તેની સાથે તેવું યુદ્ધ ન કરૂં તો તેમાં મ્હારી તેમજ અર્જુનની–બન્નેની–અપકીર્તિ થાય. વળી મહારાજા દુર્યોધન મ્હારી ઉપર આધાર રાખીનેજ યુદ્ધ કરવા તૈયાર થયા છે, તો હવે વધ બંધન, ભય અથવા લોભને વશ થઇને હું તેને કદિપણ દગો દઇશ નહિ. ત્યાર પછી જ્યારે કુન્તાજીએ કર્ણને "કુન્તીનંદન" કહી બોલાવી પોતાની ઓળખાણ કરાવી, અને દુર્યોધનનો ત્યાગ કરી પાંડવો સાથે મળી જવાની સલાહ આપી ત્યારે પણ પૌરૂષાભિમાની કર્ણ કુન્તાજીને કહેવા લાગ્યો, "આજે હું પાંડવો સાથે મળી જઇને તેમનો પક્ષ લઇશ, તો સઘળા મ્હને તેમનાથી ડરી ગયેલો ધારશે હજુ સુધી મ્હને કોઇ પણ પાંડવોના ભાઇ તરીકે જાણતું નથી. તો પછી યુદ્ધ જેવા અણિને પ્રસંગે પાંડવોના ભાઇ તરીકે હું તેમના પક્ષમાં જાઉં તો ક્ષત્રિયો મ્હારે માટે શું કહેશે?"*

* "કર્ણની કૃતજ્ઞતા" જુઓ.

કર્ણની આત્મશ્લાઘા, અને આત્મ-સન્માનનું જ્ઞાન કેવું પ્રબળ હતું, તે કુરૂક્ષેત્રના યુદ્ધના પ્રારંભમાંજ સ્પષ્ટ જણાઇ આવ્યું હતું. જ્યારે દુર્યોધનના કહેવાથી કૌરવ સેનાપતિ ભીષ્મપિતામહે પોતાના પક્ષના વીર ક્ષત્રિયોની શક્તિનો નિર્ણય કરી ગુરૂ દ્રોણની સાથે એકમત થઈ કર્ણને "અર્ધરથ" જાહેર કર્યો, ત્યારે પૌરૂષાભિમાની કર્ણ અતિશય ક્રુદ્ધ થઈ ભીષ્મપિતા ઉપર તીવ્ર કટાક્ષ કરી દુર્યોધનને કહેવા લાગ્યો, "હે મહારાજ! આપ આ દુષ્ટ-મતિવાળા ભીષ્મનો ત્યાગ કરો-એ આપનું અહિત કરવાજ બેઠો છે. એ તેજદ્વેષ કરીને મ્હારા તરફ જે ઇર્ષ્યા બતાવે છે, તેનાથી આપના સૈન્યમાં મતભેદ અને ઇર્ષ્યા થવાનો સંભવ છે. આપ એનો ત્યાગ કરો. હું એકલોજ પાંડવોનો સંહાર કરી નાંખીશ......આપે ભીષ્મને સેનાપતિ નિમ્યા છે, માટે આ યુદ્ધમાં તેજ જશ ખાટી જશે. યોદ્ધાઓને બીલકુલ જશ મળશે નહિ માટે જ્યાં સુધી તે જીવતા હશે ત્યાં સુધી હું યુદ્ધ કરીશ નહિ. તેમના મરણ પછીજ હું અન્યાન્ય મહારથીઓ સાથે યુદ્ધ કરીશ."

વળી એક બીજે સ્થળે પણ કર્ણની આત્મશ્લાઘાનું સ્પષ્ટ પ્રમાણ મળી આવે છે. કુરૂક્ષેત્રનું યુદ્ધ થતાં પહેલાં એક દિવસ દુર્યોધને પોતાના આખા સૈન્યની સમક્ષ પિતામહ ભીષ્મને પુછ્યું કે, "હે ગાંગેય! આપ આચાર્ય દ્રોણ, મહાબળી કૃપાચાર્ય, વીરકર્ણ, અને દ્વિજોત્તમ અશ્વત્થામા-એ સર્વ દિવ્યાસ્ત્રને જાણનારા મહાન યોદ્ધાઓ મ્હારી પક્ષમાં છો. તો તમે કેટલા વખતમાં પાંડવોના સૈન્યનો નાશ કરી શકો તે કહો." દુર્યોધનના આ પ્રશ્નના ઉત્તરમાં ભીષ્મ અને દ્રોણે કહ્યું, "અમે બન્ને એક માસમાં સમસ્ત પાંડવ સૈન્યનો સંહાર કરી શકીએ." કૃપાચાર્યે કહ્યું, "હું બે માસમાં આખા સૈન્યનો નાશ કરૂં." અશ્વત્થામાએ કહ્યું, "હું પ્રતિજ્ઞા કરૂં છું કે દશ રાત્રિમાંજ સમસ્ત શત્રુ સૈન્યનો ક્ષય કરીશ" ત્યારે કર્ણે કહ્યું કે, "હું પાંચ રાત્રિમાંજ પાંડવ સૈન્યનો સંહાર કરી નાંખીશ." મહાવીર ભીષ્મ તેના આ વચન સાંભળીને મ્હોટેથી હસી પડયા.*

* મહારાજા યુધિષ્ઠિરે જ્યારે અર્જુનને એવો પ્રશ્ન પૂછયો હતો, ત્યારે અર્જુને

ત્યાર પછી કુરૂક્ષેત્રના યુદ્ધને દશમે દિવસે ભીષ્મપિતામહ બાણ શય્યા ઉપર પોઢયા ત્યારે, પુરૂષ શ્રેષ્ઠ કર્ણ સાથે તેમને જે વાર્તાલાપ થયો હતો તે વાંચકોએ જાણ્યું છે. કર્ણ ભીષ્મના મત સાથે મળતા થઇને "પુરૂષાર્થથી દૈવને ફેરવવાને કોઇ સમર્થ નથી." એમ કબુલ કરવા છતાં કહેવા લાગ્યો, "હે ગાંગેય! હું પણ જાણું છું કે પાંડવો અને વાસુદેવનો પરાભવ કરવાને કોઈ પણ સમર્થ નથી, પરંતુ મ્હેં તેમની સાથે યુદ્ધ કરી જય મેળવવાનો નિશ્ચય કર્યો છે." કર્ણના આ શબ્દોજ તેના અદ્વિતીય પુરૂષાર્થના ઉજ્વલ દષ્ટાંતરૂપ છે. ખરેખરો પુરૂષાર્થી માણસ દૈવને પ્રબલ જાણવા છતાં પણ પુરૂષાર્થનો ત્યાગ કરતો નથી, એ કર્ણના વૃત્તાંત ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે.



કહ્યું હતું કે, "મહારાજ! હું ભગવાન્ વાસુદેવની સહાયતાથી રથમાં બેઠાં બેઠાં એક ક્ષણમાંજ સ્થાવર જંગમવાળા ત્રણે લોકનો સંહાર કરી શકું એમ છું. ભગવાન શંકરે મ્હને જે દિવ્ય અસ્ત્રો આપ્યાં છે, તે ભીષ્મ દ્રોણાદિ કોઇપણ જાણતું નથી. પરંતુ દિવ્યાસ્ત્રથી દરેક માણસનો વધ કરવો ઉચિત નથી. તેથી સામાન્ય અસ્ત્રદ્વારાજ શત્રુઓને પરાસ્ત કરીશ."

*"ભીષ્મના યોગબળ" નો ૭૯મો ભાગ જુવો.

# કર્ણની આત્મશ્લાઘા અને તેનો પુરૂષાર્થ.

## ૨. કર્ણનું અને અર્જુનનું છેલ્લું યુદ્ધ.

[કર્ણનું યુદ્ધે ચડવું-કર્ણ અને શલ્યનો વાદવિવાદ-પાંડવોના વ્યૂહમાં કર્ણનું પરાક્રમ-કર્ણ અને યુધિષ્ઠિરનો સંવાદ-કર્ણનો વિનાશ કરવામાં શ્રીકૃષ્ણની કુશળતા અને અર્જુનને સલાહ-દુઃશાસન અને વૃષસેનનાં મરણ-યુદ્ધ સંબંધી દેવતાઓમાં વાદવિવાદ અને સિદ્ધાંત-યુદ્ધના આરંભમાં ધ્વજાઓનું પરસ્પર આક્રમણ અને રથી સાથે સારથીનો વાદવિવાદ-યુદ્ધક્ષેત્રમાં અર્જુનનું અલૌકિક શૌર્ય અને અશ્વત્થામાએ દુર્યોધનને આપેલો સદુપદેશ-કર્ણનું નાગાસ્ત્ર નાંખવું અને અશ્વસેનનું વેર લેવું-કૃષ્ણનું અલૌકિક બાહુબળ અને અર્જુનની રક્ષા-કર્ણ તરફ દૈવની પ્રતિકૂલતા-રથના પૈડાનું પૃથિવીમાં પેસવું-પરશુરામે આપેલા શસ્ત્રોનું વિસ્મરણ-વિહ્વલ ચિત્તના કર્ણે કરેલી ધર્મની નિંદા-પૈડાં કાઢવામાં અસમર્થ થયેલા કર્ણની અર્જુનપ્રતિ વિનંતી-કૃષ્ણનો ઉત્તર-કર્ણનું લજ્જા પામી મૌન ધારણ કરવું અને તેનું ભીષ્મ પરાક્રમ-અર્જુને નાંખેલા અંજલિક બાણથી કર્ણનું મરણ-ઉપસંહાર.]

આગલા પ્રબંધમાં કર્ણની આત્મશ્લાઘા અને તેના પુરૂષાર્થ સંબંધી વિવેચન કરી તે બતાવનારા દાખલાઓ પણ આપ્યા છે, કર્ણના જીવનમાંથી એવા બીજા અનેક દાખલાઓ મળી આવે છે. કર્ણે મરણ

પર્યંત આત્મશ્લાઘાનો તેમજ પુરૂષાર્થનો ત્યાગ કર્યો ન્હોતો. કુરૂક્ષેત્રના યુદ્ધમાં જે દિવસે મદ્રરાજ શલ્યને સારથિપદે નિયોજી, અર્જુન સાથે છેલ્લું યુદ્ધ કરવાને તૈયાર થયો ત્યારે તેનો પ્રભાવ, પ્રખર સૂર્યનારાયણના તેજની પેઠે દુર્નિવાર્ય અને દુઃસહનીય થઇ પડયો હતો. તે કલા યુદ્ધને દિવસે તેનાં આત્મશ્લાઘા અને પુરૂષાર્થ સંપૂર્ણ રીતે જણાઇ આવ્યાં છે. મહાભારતમાં કર્ણ અને અર્જુનનું અયુદ્ધ બહુજ પ્રસિદ્ધ છે. એ યુદ્ધ ઉપર બન્ને પક્ષના જય પરાજયનો આધાર હતો, ભીષ્મ અને દ્રોણ પડવા છતાં પણ દુર્યોધન કર્ણને માથે યુદ્ધનો ભાર નાંખી તેના બાહુબળ અને પરાક્રમથી વિજય મેળવવાની ઇચ્છા રાખતો હતો. ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્ય મૂળથી પાંડવોનું હિત ચહાતા હતા. પરંતુ કર્ણ તેમનો કટ્ટો દૂષી, અને દુર્યોધનનો આશ્રિત હતો, તેથી તેને હાથે પાંડવોનો પરાજય થવાની તેને ખાત્રીજ હતી. મહારાજા યુધિષ્ઠિર પણ કર્ણના ભયથી ક્ષોભ પામી પોતાના જય માટે શંકા રાખતા હતા. કર્ણ અને અર્જુન બન્નેએ પહેલેથીજ પ્રતિજ્ઞા કરેલી હોવાથી તેઓ આવા પ્રસંગની વાટ જોતા હતા. અમે આ ભીષણ યુદ્ધ-વૃત્તાંતનું વર્ણન કરતાં કર્ણનું શૌર્ય અને ચારિત્રગત માહાત્મ્યનું કીર્તન કરી આ લાંબા પ્રબંધનો ઉપસંહાર કરીશું.

વાંચક ! જો, જો, મહાવીર કર્ણ, શલ્યથી હંકાતા મનોહર સુસજ્જીત રથમાં બેસીને ધીમે ધીમે પાંડવોની સેના તરફ ચાલ્યો જાય છે. તેનો આ મેરૂદત્ત રથ વાઘના ચામડાથી ઢંકાયલો, અવાજ ન થાય એવા પૈડાંવાળો, સુવર્ણમય આસનવાળો, રૂપેરી ત્રિવેણુથી શણગારાયલો, અને ઉત્કૃષ્ઠ ઘોડાવાળો છે. તેમાં તેનાં વિચિત્ર ધનુષ્ય, વિપુલ ગદા, ભયંકર બાણો, અને ચકચકિત તલવાર વગેરે આયુધો, અને તેનો ભીષણ નાદ કરનારો ધોળો શંખ પણ આવેલો છે. સાંભળ ! સાંભળ ! મહા ધનુર્ધર કર્ણને યુદ્ધ કરવા તૈયાર થયેલો જોઇને કૌરવો મ્હોટેથી જયધ્વનિ કરી રહ્યા છે. દુદુંભિ, ભેરી, મૃદંગ વગેરે વિવિધ વાદ્ય ધ્વનિથી, અસ્ત્ર શસ્ત્રના ઝણઝણાટથી, રથના પૈડાંઓના ગગડાટથી, ઘોડાઓના હણહણાટથી, અને

સૈનિકોના સિંહનાદથી રણક્ષેત્ર ગાજી ઉઠ્યું છે. મદ્રરાજ શૈલ્ય સારથી તરીકે રથ ઉપર બેસીને કર્ણને નિરાશાજનક અનેક કડવાં વચનો કહ્યા કરે છે. પરંતુ કર્ણ તે ઉપર લેશમાત્ર પણ લક્ષ્ય ન આપતાં અશ્વોને અગાડી હાંકવાને વારંવાર આજ્ઞા કર્યા કરે છે.

ત્યાર પછી રથમાં બેઠેલો તે સૂર્યસમ તેજસ્વી સૂર્યકુમાર અદમ્ય ઉત્સાહથી પાંડવોના સૈન્યમાં પ્રવેશ કરી પોતાના સૈનિકોને ઉત્સાહિત કરવાને પાંડવોના સૈન્યને કહેવા લાગ્યો, "હે વીર પુરૂષો! આજે તમારામાંથી જે કોઇ મ્હને મહાત્મા ધનંજયને બતાવશે તેને હું તે જે કાંઇ માગશે તે આપીશ. જો તેટલું મેળવીને પણ તે સંતોષ નહિ પામે તો હું તેને તે ઉપરાંત એક ગાડું ભરીને રત્નો આપીશ. આ પ્રમાણે દાનશીલ કર્ણ ઘણા ઘણા ધનરત્ન, દાસદાસી અને ગ્રામાદિક ઉપહાર આપવાનો સ્વીકાર કરી ફરીથી કહેવા લાગ્યો, "અરે જો તે તેટલેથી પણ સંતુષ્ટ નહિ થાય તો મ્હારા પુત્ર, કલત્ર અને સમસ્ત વિહાર–સામગ્રીમાંથી જે કાંઇ માગશે તે આપીશ, અને છેવટે કૃષ્ણ અને ધનંજયનો વિનાશ કરી તેમનું જે કાંઈ ધન હશે, તે સઘળું તેને આપી દઈશ." આત્મશ્લાઘી મહાવીર કર્ણે આ પ્રમાણે કૌરવ સૈન્યને શૂર ચઢાવી પોતાનો શંખ વગાડ્યો.

મહાવીર કર્ણના ઉપરોક્ત ગર્વના શબ્દો સાંભળીને મદ્રરાજ શલ્ય તેનું ઉપહાસ કરીને કહેવા લાગ્યો, "હે સૂતપુત્ર! તારે કાંઇપણ આપવું પડશે નહિ. તું તારી મૂર્ખતાને લીધેજ કુબેરની પેઠે યોદ્ધાઓને ધન આપવા તૈયાર થયો છે. હે મૂઢ! હમણાં અનાયાસેજ તને અર્જુનનાં દર્શન થશે. વળી તું અજ્ઞાનતાને લીધે કૃષ્ણ અને અર્જુનનો સંહાર કરવાનું કહે છે પરંતુ તે તદ્દન અસંભવિત છે. શિયાળિયાંએ યુદ્ધમાં બે સિંહોને માર્યા હોય એવું કદિ પણ સાંભળ્યું નથી. તારા જેવા નીચ માણસે જે વિચારો ન કરવા જોઇએ, તેજ વિચારો તું કરે છે. આ સમયે તને આ અગ્નિમાં પડતાં અટકાવાને તારો કોઇ બંધુ–હિતેચ્છુ નથી શું?"

પાંડવ હિતૈષી શલ્યના આ વાક્પ્રહારથી પીડાઇને કર્ણ ક્રોધપૂર્વક કહેવા લાગ્યો, "હે મદ્રરાજ! ગુણગ્રાહી સિવાય ગુણવાન માણસની કદર બુઝવાને કોઇપણ સમર્થ નથી. તમે ગુણ વગરના છો તો પછી ગુણવાન માણસની કદર બુઝવાને કેવી રીતે સમર્થ થાવ? મહાવીર અર્જુનના ધનુષ્ય, બાણ ક્રોધ અને બળવિક્રમની અને મહાત્મા કેશવના માહાત્મ્યની જેટલી મને ખબર છે તેટલી તમને નથી મ્હેં મારા પોતાના અને અર્જુનના બળવીર્યનો હિસાબ ગણીનેજ અર્જુનને યુદ્ધનું આમંત્રણ કર્યું છે. અર્જુનનાં ગાંડીવ અને કપિધ્વજ, અને કૃષ્ણના ચક્ર અને ગરૂડધ્વજ, બ્હીકણોને ભયંકર લાગે છે, પરંતુ તેઓ મ્હારા હર્ષમાં વૃદ્ધિ કરે છે. તમે તદન મૂઢ અને યુદ્ધકળાથી અજ્ઞાત હોવાથી ભય પામીને, અથવા તો બીજા કોઇ ઉંડા કારણને લીધેજ આવા અપ્રાસંગિક શબ્દોથી તેમની પ્રશંસા કરો છો. હું આજના યુદ્ધમાં અર્જુન અને શ્રીકૃષ્ણનો સંહાર કરી તમારા બંધુ બાંધવો સહિત તમને પણ યમપુરીમાં મોકલી દઇશ." આ પ્રમાણે કહીને મહા તેજસ્વી કર્ણ નિર્ભયતાથી મદ્રરાજ શલ્યને રથ હાંકવાનું કહેવા લાગ્યો.

ત્યાર પછી શલ્યે, કર્ણનો ઉત્સાહ મંદ પાડી નાખવાના વિચારથી એક વિચિત્ર કૌતક–કહાણી જોડી કાઢી, કહ્યું, "હે કર્ણ! સમુદ્ર કિનારે રહેનારા એક વૈશ્યના પુત્રો પોતાના ઉચ્છિષ્ઠ ખાનપાનથી એક કાગડાનું ભરણપોષણ કરતા હતા. ઉચ્છિષ્ઠ ભોજન ખાઇને હૃષ્ટપુષ્ટ થયેલા કાગડાએ વૈશ્ય પુત્રોના વખાણથી કુલાઇ જઇને એક દિવસે માન સરોવરમાં રહેનારા હંસને બોલાવીને કહ્યું કે, "હે હંસવર! આવો, આપણે બન્ને આકાશમાં ઉડીએ, અને કોણ વધારે ઉડી શકે છે તે જોઇએ! આ પ્રમાણે કહીને તે મૂર્ખ કાગડાએ આત્મશ્લાઘાને વશ થઇને પોતાની નીચતા બતાવી આપી. ત્યારપછી તે કાગડો, અને હંસ બન્ને એક બીજાની હરિફાઈ કરતાં કરતાં સમુદ્ર તરફ ઉડવા લાગ્યા. થોડે દૂર ગયા પછી પેલો કાગડો થાકી ગયો, અને સમુદ્રમાં આશ્રય લઈ શકાય એવું કોઈ પણ સ્થાન નજરે નહિ પડવાથી ભયવિહ્વલ ચિત્તે કરૂણ સ્વરે પોતાનો અપરાધ સ્વીકારી હંસને

શરણે ગયો. ક્ષુદ્ર બુદ્ધિવાળા કાગડાને સમુદ્રમાં પડી ભિંજાઈ ગએલો અને કાલાવાલા કરતો જોઇને હંસને દયા આવી અને તેણે પોતાની ઉદારતા બતાવી કાગડાને પોતાની પીઠ ઉપર બેસાડીને બચાવી લઈ, મધુર સ્વરે આશ્વાસન આપી પોતાના નિવાસ-સ્થાન તરફ ચાલવા માંડયું."

ત્યારપછી મદ્રરાજ શલ્ય કર્ણને ઉપદેશ આપતા હોય એવી રીતે કહેવા લાગ્યા, "હે કર્ણ ! તું પણ તે ઉચ્છિષ્ઠ અન્ન ખાઇને મ્હોટા થએલા કાગડા જેવો છે, એમાં સંદેહ નથી, દુર્યોધનના ઉચ્છિષ્ટાન્નથી પ્રતિપાલિત થઇ તું ન્હાના, મ્હોટા, સમાન-સર્વેનો અનાદર કરે છે. તું હમણાંજ એક રથમાં બેઠેલા કૃષ્ણ અર્જુનને જોઈ શકશે. માટે જેમ પેલો કાગડો આત્મરક્ષા માટે હંસને શરણે ગયો હતો, તેમ તું પણ તે બન્ને વીરોને શરણે જઇ આત્મરક્ષા કર, અને તેમનો તિરસ્કાર અને આપવડાઇ કરવી છોડી દે."

શલ્યનાં આ વચનો સાંભળી કર્ણને અનહદ ક્રોધ થયો. શલ્યના શબ્દોથી તેના મર્મસ્થળો ભેદાઇ ગયાં, અને તેથી તે તેજ વખતે તેને કહેવા લાગ્યો, "હે શલ્ય ! તું આવા અઘટિત શબ્દોથી પણ મ્હને યુદ્ધ કરતાં રોકી શકવાનો નથી. હે દુર્મતે ! તું મ્હારા ગુણ ગાવાને બદલે આવા કડવાં વચનો કહે છે, પરંતુ યાદ રાખજે કે કર્ણ ભય પામવાને સંસારમાં જન્મ્યો નથી. પોતાનું પરાક્રમ બતાવવાને અને યશ મેળવવાને જ તે આ પૃથિવીપર આવ્યો છે. આ વખતે દુર્યોધનના હિતનો વિચાર કરી અને મ્હારી પહેલાની પ્રતિજ્ઞા* યાદ કરીનેજ હું તને જવા દઉં છું.

* જ્યારે દુર્યોધને મદ્રરાજ શલ્યને કર્ણના સારથી થવાનું કહ્યું, ત્યારે પહેલાં તો તેણે તેમ કરવાનું કબુલ કર્યું નહિ, પરંતુ પાછલથી જ્યારે રાજનીતિમાં કુશળ એવા દુર્યોધને તેને અર્જુનના સારથી કૃષ્ણ કરતાં પણ વધારે બળવાન જણાવી તેની પ્રશંસા કરી, ત્યારે તેણે ફુલાઈ જઇને ખુશીથી તે પદ સ્વીકારવાની હા કહી હતી. વળી આ વખતે તેણે કર્ણ પાસેથી પણ પોતે ઈચ્છા મુજબ જે કોઇ પ્રિય વા અપ્રિય વચનો કહે તે સહન કરવાનું અને તે ક્ષમા કરવાનું વચન દીધું હતું, જે કર્ણ અને દુર્યોધને સમસ્ત ક્ષત્રિય વીરોની સમક્ષ આપ્યું હતું.

હે મૂર્ખ! હું હજાર શલ્ય જેવો છું. તારી સહાય ન હોય તો પણ શત્રુનો પરાજય કરવાને સમર્થ છું."

આટલું છતાં પણ શલ્ય ફરીથી કહેવા લાગ્યો, "હે રાધેય! તારા જેવા એક હજાર કર્ણો એકઠા થાય તો પણ તેઓ કૃષ્ણ અને અર્જુનનો વધ કરી શકશે નહિ."

આથી અભિમાની કર્ણના ક્રોધનો પાર રહ્યો નહિ. શલ્યના આવા ઉપહાસ વાક્યો શ્રવણ કરીને તે તેની સાથે વાદવિવાદ કરવાને તૈયાર થઇ ગયો. પરંતુ એટલામાંજ દુર્યોધને તેમની પાસે આવી કર્ણને મિત્રભાવે, અને શલ્યને હાથ જોડીને શાંત કર્યા. ત્યાર પછી મહાવીર કર્ણે હાસ્ય કરીને ફરીથી શલ્યને કહ્યું, "હે મદ્રરાજ! હવે કૃપા કરીને રથ હાંકો."

કર્ણ અને શલ્યનો વાદવિવાદ કર્ણની આત્મશ્લાઘા બરોબર બતાવી આપે છે. પરંતુ એ આત્મશ્લાઘા બાયલાઓના ખોટા ગર્વથી બોલાયલા શબ્દોથીજ ભરેલી નહોતી. કાર્યક્ષેત્રમાં તેનો સંપૂર્ણ વિકાશ થયો હતો. આ નીચ જનોચિત માનસિક વૃત્તિ કર્ણના બાળપણથીજ સ્વભાવ સિદ્ધ થઇ ગયેલી હોવા છતાં પણ તે તેનો નૈસર્ગિક શાર્ય વીર્ય, અસીમ સાહસ, અદમ્ય ઉત્સાહ અને અપ્રતિમ પુરૂષાર્થના ઉજ્વલ પ્રભાથી દીપતી હતી. શલ્યના નિંદાપૂર્ણ કટુ વચનો ભીરૂ માણસને માટે ભયપ્રદ થઇ શકે, પરંતુ કર્ણને માટે તો તે તેના ઉત્સાહમાં વૃદ્ધિ કરનારાં થઇ પડયાં. રજ્જુદ્વારા ઉન્મત્ત હાથીને કોણ બાંધી શકે? વાંસડાના વનમાં લાગેલી આગને બુઝાવવાને કોણ સમર્થ છે? કલ્લોલ કરતી નદીની ગતિને હાથ વતી રોકી રાખવાની કોનામાં શક્તિ છે? શલ્યના કડવા વચનરૂપ વાયુથી કર્ણનો ક્રોધાગ્નિ શાંત થયો નહિ, એથી તો ઉલટો તે વૃદ્ધિજ પામતો ગયો.

ત્યાર પછી મહારાજા યુધિષ્ઠિરની આજ્ઞા પ્રમાણે કયા માણસે કોની સાથે યુદ્ધ કરવું તે નક્કી કરવામાં આવ્યું. મહારાજા યુધિષ્ઠિરે અર્જુનને કર્ણ સાથે યુદ્ધ કરવાની આજ્ઞા કરી હતી પરંતુ યુદ્ધ કરતી વખતે તેમની આજ્ઞાનું બરોબર રક્ષણ થયું નહિ. સંશપ્તકોને વળી પાછા યુદ્ધ ક્ષેત્રમાં

આવેલા જોઇને અર્જુન તેમની તરફ ધસી ગયો. આ તરફ કર્ણે પોતાના અસીમ પરાક્રમથી પાંડવોના વ્યૂહમાં પ્રવેશ કરી બ્રહ્માસ્ત્ર વર્ષાવી હજારો સૈનિકોના પ્રાણ લેવા માંડયા. તે જોઇને મહારાજા યુધિષ્ઠિરે અતિશય ક્રોધિત થઇ તેને પોતાની સાથે યુદ્ધ કરવાનું આમંત્રણ કર્યું એટલે કર્ણ તેમની તરફ ધસ્યો. બન્ને વચ્ચે ઘોર સંગ્રામ ચાલવા લાગ્યો, પરંતુ પરિણામે ધર્મરાજ કર્ણના બાણથી જર્જરિત થઇને રણક્ષેત્રમાંથી ન્હાસવા લાગ્યા. મહાવીર કર્ણે તેમની પુંઠ પકડી, અને થોડા સમયમાંજ તેમને પકડી પાડી કેદ કરવાનો વિચાર કર્યો, પરંતુ તે સમયે તેને પોતે કુન્તાજીને આપેલું વચન* યાદ આવ્યું. આ તરફ મદ્રરાજ શલ્ય કર્ણને મહારાજા યુધિષ્ઠિરને કેદ કરવાને તૈયાર થયેલો જોઇને તેને તેમ કરતાં અટકાવવા માટે ભય બતાવવા લાગ્યા. આથી વીરનર કર્ણ, સ્મિત હાસ્ય કરી મહારાજા યુધિષ્ઠિરને સંબોધીને કહેવા લાગ્યો, હે પાંડુનંદન! તમે ક્ષત્રિય–કુળમાં જન્મીને અને ક્ષત્રિય–ધર્મનો સ્વીકાર કરીને પ્રાણભયે યુદ્ધક્ષેત્રનો ત્યાગ કરી કેમ ન્હાસી જાવ છો? મ્હને લાગે છે કે તમે ક્ષાત્ર–ક્ષત્રિય–ધર્મ જાણતાજ નથી. તમેં હમેશાં વેદાધ્યયન, અને યજ્ઞ કર્મજ કર્યા કરો છો, માટે યુદ્ધ કરવાનું કામ તમારૂં નથી. હવે યુદ્ધ કરવાનો વિચાર મુકી દો, વીર પુરૂષોની પાસે જશો નહિ અને તેમની નિંદા પણ કરશો નહિ. આ પ્રમાણે કહીને કર્ણે ધર્મરાજને છોડી દીધા એટલે નરનાથ યુધિષ્ઠિર લજ્જા પામીને ત્યાંથી ચાલ્યા ગયા, અને પોતાની છાવણીમાં જઇને વિશ્રાંતિ લેવા લાગ્યા. આ તરફ મહારાજા યુધિષ્ઠિરના જવાથી કર્ણના આનંદનો પાર રહ્યો નહિ, પૂર્ણ ઉત્સાહમાં આવી જઇને દિવ્યાસ્ત્રની જાળ વિસ્તારી પાંડવના સૈન્યને ક્ષત–વિક્ષત, અને છિન્નભિન્ન કરવા લાગ્યો.

* મહાભારતનું યુદ્ધ શરૂ થયું તે પહેલાં કુન્તાજીએ કર્ણને પાંડવોના પક્ષમાં લેવાનો વિચાર કરી તેને તેનો જન્મ–વૃત્તાંત કહી સંભળાવી બહુ બહુ વિનવ્યો હતો. પરંતુ તે કોઇ પણ રીતે પાંડવોના પક્ષમાં જવાને કબુલ થયો નહિ. તથાપિ તે વખતે તેણે પોતાની માતાના અનુરોધથી અર્જુન સિવાય બીજા ચાર ભાઇઓને અભય વચન આપ્યું હતું. (જુઓ)—કર્ણની કૃતજ્ઞતા.

આ વખતે ભીમ, સાત્યકિ, અને ધૃષ્ટદ્યુમ્ન વગેરે પાંડવ પક્ષના મહારથીઓ પણ તેને અટકાવી શકયા નહિ.

એટલામાં અર્જુને અસંખ્ય સંશપ્તકોનો સંહાર કરતાં કરતાં દૂરથી કર્ણની હસ્તિના ચિન્હ વાળી ધ્વજા જોઇ. તેની સાથેજ કર્ણના "વિજય" નામના ધનુષ્યનો ટંકાર અને પોતાના સૈનિકોના આર્તનાદ તેના સાંભળવામાં આવ્યા. આથી તેણે મહાત્મા કૃષ્ણને પોતાનો રથ કર્ણની સ્હામું લઇ જવા કહ્યું, પરંતુ શ્રીકૃષ્ણ તેમ કરવાને સંમત ન થતાં કહેવા લાગ્યા, "હે પાર્થ! મહારાજા યુધિષ્ઠિર કર્ણના બાણના પ્રહારથી બહુજ પીડાય છે, માટે પહેલાં તેમને આશ્વાસન આપીને પછીજ કર્ણનો નાશ કરજે." મહાન્ બુદ્ધિશાળી કેશવના આ વાકયોમાં પણ એક ગૂઢ ઉદ્દેશ છુપાયો હતો. તેમનો વિચાર અર્જુન કર્ણને સહેલાઇથી મારી શકે તેટલા માટે તેને બીજા વીરો સાથે યુદ્ધ કરી થાકવા દેવાનો હતો. અર્જુન પણ મહાત્મા વાસુદેવના પ્રમાણે રણક્ષેત્રમાં યુધિષ્ઠિરને શોધવા લાગ્યો. પરંતુ ત્યાં આગળ તેમનો પત્તો લાગ્યો નહિ. ત્યાર પછી તેણે ભીમસેન પાસે જઇને મહારાજા યુધિષ્ઠિરના કુશળ સમાચાર પુછયા. મહાયુદ્ધમાં મચી રહેલો ભીમસેન મહારાજા યુધિષ્ઠિરની ખબર નહિ આપી શકવાથી અર્જુને તેને વડિલ બંધુની શોધમાં જવાને કહ્યું. પરંતુ ભીમસેન યુદ્ધનો ત્યાગ કરી જવાને તૈયાર થયો નહિ. તેથી તેને માથેજ યુદ્ધનો ભાર નાંખીને કૃષ્ણ અને અર્જુન મહારાજા ધર્મરાજની શોધ કરતાં કરતાં છાવણીમાં આવી પહોંચ્યા, અને છેવટે રથમાંથી ઉતરી એકાન્તમાં સુતેલા ધર્મરાજને પ્રણામ કરી તેમને કુશળ જોઇને આનંદ પામ્યા. ત્યાર પછી મહારાજા યુધિષ્ઠિર અને અર્જુન વચ્ચે જે વાદવિવાદ થયો હતો, અને શ્રીકૃષ્ણે પોતાના અપૂર્વ બુદ્ધિબળથી તેનો અન્ત લાવી અર્જુનને પ્રતિજ્ઞાના બંધનમાંથી મુક્ત કર્યો હતો, તે અમે પહેલાંજ જણાવી ગયા છીએ.* છેવટે અર્જુને મહારાજા યુધિષ્ઠિરના ચરણને સ્પર્શ કરીને કહ્યું, "મહારાજ!

* "અર્જુનનું પ્રતિજ્ઞાપાલન"—જુવો.

આજે કર્ણનો સંહાર કર્યા વિના યુદ્ધ ક્ષેત્રમાંથી પાછો ફરીશ નહિ." અર્જુનના વચન સાંભળીને મહારાજા યુધિષ્ઠિરે તેને આશીર્વાદ આપ્યો, એટલે તેણે કૃષ્ણથી હંકાતા મ્હોટા રથમાં બેસીને રણક્ષેત્રમાં આવી પ્હોંચી કર્ણના રથ સ્હામું ચાલવા માંડયું.

આ પ્રમાણે અર્જુનને મહા વેગથી શત્રુના સૈન્યમાં ધસતો જોઇને તેને વધારે શૂર ચ્હઢાવવાના વિચારથી શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા, "સખે! ગાંડીવના પ્રભાવથી તેં જેનો સંહાર કર્યો છે, તેનો તારા સિવાય પરાજય કરવાને પણ કોઈ સમર્થ નથી. તું અસ્ત્ર કુશળતામાં, હસ્તલાઘવમાં, બાહુબળમાં, યુદ્ધ વિદ્યાના સંપૂર્ણ જ્ઞાનમાં નિશાન તાકવામાં અને પ્રહાર કરવામાં બહુજ નિપુણ છે, એ વાત ખરી પરંતુ કર્ણને પણ જેવો તેવો ધારતો નહિ. મહા તેજસ્વી સૂતપુત્ર મહા બળવાન અસ્ત્રશસ્ત્રને જાણનારો, કાર્યકુશળ, દેશકાળને જાણવાવાળો, અહંકારી વિચિત્ર યોદ્ધો છે એ મહાવીર તેજમાં અગ્નિ જેવો, વેગમાં વાયુ જેવો, ક્રોધમાં યમ જેવો છે, અને યુદ્ધ વિદ્યામાં તારાથી કોઇ પણ રીતે ઉતરતો નથી. એ વિશાળ બાહુ વાળો વીર આઠ હાથ લાંબો છે, અને એની છાતી બહુજ પહોળી છે. એ વીર અતિશય દુર્જય, અભિમાની, દેખાવડો, યોદ્ધાને છાજતા સઘળા ગુણવાળો, મિત્રને અભયપદ, અને પાંડવોનો વિદ્વેષી છે. તારા સિવાય બીજું કોઈ પણ એ વીરવરનો વિનાશ કરવાને સમર્થ નથી માટે આ ક્ષણે તેનો સંહાર કરી શત્રુ વગરનો થા."

ભગવાન્ વાસુદેવના આ ઉત્સાહવર્ધક, પ્રાસંગિક વચનોથી ઉત્સાહિત થઇને અર્જુને રણક્ષેત્રમાં પ્રવેશ કર્યો, અને બાણોના વર્ષાદથી કૌરવોને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી ભીમસેનના હર્ષમાં વૃદ્ધિ કરવા લાગ્યો. ત્યાર પછી તે ભીષણ યુદ્ધમાં ભીમસેન દુઃશાસનને મારી નાંખી પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે તલવાર વડે તેનું વક્ષઃ સ્થળ ચીરી રૂધિરપાન કરવા લાગ્યો. તે જોઇને દુર્યોધન અને કર્ણ આદિ કૌરવ પક્ષના યોદ્ધાઓ શોકસાગરમાં ડૂબી જઇ થોડા સમય માટે ધૈર્યહીન થઇ ગયા. આ વખતે કર્ણનો સારથિ

મદ્રરાજ શલ્ય તેને સમયોચિત શબ્દોમાં આશ્વાસન આપવા લાગ્યો. આ તરફ કર્ણનો પુત્ર વૃષસેન, ક્રોધાવેશમાં આવી જઈને ભીમસેન પ્રતિ ધસી ગયો, અને તેમની સાથે ઘોર યુદ્ધ કરવા લાગ્યો. ભીમસેન અને નકુળ બન્ને મળીને પણ તેને પાછો હઠાવી ન શક્યા એટલુંજ નહિ, પરંતુ ઉલટા તેના બાણાગ્નિથી દગ્ધ થઇને મૃતપ્રાય થઇ ગયા. ત્યાર પછી અર્જુને વૃષસેનનું અલૌકિક વીરત્વ જોઇ ક્રોધે ભરાઈ ક્ષુરાસ્ત્રથી તેનું મસ્તક કાપી નાંખ્યું. આ પ્રમાણે પોતાના પુત્ર વૃષસેનને અર્જુનના બાણથી મુએલો જોઇને કર્ણ નિરતિશય દુઃખિત અને રોષાન્વિત થઇને કૃષ્ણાર્જુન તરફ ધસી ગયો. આ તરફ અર્જુન પણ જોતજોતામાં કર્ણની સન્મુખ આવી પહોંચ્યો. તે વખતે તે બન્ને વીરોના વ્યાઘ્રચર્મથી ઢંકાયલા શ્વેત ઘોડાવાળા રથો ચંદ્ર સૂર્યની પેઠે શોભવા લાગ્યા. સૈનિકો પણ આ વીર દ્વયને ત્રૈલોકય–જયાકાંક્ષી ઇંદ્ર અને વૃત્રાસુરની પેઠે યુદ્ધમાં ઉતરી પરેલા જોઇને આશ્ચર્યચકિત થઇ ગયા. હજારો વીર પુરૂષો, ધન્યવાદ આપીને, વસ્ત્રો હલાવીને, ગંભીર ગર્જના કરીને તુર્ય અને શંખનો નાદ કરીને કર્ણ અને અર્જુનને ઉત્સાહિત અને અડગોદિત કરવા લાગ્યા. ટુંકામાં આ યુદ્ધમાં મહાવીર કર્ણ કૌરવોના અને અર્જુન પાંડવોના પણ સ્વરૂપ બન્યા હતા.

આ તરફ દેવતા અને અસુરોમાં પણ કર્ણ અને અર્જુનના જય પરાજય સંબંધી મતભેદ પડવા લાગ્યો. દેવતાઓએ અર્જુનનો અને અસુરોએ કર્ણનો પક્ષ લીધો. છેવટે ઇંદ્રાદિ સકળ દેવતાઓ સર્વ લોક પિતામહ બ્રહ્માની પાસે જઈને "આ બે વીર પુરૂષોમાંથી કોણ જીતશે?" એવા પ્રશ્નો પુછવા લાગ્યા. ત્યારે ભગવાન્ બ્રહ્માએ દેવતાઓને સંદેહ ટાળવા કહ્યું, "હે દેવેંદ્ર! મહાવીર અર્જુને પોતાના તપના પ્રભાવથી અનેક દિવ્ય શસ્ત્રાસ્ત્રો સંપાદન કર્યા છે. માટે આ યુદ્ધમાં તેનો જય અને તેના શત્રુનો વિનાશ થશે એમાં સંદેહ નથી. અર્જુન અને વાસુદેવ એ પુરાણુમાં કહેલા નર–નારાયણ છે, અને તેજ જગતના આદિ પુરૂષ છે. એના પ્રભાવથીજ આ વિશ્વ ટકી રહ્યું છે, માટે આ યુદ્ધમાં તેમનો જય થશે,

અને સૂતપુત્ર કર્ણને દેવલોક અથવા તો મર્ત્યલોક પ્રાપ્ત થશે. 'દેવાદિ દેવ મહાદેવે પણ બ્રહ્માના આ કથનને અનુમોદન આપ્યું તેથી દેવતાઓ પ્રસન્ન થઇને તેમની ઉપર પુષ્પ વૃષ્ટિ કરવા લાગ્યા.

ત્યાર પછી તે ભીષણ યુદ્ધના આંરભમાં પહેલાં તો બન્ને ધ્વજાઓ વચ્ચે યુદ્ધ થવા લાગ્યું ધનંજયની ધ્વજા ઉપર બેઠેલા કપિવર હનુમાનજી વેગપૂર્વક કર્ણની ધ્વજા ઉપર કુદિ પડયા, અને તેને પોતાના દાંત અને નખ વતી છિન્નભિન્ન કરવા લાગ્યા. એટલે કર્ણ નીલાલપાશ જેવા હસ્તિના ચિન્હવાળી ધ્વજા કુપિત થઇને કપિવર તરફ ધસવા લાગી. બન્નેના અશ્વો પણ પરસ્પર સ્પર્ધા કરતાં હણહણવા લાગ્યા, એ સમયે મદ્રરાજ શલ્ય, અને કર્ણ વારંવાર કૃષ્ણ અને અર્જુન તરફ કટાક્ષ પાત કરવા લાગ્યા. ત્યાર પછી કર્ણે હસતે મુખે શલ્યને સંબોધીને કહ્યું " હે મદ્ર રાજ ! જો ધનંજય આજે મારો વિનાશ કરે, તો તમે શું કરો ?" શલ્યે કહ્યું. "હે સૂતપુત્ર ! જો આજે અર્જુન તારો સંહાર કરશે, તો હું એક-લોજ કૃષ્ણ અને અર્જુનનો વિનાશ કરીશ. " આ તરફ અર્જુને શ્રીકૃષ્ણને પુછયું, ' હે મહારાજ ! જો આજે કર્ણ મ્હારો વિનાશ કરે તો આપ શું કરો ?" અર્જુનનાં વચન સાંભળીને શ્રીકૃષ્ણ હાસ્ય કરીને કહેવા લાગ્યા, " હે ધનંજય ! કદિ દિવાકર પોતાના સ્થાન ઉપરથી ભ્રષ્ટ થાય, સમુદ્ર સુકાઇ જાય, અને અગ્નિ શાંત ગુણ ધારણ કરે તો પણ કર્ણ તારો વિનાશ કરવાને સમર્થ થશે નહિ. તેમ છતાં પણ જો કદાચ તેમજ થશે તો પછી પ્રલયકાળજ આવી પહોંચશે. હું કર્ણ અને શલ્યને મ્હારા બાહુ બળેજ મારી નાંખીશ. " કપિકેતન અર્જુન મહાત્મા જનાર્દનની આ વાત સાંભળીને હાસ્યપૂર્વક કહેવા લાગ્યો. " હે જનાર્દન ! સૂતપુત્ર કર્ણ અને શલ્ય આજે મળી ગયા છે,—એકરૂપ થઇ ગયા છે, તથાપિ આપણી બરાબર થઈ શકવાના નથી. એક ક્ષણમાંજ જેમ હસ્તિ વૃક્ષને જડમૂળથી ઉખાડી નાંખી પૂર્ણ કરી નાંખે છે, તેમ હું પણ કર્ણને તેના રથ, અશ્વ ધ્વજા, પતાકા, છત્ર, કવચ, શર, શક્તિ, ધનુષ્ય, અને સારથિ સૌ સાથે ભિન્નભિન્ન અને વિચૂર્ણિત કરી નાંખીશ તે તમે જોશો. "

થોડીવારમાંજ દેવ અને અસુરોના સંગ્રામની પેઠે કૌરવ અને પાંડવોમાં ઘોર યુધ્ધ ચાલવા માંડયું. કૌરવ પક્ષના વીરપુરૂષો સુતીક્ષ્ણ બાણોથી કૃષ્ણ અને અર્જુનને વિંધી નાખવા લાગ્યા, અર્જુને પણ એક ક્ષણમાંજ શત્રુઓને બાણથી ઢાંકી નાંખીને કર્ણને અસ્ત્રાઘાતથી જર્જરિત કરી નાંખ્યો, એટલામાં ઘોડા અને હસ્તિ ઉપર બેસીને લડનારા શક, યવન અને કાંબોજો અર્જુનનો સંહાર કરવાની ઇચ્છાથી આગળ ધસી આવ્યા. પરંતુ તેજ ક્ષણે અર્જુને પોતાની અપૂર્વ અસ્ત્ર-કુશલતા બતાવી તે સમસ્ત વીર યોદ્ધાઓને, તેમનાં અસ્ત્રશસ્ત્ર અને મસ્તકો છેદી નાંખી, વાહનો સહિત જમીનદોસ્ત કરી નાંખ્યા. અંતરીક્ષમાંથી દેવતાઓ અને પૃથિવી ઉપર માણસો અર્જુનનું અદ્ભુત પરાક્રમ જોઇને તેને હજારો ધન્યવાદ આપવા લાગ્યા. આ વખતે અશ્વત્થામાએ દુર્યોધનનો હાથ પકડી તેને સાન્ત્વન કરતાં કહ્યું, " હે મહારાજ ! હવે યુધ્ધ બંધ કરો. હવે વિરોધ રાખવાનું પ્રયોજન નથી. પાંડવોની સાથે સલાહ કરીને પરમ સુખથી રાજ્યાસન ભોગવો. જો તમે મ્હારા આ વચનોની અવગણના કરશો તો નક્કી જાણજો કે આ યુધ્ધમાં તમારો વિનાશજ થવાનો છે. " પરંતુ ભ્રાતૃ શોકથી વિહ્વલ થયેલા મૂઢમતિ અભિમાની દુર્યોધનને અશ્વત્થામાનાં વચનો રૂચ્યાં નહિ, અને તેથી તેણે મહાત્મા અશ્વત્થામાને હસી કાઢી સૈનિકોને ઉત્સાહિત કરવા માંડયા.

થોડીવાર પછી કર્ણ અને અર્જુન વળી પાછા ઘોર યુધ્ધ કરવા લાગ્યા. મહેંદ્ર જેવા તે બન્ને વીરો વજ્ર જેવા ધનુષ્યોમાંથી એક બીજા ઉપર બાણનો વર્ષાદ વર્ષાવવા લાગ્યા. બન્ને પક્ષના યોધ્ધાઓ પોતપોતાના સેનાપતિને ઉત્સાહિત કરવા લાગ્યા. તે તુમુલ યુધ્ધમાં કર્ણ અને અર્જુનના ભીષણ બાણોથી બન્ને પક્ષના સૈન્યનો ઘાણ વળવા માંડયો. બન્ને યોધ્ધાઓ એક બીજાના અસ્ત્રના આઘાતથી ક્ષતવિક્ષત થઇ રૂધિરથી ખરડાઇ ગયા, તથાપિ તેઓ બાણ નાંખતા અટકયા નહિ. બન્નેએ પોતપોતાનું અપૂર્વ રણકૌશલ્ય બતાવી દિવ્યાસ્ત્રોથી યુધ્ધક્ષેત્રને આચ્છાદિત કરી નાંખ્યું. સમુદ્રની સપાટી ઉપરની ચંચળ તરંગમાળાની પેઠે અસંખ્ય રથો, અશ્વો,

હસ્તિઓ અને સૈનિકો ક્ષણે ક્ષણ પ્રચંડ વેગે ભૂમિ પર પડીને ચૂર્ણ વિચૂર્ણ થવા લાગ્યા. ભૂમંડળ અને નભોમંડળ બન્ને વીરોના ધનુષ્યના ટંકારથી ગાજી ઉઠ્યાં, અને તેઓ તેમના દિવ્ય અસ્ત્રોના પ્રભાવથી અંધકારમય બની જવાથી પક્ષિઓ પોતાની દિશા ભુલવા લાગ્યાં તે વખતે બલ, વીર્ય, પૌરૂષ, અને અસ્ત્રમાયાના પ્રભાવથી કોઈ વખત કર્ણ અર્જુન કરતાં તો કોઈ વખત અર્જુન કર્ણ કરતાં વધારે પ્રબળ જણાવા લાગ્યા. અન્યાન્ય યોદ્ધાઓ તે એક બીજાના છિદ્રો શોધનારા વીરપુરૂષોનું યુદ્ધ જોઇને આશ્ચર્ય ચકિત થઈ ગયા. અંતરીક્ષમાં ઉભેલા પ્રાણિઓમાંથી કોઈ "સાધુ કર્ણ" તો કોઈ "સાધુ અર્જુન" કહીને તેમની પ્રશંસા કરવા લાગ્યા.

એટલામાં અશ્વસેન નામનો એક નાગ વેગપૂર્વક પાતાળમાંથી બહાર નીકળ્યો. ખાંડવવનના અગ્નિને શાંત કરવાને અર્જુને આ નાગની માતાનો વધ કર્યો હતો, તેથી તે સર્પરાજે પોતાની માતાનું વેર લેવાનો વિચાર કરી કર્ણ અને અર્જુનના તુમુલ સંગ્રામનો લાભ લઇ છાનામાના કર્ણના રથમાં જઇને યોગના બળવડે તેના એક સર્પ બાણમાં પ્રવેશ કર્યો. આ વખતે કર્ણ બળવીર્યમાં, અને અસ્ત્ર કૌશલ્યમાં અર્જુનને કોઇ રીતે મહાત કરી શક્યો નહિ. પણ ઉલટો તેના બાણથી જર્જરિત થઇને જરા થાકી ગયો હતો, તેથી તેને એકાએક પેલાજ સર્પબાણનો પ્રયોગ કરવાનું યાદ આવ્યું. અર્જુનનો વધ કરવા માટે કર્ણે આ સર્પબાણ ઘણા દિવસથી ચંદનના ભુકામાં રાખ્યું હતું, અને તેનો ઉપયોગ ફક્ત અર્જુન સ્હામે ખરી અણિને વખતે કરવાનો હતો. તેજ ક્ષણે કર્ણે તે બાણ લીધું, અને ધનુષ્યનો ટંકાર કરવાને પણછને પોતાના કાન સુધી ખૂબ ખેંચી. અશ્વસેન આ બાણમાં સંતાઈ બેઠો હતો. મદ્રરાજ શલ્ય કહેવા લાગ્યા, "હે કર્ણ! આ બાણ અર્જુનનો શિરચ્છેદ કરવાને સમર્થ થશે નહિ, માટે તેનું મસ્તક છેદાઇ જાય એવા એક બીજા બાણનો ઉપયોગ કર." તેના ઉત્તરમાં કર્ણે ગુસ્સે થઇને કહ્યું, "હે શલ્ય! કર્ણ કદિ પણ ધનુષ્ય પર ચઢાવેલું એક બાણ નાંખ્યા સિવાય બીજું બાણ લેતો નથી. હું કદિપણ એ પ્રમાણે

કરીશ નહિ." આ પ્રમાણે કહીને કર્ણે તે કાલાગ્નિ જેવા સર્પબાણને છોડી "હે અર્જુન ! તું હમણાંજ મર્યો જાણજે" એમ કહ્યું. જોતજોતામાં તે બાણ કર્ણના ધનુષ્યમાંથી છુટી પ્રદિપ્ત અગ્નિની પેઠે પ્રજ્વલિત થઇ સેંકડો લેલિહમાન જીવ્હા વિસ્તારી અર્જુનનું રૂધિર પીવાને ધસ્યું. તે જોઇને મહાત્મા વાસુદેવે પોતાની લીલા બતાવી એક ક્ષણમાંજ રથને ઘુંટણ પુર પૃથ્વીમાં પેસાડી દીધો, અશ્વો પણ પગવાળીને પૃથ્વીપર બેસી ગયા. કેશવના આ અલૌકિક કૌશલ્યથી સર્પબાણે અર્જુનના કેશને પણ સ્પર્શ કર્યો નહિ, પરંતુ અશ્વસેનના દ્વેષના પ્રભાવથી તેના મસ્તક ઉપરનો દેવ-રાજ ઇન્દ્રે આપેલો કિરીટ ચૂર્ણ વિચૂર્ણ થઇ ગયો. તે વખતે નભોમંડળમાં મ્હોટા કોલાહલ સાથે ભગવાન્ વાસુદેવની પ્રશંસા થવા લાગી, અને દેવ-તાઓ તેમની ઉપર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. ત્યાર પછી પેલા અશ્વસેન નામના સર્પે કર્ણની પાસે જઈને કહ્યું, "હે કર્ણ ! તેં મ્હને જોયા વગરજ બાણ છોડયું હતું, તેથી તું આ વખતે ફતેહમંદ નીવડયો નહિ. હવે ફરીથી નિશાન તાકીને એજ બાણ બીજી વખત નાંખ, એટલે જરૂર હું અર્જુનનું મસ્તક છેદી નાંખીશ." તે મ્હોટી કાયાવાળા નાગરાજને જોઇને કર્ણ આ-શ્ચર્યચકિત થઇ ગયો, અને તે કોણ છે, અને શું કરવા માગે છે તે પુછવા લાગ્યો. અશ્વસેન પાસેથી પોતાના પ્રશ્નનો યોગ્ય ઉત્તર સાંભળી લઈને કર્ણ ગર્વ કરીને બોલ્યો, "હે નાગરાજ ! કર્ણ બીજાની સહાયતાથી વિજય મેળવવાને ઇચ્છતો નથી. આવા સો અર્જુનો સાથે યુદ્ધ કરવું પડે તો પણ તે એક બાણ બીજી વખત કદિપણ યોજશે નહિ. હું બીજાં વિવિધ અસ્ત્રોનો પ્રયોગ કરીને અર્જુનનો સંહાર કરીશ, માટે આપ પ્રસન્ન થઈને ચાલ્યા જાવ." કર્ણના આ ગર્વયુક્ત વચનોથી ક્રોધે ભરાઇને અશ્વ-સેને અશ્વરૂપ ધારણ કરી અર્જુનનો વધ કરવા તેની તરફ જવા માંડયું, પરંતુ મહાત્મા વાસુદેવની આજ્ઞાથી અર્જુને પોતાના તીક્ષ્ણબાણ વડે તેના કકડે કકડા કરી નાંખ્યા. ત્યારપછી કૃષ્ણે પોતાના બાહુબળથી રથને પૃથ્વી-માંથી બહાર ખેંચી કાઢયો.

❀

ત્યાર પછી તે લોમહર્ષણ સંગ્રામમાં મહાવીર કર્ણ અર્જુનના બાણના આઘાતથી વજ્રાહત પર્વતની પેઠે નિરતિશય વ્યથા પામવા લાગ્યો. તેના સુવર્ણ હીરા, અને મણિમુક્તાથી મઢેલા આભૂષણો અને બન્ને કુંડલો ભૂમિ પર પડી ગયા. ક્ષણવારમાંજ અર્જુન કર્ણનું અમૂલ્ય કવચ છિન્ન ભિન્ન કરી નાંખી સુતીક્ષ્ણ બાણોથી તેનું અંગ ક્ષતવિક્ષત કરી તેનાં મર્મ સ્થળો વિંધવા લાગ્યો. આથી કર્ણ અર્જુનના બાણથી પીડાઇને પોતાના ધનુષ્યબાણનો ત્યાગ કરી મૂર્છિત થઇ ગયો. તેજ વખતે પરમ ધાર્મિક ધનંજય આતુર યોદ્ધાનો નાશ કરવો ક્ષત્રિય ધર્મથી વિરૂદ્ધ ધારીને બાણ નાખતાં અટકી પડયો, તેથી ભગવાન વાસુદેવ કહેવા લાગ્યા કે, "હે અર્જુન ! તું શા માટે શાંત પડી ગયો છે ? પંડિતો દુર્બલ શત્રુનો વિનાશ કરવામાં વિલંબ કરતા નથી. તેઓ આપત્તિમાં આવી પડેલા શત્રુને હણીને ધર્મ અને કીર્તિ સંપાદન કરે છે. માટે તું તારા આ પ્રબલ શત્રુ વીર પ્રધાન કર્ણને સહેલાઇથી મારવાને તૈયાર થઇ જા, નહિ તો એક ક્ષણમાંજ તે પાછો શુદ્ધિમાં આવી તારો વિનાશ કરશે." ભગવાન વાસુદેવની સલાહ પ્રમાણે અર્જુને વળી પાછો કર્ણ ઉપર બાણનો મારો ચલાવવા માંડયો. આ વખતે કર્ણનો મરણ સમય આવી પહોંચેલો હોવાથી કાલે અદષ્યમાં તેને અગ્નિહોત્રી બ્રાહ્મણના શાપનું સ્મરણ કરાવી કહ્યું, " હે કર્ણ ! વસુંધરા તારા રથના પૈંડાનો ગ્રાસ કરે છે." તેજ વખતે કર્ણના રથનું ડાબુ પૈંડુ ધીમે ધીમે ભોંયમાં ગરકવા લાગ્યું, અને આખો રથ વંટોળીયામાં સપડાયલા વહાણની પેઠે ઝોળા ખાઈ ઘુમવા લાગ્યો. આ તરફ પરશુરામના બ્રહ્માસ્ત્રની વાત પણ તેના મનમાંથી દૂર થવા લાગી.

આ પ્રમાણે કર્ણના સર્પ બાણના વિનાશથી, રથના ભૂમિ પ્રવેશથી અને પરશુરામે આપેલા દિવ્યાસ્ત્રોના વિસ્મરણથી તે બહુજ ખેદયુક્ત અને વિહ્વલ થઈ ગયો. પરમ સહનશીલ કર્ણને આ દુઃખ અસહ્ય થઇ પડયું, અને તેથી તે ધર્મ ઉપર આક્ષેપ કરીને કહેવા લાગ્યો, " ધર્મજ્ઞ મનુષ્યો વારંવાર કહે છે કે, 'धर्मोरक्षति धार्मिकान्.' મ્હેં શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે

મ્હારી શક્તિ અનુસાર ધર્મનું પ્રતિપાલન કરવાને ઘણા પ્રયત્નો કર્યા છે, અને અત્યાર સુધી તેની ઉપર દૃઢ ભક્તિ પણ રાખી છે. પરંતુ તેજ ધર્મ આજે મ્હારો વિનાશ કરે છે, માટે હવે એમ નક્કીજ થાય છે કે ધર્મ સદાસર્વદા ધાર્મિકોનું રક્ષણ કરતો નથી." આ પ્રમાણે કહેતાં કહેતાં અર્જુનના બાણથી તે વિચલિત થઈ ગયો. તેના અશ્વો અને સારથિ ગભરાઈ પડયા, અને તે પણ પોતાના કાર્યમાં નિષ્ફળ નિવડયાથી અવિવેકી અને ઉન્મત્તની પેઠે વારંવાર ધર્મની નિંદા કરવા લાગ્યો. ત્યાર પછી અર્જુનના બાણથી બહુજ વિંધાઈ ગયેલો અને કંપતો હોવા છતાં ફરીથી તે પોતાનું પરાક્રમ અને શસ્ત્ર નૈપુણ્ય બતાવવા લાગ્યો. મહાત્મા વાસુદેવની સલાહ પ્રમાણે અર્જુને ભીષણ બ્રહ્માસ્ત્રને મંત્રથી પવિત્ર કરી, ધનુષ્ય ઉપર ચડાવ્યું, અને જોત જોતામાં કર્ણને બાણની જાળમાં ઢાંકી દીધો. પરંતુ તે છતાં કર્ણે સુતીક્ષ્ણ બાણો છોડીને એક પછી એક એમ અગિયાર વાર અર્જુનના ધનુષ્યની પણછ કાપી નાંખી. અર્જુનના ગાંડીવને એકસો પણછો હતી, તેની તેને ખબર ન્હોતી. એક પણછ કપાતાં અર્જુન તેજ વખતે બીજી પણછ ચડાવી દેતો હતો. કર્ણ અર્જુનની પણછ ચડાવવાની યુક્તિ જાણતો નહિ હોવાથી આશ્ચર્યચકિત થઈ ગયો. તે અતિશય ક્રોધે ભરાયો, અને અનેક બાણોનો વર્ષાદ વર્ષાવવા લાગ્યો. આ વખતે કર્ણ ભાર્ગવાસ્ત્રના પ્રભાવથી સવ્યસાચીના અસ્ત્રો છેદી નાંખી અસાધારણ પરાક્રમ બતાવવા લાગ્યો, અને તેના કરતાં પણ વધારે પ્રબલ થઈ પડયો. કર્ણનું આ અદ્ભુત પરાક્રમ જોઇને અર્જુન પણ આશ્ચર્યચકિત થઇ ગયો. શ્રી કૃષ્ણ તેને વારંવાર ઉત્સાહિત કરવા લાગ્યા અને પોતાનું મુખ્ય અસ્ત્ર વાપરવાનું કહેવા લાગ્યા.

કૃષ્ણના આદેશ પ્રમાણે અર્જુને તેજ વખતે સર્પના વિષ, અને અગ્નિ જેવા ભયંકર રૌદ્રાસ્ત્રને મંત્રભણી નાંખવાનો વિચાર કર્યો. આ વખતે વસુધરાએ કર્ણનો રથ સંપૂર્ણ રીતે ગ્રાસ કરી લીધો હતો: મહાવીર કર્ણ તે જોઇને રથની નીચે ઉતર્યો, અને પોતાના બાહુબળથી રથને બહાર કાઢવાનો પ્રયત્ન કરવા લાગ્યો પરંતુ કોઇ પણ રીતે તેમાં સફળ થયો નહિ, આથી તે વખતે તે ક્રોધ પૂર્વક અશ્રુ વિસર્જન કરીને કોપાવિષ્ટ

અર્જુનને કહેવા લાગ્યો, " હે પાર્થ ! તું થોડીવાર યુદ્ધમાંથી નિવૃત્ત થા. મ્હારે પૃથિવીમાંથી મ્હારા રથને ખેંચી કાઢવો છે. દુર્ભાગ્યે મ્હારા રથનું જમણું પૈડું પણ ભોંયમાં ગરકી ગયું છે, માટે આ સમયે તું ત્હારી આ દુર્બુદ્ધિનો ત્યાગ કર. તું રણપંડિત કહેવાય છે, માટે મ્હારા જેવા આતુર ઉપર બાણ નાંખવું તને બીલકુલ યોગ્ય નથી. હે અર્જુન ! ક્ષત્રિય ધર્મને જાણનારા શૂરવીરો, મુક્તકેશ, વિમુખ, શરણે આવેલા, ક્ષમા યાચતા, અસ્ત્ર, શસ્ત્ર અને કવચ વગરના અને જેનું આયુધ ભાગી ગયું છે તેવા મનુષ્યો ઉપર અને બ્રાહ્મણ ઉપર બાણ નાખતા નથી. આ મર્ત્યલોકમાં તું મહાન શૂરવીર, મહાનુભાવ, યુદ્ધ ધર્મને જાણનાર, દિવ્યાસ્ત્રવેત્તા, વેદવિશારદ અને કાર્ત્તવીર્યના જેવો પરાક્રમી ગણાય છે. વળી આ વખતે હું ક્ષતવિક્ષત થઇ રથની નીચે ઉતર્યો છું, અને તું રથમાં બેઠો છે માટે જ્યાં સુધી હું મ્હારા રથને ભૂમિમાંથી બહાર ન કાઢું; ત્યાં સુધી ત્હારે મ્હારો વિનાશ કરવો જોઇએ નહિ. હું, વાસુદેવથી તેમ ત્હારાથી લેશમાત્ર પણ ભય પામતો નથી. તું ક્ષત્રિયોમાં મ્હોટા ગણાતા કુળમાં ઉત્પન્ન થયેલો હોવાથી જ હું તને એક ક્ષણ થોભી જવાનું કહું છું. "

આ વખતે ભગવાન્ વાસુદેવ કર્ણના વચનો સાંભળીને તેના ઉત્તરમાં કહેવા લાગ્યા, " હે કર્ણ ! તું ભાગ્યયોગેજ આજે ધર્મનું સ્મરણ કરે છે. નીચ માણસો દુઃખમાં પડીને પ્રાયઃ દૈવની નિંદા કરે છે, પરંતુ તેઓ પોતાના દુષ્કર્મો તરફ જોતા નથી. જ્યારે દુર્યોધને ત્હારી સલાહ પ્રમાણે વીર ભીમસેનને વિષ ખવાડયું ત્યારે ત્હારો ધર્મ ક્યાં ગયો હતો ? જ્યારે ત્હારી દુષ્ટ સલાહથી દુર્યોધને પાંડવોને વારણાવતમાં બોલાવી લાક્ષાગારમાં બાળી નાખવાનો પ્રયત્ન કર્યો, ત્યારે ત્હારૂં ધર્મજ્ઞાન ક્યાં ગયું હતું ? જ્યારે દુષ્ટ શકુનિએ ત્હારા અનુમોદન પ્રમાણે દ્યૂતવિદ્યામાં તદન અજાણ્યા મહારાજા યુધિષ્ઠિરને કપટ દ્યૂતમાં હરાવ્યા ત્યારે ત્હારો ધર્મ ક્યાં ગયો હતો ? જ્યારે દુર્બુદ્ધિ દુર્યોધને ત્હારા મતને મળતા થઇને દુઃશાસનની સહાયતાથી દ્રૌપદીને સભામાં આણ્યાં ત્યારે ત્હારો ધર્મ ક્યાં ગયો હતો ? જ્યારે તેં સભામાં તદન નિરાધાર અને શોક વિહ્વલ દ્રૌપદીનો ઉપહાસ કરતાં, " હે કૃષ્ણે !

પાંડવો ભ્રષ્ટ થઇને શાશ્વત નરકમાં જાય છે, માટે તું હવે બીજો પતિ શોધી લે. " એ શબ્દો કહી ત્હારી દુષ્ટતાનો પરિચય કરાવ્યો ત્યારે ત્હારૂં ધર્મ જ્ઞાન કયાં ન્હાસી ગયું હતું ? જ્યારે તમારા સઘળા મહારથિઓએ મળીને બાલક અભિમન્યુને ઘેરી લઇ તેનો અન્યાયયુક્ત યુદ્ધમાં વિનાશ કર્યો, ત્યારે ત્હારૂં આ જ્ઞાન કયાં ગયું હતું ? હે કર્ણ ! જ્યારે તેં ઉપરોક્ત પ્રસંગે ધર્મને નેવે મુકયો હતો તો પછી આ પ્રસંગે નકામા " ધર્મ " "ધર્મ" કહીને જીભ સુકાવાથી શું વળવાનું છે ? તું આ વખતે ધર્મપરાયણ થઇને પણ જીવવાની આશા રાખતો નહિ. પૂર્વે જેમ નિષધ દેશના રાજા નળે પુષ્કરથી દ્યૂતમાં પરાજય પામી ફરીથી રાજ્ય મેળવ્યું હતું; તેજ પ્રમાણે પાંડવો પણ પોતાના બાહુબળથી શત્રુનો વિનાશ કરી રાજ્ય સંપાદન કરશે. કૌરવો જરૂર ધર્મથી રક્ષાયલા પાંડવોને હાથ હણાશે, એમાં સંશય નથી."

મહાવીર કર્ણ ભગવાન્ વાસુદેવનાં આ વચનો સાંભળીને લજ્જાથી નીચું જોઇ રહ્યો. હવે તેના મુખમાંથી એકપણ શબ્દ નીકળ્યો નહિ. ત્યારપછી તેણે અતિશય ક્રોધે ભરાઇને ધનુષ્ય લઇ અર્જુન સાથે ઘોર યુદ્ધ કરવા માંડયું. અર્જુન પણ ક્રોધથી અધીરો થઇને દિવ્યાસ્ત્રોનો વર્ષાદ વર્ષાવવા લાગ્યો. થોડી વાર સુધી બન્ને જણ વચ્ચે બહુજ ભયંકર યુદ્ધ થયા પછી, મહાવીર કર્ણે અર્જુનનો વિનાશ કરવાની ઇચ્છાથી બળતા અગ્નિ જેવું એક ભયંકર બાણ લઇને ધનુષ્યપર ચડાવ્યું. ધનુષ્યમાંથી છુટીને તે બાણે જોતજોતામાં અર્જુનના વૃક્ષઃસ્થળમાં પ્રવેશ કર્યો. આ બાણના આઘાતથી અર્જુનના હાથમાંથી ગાંડીવ પડી ગયું અને ધરતીકંપ વખતે જેમ પર્વત કંપે તેમ તે કંપવા લાગ્યો. તે વખતે લાગ જોઇને મહાવીર કર્ણ ભોંયમાં ગરકી ગયેલા પોતાના રથના પૈડાને કાઢવાનો પ્રયત્ન કરવા લાગ્યો, પરંતુ તેમાં તે કૃતકાર્ય થયો નહિ. આ વખતે મહાત્મા વાસુદેવ અર્જુનને કહેવા લાગ્યા, " હે પાર્થ ! કર્ણ રથમાં ન બેસે તે પહેલાંજ તેનું મસ્તક છેદી નાંખ. " કૃષ્ણની સલાહ પ્રમાણે અર્જુને તેજ વખતે પ્રજ્વલિત ક્ષુરપ્રાસ્ત્ર દ્વારા કર્ણના રથની ધ્વજા છેદી નાંખી. તે જોઇને કૌરવોના ગર્વ, યશ અને

મનોરથો ભાંગી ગયા, અને તેઓ હાહાકાર કરવા લાગ્યા. કર્ણને વિજય મળવાની આશા તેમના મનોમંદિરમાંથી તેજ વખતે વિસર્જન થઇ ગઈ.

ત્યાર પછી અર્જુન કર્ણનો વિનાશ કરવાની ઈચ્છાથી ઈંદ્રના વજ્ર જેવા અંજલિક નામના બાણને ગ્રહણ કરી ધનુષ્ય પર ચડાવ્યું. આ મર્મભેદી બાણ હસ્તી, અશ્વ અને મનુષ્યોને માટે પ્રાણનાશક હતું. તે કાલાન્તક યમદંડ જેવું, મહાદેવના પિનાક જેવું, અને શ્રી નારાયણના ચક્ર જેવું નિરતિશય ભીષણ અને દેવતા તથા અસુરોનો સંહાર કરવાને સમર્થ હતું. મહાત્મા અર્જુન તેની હમેશાં પૂજા કરતો હતો. આ અસ્ત્ર તે આવા દુર્ઘટ પ્રસંગેજ વાપરતો હતો. આ વખતે પોતાના પ્રબલ શત્રુ કર્ણનો વધ કરવાને તેણે તે બાણને ધનુષ્ય પર ચડાવી, ગાંડીવનો ટંકાર કરી પ્રસન્નતાથી કહ્યું, "જો મ્હેં તપોનુષ્ઠાન કર્યું હોય, વડિલોને સંતોષ્યા હોય, અને મિત્રોના હિતકારી વાક્યો શ્રવણ કર્યાં હોય તો આ શત્રુવિનાશક મહાન્ અસ્ત્ર આ ક્ષણેજ મ્હારા પરમ શત્રુ કર્ણનો સંહાર કરી મ્હને વિજય આપો." આ પ્રમાણે કહીને અર્જુને તે સૂર્યસમ તેજસ્વી અંજલિક બાણ કર્ણ ઉપર નાંખ્યું. અર્જુને નાંખેલા આ મંત્રયુક્ત બાણે અપરાહ્ન સમયે પણ દિગ્મંડળ અને નભોમંડળ પ્રકાશિત કરી પુરંદરે નાંખેલા વજ્રાસ્ત્રે જેમ વૃત્રાસુરનો શિરચ્છેદ કર્યો હતો, તેમ કર્ણનું મસ્તક છેદી નાંખ્યું. મરણ થતાંજ જેમ મનુષ્ય પોતાનાં ધન રત્નથી પરિપૂર્ણ ગૃહનો ત્યાગ કરે છે, તેમ કર્ણનું પરમ સુંદર સ્વરૂપ, તેના સુખ સંભોગથી પરિવર્ધિત દેહનો ત્યાગ કરીને, શરદ કાલના નભોમંડળમાંથી અસ્ત પામતા દિવાકરની પેઠે ભૂમિપર પડયું. આ પ્રમાણે જ્યારે મહાવીર કર્ણ ભોયપર પડયો ત્યારે તેના દેહમાંથી એક અતિ ઉજ્વલ જ્યોતિ બહાર નીકળી અને તેણે નભોમંડળને ઉદ્ભાસિત કરી સૂર્યમંડળમાં પ્રવેશ કર્યો. આ ચમત્કાર જોઇને સઘળા યોદ્ધાઓ આશ્ચર્યચકિત થઇ ગયા.

મહાવીર કર્ણે પોતાના છેલ્લી વખતના યુદ્ધમાં જે અસામાન્ય વીરત્વ અને ચરિત્રબળ બતાવ્યું છે, તેનોજ અમે ઉપસંહારમાં ઉલ્લેખ કરીશું. ભગવાન્ વાસુદેવે અને અર્જુને કર્ણના બળવીર્ય સંબંધી જે વિચારો દર્શા-

ણ્યા છે, તેજ તેની શ્રેષ્ઠતાનો પરિચય કરાવે છે. તે વીરત્વમાં અર્જુનથી કોઇ પણ રીતે ઉતરતો ન્હોતો. દૈવ જો કર્ણને પ્રતિકૂળ ન થયું હોત તો અર્જુન આટલી સહેલાઇથી કર્ણનો સંહાર કરી શકત નહિ. વળી વધારામાં ગાંડીવ ધનુષ્ય, કપિધ્વજ રથ, અને કૃષ્ણ જેવા સારથિ ન હોત તો તે કર્ણનો કોઇપણ રીતે પરાજય કરી શકત નહિ. વાંચક! યશસ્વી કર્ણના પુરુષાર્થનો વિચાર કરો. રથિશ્રેષ્ઠ કર્ણ પોતાના સારથિ શલ્યના કડવા વચનો સાંભળીને લેશમાત્ર ડગ્યો ન્હોતો. તેણે મહારાજા યુધિષ્ઠિરની સાથે યુદ્ધ કરી તેમને પરાસ્ત કરવા છતાં પણ પોતાના વચનની ખાતર તેમનો વિનાશ કર્યો ન્હોતો. નાગરાજ અશ્વસેન સંગ્રામમાં તેને સહાયતા કરવાને તૈયાર થયો પરંતુ તેણે તે સ્વીકારી નહિ. દૈવની દુર્દમનીય પ્રતિકૂલતા હોવા છતાં તેના હૃદયમાં નિરાશા અથવા ભયનો લેશપણ સંચાર થયો ન્હોતો. યુદ્ધ ક્ષેત્રમાં જ્યારે મહાત્મા શ્રીકૃષ્ણે તેના ઉપર તિરસ્કાર પૂર્ણ કટૂક્તિનો વર્ષાદ વર્ષાવ્યો હતો, તે છતાં તેણે પોતાના અપરાધો-દોષો-સંભારી લજ્જાપૂર્વક નીચું જોયું હતું, અને નકામો વાદ વિવાદ કરવો યોગ્ય ધાર્યો ન્હોતો. છેવટ મરણ સમયે અર્જુનના અસ્ત્રાઘાતથી જર્જરિત થવા છતાં પણ તેણે બાયલાની પેઠે શત્રુની પાસે ક્ષમા ભિક્ષા માંગી ન્હોતી, તેમ તે રણક્ષેત્રનો ત્યાગ કરી ન્હાસી પણ ગયો ન્હોતો. કર્ણે મરણની છેલ્લી ઘડી સુધી એક ખરેખરા શૂરવીરની પેઠે યુદ્ધક્ષેત્રમાં પોતાનાં અસાધારણ પરાક્રમ અને પુરૂષાર્થ બતાવ્યાં હતાં. મહાભારતના યુદ્ધના તેના નિર્ભયપણાએ, ઉત્સાહે, અને દૃઢ સંકલ્પે તેને જે ઉચ્ચ સ્થાન આપ્યું છે તે યાવચ્ચંદ્ર દિવાકરૌ રહેશે. કર્ણના અદ્ભુત પરાક્રમનો વિચાર કરતાં મન સહસા વિસ્મય રસમાં ડુબી જાય છે, લોહી ઉછળે છે, અને શરીરનાં રૂવે રૂવાં ઉભાં થાય છે, પ્રબલ કાલના અતલ ગર્ભમાં તે યુદ્ધક્ષેત્ર વિલીન થઇ ગયું છે, તે યશ જતો રહ્યો છે, અને તે ક્ષત્રિય જાતિ પણ અન્તર્ધાન થઇ ગઈ છે. તે છતાં કર્ણનો પુરૂષાર્થ ભૂતકાળના તે અંધકારથી છવાઇ ગયેલા માર્ગને પ્રકાશિત કરી આર્ય જાતિના વીરત્વની પતાકા ઉડાડશે એ નિઃસંશય છે.



# ભીમનું પ્રતિજ્ઞા પાલન.



### ૧ સૂચના.

**[ભીમ અને દુર્યોધનનો જન્મ–બન્ને વચ્ચે જન્મથીજ શત્રુતા, ભીમનું ઝેરી મિષ્ટાન ખાવું, નાગલોકમાં જવું અને અમૃતપાન કરવું, યુધિષ્ઠિરનો અભિષેક–લાખનાગૃહમાં બળવું, હિડિંબ અને બકાસુરનો વધ, પાંડવોનું દ્રૌપદી સાથે લગ્ન, અને ઈન્દ્રપ્રસ્થનું રાજ્ય મેળવવું.]**



ભીમનું બાહુબળ ચિર વિખ્યાત છે, કહેવાય છે કે જ્યારે શતશૃંગ પર્વત ઉપર ભીમસેનનો જન્મ થયો ત્યારે " બળ અને વીર્યવાળા માણસોના અગ્રગણ્ય મહાવીરે જન્મ ગ્રહણ કર્યો છે " એવી દેવવાણી થઇ હતી. વળી તે વખતે એક બીજી પણ આશ્ચર્યકારક ઘટના બની હતી. સદ્ય–પ્રસૂત ભીમસેન માતાના ખોળમાં ઉંઘતો હતો, એટલામાં દૂરથી વાઘની ઘોર ગર્જના સંભળાવાથી માતા કુન્તાજી ભય પામી ન્હાસવા ગયાં. ભીમસેન તેમના ખોળામાં છે તેનું તેમને ભાન રહ્યું નહિ. તેથી ઉભા થવા જતાંજ ભીમસેન પર્વત ઉપર પડી ગયો, તે વખતે તેના વજ્ર જેવા શરીરના આઘાતથી પર્વત કંપી ઉઠયો, અને એક ભીષણ શબ્દ થયો. તે જોઇને કુન્તી, પાંડુરાજા અને પર્વત ઉપર વસનારા બીજા ઋષિ મુનિયો આશ્ચર્ય ચકિત થઇ ગયા. ભીમસેનના જન્મ દિવસેજ દુર્યોધનનો જન્મ થયો હતો. જન્મ પામતાંજ દુર્યોધનને ગર્દભના જેવો કર્કશધ્વનિ કરવાનો આરંભ કર્યો. ગર્દભ, ગીધ, સમડી અને કાગડા વગેરે અમંગલ સૂચક પ્રાણીયો એ શબ્દ સાંભળીને ભયાનક સ્વરે ચીત્કાર કરવા લાગ્યાં. પવન ફુંકાવા લાગ્યો, અને દિશાઓ બળવા લાગી. આ પ્રમાણે ઘણા અપશુકનો જણાવા લાગ્યા. તે

વખતે બ્રાહ્મણોએ અને ધીમાન વિદુરે આ સમસ્ત અપશુકનોનો વિચાર કરીને મહારાજા ધૃતરાષ્ટ્રને કહ્યું, "હે રાજન્ ! આપના જ્યેષ્ઠ પુત્રનો જન્મ થતાંજ આ સઘળાં અમંગળ ચિન્હો દેખાયાં છે, માટે એ દુરાત્માથી સમસ્ત કુરૂ કુળનો વિનાશ થશે એમ સ્પષ્ટ દેખાય છે. અમારા મત પ્રમાણે એનો ત્યાગ કરવોજ ઉચિત છે, નહિ તો મહાન્ અનર્થ થવાનો સંભવ છે." વિદુરાદિ મહાત્માએ આ પ્રમાણે સ્પષ્ટ રીતે કહી દીધું, તે છતાં મહારાજા ધૃતરાષ્ટ્ર પુત્રસ્નેહને વશ થઇ દુર્યોધનનો ત્યાગ કરી શક્યા નહિ. આ પ્રમાણે તે વિષ-વૃક્ષનું અંકુર ફુટવા દેવાથી પરિણામમાં મહારાજાને જે દારૂણ પીડા સહન કરવી પડી છે તે વાંચક વર્ગથી અજ્ઞાત નથી.

બાલ્યકાળમાંજ પાંડવો સાથે દુર્યોધનની શત્રુતાની રેખા દોરાઇ હતી. સમસ્ત બાળક્રીડામાં તેમની જે તેજસ્વિતા દેખાતી હતી, તેમાં ભીમસેન સર્વ કરતાં બલવાન જણાયો હતો. સોએ કૌરવો એકઠા થઇને પણ કુસ્તીમાં, દોડવામાં, કે બીજી રમતોમાં ભીમસેનને હરાવી શકતા ન્હોતા. જલક્રીડા વખતે ભીમસેન એકી વખતે તેમનામાંના દશ જણને પકડીને પાણીમાં ડુબાડી દેતો, અને જ્યારે તેઓ ગુંગળાઇને મરણ તોલ થઇ જાય ત્યારે મૂકતો હતો. વળી જ્યારે કૌરવો ફળ તોડવાને માટે ઝાડ ઉપર ચડતા, ત્યારે પણ ભીમસેન પાટુ મારીને તે ઝાડને ધમધમાવી નાંખતો હતો, અને તેમને ફળસહિત નીચે પાડતો હતો. આ પ્રમાણે વૃકોદર સદા સર્વદા દરેક રમતમાં જીતતો હોવાથી તે બાલ્ય કાળથીજ તેમને બહુજ અપ્રિય થઇ પડયો હતો. આ ઉપરાંત ભીમસેનનું અપરિમિત પરાક્રમ જોઇને દુર્યોધન તેની બહુજ ઈર્ષ્યા કરતો હતો, અને પોતાના મન સાથે ભીમસેનને ગંગાજીમાં નાંખી દઇ અર્જુન અને યુધિષ્ઠિરનો પરાજય કરી સસાગરા પૃથિવીનું રાજ્ય સંપાદન કરવાની ઈચ્છા રાખતો હતો. પોતાના આ વિચાર ફળીભૂત કરવાને તે હંમેશાં ભીમસેનનાં છિદ્રો શોધ્યા કરતો હતો.

એક વખત પોતાનો આ વિચાર સિદ્ધ કરવાને તેણે જળક્રીડા કરવાને બ્હાને પાંડવોને ગંગા કિનારે આવેલી "પ્રમાણકોટિ" નામની

પ્રમોદવાટિકામાં બોલાવ્યા, અને તે વખતે લાગ જોઇને ભીમસેનને વિષ-મિશ્રિત લાડુ ખાવા આપ્યા. ભોળો ભીમસેન નિઃશંક મને અતિશય પ્રીતિ-પૂર્વક તે લાડુ ખાઇ ગયો. ત્યાર પછી સઘળા જલક્રીડા કરવા લાગ્યા. સંધ્યા-કાળે છેક થાકી જઇને ભીમસેન સિવાય સૌએ વિહાર ગૃહમાં આવીને વિશ્રામ લીધો. પરંતુ ભીમસેન અતિશય થાક તથા વિષના ઘેનને લીધે ગંગાકિનારે સૂતાં વારજ નિદ્રામાં અચેતન અને મરણતોલ થઇ ગયો. દુર્યોધન પોતાને પોતાની ધારણામાં સફળ થયેલો જોઇ મનમાં બહુજ હરખાવા લાગ્યો, અને પોતાના મિત્રોની સહાયતાથી તેણે તેજ રાત્રે ભીમ-સેનને બરાબર બાંધીને ગંગાજીમાં નાંખી દીધો; પરંતુ સદ્ભાગ્યે ત્યાં પણ તેની રક્ષા થઇ. કહેવાય છે કે, ગંગાજીમાં પડતાંજ તે નાગલોકમાં જઇ પહોંચ્યો. ત્યાં આગળ નાગોએ તેને ઘણા ડંશ કર્યા અને તેમના જંગમ વિષથી ભીમસેનના શરીરમાંનું સ્થાવર વિષ ઉતરી ગયું. ત્યાર પછી નાગરાજ વાસુ-કિનું આતિથ્ય ગ્રહણ કરીને તેમણે આપેલા અમૃતનું પાન કર્યું, અને દિવ્ય શય્યા ઉપર શયન કરીને વિશ્રામ લીધો. આ પ્રમાણે બળને વધારનાર અમૃતનું પાન કરવાથી ભીમસેન દશ હજાર હાથીના જેટલો બળવાન અને યુદ્ધમાં અજીત થયો હતો.

સમય જતાં પાંડુરાજાના મ્હોટા પુત્ર યુધિષ્ઠિરનો યુવરાજ પદ ઉપર અભિષેક થયો. અદેખા દુર્યોધનથી તે સહન થયું નહિ. તેણે કર્ણ અને દુઃશાસનની સાથે વિચાર કરીને દુર્બુદ્ધિ ધૃતરાષ્ટની અનુમતિથી પાંડ-વોને વારણાવતમાં યાત્રાને બહાને બોલાવી મંગાવ્યા, અને તે વખતે પાપાત્મા પુરોચનને મ્હોટી લાલચોથી વશ કરીને પાંડવોને લાક્ષા-ગૃહમાં* બાળી મુકવાનો પ્રયત્ન કર્યો. પરંતુ મહાત્મા વિદુરની કૃપા અને

* આ લાક્ષાગૃહ, લાખ વગેરે જલદીથી સળગી ઉઠે એવા પદાર્થોનું બનાવેલું હતું. દુર્યોધન પુરોચન નામના માણસની સહાયતાથી વારણાવત નગરમાં તે ઘર બંધાવી કુન્તાજી તથા પાંડવોને ત્યાં બોલાવ્યા હતા. પરંતુ મહાત્મા વિદુરને તેની દુષ્ટતાની ખબર પડી ગયેલી હોવાથી તેમણે એક વિશ્વાસુ માણસને મોકલી

કુશલતાથી તેઓ તે વિપદમાંથી પણ ઉગરી ગયા હતા. ત્યાર પછી પાંડવો એ, વિદુરજીએ મોકલેલા માછીની સહાયતાથી ગંગાજીની પેલેપાર ઉતરીને વ્યાઘ્રાદિ અનેક હિંસક પ્રાણીઓવાળા ઘોર અરણ્યમાં પ્રવેશ કર્યો. તે વખતે તે દુર્ગમ અરણ્યમાં પણ તેમને દુરાત્મા કૌરવોના અત્યાચારના ભયથી સદા સર્વદા બહુજ સંભાળીને રહેવું પડતું હતું. આ વખતે માતા કુન્તાજી અને યુધિષ્ઠિરાદિ ચારે ભાઇઓનો આધાર એક માત્ર ભીમસેનના બાહુ-બળ ઉપરજ હતો. તેઓ જ્યારે થાકી જતાં ત્યારે ભીમસેન કુન્તાજીને ખાંધે, નકુલ અને સહદેવને કેડે, અર્જુન તથા યુધિષ્ઠિરને હાથ ઉપર બેસાડીને ઝડપથી ચાલતો હતો. તેના હાથના આઘાતથી વૃક્ષો ઉખડી પડતાં હતાં, અને પગના ધમકારથી ધરતી ધ્રુજતી હતી. જ્યારે માતા અને ભાઇઓ નિદ્રાવશ થતાં ત્યારે ભીમસેન જાગૃત રહીને તેમની રક્ષા કરતો હતો. એક વખત હિડિંબ નામનો દુષ્ટ રાક્ષસ, પાંડવોનો જીવ લેવાને તૈયાર થયો, પરંતુ ભીમસેને તેની ઉપર ક્રોધપૂર્વક આક્રમણ કરી પોતાના અસાધારણ બાહુબળથી તેને મારી નાખ્યો. મહાત્મા વ્યાસજીની સલાહ પ્રમાણે જ્યારે પાંડવો એકચક્રાનગરીમાં નિવાસ કરવા ગયા ત્યારે ત્યાં પણ ભીમસેને પોતાને આશ્રય આપનાર બ્રાહ્મણ પરિવારના ઉપકારનો બદલો વાળવાને* નિર્દય બકાસુરનો વધ કરીને નગરવાસી જન સાધારણ ઉપર મ્હોટો ઉપકાર કર્યો હતો. વળી જ્યારે જયશીલ પાર્થે ગજેન્દ્રની પેઠે દ્રુપદ સભામાં પ્રવેશ કરી મ્હોટા ધનુષ્યને ખેંચી પોતાની અપૂર્વ અસ્ત્ર-કુશળતાથી દુર્ભેદ્ય મચ્છ વિંધી નાખ્યો, અને ઈર્ષાપરાયણ ક્ષત્રિયો તેની સાથે ભીષણ સંગ્રામ કરવાને તૈયાર થઇ ગયા ત્યારે પણ ભીમસેન દંડધારી

---

ઉપરોક્ત લાખાગૃહથી ગંગાજીના કિનારા સુધી એક સુરંગ ખોદાવી હતી. એક દિવસ લાગ જોઇને ગંભીર રાત્રે ભીમસેન, તે ગૃહને સળગાવી મુકી માતા અને ભાઇઓને લઇને સુરંગને રસ્તે ન્હાસી છુટયો, અને પાપાત્મા પુરોચન પોતે તૈયાર કરેલા લાક્ષાગૃહમાંજ બળી મરણ પામ્યો.

* "કુન્તાજીનો પ્રત્યુપકાર" જુવો.

યમરાજાની પેઠે વૃક્ષોથી ઘોર યુદ્ધમાં શલ્યાદિ અનેક ભૂપાલોનો પરાજય કરી પોતાના અસામાન્ય બાહુબળનો પરિચય કરાવ્યો હતો. જોત જોતામાં પાંડવો ફરીથી પ્રકાશમાં આવ્યા. દ્રુપદ રાજાએ, ધૃષ્ટદ્યુમ્નને મ્હોડે પાંડવોનો પરિચય મેળવી કૃતાર્થ થઇ વિધિ વિધાનપૂર્વક મહા સતી દ્રૌપદીને પાંડવોની સાથે પરણાવ્યાં. જ્યારે આ સમાચાર કૌરવ સભામાં પહોંચ્યા ત્યારે ભીષ્મ વિદુરાદિ મંત્રી વર્ગની સલાહ પ્રમાણે દુર્યોધનની મરજી ન હોવા છતાં ધૃતરાષ્ટ્રે પાંડવોને અર્ધું રાજ્ય આપ્યું, અને તેથી તે પછી તેઓ પરમ સુખથી ઇન્દ્રપ્રસ્થમાં રાજ્ય કરવા લાગ્યા.

## ભીમનું પ્રતિજ્ઞાપાલન.

### ૨ સંકલ્પ.

[ દ્યૂતક્રીડામાં પાંડવનો પરાજય અને વનવાસ, ભીમનો ક્રોધ અને પ્રતિજ્ઞા, દ્રૌપદીનું સાથે જવું, ભીમનું આજ્ઞાંકિતપણું અને ક્ષમા, કૌરવ સભામાં દુર્યોધનનો દુર્વ્યવહાર સાંભળીને ભીમને ક્રોધ થવો અને પોતાની પ્રતિજ્ઞા પાળવાનો દઢ સંકલ્પ ]

ત્યારપછી પાંડવોનો રાજસૂય યજ્ઞ સંપૂર્ણ થવાથી દુર્યોધન, તેમનો મહિમા, અને ઐશ્વર્ય જોઇને તેમની ઇર્ષ્યા કરવા લાગ્યો અને તેથી તેણે શકુનિની સહાયતાથી તેમને દ્યૂત રમવાનું આમંત્રણ કરી કપટથી પરાજીત કર્યા. તે વખતે દુરાત્મા કૌરવોએ પરમ સાધ્વી પાંડવપત્ની સતી દ્રૌપદીનું હલાહલ અપમાન કર્યું તોપણ મહાત્મા પાંડવોએ પોતાના પણને માટે

માન રાખી ધૈર્યપૂર્વક તે દારૂણ અપમાન પણ સહન કર્યું હતું. * પરંતુ ભડવીર ભીમસેને તે વખતે તે પાપાત્માઓને યોગ્ય દંડ કરવાની જે ભીષણ પ્રતિજ્ઞા લીધી હતી તે, તે કદિપણ ભુલી ગયો ન્હોતો. દુર્યોધને પોતાની પરમ શત્રુતા બતાવી પાંડવોને સતી દ્રૌપદીસહિત વનવાસ મોકલ્યા. તે વખતે દ્રૌપદી અને ભીમસેને સૌથી વધારે કષ્ટ અને ખિન્ન મને તેર વર્ષનો લાંબો સમય વિતાડયો હતો, અને તે દરમ્યાન તેમણે લેશ પણ શાંતિ ભોગવી ન્હોતી. ક્ષમાશીળ યુધિષ્ઠિર રાજા પોતાનાથી બને તેટલો સદુપદેશ આપતા હોવા છતાં પણ તેમનો કોપાનળ શાન્ત થયો ન્હોતો. દશ હજાર હાથી જેટલા બળવાળા જે ભીમસેને હિડિંબ, બક, કિર્મીર અને જટાસુર વગેરે રાક્ષસોનો વધ કર્યો હતો. જે વીરપુરૂષે મલ્લયુદ્ધમાં દુર્જય જરાસંધ, અને કામી કીચકનો સંહાર કર્યો હતો; જે અસીમ સાહસિક દુષ્કર્ષ યોદ્ધાએ દ્રાપદીને પ્રસન્ન કરવાને કુબેર–સરોવરમાં સ્નાન કરી તેના રક્ષકોનો પરાજય કર્યો હતો અને ગંધમાદન પર્વતના ઉંચા શિખર ઉપર ચડીને યક્ષોને પરાસ્ત કરી કુબેરના મિત્ર મણિમાનને માર્યો હતો, તેણે જો ધાર્યું હોત તો તેજ વખતે સમસ્ત કૌરવોના પ્રાણ લીધા હોત, પરંતુ ધર્માત્મા ભીમ સર્વદા પોતાના વડીલબંધુ યુધિષ્ઠિરની આજ્ઞામાં રહેતો હોવાથીજ, તેણે પોતાના પરમ શત્રુને જવા દીધા હતા. વળી મહાત્મા યુધિષ્ઠિરની આજ્ઞાથીજ ઘોષયાત્રા વખતે દુર્યોધન અને તેની સ્ત્રીઓને ગંધર્વોના હાથમાંથી છોડાવ્યાં હતાં અને દ્રૌપદીનું હરણ કરવા આવેલા દુરાત્મા જયદ્રથના પ્રાણ લીધા ન્હોતા.×

વળી જ્યારે મહાત્મા વાસુદેવ કૌરવ પાંડવના હિતની ખાતર વિષ્ટિ કરવા જવાને તૈયાર થયા ત્યારે પણ ભીમસેને મ્હોટાભાઇના મતને મળતા થઇને બન્ને પક્ષમાં શાન્તિ જળવાય એવો માર્ગ લેવાનો આગ્રહ કર્યો હતો.

---

* પાંડવોનો ભ્રાતૃભાવ અને સત્યનિષ્ઠા.

× "યુધિષ્ઠિરની સુજનતા અને દયા" અને "યુધિષ્ઠિરની ક્ષમા" એ મથાળાના પ્રબંધોમાં આ વિષયનો સવિસ્તર ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

ક્રૂર સ્વભાવના પાપી દુર્યોધનને હંમેશ પોતાને અહિત કરનાર, વેરી ધારવા છતાં પણ ભરતકુળના ભાવી ક્ષયનો વિચાર કરી યુદ્ધ કરવાની અભિલાષા મુકી દઇ ભીમસેને દુર્યોધન સાથે સંધી કરવાની વાતને અનુમોદન આપ્યું હતું. આ વખતે શ્રી કૃષ્ણ પરમાત્મા ગિરિના લઘુત્વની, અને અગ્નિના શીતલત્વની પેઠે—ભીમકર્મા ભીમસેનના અદ્ભુત પૂર્ણ નમ્ર વચનો સાંભળીને આશ્ચર્યચકિત થઇ ગયા હતા, અને મહા સતી દ્રૌપદી ધર્મપથાવલંબી વૃકોદરની ક્ષમા જોઇને બહુજ ખેદ થયો હતો. ત્યારપછી જ્યારે કૃષ્ણને મુખે " દુર્યોધન એક સોયની અણી જેટલી પણ જગ્યા આપવાની ના પાડી પોતાના પરમ મિત્ર વાસુદેવને બાંધવાને તૈયાર થઇ ગયો હતો. " એ વાત સાંભળી ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે પહેલાંના વેરને યાદ કરીને તેની નિડરતા, અને તેના પરાક્રમ અને સાહસો ચિર પ્રસિદ્ધ છે. જ્યારે ભીમસેન હાથમાં ગદા લઇને, શૂલપાણિ શંકરની પેઠે અમર ઉદ્ધતદંડ યમરાજાની પેઠે રણમાં ઘુમતો, ત્યારે કેટલાક હાથી, ઘોડા, રથી, પાયદળ અને વીર સૈનિકો માર્યા જતા હતા. તેની ગણત્રીજ હોતી. રથિયો તેના પ્રહારથી રથ અને અશ્વ સહિત દૂર પડી નાશ પામતા હતા, ગજારોહિયો તેની ગદાના આઘાતથી લથડી પડતા હતા, અને સ્વારો તેના વિપુલ પદાઘાતથી પોતાના અશ્વો સહિત ભૂમિપર પડીને પંચત્વને પામતા હતા. તેના હાથમાં આવેલો કોઇ પણ વીર સહેલાઇથી બચી જતો નહિ.



# ભીમસેનનું પ્રતિજ્ઞાપાલન.

## ૩. દુઃશાસન વધ.

મહાવીર ભીમસેને પોતાની પ્રતિજ્ઞા પાળવાના વિચારથી ધીમે ધીમે ઘણા કૌરવોનો સંહાર કર્યો હતો. એક વખત દશ કૌરવોએ મળીને ભીમસેન ઉપર બાણોનો વર્ષાદ વર્ષાવ્યો હતો, પરંતુ તેણે તેમને તીક્ષ્ણબાણ, ભાલા, ખડ્ગ, અને ગદા વગેરે યથોપયુક્ત આયુધોથી યમદ્વારમાં પહોંચાડી દીધા હતા. સિંહ જેમ મૃગલાંના ટોળાં ઉપર કુદી પડે, તેમ તે પણ કૌરવ, સૈન્ય ઉપર પ્રબળ વેગે આક્રમણ કરીને વાવાઝોડાથી ઉખડી પડતાં વૃક્ષોની પેઠે તેમનો મૂળમાંથી નાશ કરતો. ભીમસેનનું મુખ્ય લક્ષ્ય પોતાના પ્રબળ અને કટ્ટા શત્રુ દુર્યોધન અને દુઃશાસનને હણવા ઉપરજ હતું. તેઓ જ યુદ્ધના મૂળ સ્વરૂપ હતા. કર્ણનો વધ થયો તે પહેલાં ભીમસેન દુઃશાસનના બાણથી વિંધાઇ ને ક્રોધપૂર્વક ગદાના પ્રહારથી તેને ભૂમિપર નાંખી દઇ મહા ઉલ્લાસ પૂર્વક દશે દિશાઓ ગજાવી મુકે એવી ઘોર ગર્જના કરવા લાગ્યો. તે વખતે કૌરવોનો અત્યાચાર અને તેમની દુષ્ટતા તેમને યાદ આવ્યાથી તે ક્રોધ કરીને, કર્ણ, દુર્યોધન, કૃપાચાર્ય, અશ્વત્થામા, અને કૃતવર્માને સંબોધીને કહેવા લાગ્યો, "હે યોદ્ધાઓ! આજે હું આ પાપાત્મા દુઃશાસનને યમપુરીમાં મોકલું છું, માટે તમારામાં શક્તિ હોય તો તેની રક્ષા કરો." આ પ્રમાણે કહીને કેસરી જેમ ઉન્મત્ત માતંગ ઉપર આક્રમણ કરે તે પ્રમાણે કુદકો મારી રથમાંથી નીચે ઉતરી દુર્યોધન અને કર્ણની સમક્ષમાંજ દુઃશાસનની છાતી ઉપર ચડી બેઠો. ત્યાર પછી કેટલીક વાર તેની સ્હામું જોઈ રહી પોતાની ભીષણ પ્રતિજ્ઞાનું પાલન કરવાને તીક્ષ્મ ખડ્ગથી તેની છાતી ચીરી નાંખી શોણિતપાન કર્યું. અને તેજ ખડ્ગથી તેનું મસ્તક છેદી નાંખી વારંવાર રુધિરપાન કરતાં કરતાં કહેવા લાગ્યો, "અહા! માતાનું દૂધ, ઘી, સુરા, ઉત્કૃષ્ટ જળ અને દહિં તથા દૂધમાંથી ઉત્પન્ન થયેલી ઉત્તમ છાસ વગેરે જે અમૃતસમ સ્વાદિષ્ઠ પીવાના

પદાર્થો ગણાય છે, તે સર્વે કરતાં આજે મ્હને આ શત્રુરૂધિર સ્વદિષ્ટ લાગે છે." ક્રોધે ભરાયલો ભીમસેન આ પ્રમાણે કહ્યા પછી દુ:શાસનને મરી ગયેલો જોઇ જરા હાસ્ય કરીને તેને ફરીથી કહેવા લાગ્યો કે, "હે દુ:શાસન! આ વખતે મૃત્યુએ તારી રક્ષા કરી છે. હવે હું તને કાંઇ પણ કરી શકું એમ નથી." સૈનિકો ભીમસેનને રૂધિરપાન કરતો જોઇને "આ મનુષ્ય નથી પણ રાક્ષસજ છે" એમ કહેતાં કહેતાં ભય પામીને ન્હાસવા લાગ્યા. રુધિરથી ખરડાઇ ગયેલા શરીરવાળો ક્રોધપરાયણ વૃકોદર આ પ્રમાણે શત્રુનો સંહાર કરવામાં કૃતકાર્ય થવાથી હાસ્યપૂર્વક કેશવ અને અર્જુનને સંબોધીને કહેવા લાગ્યો કે, "હે વીરો! મ્હેં દુ:શાસનનો વધ કરવાની જે પ્રતિજ્ઞા લીધી હતી, તે આજે સફળ–પૂર્ણ–કરી છે. હવે થોડા સમયમાંજ આ સંગ્રામરૂપ મહા યજ્ઞમાં દુર્યોધનરૂપી બીજા પશુનો ભોગ આપી શાન્ત થઇશ." આ પ્રમાણે કહી ભીમસેન પરમ ઉત્સાહથી સિંહનાદ કરવા લાગ્યો.

---

## ભીમનું પ્રતિજ્ઞાપાલન.

---

### ૪ ગદાયુદ્ધની તૈયારી.

---

**(મદ્રરાજ શલ્યનું મરણ, દુર્યોધનનું દ્વૈપાયન સરોવરમાં પેસી જવું, પાંડવોનું સરોવર પાસે જવું, યુધિષ્ઠિરના તિરસ્કારથી અભિમાની દુર્યોધનનું બહાર આવવું, અને યુદ્ધ કરવાની ઇચ્છા, યુધિષ્ઠિરનું અનુમોદન, શ્રીકૃષ્ણનો અસંતોષ, ભીમનું સાન્ત્વન, ગદાયુદ્ધની તૈયારી.)**

---

દુ:શાસન અને કર્ણના મરણથી દુર્યોધન શોક સાગરમાં ડુબી ગયો.

પશ્ચાત્તાપથી તેનું હૃદય બળવા લાગ્યું. અશ્વત્થામા અને કૃપાચાર્ય તેને યુદ્ધ કરવાનું છોડી દઈ પાંડવોને શરણે જવાની સલાહ આપવા લાગ્યા, પરંતુ તે તેને ગળે ઉતરી નહિ. આથી બીજે દિવસે મહાવીર શલ્યને સેનાધિપતિ નીમીને વિજય મેળવવાની ઇચ્છાથી યુદ્ધ કરવા માંડયું. મહારાજા શલ્ય પાંડવોના મામા થતા હતા. પરંતુ તેમણે દુર્યોધનને કુરૂક્ષેત્રના યુદ્ધમાં સહાય કરવાનું વચન આપેલું હોવાથી પોતાના ભાણેજોના સ્નેહ અને સંબંધને ન ગણકારતાં ક્ષત્રિયધર્મ પ્રમાણે પોતાની પ્રતિજ્ઞા પાળવા માટે કૌરવોનો પક્ષ લીધો હતો. આમ છતાં તેમના નૈસર્ગિક પ્રેમમાં કાંઈપણ ન્યૂનાધિકતા થઇ નહોતી. કૌરવ પાંડવનું યુદ્ધ થયા પહેલાં જ્યારે મહારાજા યુધિષ્ઠિરે શલ્ય મામાની સહાય માંગી હતી, ત્યારે તેમણે પોતે દુર્યોધનને આપેલા વચનનું સ્મરણ કરાવી યુદ્ધમાં કર્ણને નિરૂત્સાહિત કરવાનું માથે લીધું હતું, અને તે કાર્ય તેમણે યથાશક્તિ બજાવ્યું હતું, એ આપણે આગલા પ્રબંધમાં જોઈ ગયા છીએ. મહારાજા શલ્ય મદ્રરાજ્યના અધિપતિ હતા, જે હજુ પણ માદ્રાજ નામે ઓળખાય છે.

કૌરવ સેનાપતિ શલ્ય અર્ધા દિવસ સુધી ભયંકર યુદ્ધ કરીને મહારાજા યુધિષ્ઠિરને હાથે મરણ પામ્યા, તે જોઇને કૌરવ-સૈન્ય ભય પામી ન્હાસવા લાગ્યું. પરંતુ દુર્યોધને ફરીથી ઉત્સાહિત કરીને યુદ્ધ કરવા માંડયું. ભીમસેન અને અર્જુન દુર્યોધનના બાકી રહેલા સૈન્યમાં પેસીને ત્રાહ્ય, ત્રાહ્ય વર્તાવવા લાગ્યા. તેથી શકુનિ પોતાની પક્ષના સઘળા ઘોડેશ્વાર યોદ્ધાઓને લઇને આગળ ધસી આવી ઘોર યુદ્ધ કરવા લાગ્યો. આ વખતે સહદેવે પોતાની પ્રતિજ્ઞા યાદ કરીને તેનો સંહાર કર્યો. અર્જુને સંશપ્તકોના નેતા સુશર્મા અને તેના ભાઇ અને પુત્રોનો સંહાર કરી અવશિષ્ટ કૌરવ સૈન્યને નિર્મૂલ કરવા માંડયું. આ પ્રમાણે એક પછી એક સઘળા યોદ્ધાઓ મરણ પામ્યા એટલે દુર્યોધન વિજયની આશા મુકી દઇને ખિન્ન અંતઃકરણે અને લોહીલુહાણ શરીરે પોતાની ગદા લઇ સૈન્યમાંથી છટકી ગયો, અને ચાલતાં ચાલતાં પૂર્વ દિશામાં આવેલા દ્વૈપાયન સરોવરમાં પ્રવેશ કરી માયાના પ્રભા-

વથી તેનું પાણી સ્તંભિત કરી નાંખ્યું. દુર્યોધનની અગિયાર અક્ષૌહિણી સેનામાં ફક્ત અશ્વત્થામા, કૃપાચાર્ય, અને કૃતવર્મા-એ ત્રણ જીવતા રહ્યા.

આ તરફ પાંડવો અઢાર દિવસના ભયંકર યુદ્ધમાં વિજય મેળવી પરમ આનંદપૂર્વક સિંહનાદ અને શંખધ્વનિ કરવા લાગ્યા, અને દુર્યોધનનો નાશ કરવાના હેતુથી આખા રણક્ષેત્રમાં ફરી ફરીને તેની શોધ કરવા લાગ્યા, પરંતુ કોઇપણ રીતે તેનો પત્તો લાગ્યો નહિ તેથી આખરે છેક થાકી જઇને સૈન્ય સહિત છાવણીમાં આવી વિશ્રાંતિ લેવા લાગ્યા. ત્યાર પછી કલહના મૂળનો નાશ કરવાને તેમણે દુર્યોધનને શોધી કાઢવા માટે કુરૂક્ષેત્રની ચારે તરફ દૂતો મોકલ્યા, પરંતુ ઘણી ઘણી શોધ કરવા છતાં તેમને પણ તેનો પત્તો લાગ્યો નહિ, અને તેથી સઘળા નિરાશ થઇને પાછા આવ્યા. મહારાજા યુધિષ્ઠિર પોતાના દૂતોને દુર્યોધનને શોધી કાઢવામાં નિષ્ફળ ગયેલા જોઇને ખિન્ન થઈ દીર્ઘ નિશ્વાસ મુકવા લાગ્યા. થોડીવાર પછી મહાવીર ભીમસેન દુર્યોધનનો પત્તો મેળવવામાં કૃતકાર્ય થઈ મહારાજા યુધિષ્ઠિર પાસે આવીને કહેવા લાગ્યો, "મહારાજ ! મ્હેં પારધીને મ્હોડે સાંભળ્યું છે કે દુરાત્મા દુર્યોધન પાણી સ્તંભિત કરી દ્વૈપાયન સરોવરમાં ભરાઈ બેઠો છે." ભીમસેનનાં આ વચનો સાંભળીને મહારાજા યુધિષ્ઠિરને અને સઘળા ભાઇઓને બહુજ આનંદ થયો. તેઓ જનાર્દનને આગળ કરીને સરોવર ઉપર જવાને તૈયાર થઇ ગયા. તેજ વખતે પાંડવો, પાંચાલો, અને અન્યાન્ય વીરક્ષત્રિયો પ્રસન્ન ચિત્તે સિંહનાદ કરતા કરતા વિદ્યુદ્વેગે દ્વૈપાયન સરોવર તરફ જવા લાગ્યા, અને જોત જોતામાં ત્યાં પ્હોંચી ગયા. મહારાજા યુધિષ્ઠિર સૈન્ય સહિત સરોવર ઉપર આવી પહોંચ્યા. પછી ભગવાન્ વાસુદેવને સંબોધીને કહેવા લાગ્યા, "હે કૃષ્ણ ! આ જુવો, દુર્યોધન માયાબળથી જળને સ્તંભાવી રાખી આ સરોવરમાં સંતાઇ ગયો છે. કોઇપણ મનુષ્યનો તેને ભય લાગતો નથી. પરંતુ અમે એ માયાવીને કદિપણ જીવતો રહેવા દેવાના નથી. કદિ દેવરાજ ઇંદ્ર પોતે તેને સહાયતા કરશે, તોપણ તે એને આ મર્ત્યલોકમાં સંગ્રામ કરતાં મરણ પામેલો જોશે."

મહારાજા યુધિષ્ઠિરને શત્રુનો વધ કરવાને ઉત્સાહિત થઇ ગયેલા જોઇને શ્રી કૃષ્ણ હર્ષ પામીને કહેવા લાગ્યા, "મહારાજ ! હવે આપ આપની માયાના બળવડે એ માયાવીની માયાનો નાશ કરો."

શ્રી કૃષ્ણ પરમાત્માનાં વચનો સાંભળી સ્મિત હાસ્ય કરી મહારાજા યુધિષ્ઠિર મહાબળી દુર્યોધનને સંબોધીને યુક્તિપૂર્ણ, ધર્માર્થ યુક્ત મૃદુવાકયોમાં તેને ધિક્કારવા લાગ્યા. ભીમસેનાદિ બીજા ભાઇઓ પણ વારંવાર બળતા શબ્દોનો પ્રયોગ કરવા લાગ્યા. અભિમાની દુર્યોધન યુધિષ્ઠિર અને તેમના ભાઇઓનાં તિરસ્કારયુક્ત વચનો સાંભળી વારંવાર દીર્ઘ નિશ્વાસ નાંખવા લાગ્યો, અને બન્ને હાથ હલાવી પાણીમાંથી બહાર નીકળી યુદ્ધ કરવાનો સંકલ્પ કરી મહારાજા યુધિષ્ઠિરને કહેવા લાગ્યો, "હે કુન્તીનંદન ! તમારે બંધુબાંધવ, રથ અને વાહન સઘળું છે પરંતુ હું તો એકલો રથ અને વાહન વિનાનો પરિશ્રમથી થાકી ગયેલો છું. એક માણસ સાથે ઘણા વીરો યુદ્ધ કરે એ યુક્તિ સંગત નથી, માટે તમે એક પછી એક મ્હારી સાથે સંગ્રામ કરવાને તૈયાર થાવ. હું રથ અને શસ્ત્રવગરનો છું તે છતાં જેમ પ્રભાતનો બાલ સૂર્ય પોતાનાં કિરણો વિસ્તારીને નક્ષત્રોને ઝાંખાં પાડી દે છે, તેમ હું પણ તમારા સઘળાનો સંહાર કરીશ" ધર્મભીરૂ મહારાજા યુધિષ્ઠિરે દુર્યોધનનાં ઉપરોક્ત વચનોના ઉત્તરમાં કહ્યું, "હે દુર્યોધન ! તું ભાગ્ય બલેજ ક્ષત્રિય ધર્મ જાણીને યુદ્ધ કરવાને તૈયાર થયો છે, માટે ત્હારી મરજીમાં આવે તે આયુધ ધારણ કરીને અમારામાંના ગમે તેની સાથે યુદ્ધ કર. અમે સઘળા રણક્ષેત્રમાં ઉભા ઉભા તમારૂં યુદ્ધ જોયા કરીશું. જો તું અમારામાંથી ગમે તે એક જણનો વિનાશ કરીશ, તો તને આખું રાજ્ય મળશે, અને અમે અમારો પરાભવ સ્વીકારીશું." તે સાંભળીને દુર્યોધને કહ્યું–હે ધર્મરાજ ! જ્યારે મ્હારે ફક્ત એકજ જણ સાથે યુદ્ધ કરવાનું છે, તો હવે હું તમારામાંથી જે સૌથી વધારે બળવાન હશે તેની સાથેજ યુદ્ધ કરીશ. વળી તમે મ્હને મ્હારી નજરમાં આવે તે આયુધ ગ્રહણ કરવાની રજા આપો છો, તો હું આ ગદા લઇનેજ યુદ્ધ કરીશ. હવે તમારામાંથી

જેનામાં મ્હારૂં બળવીર્ય સહન કરવાની શક્તિ હોય તે વીર મ્હારી સાથે ગદાયુદ્ધ કરવાને તૈયાર થઇ જાય."

દુર્યોધનનાં વાક્યોને અનુમોદન આપીને મહારાજા યુધિષ્ઠિર કહેવા લાગ્યા, " હે ગાંધારીતનય ! તું હવે સરોવરમાંથી બહાર નીકળી મ્હારી અથવા મ્હારા પક્ષના કોઇ પણ વીર સાથે યુદ્ધ કરી ત્હારૂં પરાક્રમ બતાવ. આજે જો ઇંદ્ર પણ ત્હને આશ્રય આપશે, તો પણ તું નષ્ટ થશે એમાં સંદેહ નથી." દુર્યોધન યુધિષ્ઠિરનાં આ વચનો સહન નહિ થવાથી દરમાં ફસાઇ પડેલા ભીષણ ભુજંગની પેઠે દીર્ઘ નિશ્વાસ નાંખવા લાગ્યો, અને તરતજ પર્વતની પેઠે સુદૃઢ ભીષણ લોહમય ગદા ખાંધે મુકીને સરોવરને ખળભલાવી મુકી પ્રચંડ સૂર્યની, શિખરોવાળા પર્વતની, અથવા તો ક્રોધે ભરાયલા શૂળપાણિ શંકરની પેઠે પાણીમાંથી બહાર નીકળ્યો. આ વખતે તેનું પાણીથી ભિંજાયલું શરીર જળમાં રહેતા મ્હોટા સર્પ જેવું દેખાવા લાગ્યું. ત્યાર પછી ધર્મરાજની આજ્ઞા પ્રમાણે સુવર્ણમય કવચ, અને કનકમંડિત વિચિત્ર ટોપ ધારણ કરી, પોતાની ગદા ઉપાડી, પાંડવોને સંબોધીને કહેવા લાગ્યો, ' હે વીરો ! હવે તમારામાંથી કોઇપણ મ્હારી સાથે યુદ્ધ કરવાને તૈયાર થઇ જાવ. હું નિશ્ચયપૂર્વક તેનો સંહાર કરી વૈરાગ્નિ શાન્ત કરીશ. મ્હારી ખાત્રી છે કે ન્યાય પ્રમાણે ગદાયુદ્ધમાં તમારામાંથી કોઇ પણ મ્હારી બરોબરી કરી શકે એમ નથી જ."

રાજા દુર્યોધનને આ પ્રમાણે વારંવાર તર્જન ગર્જન કરતો જોઇને મહામતિ વાસુદેવ ક્રોધ કરી યુધિષ્ઠિરને કહેવા લાગ્યા, " હે મહારાજ ! તમે શો વિચાર કરીને દુર્યોધનને " જો તું અમારામાંથી ગમે તે એક જણનો વિનાશ કરીશ તો તને આખું રાજ્ય મળશે અને અમારો પરાભવ સ્વીકારીશું." એમ કહ્યું ? એ દુરાત્મા જો આપની અથવા અર્જુન, નકુળ અથવા સહદેવની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા કરશે, તો તમારી કેવી દુર્દશા થશે ? મ્હારા ધારવા પ્રમાણે તમારામાંથી કોઇ પણ એની સાથે ગદાયુદ્ધ કરવાને સમર્થ નથી. ભીમસેનને મારવાની ઇચ્છાથી દુર્યોધને તેર વર્ષ સુધી

લોઢાના પુતળા સાથે કસરત કરી છે. આપણામાં ભીમસેન સિવાય એની બરોબરી કરી શકે એવું કોઇ પણ નથી, માટે મ્હને લાગે છે કે પહેલાં શકુનિ સાથે દ્યૂત રમતાં તમે જેવી રીતે હારી ગયા હતા, તેવીજ રીતે આ યુદ્ધક્રીડાનો પણ આરંભ થયો છે. ભીમસેન બળવાન અને પરાક્રમી છે, પરંતુ દુર્યોધન ગદાયુદ્ધમાં પ્રવીણ છે. બળવાન અને પ્રવીણ એ બન્નેમાં પ્રવીણ જ વધારે સમર્થ ગણાય છે. તમે એવા સમર્થ શત્રુને આપણા કલ્યાણ માર્ગમાં આડે મુકીને પોતે વિષમ સંકટમાં આવી પડયા છો અને અમને પણ પાડયા છે, તમે અમને પણ વિપદ્ સાગરમાં નાંખી દીધા છે." મહાત્મા વાસુદેવ જ્યારે આ પ્રમાણે મહારાજા યુધિષ્ઠિરની મૂર્ખતા માટે શોક કરવા લાગ્યા, ત્યારે મહાબળી ભીમસેન તેમને સંબોધીને કહેવા લાગ્યો. "હે શ્રી કૃષ્ણ! તમે નિશ્ચિંત થાવ. આજે હું નક્કી દુર્યોધનનો વિનાશ કરી અમારા વૈરાગ્નિને શાન્ત કરીશ. ધર્મરાજને આપણો વિજય ભાસે છે. દુર્યોધનની ગદા કરતાં મ્હારી ગદા બહુજ મ્હોટી અને ભારે છે. હું મ્હારી તેજ ગદા લઇને આજે દુર્યોધન સાથે યુદ્ધ કરીશ. આપ શાન્ત થઇને મ્હારૂં યુદ્ધ જોયા કરો, ક્ષુદ્ર શત્રુ દુર્યોધનની વાત તો દૂર રહી પરંતુ દેવ અને અસુરો પણ મ્હારૂં પરાક્રમ સહન કરી શકશે નહિ."

મહાત્મા વાસુદેવ ભીમસેનનાં વચનો શ્રવણ કરી પ્રસન્ન થઇને તેને ઘણું ઘણું માન આપી યુદ્ધ કરવાને ઉત્સાહિત કરવા લાગ્યા. મહાવીર સાત્યકિ, યુધિષ્ઠિરાદિ પાંડવો, અને પાંચાળો પણ ભીમસેનની પ્રશંસા કરવા લાગ્યા. તે જોઇને ભીમસેન મહારાજા યુધિષ્ઠિરની આજ્ઞા લઇ શત્રુનો વિનાશ કરવાનો નિશ્ચય કરી પોતાની ગદા ઉંચી કરી દુર્યોધનને યુદ્ધ કરવા તૈયાર થઇ જવાનું કહીને કહેવા લાગ્યો, "હે દુર્યોધન! ત્હારા પિતા ધૃતરાષ્ટ્રે અને તેં હસ્તિનાપુરમાં અમારી પ્રતિ જે અસદ્ વ્યવહાર ચલાવ્યો છે, તે સઘળાને યાદ કર. તેં દુષ્ટ શકુનિની સહાયતાથી મહારાજા યુધિષ્ઠિરને કપટ દ્યૂતમાં હરાવ્યા હતા. રાજમહિષી દ્રૌપદીનું ભરી સભામાં અપમાન કર્યું હતું, અને નિરપરાધી પાંડવોને વનવાસ મોકલ્યા હતા, તે

સઘળાનું ફળ તારે આજે ભોગવવું પડશે. હે કુલનાશક નરાધમ ! તારે માટેજ અમારા પિતામહ ભીષ્મ ઘાયલ થઇ બાણુશય્યા ઉપર પોઢયા છે; તારે માટેજ વીર દ્રોણુ, શલ્ય અને કર્ણુ માર્યા ગયા છે. તારે પાપેજ તારા બંધુઓ, પુત્રો અને અસંખ્ય યુદ્ધ વિદ્યા વિશારદ વીર ક્ષત્રિયો પોતાનાં વિપુલ સૈન્ય સાથે યમપુરીમાં સિધાવ્યા છે. હવે તું એકલોજ બાકી રહ્યો છે. પરંતુ આજે ગદાના પ્રહારથી હું તારો પણુ વિનાશ કરીશ. આજે પાંડવોનો કલેશ, ત્હારાં અહંકાર અને રાજ્ય લોભ નષ્ટ થશે."

મહાવીર વૃકોદરનાં ઉપરોક્ત વચનો સાંભળીને દુર્યોધન નિર્ભયપણે કહેવા લાગ્યો, " હે વૃકોદર ! નકામા થુંક ઉડાડવાથી કાંઇ વળવાનું નથી. યુદ્ધ કરવાને તૈયાર થઇ જા. નિશ્ચયપૂર્વક જાણુજે કે આજે હું તારો મદ ઉતારી નાંખીશ. હે કુલાધમ ! દુર્યોધન સામાન્ય મનુષ્યની પેઠે તારાં વચનોથી ડરવાનો નથી. મ્હને ઘણા દિવસથી તારી સાથે યુદ્ધ કરવાનો વિચાર હતો. દૈવ ઇચ્છાથી આજે તે પાર પડયો છે. હવે નકામો વાદવિવાદ કે આત્મશ્લાઘા કરવાની જરૂર નથી. તેં જે કાંઇ કહ્યું છે તે પ્રમાણે કરી બતાવ. " દુર્યોધનનાં આ વચનો સાંભળીને પાંચાળો અને સૃંજયો તાળીયો પાડીને તેની પ્રસંસા કરવા લાગ્યા. મહાવીર દુર્યોધને તેમની પ્રશંસાથી ફુલાઈ જઇને યુદ્ધ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. મહાવીર વૃકોદર પણ પોતાની વિપુલ ગદા ઉંચકીને વેગપૂર્વક તેની તરફ ધસવા લાગ્યો. આ વખતે પાંડવપક્ષના વાજીંત્ર વગાડનારાઓએ પોતાનાં વાજીંત્રોના મધુરનાદથી દશે દિશાઓ ગજાવી મુકી, ઘોડાઓ વારંવાર હણુહણુવા લાગ્યા, અને વિજયાકાંક્ષી પાંડવોના અસ્ત્રશસ્ત્રો પ્રકાશવા લાગ્યાં.

# ભીમનું પ્રતિજ્ઞાપાલન.

## ૫ ગદાયુદ્ધ.

**( બલદેવનું આવાગમન-દુર્યોધન અને પાંડવોનું કુરૂક્ષેત્રમાં જવું-ભીમ અને દુર્યોધનનું ગદાયુદ્ધ. દુર્યોધનની જંઘા ભાંગી જવાથી તેનું ભૂમિપર પડવું-બલદેવનો ક્રોધ-વાસુદેવનું સાન્ત્વન-ઉપસંહાર. )**

આ પ્રમાણે તે બન્ને વીરો યુદ્ધ કરવા લાગ્યા, અને પાંડવ પક્ષના અન્યાન્ય યોદ્ધાઓ તેમની આસપાસ ઉભા રહ્યા, તે સમયે શ્રી કૃષ્ણના મ્હોટા ભાઇ બલદેવજી પોતાના બન્ને શિષ્યોના યુદ્ધના સમાચાર સાંભળીને ત્યાં આગળ આવી પહોંચ્યા. પાંડવો તેમને જોઇને બહુજ પ્રસન્ન થઈ મહાત્મા કેશવ સાથે તેમની સ્હામે જઈ યથાવિધિ આદરસત્કાર કરી "હે મહામન્! આપના આ બે શિષ્યોનું યુદ્ધ જુવો" એમ કહેવા લાગ્યા. બલદેવજીને તીર્થયાત્રા સમાપ્ત કરી પોતાના પ્રિય શિષ્ય દુર્યોધન અને ભીમસેનનું ગદાયુદ્ધ જોવાનો વિચાર કરી આ સ્થળે આવેલા જોઇને તેમને બહુજ આનંદ થયો, અને તેઓ ભક્તિપૂર્વક ગુરૂદેવનો યથોચિત સત્કાર અને અભિવંદન કરીને પોતાને કૃતાર્થ થયેલા માનવા લાગ્યા. ત્યારપછી મહારાજા યુધિષ્ઠિરે ઉભા થઇ યોગ્ય આસન આપી અર્ઘ્ય અને પાદ્ય વડે તેમની પૂજા કરી કુશળ સમાચાર પુછ્યા. મહારાજા યુધિષ્ઠિરના પ્રશ્નોના યથોપયુક્ત ઉત્તર આપીને બલદેવજી કહેવા લાગ્યા, "મહારાજ! મ્હેં તાપસોને મ્હોડે સાંભળ્યું છે કે કુરૂક્ષેત્ર પરમ પવિત્ર અને સ્વર્ગતુલ્ય છે. દેવતા, ઋષિ, અને મહાત્મા બ્રાહ્મણો ત્યાં નિવાસ કરે છે, અને વીર પુરૂષો

આગળ યુદ્ધ કરતાં મરણ પામીને અનાયાસે સ્વર્ગમાં નિવાસ કરવાને
ાં થાય છે માટે હવે આપણે અંત્રથી ત્યાંજ જઇએ."

મહારાજા યુધિષ્ઠિરે બલદેવજીનાં વચનને અનુમોદન આપ્યું, એટલે
ા કુરૂક્ષેત્ર તરફ આવવા લાગ્યા. દુર્યોધન પણ પ્રસન્નતાથી પોતાની
ગુ ગદા લઇને પાંડવોની સાથે ચાલવા લાગ્યો. જોત જોતામાં સઘળા
કુરૂક્ષેત્રમાં આવી પહોંચ્યા, અને સરસ્વતી નદીની દક્ષિણમાં આવેલા
પવિત્ર પ્રદેશને યુદ્ધને માટે નક્કી કર્યો. તે વખતે કવચધારી મહા
ામવાળો ભીમસેન પોતાની મ્હોટી ગદા સહિત રૂદ્ર જેવો, અને મહા-
ાાન્ દુર્યોધન ટોપ અને સુવર્ણમય કવચ ધારણ કરીને સુમેરૂ પર્વત
શોભવા લાગ્યો. ત્યાર પછી તે બન્ને વીરો સમરાંગણમાં ઉતરીને
ભરાયેલા બે હાથીયોની, અગર બે સિંહોની પેઠે એક બીજાનો વધ
ની ઇચ્છાથી પરસ્પરના છિદ્રો જોવા લાગ્યા અને થોડીવારમાંજ એક
ા ઉપર આક્રમણ કરી વિજય મેળવવાની આશાથી ઘોર તુમુલ યુદ્ધ
લાગ્યા. રૂધિરથી ખરડાયેલા શરીરવાળા ગદાધારી બન્ને વીરો
મત કિંશુક ( ખાખર ) વૃક્ષ જેવા ભાસવા લાગ્યા. એક બીજાની
મો અથડાઇ તેમાં ા નીકળતા અગ્નિના તણખાઓથીજ જાણે નભો-
ા તારાથી છવાઈ ગયું હોય એમ જણાવા લાગ્યું. તેઓ જ્યારે પોત-
ની ગદા ફેરવવા લાગ્યા, ત્યારે જે ભીષણ શબ્દ ઉત્પન્ન થયો, તે
ગીને સઘળા આશ્ચર્યચકિત થઇ ગયા.

ત્યાર પછી તે વીરો પોતપોતાનું રક્ષણ કરવાનો પ્રયત્ન કરી એક
ને ક્ષતવિક્ષત કરી છેવટે વિચિત્ર મંડળ, ગતિ, પ્રત્યાગતિ, વિવિધ
સ્થાન, પ્રહારવંચન, પરિવારણ, પરાવર્તન, સંવર્તન વગેરે વિવિધકળા
ઇને પરસ્પર પ્રહાર કરવા લાગ્યા. તે વખતે પરસ્પરના આઘાતથી
ાં શરીર રૂધિરની ધારાઓથી છવાઈ ગયેલાં હોવાથી, તેઓ મહા
ાં ઉતરી પડેલા બે હસ્તીયો જેવા ભાસવા લાગ્યા. ધીમે ધીમે ભીમ
દુર્યોધનનું આ ગદાયુદ્ધ વધારે તુમુલ થતું ગયું. પરંતુ મહાવીર દુર્યોધન

વિવિધ મંડળ અને કૌશલ બતાવીને સમરાંગણમાં ઘુમીને ભીમ કરતાં વધારે નિપુણ જણાવા લાગ્યો. આ પ્રમાણે ભીમસેન અને દુર્યોધન બન્ને એક બીજા ઉપર પ્રહાર કરવા લાગ્યા, પરંતુ કોઇ પણ એક બીજાને પરાસ્ત કરવાને સમર્થ થયું નહિ. છેવટે દુર્યોધને પોતાની ગદાના આઘાતથી ભીમસેનનું કવચ ભેદી નાંખ્યું. આ વખતે તે બન્ને વીરોનું ઘોર યુદ્ધ જોઇને અર્જુન મહાત્મા વાસુદેવને કહેવા લાગ્યો, " હે સખે ! આ વૃકોદર અને દુર્યોધનમાં કયો વીર તમારા મત પ્રમાણે વધારે યુદ્ધકુશળ છે, અને કોનામાં કયો ગુણ વધારે છે તે જાણવાની ઇચ્છા થઇ છે, તો તે કહો. " એ સાંભળીને ભગવાન્ વાસુદેવે કહ્યું. " હે ભાઈ ! આ બન્ને વીરોએ એકજ ગુરૂના હાથ નીચે એક સરખું શિક્ષણ મેળવ્યું છે. ભીમસેન દુર્યોધન કરતાં બળવાન્ છે, પરંતુ તેના કરતાં દુર્યોધનની મહેનત અને યુદ્ધ–નિપુણતા વધારે છે, માટે મ્હારા ધારવા પ્રમાણે ભીમસેન ન્યાયયુદ્ધમાં દુર્યોધનનો પરાજય કરી શકશે નહિ. અન્યાય યુદ્ધમાંજ દુર્યોધનનો વિનાશ થવાનો છે. માયાવી દુર્યોધનને માયાબળ વડેજ મારવો ઉચિત છે, માટે જો ભીમસેન તેની સાથે ન્યાયયુદ્ધજ કર્યા કરશે, તો મહારાજા યુધિષ્ઠિર વિષમ સંકટમાં આવી પડશે. "

મહાત્મા શ્રી કૃષ્ણનાં વચન સાંભળીને અર્જુને પોતાની ડાબી ઝંઘા ઉપર હાથ પછાડી ભીમસેનને સંકેત કર્યો. મહાબળી ભીમસેન તે જોઇને તેનો અભિપ્રાય સમજી જઇ ગદા લઇને થોડીવાર ચોગરદમ ઘુમીને દુર્યોધનને આશ્ચર્યચકિત કરવા લાગ્યો. ગદા–યુદ્ધમાં અપૂર્વ નિપુણતા ધરાવનાર દુર્યોધન પણ ભીમસેનનો વધ કરવાની ઇચ્છાથી, કોઈ વખત ઉછાળા મારીને તો કોઇ વખત શાન્તપણે યુદ્ધક્ષેત્રમાં ઘુમવા લાગ્યો. ત્યાર પછી તે દારૂણ યુદ્ધમાં બન્ને જણ બહુ જ થાકી ગયા, અને તેથી થોડીવાર વિશ્રામ લઇને ફરીથી યુદ્ધ કરવા લાગ્યા, પરંતુ પરસ્પરના આઘાતથી બંને જણનાં ગાત્રો જર્જરિત થઈ શરીર રૂધિરથી ખરડાઈ ગયાં. તે વખતે મહાવીર વૃકોદરે ઇચ્છાપૂર્વક લાગ આવ્યાથી દુર્યોધન જરા ગર્વ કરીને તેની તરફ

ધસી ગયો. તેને પોતાની તરફ ધસી આવતો જોઇને મહાવીર ભીમસેને તેની ઉપર વેગપૂર્વક ગદા નાંખી, પરંતુ દુર્યોધને બહુજ ચાલાકીથી તેને ચુકાવી દઇને ભીમસેનના શરીર ઉપર ગદાનો આઘાત કર્યો. આથી ભીમસેનનું શરીર લોહી લુહાણુ થઈ ગયું, અને તે બ્હાવરા જેવો બની ગયો. પરંતુ તે વખતે તેણે એવું તો ધૈર્ય રાખ્યું કે, દુર્યોધને તેને અવિચલિત અને સ્હામો પ્રહાર કરવાનો લાગ જોતો ધારીને બીજીવાર પ્રહાર કર્યો નહિ. મહાવીર ભીમસેન એકાદ ક્ષણ શ્વાસ લઇને ક્રોધ કરીને દુર્યોધન ઉપર ધસી ગયો. દુર્યોધને ભીમસેન ક્રોધે ભરાઈ પોતાની તરફ ધસી આવતો જોઇને તેનો પ્રહાર ચુકવવાની ઇચ્છાથી ઉંચે કુદવાનો પ્રયત્ન કર્યો. પરંતુ ભીમસેન તેનો વિચાર કળી જઇ ઘોર ગર્જના કરી તેની રહામું ગયો, અને જેવો દુર્યોધન તેનો પ્રહાર ચુકવવાને ઉંચે કુદવા ગયો કે તરતજ પોતાની ભીષણ ગદાથી તેની ઝંઘામાં પ્રહાર કર્યો. ભીમસેનની આ વજ્ર જેવી ભીષણ ગદાએ દુર્યોધનની ઝંઘાઓ ભાંગી નાંખી તેજ વખતે તેને ભૂમિપર પાડયો.

આ પ્રમાણે જ્યારે દુર્યોધન પૃથ્વીપર પડયો ત્યારે તેના પ્રચંડ શરીરથી ધરતી ધ્રુજી ઉઠી, અને અંતરીક્ષમાં યક્ષ, રાક્ષસ, અને પિશાચો ભીષણ-ધ્વનિ કરવા લાગ્યા. મૃગો, અને પક્ષીયોએ તુમુલ કોલાહલ કરી મુકયો. યુદ્ધક્ષેત્રમાં ઊભેલા, હાથી, ઘોડા અને વીર યોદ્ધાઓ ચીત્કાર કરી ઉઠયા, અને ધ્વજધારી અને અસ્ત્રશસ્ત્રધારી વીરપુરૂષો પણ કંપી ઉઠયા. આ પ્રમાણે અનેક પ્રકારના અપશુકનો થતા જોઈને પાંડવો, અને પાંચાલો ખેદ પામ્યા. ત્યાર પછી સમર વિજયી ભીમસેન દુર્યોધનની પાસે જઇને કહેવા લાગ્યો, "હે દુરાત્મન્! પૂર્વે તેં સભામાં "ગરૂ–ગરૂ" કહીને મ્હારો જે ઉપહાસ કર્યો હતો, અને સતી દ્રૌપદીને જે શબ્દો કહ્યા હતા તેનું ફળ ભોગવ. અમે દુષ્ટાચરણ, આગ, દ્યૂત, અને વિશ્વાસઘાત વગેરે કોઈ પણ પ્રકારનું દુષ્કર્મ કર્યું નથી. કેવળ પોતાના બાહુબળથીજ શત્રુનો નાશ કર્યો છે." આ પ્રમાણે કહીને ભીમસેન ભોંયપર પડેલા દુર્યોધનના મસ્તકને લાત મારવા લાગ્યો. ધર્માત્મા ક્ષત્રિયો ભીમસેનનો આ નીચ માણસના જેવો

દુષ્ટ વ્યવહાર જોઇને દુઃખિત થયા, તેથી મહારાજા યુધિષ્ઠિર વિજયથી ફુલાઇ ગયેલા ભીમસેનને સંબોધીને કહેવા લાગ્યા, "હે ભાઇ ! તું તારા ઋણમાંથી મુક્ત થયો છે, અને ન્યાયપૂર્વક, કે અન્યાય પૂર્વક શત્રુનો સંહાર કરીને તારી પ્રતિજ્ઞા પરિપૂર્ણ કરી છે. માટે હવે શાન્ત થા. દુર્યોધન પણ આપણો ભાઈ, અને તે ઉપરાંત તે અઢાર અક્ષૌહિણી સૈન્યનો, અને કૌરવનો અધિપતિ છે, માટે એના મસ્તકને લાત મારી અધર્મ કરતો નહિ." મહારાજા યુધિષ્ઠિરનાં આ વચનોથી ભીમસેનનો રોષ ઉતરી ગયો, અને તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. ત્યાર પછી તે દુર્યોધન પાસે જઇ ગદ્દગદ્દ કંઠે સાંત્વન કરી કુરૂકુળનો વિનાશ, અને દુર્દશા જોઇને વારંવાર દીર્ઘ નિશ્વાસ મુકવા લાગ્યો.

એટલામાં મહાબળી બલદેવજી ભીમસેને પોતાના પ્રિય શિષ્ય દુર્યોધનની જંઘામાં પ્રહાર કરેલો જોઇને ક્રોધાવિષ્ટ ચિત્તે ગર્જના કરી ભીમસેનને વારંવાર ધિક્કારી કાઢી કહેવા લાગ્યા, "ધર્મ યુદ્ધમાં નાભિની નીચેના ભાગમાં પ્રહાર કરીને વૃકોદરે અન્યાય કર્યો છે." નાભિની નીચેના ભાગમાં ગદા પ્રહાર કરવો નહિ, એ શાસ્ત્રોક્ત સ્થિર સિદ્ધાંત છે. પરંતુ મહામૂર્ખ ભીમસેન શાસ્ત્રની આજ્ઞાનો ભંગ કરી પોતાની ઇચ્છા પ્રમાણે વર્ત્યો છે." હલધારી બળદેવ આ પ્રમાણે કહેતાં કહેતાં અતિશય ક્રોધાવેશમાં આવી જઈ મુસળ લઇ ભીમસેન તરફ ધસવા લાગ્યા. આ વખતે શ્રીકૃષ્ણ તેમને પોતાની બાથમાં લઇને શાન્ત કરવાને કહેવા લાગ્યા, "હે મહાત્મન્! પ્રતિજ્ઞાપાલન એજ ક્ષત્રિયનો પરમ ધર્મ છે. મહાવીર ભીમસેને કૌરવ સભામાં દુર્યોધનની જંઘા ભાંગી નાંખવાની પ્રતિજ્ઞા લીધી હતી. પૂર્વે મહર્ષિ મૈત્રેયે પણ દુર્યોધનને "ભીમસેનની ગદાથી તારી જંઘા ભાંગશે." એવો શાપ દીધો હતો. માટે ભીમસેનના આ કાર્યમાં લેશ પણ દોષ જણાતો નથી. હે રેવતી રમણ ! હવે કલિયુગ આવી પહોંચ્યો છે, અને મહાત્મા ભીમસેનની પ્રતિજ્ઞા પૂર્ણ થવાનો આ યોગ્ય અવસર છે, માટે આપ શાન્ત થઈ ક્રોધનો ત્યાગ કરો. વળી યુદ્ધ વિશારદ પાંડવો આપણી ફોઇના છોકરા

છે, માટે તેઓ પણ આપણા સહજ મિત્ર છે. એમની ઉન્નતિમાં આપણી ઉન્નતિ છે, એમાં સંદેહ નથી."

વાસુદેવનાં આ વચનોથી બળદેવજીનો ક્રોધ શમી તો ગયો, પરંતુ "ભીમસેને અન્યાયપૂર્વકજ વિજય મેળવ્યો છે" એ વાત તેમના મનમાંથી દૂર થઇ નહિ. તેઓ શ્રીકૃષ્ણને મુખે "કૂટ-ધર્મ" શ્રવણ કરીને પણ અપ્રસન્ન ચિત્તે કહેવા લાગ્યા, "હે વાસુદેવ ! ભીમસેને દુર્યોધનને અધર્મ યુદ્ધમાંજ માર્યો છે, માટે એ જગતમાં કૂટ યોદ્ધા તરીકેજ પ્રખ્યાત થશે. વળી રાજા દુર્યોધન ધર્મયુદ્ધ કરતાં મરણ પામેલો હોવાથી તે પરલોકમાં શાશ્વતગતિ, અને આ લોકમાં અતિશય યશ પામશે." આ પ્રમાણે કહીને બલદેવજીએ દ્વારકાં તરફ ચાલવા માંડ્યું. બલદેવજીના જવાથી પાંચાલ, યાદવ, અને પાંડવોના મનમાં બહુજ ખેદ થયો.

ત્યારપછી મહાવીર ભીમસેન શત્રુના સંહારથી હર્ષ પામી ધર્મરાજ યુધિષ્ઠિરની પાસે જઇ, પ્રણામ કરી કહેવા લાગ્યો, "મહારાજ ! આજે આપની પૃથ્વી નિષ્કંટક થઇ છે. હવે રાજ-ધર્મ પ્રમાણે રાજ્ય શાસન કરો. આજથી આ અનેક પર્વતો, વનો, ઉપવનો, અને વાટિકાઓ વાળી, નાના રત્નોથી ભરેલી વસુંધરા પુનઃ આપના અધિકારમાં આવી છે, માટે હવે આપ નિષ્કંટકપણે રાજ્ય કરો." ભીમસેનનાં વચનો સાંભળીને મહારાજા યુધિષ્ઠરે કહ્યું, "હે વૃકોદર ! આજે શ્રીકૃષ્ણની સલાહથી દુર્યોધન મરાયો છે, વૈરાગ્નિ શાન્ત થયો છે, અને સમસ્ત વસુંધરા આપણા અધિકારમાં આવી છે. દૈવયોગે આજે શત્રુનો સંહાર કરી વિજય મેળવી તું ઘણા વર્ષના ક્રોધ ઋણમાંથી મુક્ત થયો છે."

ભીમસેને પોતાની પ્રતિજ્ઞા પાળવા માટે અદ્‌ભુત વીરત્વ બતાવ્યું છે ખરૂં, પરંતુ તે નિષ્ઠુર અને અધર્મ આચરણો આચરતાં બીલકુલ ખંચાયો નથી. ક્ષત્રિયોનું પ્રતિજ્ઞાપાલન કેવું ભીષણ હતું તે અર્જુન અને ભીમ એ બન્નેના જીવનમાં દૃષ્ટિગોચર થાય છે. પરંતુ અર્જુન હમેશાં ન્યાયમાર્ગનું

અવલંબન કરીને પોતાનું કાર્ય કરતો હતો, જ્યારે ભીમસેન પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને ન્યાયને કોરાણે મુકી દેતો હતો. પરંતુ આમ કરવાનું પણ એક કારણ હતું. વૈર વાળવાના વિચારોએ તેનાં હાડ અને ચામને ભેદીનાંખી છેક મર્મસ્થળોને સ્પર્શ કર્યો હતો. દુર્યોધનના અનાચાર અને દુર્વ્યવહાર તેને માટે તદ્દન અસહ્ય હોવાથીજ તેનામાં ધર્મનું પાલન કરવા જેટલું ધૈર્ય રહ્યું નહોતું. એટલા માટેજ તેણે ગદા યુદ્ધના નિયમનો ભંગ કરીને દુર્યોધનનો સંહાર કર્યો હતો. આ પ્રમાણે અન્યાય યુદ્ધમાંજ વિજય મળેલો હોવા છતાં, 'પ્રતિજ્ઞા પાળવી એજ ક્ષત્રિયનો પરમ ધર્મ છે' એમ વિચાર કરીને મનમાં હરખાતો હતો. અને તેથીજ તેણે વિજય મેળવીને, "હવે મ્હને સ્વર્ગ મળો, કે નરક મળો, તેની મ્હને લેશ પણ સ્પૃહા નથી" એ શબ્દો ઉચ્ચાર્યા હતા. ભીમનાં એ વચનો ઉપરથી એમ સ્પષ્ટ જણાય છે કે પ્રતિજ્ઞાપાલન એજ તેના જીવનનો મૂળ મંત્ર હતો. એજ તેના જીવનનું સારવ્રત હતું. એ ધ્રુવતારા ઉપર લક્ષ્ય રાખીનેજ તેણે તેર વર્ષો સુધી અતિશય ક્લેશ સહન કર્યો હતો, અને તેથીજ આ વખતે પાપ પુણ્યનો વિચાર કરવાની તેનામાં ધીરજ રહી ન્હોતી. પરંતુ આશ્ચર્યની વાત તો એજ છે કે મહાત્મા શ્રીકૃષ્ણે પણ તેના આ નિંદિત કાર્યમાં અનુમોદન આપ્યું હતું. એના નિગૂઢ કારણોનો નિર્ણય કરવો દુઃસાધ્ય નથી. શ્રીકૃષ્ણે મહાન્ ઉદ્દેશ સિદ્ધ કરવાના હેતુથીજ ભીમસેનને અન્યાય યુદ્ધ કરવા જણાવ્યું હતું. બલદેવજીને શાન્ત કરતી વખતે ભીમસેનના બચાવમાં તેમણે જે કારણો રજુ કર્યાં હતાં તે પણ ખરાંજ હતાં. પ્રતિજ્ઞાપાલન એ ક્ષત્રિયોનો પરમ ધર્મ છે. આ તરફ ન્યાયયુદ્ધમાં પ્રતિજ્ઞા પૂર્ણ થવાનો લેશ પણ સંભવ ન્હોતો. ગદાયુદ્ધમાં નાભિની નીચેના ભાગમાં પ્રહાર કરવો એ રણનીતિના નિયમની વિરૂદ્ધ છે, જ્યારે ભીમસેને દુર્યોધનની જંઘા ભાંગી નાંખવાનીજ પ્રતિજ્ઞા લીધી હતી. એટલા માટે આ બન્ને ઉપર વિચાર કરી પ્રતિજ્ઞા પાલનનેજ ઉત્કૃષ્ટ ધર્મ માની શ્રી કૃષ્ણે ભીમસેનના આ કાર્યમાં અનુમોદન આપ્યું હતું. વળી દુર્યોધને પાંડવોને દીધેલા દુઃખોનું અને તેના દુષ્ટાચરણનું સ્મરણ થતાંજ તેની ઉપર દયા થાયજ નહિ. માટે ભીમસેનના

અન્યાય યુદ્ધ માટે તેની ઉપર આક્ષેપ કરવાનું કાંઇ પણ કારણ નથી. દુર્યોધનને તેના નિંદિત અને દુષ્ટ કર્મોનું ફળ આપવાનોજ તેમનો ઉદ્દેશ હોવો જોઇએ. વળી દુર્યોધનને માટે જે ઉપાય બતાવવામાં આવ્યો હતો, તેવોજ ઉપાય બીજા વીરોને માટે પણ લેવામાં આવ્યો હતો. ભીષ્મ દ્રોણાદિ મહાત્માઓએ અધર્મનો પક્ષ લીધો હતો, અને તેથી શ્રી કૃષ્ણે યુક્તિ પ્રયુક્તિથી તેમનો પણ વધ કરાવ્યો હતો. ભીમનો જય તેમનો બહુજ પ્રાર્થનીય હતો, કારણ કે તેમ ન થાય તો અધર્મનો જય થતો હતો. નીતિજ્ઞ કેશવે લોકોને દેખાડવા માટેજ અધર્મ પરાયણ દુર્યોધનનો વિનાશ કરી પૃથ્વિને પાપના ભારમાંથી મુક્ત કરી હતી. શ્રીકૃષ્ણના અવતારવાદનો એજ મુખ્ય ઉદ્દેશ હતો. એ ઉદ્દેશથીજ તેમણે કંસ, અને દુર્જય જરાસંધનો સંહાર કર્યો હતો. શ્રી કૃષ્ણે દેશકાળનો વિચાર કરી કૂટ રણનીતિનો આશ્રય લઇ પાપાત્મા કૌરવોને નિર્મૂલ કરીને "**धर्मे जय**" અને "**पापे क्षय.**" એ મહામંત્ર વિઘોષિત કરી જગતનું જે કલ્યાણ કર્યું છે તે ખરેખર અનિર્વચનીય છે, એટલા માટેજ અમે કહ્યું છે કે, "સુજ્ઞ વાંચકને મહાભારતમાં શ્રી કૃષ્ણના મહાત્મ્યનો પગલે પગલે અનુભવ થશે." *

---

* "શ્રી કૃષ્ણનું મહાત્મ્ય"—જુઓ.

# અશ્વત્થામાનું વેર.

## ૧ દ્રોણ અને દ્રુપદની કથા.

**( અશ્વત્થામાનો જન્મ, દ્રોણાચાર્યની દરિદ્રતા, દ્રુપદ સાથે વૈરભાવ, હસ્તિનાપુરમાં આવી કૌરવ પાંડવોને અસ્રવિદ્યાનું શિક્ષણ આપવું–દ્રુપદનો પરાજય, પુત્રેષ્ટિ યજ્ઞમાં ધૃષ્ટદ્યુમ્ન અને દ્રૌપદીનો જન્મ. )**

દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાએ વૈરભાવને વશ થઇને જે દુષ્કર્મ કર્યું છે, અને તેને માટે તેને યાવજ્જીવન પશ્ચાત્તાપ રૂપી જે અગ્નિથી શેકાવું પડયું છે, તેજ આ પ્રબંધનો મુખ્ય વિષય છે. દ્રોણાચાર્યે પોતાની આજ્ઞા પ્રમાણે કૃપાચાર્યની બ્હેન કૃપી સાથે લગ્ન કર્યું હતું, અને તેના ગર્ભ માંજ અશ્વત્થામાનો જન્મ થયો હતો. બાલક અશ્વત્થામાનો જન્મ થતી વખતે તેમણે અશ્વની માફક ધ્વનિ કર્યો, તેથી દ્રોણાચાર્યે તેનું નામ અશ્વત્થામા પાડયું હતું. દુર્ભાગ્યે દ્રોણાચાર્ય બહુજ નિર્ધન હતા. પોતાનો ઘરસંસાર ચલાવવો તેમને બહુજ કઠિન લાગતું હતું, પરંતુ અનેક બ્રાહ્મણોથી નિંદાતા હોવા છતાં પણ તેઓ પૈસા મેળવવા માટે બીજાની સેવા કરવા ઇચ્છતા ન્હોતા. એક દિવસ અશ્વત્થામાએ દૂધ પીવાની હઠ લીધી, અને તેઓ રૂદન કરવા લાગ્યા. તે જોઇને દ્રોણાચાર્યને બહુજ ખેદ થયો, અને તેઓ ગાયની શોધમાં નીકળી પડયા. પરંતુ ઘણું ઘણું ભટકવા છતાં દુઝાળી ગાય મળી શકી નહિ. આથી તેઓ નિરાશ થઇને ઘર તરફ પાછા ફર્યા, તે વખતે કેટલાક બાળકો પોતાને ઘેરથી લોટનું પાણી કરી લાવી બાળક અશ્વત્થામાને “ આ દુધ છે, લે લે પી જા, ” એમ કહીને લલચાવતા તેમના જોવામાં આવ્યા. અણસમજુ અશ્વત્થામા તે લોટનું પાણી પી જાઇને, “ મ્હેં

દૂધ પીધું, મ્હેં દૂધ પીધું " એમ કહીને પરમ આનંદપૂર્વક નૃત્ય કરવા લાગ્યો. તે જોઇને પેલા બાળકો અન્યોઅન્ય તાળી આપીને દ્રોણાચાર્યનો ઉપહાસ કરવા લાગ્યાં. આ વખતે પોતાના સંતાનની દુર્દશા જોઇને અને બાળકોનાં ઉપહાસયુક્ત વચનો સાંભળીને દ્રોણાચાર્યનાં મર્મસ્થળો ભેદાઈ ગયાં. તેમને પોતાની જાત ઉપર બહુજ તિરસ્કાર છુટયો. છેવટ પોતે શું કરવું, તે સુઝ નહિ પડવાથી, બાળ સખા દ્રુપદના સ્નેહને યાદ કરી પોતાના પરિવાર સહિત પાંચાલ રાજ્યમાં જઈ પહોંચ્યા, અને દ્રુપદરાજ પાસે જઈ પોતાની બાલમૈત્રિનું સ્મરણ કરાવી તેમની પાસે સહાય માગી, પરંતુ દ્રુપદ રાજાએ પોતાનું વચન ભૂલી જઇ મહાત્મા દ્રોણનો ઉલટો ઉપહાસ કર્યો. આથી મહાત્મા દ્રોણને બહુજ ક્રોધ ચઢયો, અને તેઓ તેજ વખતે ત્યાંથી ચાલ્યા ગયા. તે વખતથી દ્રુપદરાજ સાથેના તેમના વેરભાવનો આરંભ થયો.

ત્યાર પછી દ્રોણાચાર્ય હસ્તિનાપુરમાં જઈ પોતાના સાળા કૃપાચાર્યને ઘેર રહેવા લાગ્યા. આ સમયે તેમણે કુરુરાજ કુમારોનાં મન આકર્ષીને ભીષ્મના આગ્રહથી કૌરવપાંડવોને અસ્ત્રવિદ્યા શિખવવાનું માથે લીધું આ સ્થાને નિયુક્ત થઈને તેમણે અદ્ભુત શિક્ષણ-પદ્ધતિથી પોતાના શિષ્યોને અસ્ત્રવિદ્યામાં સુશિક્ષિત કર્યા, અને પ્રિયશિષ્ય અર્જુન અને અન્યાન્ય વીરકુમારોના પરાક્રમથી દ્રુપદરાજને પરાસ્ત કરી પોતાના વેરભાવને શાન્ત કર્યો, ત્યાર પછી તેમણે પોતાની મોટી ઉદારતાથી શરણે આવેલા અને સર્વસ્વ ગુમાવી બેઠેલા દ્રુપદ રાજાને મુક્ત કરી તેને તેનું અર્ધું રાજ્ય પાછું આપી તેની સાથે ફરીથી સખાભાવ સ્થાપ્યો. આ પ્રમાણે દ્રૌણાચાર્યથી પરાજિત થવાથી દ્રુપદરાજ પોતાને બળહીન ધારવા લાગ્યો, અને પોતાના બળવીર્યથી તેમનો પરાજય કરવો અસાધ્ય જાણીને અલૌકિક બ્રાહ્મબળવડે દ્રૌણાચાર્યનો વિનાશ કરી શકે એવો પુત્ર મેળવવાની ઇચ્છાથી તેજ વખતે તીર્થ પર્યટન કરવા નીકળી પડ્યો. એક વખત ભાગીરથીના તટ ઉપર ભ્રમણ કરતાં કરતાં તેને યાજ અને ઉપયાજ નામના બે મહા તપસ્વી

બ્રહ્મર્ષિનાં દર્શન થયાં. દ્રુપદરાજે તે બે મહાત્માઓની સેવા શુશ્રુષા કરવા માંડી, અને કેટલેક દિવસે તેમને પ્રસન્ન કરી પોતાનું દુઃખ નિવેદન કર્યું. દ્રુપદ રાજના દુઃખની વાત સાંભળીને યાજ અને ઉપયાજે તેને પુત્રેષ્ટિ યજ્ઞ કરવાની સલાહ આપી. દ્રુપદરાજાએ તેજ વખતે તે યજ્ઞનો આરંભ કર્યો. યાજ અને ઉપયાજ એ બે બ્રહ્મર્ષિઓએ દ્રુપદના યજ્ઞમાં દીક્ષિત થઇ પ્રજ્વલિત અગ્નિમાં આહુતિ આપી કે તરતજ તેમાંથી દેવકુમાર જેવો ધૃષ્ટદ્યુમ્ન નામનો દ્રોણનો નાશ કરનાર સુકુમાર પુત્ર અને યજ્ઞની વેદીમાંથી સર્વાંગ સુંદર કૃષ્ણા નામની કૌરવકુળનો નાશ કરનારી કન્યા ઉત્પન્ન થઇ. આ પ્રમાણે પાંચાળી, અને કૌરવકુળની શત્રુતાનાં મૂળ વધારે ઉંડાં ઉતર્યાં.

---

## અશ્વત્થામાનું વેર.

---

### ૨ નારાયણાસ્ત્રની કથા.

---

**( દ્રોણાચાર્યનો વધ થવાથી અશ્વત્થામાનો ક્રોધ અને પ્રતિજ્ઞા, નારાયણાસ્ત્રનો પ્રયોગ અને તેની શાન્તિ. )**

---

પિતાના ગુણદોષ પુત્રમાં ઉતરી આવે છે તેથી દ્રોણાચાર્યના જેવો વૈરભાવ અશ્વત્થામામાં જોવામાં આવે તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. “ જ્યારે દ્રોણાચાર્યે અસ્ત્રશસ્ત્રનો ત્યાગ કર્યો ત્યારે દુરાત્મા ધૃષ્ટદ્યુમ્ને તેમના કેશ પકડીને નિર્દય લુંટારાની પેઠે તેમનો સંહાર કર્યો. ” એ સમાચાર જ્યારે મહાવીર-અશ્વત્થામાના સાંભળવામાં આવ્યા ત્યારે તેઓ છંછેડાયલા સર્પની પેઠે, અથવા તો ઇંધનસંયુક્ત અગ્નિની પેઠે ક્રોધાગ્નિથી પ્રજ્વાલિત થઇ ઉઠયા, અને હાથે હાથ ઘસી, દાંત પીસી રાતા પીળા થઇ જઇ દીર્ઘ નિશ્વાસ

મુકવા લાગ્યા. ત્યાર પછી તેમણે પાંડવોના અધર્મ આચરણનો, અને ધૃષ્ટદ્યુમ્નના પાપકર્મનો યોગ્ય બદલો આપવાનો નિશ્ચય કરી રાજા દુર્યોધનની સમક્ષ પ્રતિજ્ઞા લીધી કે, “ હે રાજન્ ! હું સત્ય અને ઇષ્ટદેવના સોગંદ ખાઇને કહું છું કે પાંચાલોને નિર્મૂળ કર્યા વિના હું કદિપણ જીવન ધારણ કરીશ નહિ. ” મહાવીર દ્રોણ-પુત્રની આ ભીષણ પ્રતિજ્ઞા સાંભળીને કૌરવ-સૈનિકો પ્રસન્ન થઇને શંખ, ભેરી, દુંદુભી વગેરે વાજીંત્રો વગાડવા લાગ્યા. અશ્વની ખરીયોથી અને રથના પૈડાંઓથી પીડાઇને પૃથ્વી પણ કંપી ઉઠી. તે તુમુલ શબ્દથી ભૂમંડળ, દિઙ્‌મંડળ, અને નભોમંડળ ગાજી ઉઠ્યાં. તે મેઘના જેવો ગંભીર તુમુલધ્વનિ સાંભળીને પાંડવો એકઠા થઇ વિચાર ચલાવવા લાગ્યા. આ તરફ આચાર્યપુત્ર અશ્વત્થામાએ તેજ વખતે પાણીનો સ્પર્શ કરીને નારાયણાસ્ત્ર ઉત્પન્ન કર્યું. આ પ્રમાણે તે નારાયણાસ્ત્રનો પ્રાદુર્ભાવ થવાથી વાદળાં વગર ઘોર ગર્જના થવા લાગી. વર્ષાદ પડવા માંડયો, અને ચારે તરફથી પવન ફુંકાવા લાગ્યો. આ વખતે ધરતી ધ્રુજવા લાગી, સાગર-સલિલ ખળભળી ઉઠ્યાં, નદીઓ વિપરીત દિશામાં વહેવા લાગી, પર્વતના શિખરો વિદીર્ણ થવા લાગ્યાં, દિશાઓ અંધકારથી છવાઇ ગઇ, સૂર્ય ઢંકાઈ ગયો, માંસાહારી પક્ષિયો છુટથી વિચરવા લાગ્યાં, દેવ દાનવ અને ગંધર્વો પણ વિચારમાં પડી ગયા, અને મૃગલાઓ પાંડવોની જમણી તરફ ન્હાસવા લાગ્યાં. અચાનક આવું તોફાન થયેલું જોઇને સઘળાં આશ્ચર્યચકિત થઇ ગયાં, અને પરસ્પર તેનું કારણ પુછવા લાગ્યાં. ભૂપતિયો અશ્વત્થામાનું તે ભીષણ અસ્ત્ર જોઇને ભયભીત થઇ કંપી ઉઠયા.

ત્યારપછી અશ્વત્થામા પિતાનું વેર લેવાને પ્રલય-કાલીન યમદેવની પેઠે શત્રુનો સંહાર કરવાને તૈયાર થઇ ગયા. બે મ્હોટા સમુદ્રોની પેઠે કૌરવ અને પાંડવોના સૈન્યનો ભયંકર સમાગમ થઇ ગયો. મહાવીર અશ્વત્થામાએ પાંડવો અને પાંચાલ સૈનિકોપર લક્ષ્ય કરીને નારાયણાસ્ત્ર છોડી દીધું. શિશિરના અન્તમાં જેમ અગ્નિ સુકાં ઘાસને બાળી નાંખે છે, તેજ પ્રમાણે તે-નારાયણાસ્ત્ર પણ પાંડવ સૈન્યનો વિનાશ કરવા લાગ્યું. તે જોઇને મહાત્મા

વાસુદેવ પાંડવ પક્ષના વીરોને હાથના સંકેતથી યુદ્ધ કરતાં અટકાવીને કહેવા લાગ્યા કે, " હે યોદ્ધાઓ ! તમે શીઘ્ર અસ્ત્રશસ્ત્રનો પરિત્યાગ કરી પોતાપોતાના વાહન ઉપરથી ઉતરી જાવ, તેમ કરવાથી એ અસ્ત્ર તમારો વિનાશ કરી શકશે નહિ. યુદ્ધ કરવું તો દૂર રહ્યું, પરંતુ જે કોઇ યુદ્ધ કરવાનો વિચાર કરશે, તેનો પણ આ અસ્ત્ર પાતાળ લગી જઇ વિનાશ કરશે." મહાત્મા વાસુદેવનાં આ વચનો સાંભળતાંજ સઘળા પોતપોતાના આયુધો ઉતારી નાંખી વાહન ઉપરથી ઉતરી પડયા, અને યુદ્ધનો વિચાર કરતા પણ બંધ પડી ગયા.

આ વખતે મહાવીર ભીમસેને રથમાં બેસીને અશ્વત્થામાની સ્હામું જોઇ પોતાની યુદ્ધ–નિપુણતા બતાવી. ક્ષણવારમાં તેમને બાણની જાળથી ઢાંકી દીધા. તે જોઇને મહાવીર અશ્વત્થામાએ ઇષત્ હાસ્ય કરીને સુતીક્ષ્ણ બાણનો વર્ષાદ વર્ષાવી ભીમસેનને ઘેરી લીધો. એટલામાં બીજા સઘળા યોદ્ધાઓ અસ્ત્રશસ્ત્રનો ત્યાગ કરી ભૂમિ ઉપર ઉતરી ગયેલા હોવાથી નારાયણાસ્ત્ર પણ ભમતું ભમતું ભીમસેનના માથા ઉપર આવી પહોંચ્યું. આ પ્રમાણે ભીમસેનને તે દિવ્ય અસ્ત્રના તેજમાં ઢંકાઈ ગયેલો જોઇને આખું સૈન્ય હાહાકાર કરવા લાગ્યું. અર્જુન ભીમસેનને નારાયણાસ્ત્રથી ઢંકાઇ ગયેલો જોઇને તેને વારૂણાસ્ત્રથી પરિવૃત્ત કરવા લાગ્યો. અર્જુનના બાણના પ્રભાવથી એક ક્ષણમાંજ નારાયણાસ્ત્ર વારૂણાસ્ત્રથી ઘેરાઇ જવાથી દેખાતું બંધ થયું. પરંતુ બીજીજ ક્ષણે ભીમસેન દ્રોણ પુત્રના અસ્ત્રના પ્રભાવથી અશ્વ, સારથિ અને રથ સહિત ઢંકાઈ જઇ પ્રદિપ્ત અગ્નિમાં ઘેરાઇ ગયો. તે વખતે મહાવીર અર્જુન અને વાસુદેવ ભીમસેનની પાસે જવાને પોતાની માયાના પ્રભાવથી તે અસ્ત્રના બળથી ઉત્પન્ન થયેલા તેજમાં પ્રવેશ કરી નારાયણાસ્ત્રને શાન્ત કરવા બળપૂર્વક અસ્ત્રશસ્ત્ર સહિત ભીમસેનને ખેંચવા લાગ્યા. વાસુદેવે વૃકોદરને રથમાંથી ઉતારી પાડયો તેથી તેણે સર્પની પેઠે દીર્ઘ નિઃશ્વાસ નાંખી રોષપૂર્વક આયુધનો ત્યાગ કર્યો. આમ થતાં નારાયણાસ્ત્ર પણ શાન્ત થઇ ગયું.

# અશ્વત્થામાનું વેર.

## ૩ અશ્વત્થામાનું સેનાપત્ય,

[ દુર્યોધનનો અશ્વત્થામાને સેનાધિપતિ તરીકે અભિષેક કરવો–અશ્વત્થામાની ભીષણ પ્રતિજ્ઞા–કૃપાચાર્ય અને કૃતવર્માની સહાયતા–પાંડવોની છાવણીમાં લોમહર્ષણ હત્યાકાંડ– દુર્યોધનનું મરણ. ]

વેરભાવવાળા માણસો એક વખત પોતાનું વેર વાળતાં નિષ્ફળ નિવડે તોપણ તેઓ પોતાનું વેર ભૂલી જતા નથી. વૈરભાવ અહર્નિશ તેમના હૃદયમાં ભસ્મથી આચ્છાદિત થયેલા અગ્નિની પેઠે બળ્યા કરે છે, અને તે સમય આવતાંજ પ્રજ્વલિત થઇ ઉઠે છે. અશ્વત્થામાને પણ તેમજ થયું. ઘણી ઘણી વાર નિષ્ફળ જવા છતાં તેમનો વૈરભાવ શાન્ત થયો નહિ. જ્યારે ભીમસેને અન્યાય યુદ્ધમાં દુર્યોધનની ઝંઘાઓ ભાંગી નાંખ્યાના સમાચાર તેમના સાંભળવામાં આવ્યા ત્યારે તેઓ ક્રોધથી ઉન્મત્ત થઇને તેની પાસે જઇને પ્રતિજ્ઞા કરીને કહેવા લાગ્યા કે–“ હે દુર્યોધન! આજે હું ગમે તે રીતે ભગવાન વાસુદેવની સમક્ષજ સઘળા પાંચાળોને યમદ્વારમાં મોકલી દઇશ. માટે તું મ્હને તેમ કરવાની આજ્ઞા આપ. ” તે સાંભળીને દુર્યોધને કૃપાચાર્યને કહ્યું કે–હે દ્વિજોત્તમ! જો આપ મ્હારા હિતચિંતક હો તો આજ ક્ષણે મહાત્મા અશ્વત્થામાને સેનાપતિપદે અભિષિક્ત કરો. રાજાની આજ્ઞાથી ક્ષત્રિય ધર્મ પાલનારા બ્રાહ્મણોને યુદ્ધ કરવામાં દોષ નથી. ” મહાત્મા કૃપાચાર્યે દુર્યોધનના કહ્યા પ્રમાણે તેજ વખતે અશ્વત્થામાનો સેનાધિપતિના પદ ઉપર અભિષેક કર્યો.

ત્યાર પછી અશ્વત્થામા, કૃપાચાર્ય, અને કૃતવર્મા, એ ત્રણે જણા ત્યાંથી

નીકળીને પાસેના મોટાં વૃક્ષોની ઘટાવાળા, લતાઓ અને વેલાઓથી છવાયલા ભીષણ અરણ્યમાં આવી પહોંચ્યા. ત્યાં આગળ તેઓ થોડીવાર વિશ્રામ કરી ઘોડાને પાણી પાઇ અનેક પ્રકારનાં પશુ પક્ષિઓથી પરિપૂર્ણ, ફળ અને પુષ્પોથી શોભતા, સ્થળે સ્થળે સ્વચ્છ પાણીના કુંડોવાળા અરણ્યને ફરી ફરીને નિહાળવા લાગ્યા. થોડીવાર પછી એક અનેક શાખા પ્રશાખાઓવાળું વડનું ઝાડ તેમની નજરે પડ્યું. તેને જોઇને તે ત્રણે વીરો તે વૃક્ષ પાસે જઇને રથમાંથી ઉતરી પડ્યા, અને ઘોડાઓને છોડી નાંખી આચમન કરી સંધ્યાવંદન કરવા લાગ્યા.

થોડીવાર પછી રાત્રી પડી. અનેક ગ્રહનક્ષત્ર અને તારાના સમુદાયથી અલંકૃત નભોમંડળ વિચિત્ર મંડપની પેઠે શોભવા લાગ્યું. નિશાચરો સ્વચ્છંદે વિચરીને ભયંકર કોલાહલ કરવા લાગ્યા. મનુષ્યો નિંદ્રાદેવીને આધીન થઇ ગયા. આ વખતે કૃતવર્મા, અશ્વત્થામા, અને કૃપાચાર્ય પેલા વડના ઝાડ નીચે બેસીને દુઃખિત અને શોકાકુલચિત્તે કૌરવ પાંડવના યુદ્ધની વાતો કરતા હતા. તેઓ પણ અસ્ત્રશસ્ત્રના પ્રહારથી ક્ષતવિક્ષત થઇ ગયેલા હતા. ઘવાયા ઉપરાંત બહુજ થાકી ગયા હતા તેથી વાત કરતાંજ તેઓ ત્યાં આગળ સુઈ ગયા. કૃપાચાર્ય અને કૃતવર્માને દુઃખ સહન કરવાનો અભ્યાસ નહિ હોવાથી તેઓ દીનહીનની પેઠે ભૂમિપર પડતાંજ ઉંઘી ગયા. પરંતુ મહાવીર અશ્વત્થામાને પાંડવો ઉપર બહુજ ક્રોધ ચઢેલો હોવાથી થાક લાગેલો હોવા છતાં પણ ઉંઘ આવી નહિ. આ પ્રમાણે જાગ્રત અવસ્થામાં પાંડવોના વિનાશ સંબંધી વિચાર કરતાં કરતાં તેઓ વનની ચારે તરફ જોતા હતા, એટલામાં તેમની દૃષ્ટિ પાસેના એક બીજા વિશાળ વડના ઝાડ ઉપર પડી. આ વૃક્ષ ઉપર અસંખ્ય કાગડાઓ પોતપોતાના માળામાં નિરાંતે સુતા હતા એટલામાં એક મ્હોટું ઘુવડ ત્યાં આગળ આવી પહોચ્યું તેના નહોરી,ચાં, અને મુખ બહુ લાંબાં હતાં. ત્યારપછી તે ઘુવડે ધીમે રહીને વૃક્ષની શાખા ઉપર બેસી પેલા કાગડાઓમાંથી કેટલાકની પાંખો વીંખી નાંખી, કેટલાકના માંથા મચડી નાંખ્યા, અને કેટલાંકના પગ તોડી નાંખ્યા. જોત જોતામાં તે સઘળા

કાગડાઓ મરણ પામ્યા, અને તેમના છિન્ન ભિન્ન અવયવોથી વૃક્ષ નીચેની સઘળી જગ્યા ઢંકાઈ ગઈ, જે જોઇને પેલા ઘુવડને બહુજ આનંદ થયો.

મહાવીર અશ્વત્થામા આ પ્રમાણે તે ઘુવડને રાત્રિને સમયે પોતાના કાર્યમાં સફળ થયેલું જોઇને પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યા, " ખરેખર, આ ઘુવડ મ્હને મ્હારા શત્રુનો વિનાશ કરવાનો જ ઉપદેશ આપે છે. આ વખતે શત્રુનો સંહાર કરવાનો યોગ્ય અવસર આવી પહોંચ્યો છે. આજે મ્હેં દુર્યોધન પાસે પાંડવોનો વિનાશ કરવાની પ્રતિજ્ઞા લીધી છે પરંતુ સન્મુખ યુદ્ધમાં તેમનો કદિપણ સંહાર થઈ શકશે નહિ. જો હવે હું ધર્માનુસાર યુદ્ધ કરવા જઈશ, તો તેમાં કદાચ મ્હારૂં પણ મરણ થશે, પરંતુ આ પ્રમાણે લાગ જોઇને અત્યારે જ યુદ્ધ કરવાથી કાર્ય સિદ્ધ કરી, શત્રુનો સંહાર કરવાને સમર્થ થઈશ, એમાં લેશમાત્ર શંકા નથી." આ પ્રમાણે વિચાર કરી તેજ રાત્રિએ નિદ્રામાં પોઢેલા પાંચાલ અને પાંડવોનો વિનાશ કરવાનો નિશ્ચય કરી અશ્વત્થામાએ પોતાના મામા કૃપાચાર્ય અને ભોજ રાજ કૃતવર્માને જાગૃત કર્યા, અને તેમને પોતાનો વિચાર કહી સંભળાવ્યો. અશ્વત્થામાનો દુષ્ટ વિચાર સાંભળીને તેઓ દિગ્મૂઢ બની ગયા, અને એક શબ્દ પણ બોલી શકયા નહિ. પરંતુ થોડીવાર કેટલોક વિચાર કરી મહાત્મા કૃપાચાર્યે અશ્વત્થામાને યથોચિત સદુપદેશ આપીને કહ્યું, " હે અશ્વત્થામા ! ઉંઘતા શત્રુઓને બાયલાની પેઠે હણવા એ તદન ગેરવ્યાજબી છે માટે રાતની રાત નિરાંતે શયન કર. સ્હવાર થતાંજ ધર્મ યુદ્ધમાં શત્રુનો સંહાર કરજે." પરંતુ અશ્વત્થામાને આ વચનો રૂચ્યાં નહિ, તેથી તેઓ ક્રોધ કરીને કહેવા લાગ્યા. " હે મામા ! દુરાત્મા ધૃષ્ટદ્યુમ્ને અધર્મનો આશ્રય લઇને મ્હારા પિતાનો સંહાર કર્યો છે, માટે આજે હું તેવીજ રીતે તે અધર્મી પાપપરાયણ દ્રુપદ પુત્રને મારી નાંખીશ. પાપાત્મા ધૃષ્ટદ્યુમ્ન મ્હારે હાથે વિનષ્ટ થઇ સ્વર્ગમાં જાય એજ મ્હારો ઉદ્દેશ છે. જુઓ, પાપાત્મા પાંડવ અને પાંચાલોએ વારંવાર ધર્મને નેવે મુકયો છે. તેમણે ઘણી ઘણીવાર ધર્મની આજ્ઞાઓનું ઉલંઘન કર્યું છે તો પછી હવે તેમનો ઉચ્છેદ કર્યા

સિવાય મને કેમ ઉંઘ આવે ? હું આ રાત્રિને સમયેજ મ્હારા પિતાને હણુ-નારાઓનો નિન્દ્રાવસ્થામાંજ વિનાશ કરીશ. તેમ કરતાં મ્હને કીટ કે પતંગ-યોનિ પ્રાપ્ત થાય તો તેને પણ હું શ્રેયસ્કર માની લઇશ. આજે હું મ્હારો વિચાર અમલમાં મુક્યા વિના રહેવાનો નથી. માટે તમે કવચ પહેરી આયુધ લઇ મ્હારી સાથે ચાલો, " આટલું કહી ચિરસંચિત હિંસા-પ્રકોપ સહન ન કરી શકવાથી અશ્વત્થામાએ રથમાં બેસી તેજ વખતે પાંડવોની છાવણી તરફ ચાલવા માંડયું. કૃપાચાર્ય, અને કૃતવર્મા પણ તેની પાછળ પાછળ ગયા.

આ પ્રમાણે મહારથી અશ્વસ્થામા ક્રોધભેર પાંડવોની છાવણી પાસે આવી પહોંચ્યા, તો ત્યાં આગળ એક ચંદ્ર અને સૂર્ય જેવા તેજવાળો, મ્હોટા શરીરવાળો ભયંકર પુરૂષ તેમના જોવામાં આવ્યો. તે નાગ યજ્ઞોપવીતધારી મહાપુરૂષના આકાર અને વેષનું વર્ણન કરવું બહુજ દુષ્કાર છે. તે અદ્દભુત આકારવાળા ભયંકર મહા પુરૂષને જોઇ ભય ન પામતાં અશ્વત્થામાએ તેની ઉપર દિવ્યાસ્ત્રોનો વર્ષાદ વર્ષાવવા માંડયો. પરંતુ તે સમસ્ત અસ્ત્ર-શસ્ત્ર તે દિવ્ય પુરૂષના દેહ ઉપર પડતાંજ દરમાં સંતાતા નોળીયાની પેઠે અંતર્ધાન થઇ જવા લાગ્યા. આ જોઇને અશ્વત્થામા બહુજ આશ્ચર્ય ચકિત થઇ ગયા, અને નિરાશ થઇ દૈવને શ્રેષ્ઠ માની રથમાંથી ઉતરી જઇ તે રૌદ્રકર્મા રૂદ્રદેવને પ્રણામ કરી સૌમ્ય મંત્રથી પોતાની દેહને અર્પણ કરી તેમની સ્તુતિ કરવા લાગ્યા. તે જોઇને ભગવાન્ રૂદ્ર હાસ્ય કરીને કહેવા લાગ્યા, " હે વીર ! કૃષ્ણ મ્હારા મિત્ર છે. તેમના સન્માનની રક્ષા અને ત્હારા બળવીર્યની પરીક્ષા કરવાનેજ મ્હે પાંચાલોને સુરક્ષિત કરી માયાજાળનો વિસ્તાર કર્યો છે. પરંતુ પાંચાલોનો વિનાશકાળ આવી પહોંચ્યો છે, અને હવે તેમના જીવનની રક્ષા થઇ શકે એમ નથી. " આ-પ્રમાણે કહીને ભગવાન્ ભવાનીપતિયે અશ્વત્થામાને એક સુતીક્ષ્ણ ખડ્ગ આપી તેના શરીરમાં પ્રવેશ કર્યો. હવે અશ્વત્થામા શ્રી શંકરના તેજના પ્રભાવથી પહેલાં કરતાં વધારે ઉત્તેજન થઇને વેગપૂર્વક પાંડવોની છા

ણીમાં પેઠા, કૃપાચાર્ય અને કૃતવર્મા દ્વાર આગળજ ઉભા રહ્યા.

દ્રોણકુમાર મુખ્યદ્વારનો ત્યાગ કરી આડમાર્ગે પાંડવોની છાવણીમાં પ્રવેશ કરી પગનો લેશ પણ અવાજ ન થાય એવી રીતે પહેલ વહેલાં ધૃષ્ટદ્યુમ્નના શયન-મંદિર પાસે આવી પહોંચ્યા, અને તેને અનેક સુગંધી માળાઓથી શોભતી દેદિપ્યમાન શય્યામાં નિર્ભયપણે સુતેલો જોઇને ઠેસ મારીને જાગૃત કરી બન્ને હાથે તેના કેશ ખેંચી ભૂમિપર પાડવા લાગ્યા. મહાવીર ધૃષ્ટદ્યુમ્ન જાગ્રત થયા છતાં પણ નિદ્રા અને ભયને લીધે તે વખતે કાંઇપણ કરી શક્યો નહિ તેથી સિંહ જેમ મદોન્મત્ત માતંગના મર્મસ્થળો ભાંગી નાંખે, તેમ અશ્વત્થામાએ તેના મર્મસ્થળો ભેદી નાંખી સંહાર કર્યો. એટલામાં તેની સ્ત્રીઓના હાહાકારથી કેટલાક વીર પુરૂષો જાગી ઉઠયા, અને તેઓ એકદમ ધૃષ્ટદ્યુમ્નના શયનગૃહ પાસે ધસી આવ્યા; પરંતુ અશ્વત્થામાએ રૂદ્રાસ્ત્રથી તે સર્વેનો વિનાશ કરીને થોડે દૂર ઉત્તમૌજાને સુતેલો જોઇને તેની પાસે જઇ પહોંચ્યા, અને એક ક્ષણમાંજ તેનાં વક્ષઃસ્થળ અને કંઠ છુંદી નાંખી તેને યમદ્વારમાં પહોંચાડી દીધો. આ પ્રમાણે ઉત્તમૌજાને રાક્ષસને હાથે મરેલો જોઇને મહાવીર યુદ્ધામન્યુએ પોતાની ગદા લઇને ધસી આવી, અશ્વત્થામાની છાતીમાં પ્રહાર કર્યો, પરંતુ અશ્વત્થામાએ તેજ વખતે તેનો સંહાર કરી આગળ ચાલવા માંડયું. તેમને આવતા જોઇને પ્રતિવિંધ, સુતસોમ, સતાનીક, શ્રુત કર્મા અને-દ્રૌપદીના પાંચ પુત્રો વારાફરતી અશ્વત્થામાને વિંધવા લાગ્યા પરંતુ અશ્વત્થામાએ તેમને પણ યમપુરીમાં પહોંચાડી દીધા. ત્યાર પછી ભીષ્મપિતામહને મારનાર શિખંડીએ તેમની ઉપર આક્રમણ કર્યું, પરંતુ અશ્વત્થામાએ તેના ખડ્ગવતી બે કકડા કરી નાંખ્યા. ત્યાર પછી ખડ્ગવિદ્યા વિશારદ મહાવીર અશ્વત્થામા પાંડવોની છાવણીમાં રમખાણ મચાવી સઘળા પ્રભદ્રકો, વિરાટ રાજાનું બાકી રહેલું સઘળું સૈન્ય, દ્રુપદના પુત્ર પૌત્ર, મિત્રો, અને અન્યાન્ય વીરોને પણ વિનષ્ટ કરવા લાગ્યા.

આ જોઇને ઘણા માણસો અશ્વત્થામાના રૌદ્રરૂપથી ભય પામી ન-

હાસવા લાગ્યા પરંતુ તેઓ નિંદ્રાના આવેશમાં ભૂમિપર પડી મૂર્છા પામી ગયા. મત્ત માતંગ જે પ્રમાણે એક વિસ્તીર્ણ સરોવરને ખળભળાવી મુકે, તેજ પ્રમાણે દ્રોણકુમારે પાંડવોની છાવણીને વિક્ષોભિત કરી મુકી. આ સમયે કૃપાચાર્ય અને કૃતવર્મા પણ ન્હાસીને દ્વારપાસે આવેલા ક્ષત્રિયોનો સંહાર કરવા લાગ્યા. વળી તે ઉપરાંત તેમણે છાવણીમાં ત્રણ ઠેકાણે આગ લગાડી, તેના ભડકાથી આખી છાવણીમાં પ્રકાશ પડવા લાગ્યો. અને તેથી અશ્વત્થામાનું કાર્ય વધારે સરળ થયું મહાવીર અશ્વત્થામા અસંખ્ય મનુષ્ય હસ્તી, અને અશ્વોનો સંહાર કરી કાળાન્તક યમની પેઠે વિચારવા લાગ્યા. આ પ્રમાણે પિતાના વિનાશથી ઉત્પન્ન થયેલા ક્ષોભને શાન્ત કરી સ્હવાર થતાજ વીરવર અશ્વત્થામા રૂધિરથી ખરડાયલે શરીરે છાવણીની બહાર આવ્યા, અને કૃપાચાર્ય, અને કૃતવર્માને મળીને કુરૂરાજ દુર્યોધન પાસે જઇ સમસ્ત વૃત્તાંત નિવેદન કર્યું. ત્યાર પછી દ્રોણપુત્રનાં કર્ણપ્રિય-વાક્યો શ્રવણ કરીને દુર્યોધનને તે ત્રણે વીરોને આલિંગન કરી સુખપૂર્વક પ્રાણ વિસર્જન કર્યા.*

---

* કેટલાક આધુનિક મહાભારતના ગ્રંથમાં આ સંબંધી એવું વર્ણન કરવામાં છે કે, "અશ્વત્થામા નિંદ્રાવશ થયેલા દ્રૌપદીના પાંચ પુત્રોનો શિરચ્છેદ કરી તેને પાંડવોનાજ મસ્તકો ધારી દુર્યોધન પાસે લઇ ગયા. દુર્યોધન તેને પાંડવોના મસ્તક ધારીને પહેલાં તો બહુજ ખુશ થયો, પરંતુ એ મસ્તકો છુંદતી વખતે તેનો તે ભ્રમ દૂર થયો. અને પાંડવોને બદલે તેમના પાંચ પુત્રોના મસ્તકો આવેલાં જોઇને બહુજ ખિન્ન થયો. આ પ્રમાણે હર્ષ- વિષાદમાં તેનો જીવ નીકળી ગયો," પરંતુ વ્યાસ દેવના મૂળ મહાભારતનાં આની ગંધપણ નહિ હોવાથી અમે તે સંબંધી આ પ્રબંધમાં કોઇપણ પ્રકારનો ઉલ્લેખ કર્યો નથી.

# અશ્વત્થામાનું વેર.

## ૪ બ્રહ્મશિરઅસ્ત્રની કથા.

**( દૂતને મ્હોડે અશ્વત્થામાએ રાત્રિએ કરેલા હત્યાકાંડનું શ્રવણ કરી મહારાજા યુધિષ્ઠિરનો પરિતાપ—દ્રૌપદીનો વિલાપ અને આહાર નિદ્રાનો ત્યાગ કરી મરણ પામવાની પ્રતિજ્ઞા ભીમસેન પ્રતિ દ્રૌપદીનો અનુરોધ—અશ્વત્થામાનો વધ કરવા ભીમનું જવું—કૃષ્ણ અને યુધિષ્ઠિરનો સંવાદ—અશ્વત્થામા ઉપર ભીમસેનનું આક્રમણ —અશ્વત્થામાએ કરેલો બ્રહ્માસ્ત્રનો પ્રયોગ. )**

આ તરફ સ્હવાર પડતાં ધૃષ્ટદ્યુમ્નના સારથિએ મહારાજા યુધિષ્ઠિર પાસે આવી ગઈ રાત્રે બનેલા ભીષણ હત્યાકાંડની ખબર આપી. મહારાજા યુધિષ્ઠિર આ અમંગળ સમાચાર સાંભળતાની સાથેજ પુત્રના અને અન્યાન્ય બંધુઓના મરણથી શોક પામી મૂર્છિત થઇ ગયા, અને કેટલીક વારે શુદ્ધિમા આવી વિલાપ કરવા લાગ્યા. ત્યાર પછી તેમણે દ્રૌપદીને, તેમના પીયેરીયાં સહિત બોલાવી લાવવાને નકુળને આજ્ઞા કરી. આજ્ઞા થતાંજ નકુળ રથમાં બેસીને દેવી પાંચાલી અને પાંચાલ રાજાની રાણીઓને તેડવા ગયો. નકુલના ગયા પછી મહારાજા યુધિષ્ઠિર શોકાકુળ ચિત્તે ભીમાદિ ભાઇઓ સહિત પોતાની છાવણીમાં રૂદન કરતાં કરતાં પ્રવેશ કરીને જોયું તો, પોતાના પુત્રો, બંધુ બાંધવો, અને અનેક વીર ક્ષત્રિયો લોહીલુહાણ થઇને ભૂમિપર પડેલા હતા. આ અતિ હૃદયવિદારક દેખાવ જોઇને યુધિષ્ઠિર અને તેમની સાથે આવેલા સઘળા ભાઇઓ વિલાપ કરવા લાગ્યા.

એટલામાં મહાત્મા નકુલ રડતાં કકળતાં દ્રૌપદી સહિત ત્યાં આગળ આવી પહોંચ્યો. મહાસતી પાંચાલી છાવણીમાં પોતાના પુત્રોનો સંહાર થયાના સમાચાર સાંભળી શોકાકુળ ચિત્તે વાવાઝોડાથી કંપતી કેળની પેઠે ધ્રૂજતાં ધ્રુજતાં ધર્મરાજ યુધિષ્ઠિરની પાસે આવીને એકાએક ભૂમિપર પડી ગયાં. તેમનું મુખમંડળ તિમિરાવૃત સૂર્યની પેઠે મલિન થઇ ગયું. ક્રોધ પરાયણ વૃકોદર પ્રિયતમાને ધૂળમાં આળોટતી જોઇ તેને પોતાના હાથ ઉપર લઇ વારંવાર આશ્વાસન આપવા લાગ્યો. પુત્ર શોકાર્તા દ્રૌપદી ભીમસેનના આશ્વાસનથી કાંઇક શાન્ત થઇને અન્યાન્ય પાંડવોની સમક્ષ ધર્માત્મા યુધિષ્ઠિરને કહેવા લાગ્યા, “ મહારાજ ! ક્ષાત્રધર્મ પ્રમાણે પુત્રને કાળના મુખમાં નાખી દઇ આપ શું સુખેથી રાજ ભોગવશો ? સમસ્ત પૃથિવીના અધીશ્વર થઇને પણ શું ત્હમે સુભદ્રાના પુત્ર વીર અભિમન્યુંને ભૂલી શકશો ? હે નાથ ! આપની છાવણીમાંજ આપના પુત્રો હણાયા. તે છતાં આપ કેમ સ્થિર રહી શક્યા છો ? પાપ પરાયણ ક્રૂર અશ્વત્થામાએ સુખમાં સુતેલા મ્હારા વીર પુત્રોને મારી નાંખ્યા છે, તેથી મ્હારૂં હૃદય ફ્ફડી જાય છે. જો આજે આપ તેનો સંહાર નહિ કરો તો હું પણ આહાર નિદ્રાનો ત્યાગ કરી દેહત્યાગ કરીશ માટે જો મ્હને જીવતી જોવા ઇચ્છતા હો તો સત્વર એ દુરાત્માને એનાં દુષ્ટ કર્મોનું ફળ ચખાડો. ” આ પ્રમાણે કહીને મહા સતી દ્રૌપદીએ તેજ વખતે અન્નપાણી ગ્રહણ નહિ કરવાનો સંકલ્પ કર્યો.

પરમ ધાર્મિક મહારાજા યુધિષ્ઠિર સતીનો આ સંકલ્પ સાંભળીને બહુજ ખેદ પામ્યા, અને તેમને સાન્ત્વન કરતાં કહેવા લાગ્યા, “ યાજ્ઞસેનિ ! તમે ધર્મનો મર્મ જાણો છો. તમારા પુત્રો તથા ભાઇઓ ધર્મ યુદ્ધમાંજ મરાયા છે, માટે તેમને માટે તમે લેશ પણ શોક કરશો. નહિ વળી દ્રોણ પુત્ર અશ્વત્થામા અહિંથી ઘણે દૂર આવેલા દુર્ગમ અરણ્યમાં ન્હાસી ગયા છે, તો તેમને તેના મૃત્યુની ખબર કેવી રીતે પડશે ? ” તેના જવાબમાં દ્રૌપદીએ કહ્યું, “ મહારાજ ! મહારાજ ! મ્હેં સાંભળ્યું છે કે અશ્વત્થામાના મસ્તક ઉપર એક સહજ મણિ છે. જો તમે તે પાપાત્માને મારીને તે મણિ

લઇ આવશો. તો તેને આપના મસ્તક ઉપર રાખીને હું કોઇપર પ્રકારે જીવન ધારણ કરી શકીશ." ધર્મરાજને આ પ્રમાણે કહીને દ્રૌપદી ભીમસેનની પાસે આવ્યાં, અને તેને કાતર સ્વરે કહેવા લાગ્યાં" હે નાથ! ક્ષત્રિય ધર્મનું સ્મરણ કરી મ્હારી રક્ષા કરવી એ તમારો મુખ્ય ધર્મ છે, માટે દેવરાજે જે પ્રમાણે શંબરને માર્યો હતો, તેજ પ્રમાણે તમે પણ પાપાત્મા અશ્વત્થામાને મારી નાખી તેના મસ્તક ઉપરનો મણિ લઇ આવો." આ પ્રમાણે અશ્વત્થામાનો સંહાર કરવા ભીમસેનને ઉત્તેજીત કરીને દ્રૌપદી પોતાના પુત્રનો વિયોગ થવાથી વિલાપ કરવા લાગ્યાં. મહાવીર ભીમસેનથી તેમનો વિલાપ સાંભળી શકાયો નહિ, તેથી તે તેજ વખતે ધનુષ્ય લઇ સુવર્ણ મંડિત રથમાં બેસી, નકુલને પોતાનો સારથિ બનાવી, અશ્વત્થામાનો વિનાશ કરવાને નીકળી પડયો.

તે જોઇને યદુકુળ તિલક મહાત્મા વાસુદેવ યુધિષ્ઠરને કહેવા લાગ્યા, " મહારાજ! પુત્ર-શોકથી સંતાપ પામીને આપનો ભાઇ ભીમસેન બહુ સાહસિક કર્મ કરવાને તૈયાર થયો છે. ધનુર્ધરોમાં બહુજ પ્રવીણ ગણાતા ગુરૂ દ્રોણાચાર્યે પોતાના પુત્રને બ્રહ્મશિર નામનું જે અસ્ત્ર આપેલું છે, તે સમસ્ત પૃથ્વી બાળી નાંખવાને સમર્થ છે. આચાર્યે પહેલાં એ અસ્ત્ર અર્જુનને આપ્યું હતું, પરંતુ તેથી અશ્વત્થામાને ઇર્ષ્યા થઇ, અને તેણે ક્રોધ કરીને પિતાની પાસે તે અસ્ત્રની

કરી, સર્વ ધર્મને જાણનારા દ્રોણાચાર્યે પોતાના પુત્રને દુઃશીલ અને ચંચળ સ્વભાવનો જાણવા છતાં પણ તેને પ્રસન્ન કરવાને એ અસ્ત્ર તેને આપ્યું છે. અશ્વત્થામાએ દિવ્યાસ્ત્રના પ્રભાવથી દેવતાઓથી પણ અજીત છે માટે આ ક્ષણે આપણે તેના હાથમાંથી વૃકોદરને બચાવી લેવો જોઇએ." આ પ્રમાણે કહીને શ્રીકૃષ્ણ સર્વ પ્રકારના આયુધવાળા સમુજ્વલ રથમાં બેઠા. તે જોઇને ધર્મરાજ યુધિષ્ઠર અને ધનુર્ધર અર્જુન પણ તેમના ગરુડધ્વજ રથ ઉપર ચઢીને શ્રીકૃષ્ણની બન્ને બાજુએ બેસી ગયા, અને ઇંદ્રની આસપાસ બેઠેલા બે અશ્વિનીકુમારોની પેઠે શોભવા લાગ્યા. યુધિષ્ઠિર અને

અર્જુન બરોબર બેઠા એટલે શ્રીકૃષ્ણે અશ્વોની લગામ ખેંચી તેમને પુર પાટ દોડાવી મુકયા, અને થોડીવારમાં ભીમસેનની પાસે આવી પહોંચી તેને પાછા વાળવા લાગ્યા. પરંતુ તેઓ ભીમસેનને કોઇ પણ રીતે પાછો ફેરવી શકયા નહિ. આ તરફ મહાબળી ભીમસેન તેમના વાકયનો અનાદર કરી દ્રૌપદીના પુત્રોને હરનારા અશ્વત્થામાને શોધતો શોધતો ભાગીરથીને કિનારે આવી પહોંચ્યો તો ત્યાં આગળ અન્યાન્ય ઋષિયોથી વિંટાઇ ને બેઠેલા મહર્ષિ કૃષ્ણ દ્વૈપાયનની પાસે ક્રૂરકર્મા અશ્વત્થામાને આખે શરીરે ઘી ચોળી વલ્કલ ધારણ કરી મલિન અવસ્થામાં બેઠેલા જોયા. તેને જોતાંજ મહાવીર ભીમસેન ક્રોધથી ધનુષ્ય લઇ “ तिष्ठ तिष्ठ ” ( ઉભો રહે, ઉભો રહે. ) કહેતાં કહેતાં તેની ઉપર ધસી ગયો. મહારથી અશ્વત્થામા ભીમસેનને એકા એક પોતાની ઉપર ધસી આવેલો. અને તેના બંન્ને ભાઈઓને તેની પાછળ ના રથમાં બેઠેલા જોઇને બહુજ ખિન્ન થયા. અને ફરીથી યુદ્ધ કરવાનો પ્રસંગ આવી પહોંચેલો જોઇને તે વિપત્તિ વખતે દિવ્યાસ્ત્રનો પ્રયોગ કરવાનો વિચાર કરી એક તણખલું લીધું.

ત્યાર પછી ક્રોધભેર તે તણખલામાં બ્રહ્મશિર અસ્ત્ર સંયોજીને “આ નાથી પાંડવોનો વિનાશ થાવ” એમ કહી નાંખી દીધું. તે દિવ્યાસ્ત્ર નંખાતાંજ ત્રિલોકને ભસ્મિભૂત કરવા માટેજ જાણે ઉત્પન્ન થયો હોય, . એવો પ્રચંડ અગ્નિ તેમાંથી પ્રકટ થયો.

---

# અશ્વત્થામાનું વેર.

## ૫ અશ્વત્થામાનું પ્રાયશ્ચિત્ત.

અશ્વત્થામાના અસ્ત્રનું નિવારણ કરવા અર્જુનનો અસ્ત્ર પ્રયોગ—બન્ને અસ્ત્રોના ઘર્ષણથી સૃષ્ટિનો લોપ થવાની આશંકા—નારદ અને વ્યાસનું આવાગમન—અર્જુનનું પોતાના બ્રહ્મશિરાસ્ત્રને પાછું ખેંચી લેવું—અશ્વત્થામાનું અસ્ત્રને પાછું ખેંચવામાં અસામર્થ્ય, અને તેને પાંડવ-મહિલાઓના ગર્ભસ્થ શિશુ સંતાન ઉપર નાંખવું બાલક ઘાતી અશ્વત્થામા ને કૃષ્ણનો શાપ વ્યાસ દેવનું અનુમોદન—અશ્વત્થામાનો મણિ જોઈ દ્રૌપદીના કોપની શાન્તિ, ઉપસંહાર)

---

મહા બાહુ મધુસુદન અશ્વત્થામાનો વેષ જોઇને તેનો અભિપ્રાય સમજી ગયા, અને અર્જુનને કહેવા લાગ્યા, " હે સખે ! દ્રોણાચાર્યે તને જે દિવ્યાસ્ત્ર આપ્યું છે, તેનો ઉપયોગ કરવાનો સમય આવી પહોંચ્યો છે, માટે આ વખતે તારા સમસ્ત કુળની રક્ષા કરવાને તેજ અસ્ત્ર નાંખી અશ્વત્થામાના અસ્ત્રનું નિવારણ કર. " શ્રીકૃષ્ણનાં વચનો સાંભળી અર્જુન પોતાનું ધનુષ્ય લઇને રથમાંથી ઉતરી પડયો, અને સૌથી પહેલાં અશ્વત્થામા, અને ત્યાર પછી પોતાને, અને પોતાના ભાઇઓ માટે સ્વસ્તિ વાચન કરી ગુરૂ અને દેવતાઓને પ્રણામ કરી " આ અસ્ત્રથી અશ્વત્થામાના અસ્ત્રનું નિવારણ થજો " એમ કહીને તેણે તે દિવ્યાસ્ત્ર છોડી દીધું. તે વખતે દ્રોણ પુત્ર અને અર્જુનના તે દિવ્ય અસ્ત્રો એકાએક પ્રલયકાલીન અનલની પેઠે

પ્રજ્વલિત થઇ ઉઠયાં. તે સમયે હજારો તારા ખરવા લાગ્યા, જીવજંતુ ભયભીત થઇ ગયા, આકાશમાં ભીષણ શબ્દ અને વિદ્યુત્પાત થવા લાગ્યો, અને ગિરિ અને આરણ્યોથી પરિપૂર્ણ સસાગરા પૃથિવી પણ કંપી ઉઠી.

તે સમયે સર્વ ભૂતાત્મા નારદ અને ભરતકુળના પિતાશ્રી વ્યાસ દેવ તે બે દિવ્યયાસ્રનો તેજથી ત્રણે લોકને સંતાપ પામતા જોઇને અશ્વત્થામા અને અર્જુનને શાન્ત કરવાના વિચારથી બન્ને અસ્રો વચ્ચે આવિર્ભૂત થઇ પ્રજ્વલિત અગ્નિની પેઠે શોભવા લાગ્યા. તેમને જોઇને મહાવીર ધનંજય અતિશય ખેદ પામીને પોતાના અસ્રને પાછું ખેંચી લેવાના વિચારથી તેમને હાથ જોડીને કહેવા લાગ્યો, " મ્હેં અશ્વત્થામાના અસ્રના વેગનું નિવારણ કરવા માટેજ આ દિવ્યાસ્રનો પ્રયોગ કર્યો છે. જો આ વખતે હું તેને પાછું ખેંચી લઇશ તો પાપાત્મા અશ્વત્થામા પોતાના અસ્રના પ્રભાવથી જરૂર અમને બધાને બાળીને ભસ્મ કરી નાખશે. માટે જેનાથી અમારૂં અને સર્વે લોકનું મંગળ થાય એવો ઉપાય બતાવો. " આ પ્રમાણે કહીને મહાત્મા ધનંજયે પોતાના અસ્રને પાછું ખેંચી લીધું. એ અસ્રને પાછું ખેંચી લેવાને દેવતાઓ પણ અસમર્થ હોય છે. પરંતુ મહાવીર ધનંજય સત્યવ્રત, બ્રહ્મચારી, અને ગુરૂશુશ્રુષાપરાયણ હોવાથી જ આ પ્રમાણે કરી શક્યો હતો.

આ તરફ મહાવીર અશ્વત્થામા પણ તે બન્ને ઋષિયોને પાસે આવતા જોઇને ભય અને લજ્જા પામવા લાગ્યા, પરંતુ તેઓ કોઇપણ રીતે પોતાનું અસ્ર પાછું ખેંચી શક્યા નહિ. આથી તેઓ અતિશય દીનપણે દ્વૈપાયન ને કહેવા લાગ્યા, " હે મુનિસત્તમ ! મ્હેં ભીમસેનથી ભય પામીને, ખરેખરી વિપત્તિને વખતે પ્રાણની રક્ષા કરવા માટે જ આ અસ્રનો પ્રયોગ કર્યો છે. મ્હેં ક્રોધથી ઉન્મત્ત થઇને પાંડવોનો વિનાશ કરવાને આ અસ્ર છોડી ભારી કુકર્મ કર્યું છે, તેમાં સંદેહ નથી. પરંતુ હવે કાંઇ બની શકે એમ નથી. અને એ અસ્ર જરૂર પાંડવોનો વિનાશ કરશે."

તે સાંભળી વ્યાસદેવ કહેવા લાગ્યા, " વત્સ ! મહાત્મા અર્જુનને

આ બ્રહ્મશિરાઅની ખબર હોવા છતાં તેણે તારો વિનાશ કરવાને તેનો પ્રયોગ કર્યો ન્હોતો. એણે તો ફક્ત તારા અસ્રનું નિવારણ કરવા માટેજ તેને છોડયું હતું, અને આ વખતે વળી પાછું પણ ખેંચી લીધું છે. તારા પિતા પાસે બ્રહ્માસ્ત્ર મેળવીને પણ એ વીરે કોઇપણ દિવસ ક્ષત્રિય ધર્મમાંથી ચલાયમાન થયો નથી. હવે તારે પણ પાંડવો અને તેના રાજ્યની રક્ષા કરવી જોઈએ. માટે હવે જલદીથી તારા દિવ્યાસ્રને પાછું ખેંચી લઈ શાન્ત થા એટલે પાંડવો પણ સુખી થાય. રાજર્ષિ યુધિષ્ઠિર કદિપણ અધર્મથી વિજય મેળવવા ઇચ્છતા નથી. હવે તું તારા માથાનો મણિ પાંડવોને આપી દે, એટલે તેઓ તારા પ્રાણની રક્ષા કરશે. " મહાત્મા વ્યાસદેવનાં વચન પ્રમાણે અશ્વત્થામાએ પોતાના માથાનો મણિ આપવાનું કબુલ કર્યું, પરંતુ કોઇપણ રીતે પોતાના અસ્રને પાછું ખેંચી નહિ શકવાથી તેને પાંડવ–મહિલાઓના ગર્ભસ્થ શિશુ–સંતાનો ઉપર નાંખવાનો વિચાર કર્યો.

મહામતિ વાસુદેવને પાપાત્મા અશ્વત્થામાના આ વિચારના ખબર પડતાંજ તેઓ તેને કહેવા લાગ્યા' " હે દ્રોણ પુત્ર! પૂર્વે એક મહા તપસ્વી બ્રાહ્મણે અર્જુનના પુત્રની વહુ ઉત્તરાને કહ્યું છે કે 'હે રાજકુમારિ! કૌરવ વંશનો વિનાશ થતી વખતે તારા ગર્ભમાંથી એક પુત્ર જન્મ પામશે, અને તે કૌરવવંશની પરિક્ષિણ સ્થિતિમાં જન્મ પામવાથી પરિક્ષિત્ નામે ઓળખાશે. એ પવિત્ર બ્રાહ્મણે જે કાંઇ કહ્યું છે તે કદિપણ મિથ્યા થવાનું નથી, માટે પાંડવોનો વંશ રાખવા માટે પરીક્ષિત નામનો પુત્ર ઉત્પન્ન થશે જ."

કૃષ્ણનાં વચનો સાંભળીને મહાવીર અશ્વત્થામા ક્રોધ કરીને બોલ્યા. " હે કેશવ! તમે પાંડવો તરફ પક્ષપાત બતાવીને જે કાંઇ કહો છો, તે કદિપણ સફળ થવાનું નથી. મ્હેં જેમ કહ્યું છે તેમજ થશે. તમે વિરાટ દુહિતાના ગર્ભની રક્ષા કરવાની ઇચ્છા કરો છો, પરંતુ હમણાંજ મ્હારા અસ્રથી તેનો ગર્ભ તુટી જશે." તેના ઉત્તરમાં શ્રીકૃષ્ણે કહ્યું, " હે અશ્વત્થામા! તમારૂં દિવ્યાસ્ર વ્યર્થ જવાનું નથી. પરંતુ એ ગર્ભસ્થ બાળક

તમારા અસ્ત્રના પ્રભાવથી મરણ પામી પાછો સજીવન થશે, અને લાંબા સમય સુધી પૃથિવીનું રાજ્ય કરશે. લોકો તમને પાપપરાયણ બાલક ગણશે. વળી આ વખતે તમે નિર્દોષ બાળકોનો વિનાશ કરો છો, તેથી તમારે તેનું પાપ ભોગવવું પડશે. અને તેને પ્રભાવે તમારે ત્રણસો વર્ષ સુધી નિર્જન અરણ્યોમાં ભટકવું પડશે; અને કોઇપણ સ્થળે સુખશાન્તિથી રહી શકશે નહિ. આ સમયમાં તમારૂં શરીર અનેક વ્યાધિયોથી પીડાશે. એને લોહી અને પરૂથી ગંધાઇ ઉઠશે. તે દરમ્યાન પાંડવકુળના તિલક સ્વરૂપ પરીક્ષિત મ્હોટા થઇ મહાત્મા કૃપાચાર્ય પાસે અસ્ત્રશસ્ત્રનું શિક્ષણ લઈ સમસ્ત વેદ-વેદાંગનો અભ્યાસ કરી ક્ષત્રિય ધર્મ પ્રમાણે સાઠ વર્ષો સુધી રાજ્ય કરશે. હે નિર્બોધ ! તમારી સમક્ષ જ પરીક્ષિત રાજ્ય શાસન કરશે. આ ક્ષણે તમે એનો બ્રહ્મ અસ્ત્રથી વિનાશ કરશો, તે છતાં હું તેને સજીવન કરીશ, અને તમને મ્હારી તપસ્યા અને સત્યનું પરાક્રમ બતાવીશ."

કૃષ્ણ બોલતા બંધ થયા એટલે તરતજ વ્યાસદેવ બોલી ઉઠયા, "હે દ્રોણાત્મજ ! જ્યારે તમે અમારા વાકયનો અનાદર કરીને આ દારૂણ કર્મ કરવાને તૈયાર થયા છો, અને બ્રાહ્મણ થઇ ક્ષત્રિય ધર્મનું અવલંબન કરી કુકર્મ કરો છો, તો તમારે જરૂર મહાત્મા વાસુદેવે કહેલું ફળ ભોગવવું પડશે."

હતભાગ્ય અશ્વત્થામા પાંડવોને પોતાનો મણિ આપી દઇ તેજ વખતે સૌના દેખતાં વનમાં ચાલ્યા ગયા. પાંડવો તે મણિ લઇ, વ્યાસ અને નારદ-ની પૂજા કરી કૃષ્ણસહિત પોતાની છાવણી તરફ પાછા ફર્યા. ત્યાં આવીને જુવે છે તો દ્રૌપદી પોતાના સંકલ્પ પ્રમાણે આહાર–પાણીનો ત્યાગ કરી છાવણીમાં પડી રહ્યાં છે તેથી મહારાજા યુધિષ્ઠિરની આજ્ઞા પ્રમાણે ભીમ-સેન દ્રૌપદીને અશ્વત્થામાનો મણી આપીને કહેવા લાગ્યો, પ્રિયે ! આજે ત્હારા પુત્રને મારનારનો પરાજય કરી તેં જે મણિ મંગાવ્યો હતો, તે હું લઇ આવ્યો છું, માટે તે ગ્રહણ કર, અને ક્ષત્રિય ધર્મને યાદ કરી શોક કરવો મુકી દે. અશ્વત્થામા બ્રાહ્મણ અને તેમાં પણ આપણા ગુરુનો પુત્ર હોવાથી અમે તેનો સંહાર કર્યો નથી. પરંતુ તેનો યશ નષ્ટ થયો, અને

હવે ફક્ત કલેવરજ બાકી રહ્યું છે. તેથી હવે મણિવગરનો અને આયુધભ્રષ્ટ દીનહીન મનુષ્યની પેઠે વિચરણ કરે છે."

ભીમસેનનાં વચન સાંભળીને મનસ્વી દ્રૌપદી કહેવા લાગ્યાં, "નાથ! મ્હારો મનોરથ સફળ થયો છે, જુવો ગુરુનો પુત્ર એ પણ આપણો ગુરુજ છે માટે તેઓ જે મણિ ધારણ કરતા હતા, તે મણિ હવે મહારાજા ધર્મરાજ પોતાના મસ્તક ઉપર ધારણ કરશે." ત્યાર પછી ધર્મરાજે દ્રૌપદીની ઈચ્છા પ્રમાણે ગુરૂની પ્રસાદી તરીકે તે મણિ પોતાના મસ્તક ઉપર ધારણ કર્યો. મણિ ધર્મરાજના મસ્તક ઉપર મુકતાંજ તે શશાંકશોભિત પર્વત શિખરની પેઠે શોભવા લાગ્યું. તે જોઇને પુત્ર શોકથી આતુર થયેલાં દ્રૌપદી પણ ઉઠીને બેઠાં થયાં.

પ્રિય વાચક! ઉપરાઉપરી ત્રણે વીરોના પ્રતિજ્ઞાપાલનનું વર્ણન થયું છે. અર્જુન, ભીમસેન, અને અશ્વત્થામા—એ ત્રણે જણે ભીષણ પ્રતિજ્ઞાના પાશથી બંધાઇને અસામાન્ય શૌર્યવીર્ય બતાવી શત્રુનો સંહાર કર્યો છે. ત્રણે જણે વેર વાળવાના વિચારને વશ થઇને ક્ષત્રિયોચિત વીર ધર્મનો આશ્રય લઇ પોતાની પ્રતિજ્ઞાઓ પાળી છે. પરંતુ તેઓએ જુદાજુદા ઉપાયથી પોતપોતાનો ઉદ્દેશ સાધ્યો છે. અર્જુને હમેશાં ન્યાયમાર્ગે ચાલીનેજ શત્રુનો સંહાર કર્યો છે. ભીમસેન શત્રુનો સંહાર કરી વિજય મેળવવાની ઈચ્છાથી કેટલેક સ્થળે ન્યાયમાર્ગનું ઉલ્લંઘન કરતાં અટક્યો નથી, અને અશ્વત્થામાએ પોતાનો ભીષણ વૈરભાવ કેળવવાને અતિ નિષ્ઠુર કર્મ કરતાં પાછું જોયું નથી. એ ત્રણે મહાવીરોની પ્રકૃતિનો વિચાર કરતાં માલમ પડે છે કે અર્જુનમાં સાત્વિક, ભીમમાં રાજસિક, અને અશ્વત્થામામાં તામસિક ગુણ વધારે હતો, અને એટલા માટેજ અર્જુન જનસમાજમાં આદર પામી પૂજાયો છે. ભીમસેન કૂટ યોદ્ધા તરીકે ઓળખાયો છે, અને અશ્વત્થામા પોતાના પાપકર્મના પ્રતિફળ સ્વરૂપ લોકની અશ્રદ્ધા અને નિંદાને પાત્ર થયા છે.

---

## ધૃતરાષ્ટ્રની દુર્બુદ્ધિ.

**( ધૃતરાષ્ટ્રના મનની દુર્બલતાનો પ્રથમ પરિચય-પાંડવોનો પાંડવોનો અભ્યુદય જોઇને ધૃતરાષ્ટ્રની ઈર્ષા-શકુનિનાં કપટ દ્યૂતમાં ધૃતરાષ્ટ્રની સંમતિ-ધૃતરાષ્ટ્રના કપટ ભરેલા આતિથ્ય અને અજ્ઞાનના તરફ કૃષ્ણનો અસંતોષ-ધૃતરાષ્ટ્રનો પુત્ર શોક-સંજય, વ્યાસ અને વિદુરનો ઉપદેશ ધૃષ્ટરાષ્ટ્રનું લોઢાના ભીમને ચગદી નાંખવું -કૃષ્ણનો ઉપદેશ અને સાન્ત્વના. )**



મહારાજા ધૃતરાષ્ટ્રે અનુચિત પુત્ર સ્નેહને વશ થઇને પોતાના પાપાત્મા પુત્રના પાપ કર્મમાં સંમતિ આપીને જે દુર્બુદ્ધિ અને અવિવેકતાનો પરિચય કરાવ્યો હતો, તેજ કુરૂ-કુળના વિનાશનું મૂળ કારણ હતું. એટલા માટેજ મહાભારતમાં અમનીષી* ( નિર્બુદ્ધ ) ધૃતરાષ્ટ્રને રૂપકચ્છલે દુર્યોધન-રૂપ અહંકારમય વૃક્ષના મૂળ તરીકે ગણવામાં આવ્યા છે. જ્યારે દુર્યોધને જન્મ વખતે ગર્દભની પેઠે કર્કશધ્વનિ કરવાનો આરંભ કર્યો, ત્યારે અનેક પ્રકારના અપશુકનો જણાવા લાગ્યા, તે જોઇને તત્વજ્ઞ વિદુરે અને બીજા વિદ્વાન બ્રાહ્મણોએ તેને સમસ્ત કુળના વિનાશ રૂપ ધારીને મહારાજા ધૃતરાષ્ટ્રને તેનો ત્યાગ કરવાની સલાહ આપી, પરંતુ તે સમયે ખોટા પુત્ર-સ્નેહને વશ થઇ તેમની સલાહ નહિ માનીને ધૃતરાષ્ટ્રે પોતાના મનની દુર્બલતાનો પ્રથમ પરિચય કરાવ્યો.

---

* " दुर्योधनो मन्युमयो महाद्रुमः स्कन्धः कर्णः शकुनि तस्य-शाखा दुःशासनः पुष्पफले समृद्धे मूलंराजा धृतराष्ट्रोऽमनीषी ॥ "

महाभारत—आदिपर्व.

ત્યાર પછી જ્યારે તેમણે પાંડુપુત્ર ધર્મરાજ યુધિષ્ઠિરને યુવરાજ-પદે અભિષિક્ત કરીને જોયું કે પાંડવો અલૌકિક બાહુબળવાળા અને યુદ્ધમાં નહિ જીતાય એવા છે ત્યારે તેમના હૃદયનો શુદ્ધભાવ મલિન થવા લાગ્યો, અને તે દિવસથી તેઓ તેમના સંબંધી એવી તો ચિંતા કરવા લાગ્યા કે, તેમને રાત્રે નિરાંતે ઉંઘ પણ આવતી નહિ. આ પ્રમાણે મહારાજા ધૃતરાષ્ટ્ર અતિશય વ્યાકુળ અને ઉદ્વિગ્ન થઇને પોતાની કુટ-રાજનીતિ જાણનારા કણિક નામના પ્રધાનની સલાહ પ્રમાણે નિરપરાધી પાંડવોની ઇર્ષા કરવા લાગ્યા. લાગ જોઇને પાપ બુદ્ધિ દુર્યોધન, કર્ણ, શકુનિ, અને દુઃશાસન સાથે પાંડવોનો વિનાશ કરવાનો વિચાર કરી, મહારાજા ધૃતરાષ્ટ્ર પાસે આવી તેમને વારણાવતમાં બોલાવવાની સલાહ આપી. તે વખતે ધૃતરાષ્ટ્રને પોતાના પુત્રના દુષ્ટ વિચારની ખબર હોવા છતાં કુન્તાજી સહિત પાંડવોને વારણાવતમાં બોલાવી તેમને જે વિપત્તિમાં નાખ્યા હતા, તેનો વિચાર કરતાં અંધરાજ દુર્બુદ્ધિનો બરોબર પરિચય થાય છે.

મહારાજા યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞ વખતે તેમની રાજ્યશ્રી જોઇને દુર્યોધનને બહુજ ઇર્ષા થઇ, તે વખતે પાપાત્મા શકુનીએ તેમને દ્યૂત રમવાનું આમંત્રણ કરી શ્રી ભ્રષ્ટ કરવાની તેને સલાહ આપી. શકુનિની સલાહથી દુર્યોધને પોતાનો વિચાર મહારાજા ધૃતરાષ્ટ્રને જણાવ્યો, આ વખતેજ ધૃતરાષ્ટ્રે અક્ષક્રીડા (દ્યૂત) ને બહુજ અનર્થકારક જાણવા છતાં પુત્રના વિચારને અનુમોદન આપીને કુરૂકુળના વિનાશનું બીજ રોપ્યું હતું. તે વખતે તત્વદર્શી મહાત્મા વિદુરે અને ધર્મશીલ દેવી ગાંધારીએ મહારાજાને આ દ્યૂત બંધ રાખવાને ઘણી ઘણી સલાહ આપી હતી. પરંતુ તે સઘળાની અવગણા કરી મોહને વશ થઇને તેમણે પાંડવોને જે પ્રમાણે શ્રી ભ્રષ્ટ કર્યા હતા, તે વાંચવાથી પણ ધૃતરાષ્ટ્રની દુર્બુદ્ધિનો સ્પષ્ટ પરિચય થાય છે.

જ્યારે મહાત્મા જનાર્દન ઉપલવ્ય નગરથી ધૃતરાષ્ટ્રની પાસે પાંડવો તરફથી વિષ્ટિ કરવાને આવ્યા, અને તેમને માર્ગમાં વિશ્રામ કર્યો, ત્યારે મહારાજા ધૃતરાષ્ટ્રે વિદુરજી સાથે શ્રીકૃષ્ણને ઉપહાર તરીકે કયા કયા પદાર્થો

આપવા, તે સંબંધી વિચાર કરવા માંડયો. આ વખતે મહાત્મા વિદુરે સ્પષ્ટ રીતે કહ્યું હતું કે, " મહારાજ ! આપ શ્રીકૃષ્ણને જે પદાર્થો આપવાની ઇચ્છા કરો છો, તે પદાર્થો તેમની યોગ્યતા પ્રમાણે બહુજ ઓછા છે. આ બીજા અનેક પદાર્થો અરે, એટલુંજ નહિ, પરંતુ સમસ્ત પૃથિવી મેળવવાને લાયક છે. હું સત્ય કહું છું કે તમે જે પદાર્થો આપવાને તૈયાર થયા છો, તે ધર્માનુષ્ઠાન કે કૃષ્ણની પ્રીતિ સંપાદન કરવાના નથી, પરંતુ તેમને કપટથી છેતરવા માટેજ છે. હું તમારા બહારના ડોળ ઉપરથી જ તમારા મનના વિચારો કળી ગયો છું. પાંડવો આપની પાસે ફક્ત પાંચ ગામનીજ માંગણી કરે છે, પરંતુ તે પણ તમે સ્વીકારતા નથી તો તે ઉપરથી એમ સ્પષ્ટ દેખાય છે કે આપનો સંધિ કરવાનો વિચારજ નથી " મહાત્મા વિદુરના આ વચનો ઉપરથી ધૃતરાષ્ટ્રની ધૂર્તતા સ્પષ્ટ જણાઈ આવે છે. તેમણે આવી કપટ બુદ્ધિનો આશ્રય લીધેલો હોવાથીજ સર્વજ્ઞ વાસુદેવે હસ્તિનાપુરમાં પ્રવેશ કરી પોતાના આદર સત્કાર માટે રાજ–શિલ્પિયોએ તૈયાર કરેલા નાના રત્નથી વિભૂષિત સુસજ્જીત સભામંડપ તરફ દૃષ્ટિપાત પણ ન કર્યો, એટલુંજ નહિ, પરંતુ કૌરવના નિમંત્રણની અવગણના કરી, શુદ્ધ હૃદયના વિદુરજીનું આતિથ્ય સ્વીકાર્યું હતું અને પોતે તેમને ત્યાં ભાજી ખાઇને સંતુષ્ટ થયા હતા.

શ્રીકૃષ્ણે ઉભય કુળના હિત માટે કૌરવ સભામાં મહારાજા ધૃતરાષ્ટ્રને જે સદુપદેશ આપ્યો હતો, તે પહેલાં * વિસ્તારથી આલેખાયલો હોવાથી આ સ્થળે તેનો પુનરૂલ્લેખ કરવો નિષ્પ્રયોજન છે. તે વખતે પણ ધૃતરાષ્ટ્રે તેની ઉપર દુર્લક્ષ્ય આપીને પોતાની નિર્બુદ્ધિનો પરિચય કરાવ્યો હતો, તે સમયે મહાત્મા શ્રીકૃષ્ણે ઉદ્ધત અને અવિવેકી દુર્યોધનને શિક્ષા કરવાની સલાહ આપી હતી, પરંતુ ધૃતરાષ્ટ્ર તેમ કરવાને સંમત થયા ન્હોતા. ત્યાર પછી જ્યારે મહાત્મા વાસુદેવ સંધિ કરવામાં નિષ્ફળ જઇ કૌરવ–સભામાંથી પાછા ફર્યા, ત્યારે મહારાજા ધૃતરાષ્ટ્રે તેમને સંબોધીને કહ્યું હતું કે, " હે કેશવ ! મ્હારા પુત્રોનું બળ તમારાથી અજાણ્યું નથી. આપ સર્વજ્ઞ છો. મ્હારી

સ્થિતિ અને મ્હેં કૌરવોમાં શાન્તિ સ્થાપવાને જે જે પ્રયત્નો કર્યા છે, તે સઘળું જાણો છો. માટે મ્હારે વિશે શંકા કરવી આપને ઉચિત નથી. પાંડવો ઉપર મ્હારે કોઇપણ પ્રકારનું વેર નથી. તેમ મ્હેં દુર્યોધનને પણ જે કાંઇ કહ્યું છે તે તમારાથી અજ્ઞાત નથી." તે સાંભળીને વાસુદેવે મહારાજા ધૃતરાષ્ટ્ર અને ભીષ્મ દ્રોણ, બાહ્લિક, વિદુર અને કૃપાચાર્યને સંબોધીને કહ્યું, "હે મહાનુભવો આજે કૌરવ સભામાં જે જે ઘટનાઓ બની છે, દુરાત્મા દુર્યોધને ક્રોધાન્ધ થઇને જે કાંઇ કર્યું છે, અને મહારાજા ધૃતરાષ્ટ્રે પોતાના મનની જે દુર્બળતા બતાવી છે, તે સઘળું આપે યથાસ્થિત જોયું છે. હવે હું આપ સઘળાને યુદ્ધનું આમંત્રણ કરી ધર્મરાજ યુધિષ્ઠિર પાસે જાઉછું."

શ્રી કૃષ્ણના ઉપરોક્ત વચનો ઉપરથી પણ ધૃતરાષ્ટ્રના મનની દુર્બળતા સ્પષ્ટ જણાઇ આવે છે. જો આ સમયે તેમણે પોતાનો ખરેખરો ધર્મ બજાવ્યો હોત—પોતાના કર્તવ્યનું પાલન કરી પાંડવોની સાથે સંધિ કરી હોત તો કુરૂક્ષેત્રનું યુદ્ધ થાતજ નહિ, અને તેથી શ્રીકૃષ્ણે તેમનેજ દોષવાન ગણી આ વચનો કહ્યાં હોય એમ લાગે છે.

ત્યાર પછી મહારાજા ધૃતરાષ્ટ્રની દુર્બુદ્ધિ, અને દુર્યોધનના દ્વેષ અને લોભથી કુરૂક્ષેત્રનું ભીષણ યુદ્ધ થયું, તે વખતે સંજય મહાત્મા વ્યાસદેવે આપેલા દિવ્ય ચક્ષુના પ્રભાવથી સઘળો યુદ્ધ—વ્યાપાર પ્રત્યક્ષ કરતા હતા, અને ધૃતરાષ્ટ્ર તેનું યથાસ્થિત વર્ણન કરી સંભળાવી છેવટ "મહારાજ! આપની દુર્બુદ્ધિને લીધેજ આ ભીષણ ક્ષય થવા બેઠો છે." એમ પોતાનો મત પણ પ્રકાશિત કરતા હતા. છેવટે જયારે ધૃતરાષ્ટ્રે એક પછી એક પોતાના સોયે પુત્રોના મરણના સમાચાર સાંભળ્યા, ત્યારે તેઓ પુત્ર—શોકથી અત્યંત દુઃખિત થઇને મુંગાની પેઠે બોલવા ચાલવાનું મૂકિ દઇ ચિંતામાંજ દિવસ નિર્ગમન કરવા લાગ્યા, તેથી મહા બુદ્ધિશાળી સંજયે તેમને સાન્ત્વન કરીને

* શ્રીકૃષ્ણનું માહાત્મ્ય " જુવો.

કહ્યું કે, હે નરનાથ ! આપે વૃદ્ધ પુરૂષો પાસે ચારે વેદ અને વિવિધ શાસ્ત્રો સાંભળ્યાં છે, માટે શોકનો ત્યાગ કરો. દુર્યોધન યૌવન-મદના ઉન્મત્ત-પણામાં લોભને વશ થઇને, પોતાના હિતેચ્છુઓના સદુપદેશની અવગણ-ના કરીને દુષ્ટ માણસોના કહ્યા પ્રમાણેજ વર્તતો હતો, માટે તેનું ફળ આજે તેને ભોગવવું પડયું છે. તેની પોતાની બુદ્ધિરૂપ તરવારે તેનું પોતાનુંજ ગળું કાપી નાખ્યું છે. દુર્મતિ દુર્યોધન, બહુજ કૂર, અહંકારી, અક્કલહીન, અને લોભી હતો. તે દુરાત્મા દુઃશાશન, કર્ણ, શકુનિ, ચિત્રસેન, અને મદ્રરાજ શલ્યની સલાહ પ્રમાણે, કુરૂ વૃદ્ધ ભીષ્મ, ગાંધારી, વિદુર, દ્રોણ, કૃપાચાર્ય, વાસુદેવ, અને વ્યાસ નારદ વગેરે ઋષિયોના સદુપદેશને ન સાંભળતાં હમેશ યુદ્ધનાજ વિચારો કર્યા કરતો હતો, એટલા માટેજ તે રાજ્ય સહિત વિનાશ પામ્યો છે. આપ પહેલાં બન્ને પક્ષના મધ્યસ્થ થયા હતા પરંતુ પાછળથી તમે આપના પુત્રને સદુપદેશ આપી બન્ને ઉપર સમભાવ બતાવ્યો નથી માટે આ ક્ષણે આપને પશ્ચાત્તાપ કરવો પડે છે. હે રાજન્ ! શોક, અર્થ, ફળ, પ્રિય અને મોક્ષ વગેરે સઘળી ઇષ્ટ વસ્તુઓની પ્રાપ્તિમાં અવરોધ નાંખે છે. જે પુરૂષ પોતે અગ્નિ સળગાવી તે ઉપર લુગડું ધરી બળી મરે, અને પછી પસ્તાવો કરવા બેસે તે કદિ પણ પંડિત કહે-વાય નહિ. તમે પિતા-પુત્રે લોભરૂપથી અનેક કુ-વાક્ય રૂપ વાયુથી પાંડવ રૂપી ભીષણ અગ્નિને પ્રજ્વલિત કર્યો છે, અને તેમાંજ આપના પુત્રો દર્ભની પેઠે બળી મુવા છે, તો તેમને માટે શોક કરવો ઉચિત નથી." આ પ્રમાણે કહીને સંજય મહારાજા ધૃતરાષ્ટ્રનું આશ્વાસન કરવા લાગ્યો.

ત્યાર પછી મહાત્મા વિદુરે ધૃતરાષ્ટ્રના શોકનો ભાર ઓછો કરવાના વિચારથી તેમને, વિવિધ ધર્મોપદેશ આપ્યો પરંતુ તેથી શાંત ન પડતાં તેઓ મૂર્ચ્છિત થઇને ભૂમિપર પડી ગયા. તે વખતે કૃષ્ણ-દ્વૈપાયન, વિદૂર, સંજય અને બાંધવો તેમની ઉપર શીતળ પાણી છાંટી પવન નાંખવા લાગ્યા. ત્યાર પછી કેટલીકવારે તેમની મૂર્ચ્છા વળી. પરંતુ તેમના શોકમાં લેશ પણ ઘટાડો થયો નહિ. તેઓ બહુજ શોક કરવા લાગ્યા, અને તેમ કરતાં કરતાં એવા

આવેશમાં આવી ગયા કે છેવટે આત્મહત્યા કરી આ અસહ્ય દુઃખમાંથી છુટવાને તૈયાર થઇ ગયા. આ વખતે મહાર્ષિ વેદવ્યાસ શોક પામતાં પોતાના પુત્રની દુર્દશા જોઇને કહેવા લાગ્યા, " હે વત્સ ! તું સર્વ શાસ્ત્રોને જાણનારો, બુદ્ધિમાન્ અને પરમ ધાર્મિક છે. તારાથી કાંઇપણ અજાણ્યું નથી. તું મનુષ્યની અનિત્યતાથી પણ સારી રીતે વાકેફ છે. જ્યારે પ્રાણી માત્ર અનિત્ય છે. અને જેનો જન્મ તેનું મૃત્યુ નક્કીજ છે તો પછી તું શા માટે શોક કરે છે ? દૈવે તારી સમક્ષજ દુર્યોધનને નિમિત્તરૂપ કરી તમારામાં આ વિરોધ ઉત્પન્ન કર્યો હતો, માટે કૌરવ કુળનો નાશ દૈવની ઇચ્છાથીજ થયો છે, અને તેને તેમ થતાં કોઇપણ અટકાવી શકે એમ હતુંજ નહિ. તારા પુત્ર દુર્યોધને લોક-સંહારને માટેજ કલિના અંશથી ગાંધારીના ગર્ભમાં જન્મ લીધો હતો. તે બહુજ ક્રોધી, ચંચળ સ્વભાવનો, અવિવેકી અને દુઃશીળ હતો. દૈવેચ્છાથી તેના ભાઇઓ પણ તેના જેવાજ ઉઠયા હતા, અને તેને દુરાત્મા શકુનિ જેવા મામા, અને કર્ણ જેવા મિત્રો મળ્યા હતા, દુર્યોધનની પેઠે બીજા પણ કેટલાક ભૂપતિયોએ લોક-વિનાશને માટેજ પૃથ્વી ઉપર જન્મ લીધો હતો. શાસ્ત્રમાં કહ્યું છે કે **यथाराजा तथाप्रजा.** અર્થાત્ જેવો રાજા તેવીજ પ્રજા હોય છે. રાજાના ગુણદોષ પ્રજામાં પણ ઉતરી આવે છે. રાજા ધર્મ પરાયણ હોય તો અધર્મ પણ ધીમે ધીમે ધર્મના રૂપમાં ફેરવાઇ જાય છે, તેજ પ્રમાણે શેઠના ગુણ દોષ નોકરોમાં પણ ઉતરી આવે છે એમાં સંશય નથી. દુષ્ટ રાજાના દોષથીજ તારા બીજા પુત્રોપણ માર્યા ગયા છે, માટે તેમને માટે નકામો શોક કરવાનું કારણ નથી. તારા પુત્રો બહુજ દુરાચારી હતા, તેમના દોષથીજ ક્ષત્રિયોનો વિનાશ થયો છે. પાંડવોનો એમાં કાંઇપણ અપરાધ નથી. તને આ પ્રમાણે શોકાકુળ જોઇને યુધિષ્ઠિર પોતાનો જીવ કાઢવાને તૈયાર થઇ જશે. ધર્મરાજ બહુ દયાળુ છે. તેઓ પશુપક્ષી કિટપતંગ વગેરે ક્ષુદ્ર પ્રાણીઓ ઉપર પણ દયા રાખે છે, તો પછી તારી ઉપર દયા કેમ નહિ રાખે ? હવે તું મ્હારૂં કહ્યું માનીને દૈવની પ્રબલ્યતાનો વિચાર કરી અને પાંડવો તરફ કરૂણા

બતાવી જીવન ધારણ કર. તેમ કરવાથી તું જરૂર જનસમાજમાં અક્ષય-કીર્તિ મેળવી ધર્મ અને અર્થનું પાલન કરી લાંબા સમય સુધી તે અનુષ્ઠાન કરવાને સમર્થ થશે, માટે આ સમયે પ્રજ્ઞા રૂપ જળનું સિંચન કરી પુત્રશોક રૂપ દાવાનળને શાન્ત કરવામાંજ તારૂ કર્તવ્ય સમાયલું છે."

મહા તેજસ્વી વેદવ્યાસના આ વચનો સાંભળીને મહારાજા ધૃતરાષ્ટ્ર થોડીવાર વિચાર કરીને કહેવા લાગ્યા, "હે મહર્ષે! હું અગાધ શોકસાગરમાં ડુબી ગયો છું. વારંવાર મોહ ઉત્પન્ન થવાથી મ્હારૂં આત્મજ્ઞાન અંતર્હિત થઇ જાય છે. આજે આપના મુખનો ઉપદેશ સાંભળીને એમ સિદ્ધ થાય છે, કે મ્હારા પુત્રો દૈવેચ્છાથીજ મરણ પામ્યા છે, માટે હવે હું આત્મહત્યાનો વિચાર તેમજ શોક વગેરે કાંઇપણ કરીશ નહિ." મહારાજા ધૃતરાષ્ટ્રનાં આ વચનો સાંભળી વ્યાસદેવ પ્રસન્ન થઇ અન્તર્ધ્યાન થઇ ગયા. ત્યાર પછી સંજય, દુર્યોધન અને તેનાં સૈન્યના વિનાશથી પરમ ખેદ પામીને મહારાજા ધૃતરાષ્ટ્ર પાસે આવીને કહેવા લાગ્યા, "મહારાજ! અનેક દેશના ભૂપાલો કુરૂક્ષેત્રમાં આવીને આપના પુત્રો સહિત પિતૃલોકમાં ગયા છે. દુર્યોધને પોતાનો વેરભાવ વાળવા જતાં સમસ્ત પૃથ્વીને નષ્ટ-પ્રાય કરી નાંખી છે. માટે હવે આપ નિયમપૂર્વક પુત્ર, પૌત્ર, અને પિતૃઓનું પ્રેતકાર્ય સંપાદન કરો." સંજયનાં આ વચનો સાંભળી મહારાજા ધૃતરાષ્ટ્ર મૂર્ચ્છીત થઇ ભૂમિપર પડી ગયા. તે જોઇને ધર્માત્મા વિદુરે કહ્યું, "મહારાજ! પ્રાણી માત્રને વહેલા મોડા મરવાનું તો છે જ. આયુષ્ય પુરૂ થયા પછી કોઇ એક ક્ષણ પણ જીવી શકતું નથી. કાલ સર્વેને પોતાની તરફ આકર્ષે છે. તેને કોઇ પ્રિય કે અપ્રિય છે જ નહિ. તણખલાં જે પ્રમાણે વાયુને વશ થઇને ઉડે છે, તે પ્રમાણે મનુષ્યો પણ કાલને વશ થઇને પ્રાણ ત્યાગ કરે છે. તેને માટે શોક કરવો ઉચિત નથી. વળી તમે જે મહાત્માઓ માટે શોક કરો છો, તેઓ બીલકુલ શોક કરવાને લાયક નથી. તેઓ રણક્ષેત્રમાં મરણ પામી ક્ષત્રિય ધર્મ પ્રમાણે સ્વર્ગમાં ગયા છે. વીર યોદ્ધાઓ યુદ્ધમાં પ્રાણ ત્યાગી જેવી રીતે સહજમાં સ્વર્ગ

મેળવી શકે છે, તેવી રીતે બીજા લોકોને અનેક દાન પુણ્ય કરવાથી, યજ્ઞોથી તપશ્ચર્યાથી કે વિદ્યાના પ્રભાવથી પણ સહેલાઇથી સ્વર્ગ મળતું નથી. યુદ્ધ એ ક્ષત્રિયોને માટે સ્વર્ગ પ્રાપ્તિનો ઉત્તમ માર્ગ છે. ક્ષત્રિયો માટે યુદ્ધ કરતાં કોઇપણ શ્રેષ્ઠ નથી. આપના પક્ષના બળવાન્ અને પરાક્રમી ક્ષત્રિયો પરમ ગતિને પામ્યા છે માટે હવે આપ શાન્ત થઇને શોકનો પરિત્યાગ કરો, આપના કર્તવ્યનું પાલન કરો."

મહાત્મા વિદુરજીનો આ સદુપદેશ સાંભળીને મહારાજા ધૃતરાષ્ટ્ર કાંઇક શાન્ત થયા અને એક વાહન લાવવાની આજ્ઞા કરી વિદુરજીને કહેવા લાગ્યા, "મહાત્મન્! તમારા વચનોથી મ્હારો શોક દૂર થયો છે, હવે તમે અને ગાંધારી સત્વર જઇને કુન્તી અને અન્યાન્ય મહિલાઓને અહિં તેડી લાવો.' આ પ્રમાણે કહીને ધૃતરાષ્ટ્ર બેઠા. અને પુત્ર શોકથી રૂદન કરતાં સતી ગાંધારી પતિની આજ્ઞા પ્રમાણે કુન્તી અને અન્યાન્ય અન્તઃપુરની સ્ત્રીઓને લઇને તેમની પાસે આવી પહોંચ્યાં. ધૃતરાષ્ટ્રની પાસે આવતાંજ તે સઘળી રમણીઓ ઉચ્ચૈસ્વરે આક્રંદ કરવા લાગી. મહાત્મા વિદુર શોકાકુળ ચિત્ત અને ગદ્‌ગદ કંઠે તે રડતી કકળતી–કુલ–મહિલાઓને આશ્વાસન આપી રથમાં બેસાડી નગરની બહાર લઇ આવ્યા તે વખતે કૌરવોના દરેક ગૃહમાં આર્તનાદ થવા લાગ્યો. નગરના સઘળા માણસો શોકસાગરમાં ડૂબી ગયા. આ તરફ મહારાજા યુધિષ્ઠિરને ધૃતરાષ્ટ્રના નગરમાંથી બહાર નીકળ્યા. આ સમાચાર મળતાંજ તેમને મળવાને મહાત્મા વાસુદેવ, સાત્યકિ, યુયુત્સુ, અને પોતાના ચારે ભાઇઓ સાથે તે તરફ આવવાને તૈયાર થયા. દ્રૌપદી પણ ઉદ્વિગ્નચિત્તે પાંચાલ–મહિલાઓ સાથે તેમની સાથે ગયાં. ત્યાર પછી થોડે દૂર જઇને ધર્મરાજ યુધિષ્ઠિરે જોયું તો ધૃતરાષ્ટ્ર સમસ્ત સ્ત્રીઓ સાથે ભાગીરથીના તટ તરફ જાય છે. અને કૌરવ સ્ત્રીઓ કરૂણ સ્વરે કલ્પાંત કરીને કહે છે કે, "હાય ધર્મરાજ! આ સમયે તમારા ધર્માનુરાગ, અને દયા ક્યાં જતાં રહ્યાં! હાય ભાઈ, પુત્ર અને મિત્રોના વિનાશ કરતા તમારો જીવ કેમ ચાલ્યો? મહાવીર ભીષ્મ, દ્રોણ, અને જયદ્રથનો સંહાર

કરીને તમારા મનને વ્યથા કેમ થતી નથી ? હાય, હવે મહાવીર અભિમન્યુ, દ્રૌપદીના પાંચ પુત્રો. અને ગુરૂ અને બંધુઓના વિરહ આગળ આ રાજ્ય પ્રાપ્તિ તમને શું આનંદ આપનાર છે ?"

મહારાજા યુધિષ્ઠિરે મહિલાઓનો આ પ્રમાણેનો વિલાપ સાંભળી તેમને વટાવી મહારાજા ધૃતરાષ્ટ્ર પાસે જઇ તેમને પ્રણામ કર્યાં. ત્યાર પછી અન્યાન્ય પાંડવોએ પણ પોતપોતાના નામ કહીને તેમને નમન કર્યું. તે વખતે ધૃતરાષ્ટ્રે ખેદ પામી ધર્મરાજને આલિંગન કરી પોતાનો દુષ્ટ વિચાર પાર પાડવાના હેતુથી ભીમસેનને આલિંગન કરવા બોલાવ્યો. ધૃતરાષ્ટ્રનો વિચાર પોતાના પુત્ર દુર્યોધનને મારનાર ભીમસેનનો વિનાશ કરવાનો હતો. મહાત્મા શ્રી કૃષ્ણથી તેમનો આ મનોવિચાર ગુપ્ત રહી શકયો નહિ. તેમણે પહેલાંથી ભીમસેનનું લોઢાનું પુતળું લાવી મુકયું હતું. તેથી આ વખતે ધૃતરાષ્ટ્રે ભીમસેનને આલિંગન કરવા બોલાવ્યો, ત્યારે ભીમસેનને હાથવતી રોકી રાખી પેલા પુતલાને આગળ ધરી દીધું. મહા બળવાન્ મહારાજા ધૃતરાષ્ટ્રે તે લોઢાના ભીમને આલિંગન કરી તેને ખરેખરો ભીમ ધારી બળપૂર્વક તેના ચુરેચુરા કરી નાંખ્યા. ભીમના લોઢાના પુતલાના ચુરેચુરા કરવા જતાં ધૃતરાષ્ટ્રની છાતી ફાટી ગઇ, તેમના મુખમાંથી રૂધિરની ધારા વહેવા લાગી, અને તેઓ લોહીલુવાણ થઇને ભૂમિપર પડી ગયા. આ જોઇને સઘળે હાહાકાર વર્તી રહ્યો. મહામતિ સંજય તેમને સાન્ત્વન આપવા લાગ્યા. ત્યાર પછી થોડીવારે મહારાજા ધૃતરાષ્ટ્રે શાન્ત થઇ શોકાકુળ ચિત્તે "રે ભીમ !" "રે ભીમ !" કહીને રૂદન કરવા માંડયું. તેથી મહાત્મા વાસુદેવે તેમને ક્રોધ વગરના અને પોતાના કૃત્ય માટે પશ્ચાત્તાપ કરતા જોઇને કહ્યું' "મહારાજ ! આપ શોક કરશો નહિ. આપે લોઢાના ભીમને કચડી નાંખ્યો છે, ખરા ભીમનો વિનાશ કર્યો નથી. મ્હેં આપને ક્રોધાવેશમાં આવેલા જોઇને ભીમને અટકાવી રાખી પહેલાંથીજ તેના પુતલાને આપની આગળ ધર્યું હતું. આપના જેવું કોઇ બળવાન્ નથી. આટલા બધામાં આપનું બાહુબળ સહન કરી શકે એવો એક પણ વીર છેજ નહિ, જેવી

રીતે કાળના પાશમાં સપડાયલો માણસ કદિ જીવી શકતો નથી, તેવીજ રીતે આપની બાથમાં આવેલો કોઇપણ વીર આત્મ-રક્ષા કરવાને સમર્થ નથી એટલા માટેજ મ્હેં દુર્યોધને તૈયાર કરાવેલું ભીમનું પુતળું આપને આપ્યું હતું. આપનું મન પુત્રશોકથી અતિશય ખીન્ન અને ધર્મ-ભાવ વગરનું થઇ ગયેલું હોવાથીજ આપે ભીમસેનનો વિનાશ કરવાનો વિચાર કર્યો હતો. પરંતુ ખરી રીતે આપે તેનો સંહાર કરવો જોઇતો નથી. આપના પુત્રો કદિપણ જીવવાના હતાજ નહિ, કેમકે તેમ થવાનું હોત તો આ યુદ્ધ ન થવા દેવા અને સન્ધિ કરવા મ્હેં જે પ્રયત્નો કર્યાં હતા તે મિથ્યા જાતજ નહિ માટે હવે આપ શાંત થઇ શોકનો ત્યાગ કરો."

ત્યારપછી સેવકોએ મહારાજા ધૃતરાષ્ટ્રને સ્નાનાદિ શૌચક્રિયા કરાવી, એટલે મહાત્મા વાસુદેવ ફરીથી કહેવા લાગ્યા, " હે નરનાથ ! આપ સમસ્ત કાર્યાકાર્યનો નિશ્ચય કરવામાં સમર્થ, દુરદર્શી, અને વેદ, પુરાણ અને રાજધર્મ વગેરે વિવિધ શાસ્ત્રોમાં પારંગત છો, તો પછી પોતાનો અપરાધ હોવા છતાં આ પ્રમાણે શા માટે ક્રોધ કરો છો ? જ્યારે હું વિષ્ટિ કરવા આવ્યો ત્યારે પણ મ્હેં, અને ભીષ્મ, દ્રોણ, વિદુર, અને સંજય વગેરે સઘળાએ આપને કહ્યું હતું કે પાંડવો આપના કરતાં વધારે બળવાન છે; માટે સંધિ કરવામાંજ લાભ છે. મ્હેં આપને સંધિ કરવાને ઘણું ઘણું કહ્યું હતું, પરંતુ આપે તે ઉપર બીલકુલ લક્ષ્ય આપ્યું નહિ. મ્હેં આપને દુર્યોધનને યોગ્ય શિક્ષા કરી તેનો ત્યાગ કરવાનું પણ કહ્યું હતું, પરંતુ આપ તેમ કરવાને પણ સંમત થયા હતા નહિ. એ ચંચળ મનના દુર્યોધનના અને તેના દુષ્ટ મિત્રોના કહ્યા પ્રમાણે ચાલવાથીજ આપની આ દુર્દશા થઇ છે. તો પછી આપ ભીમસેનનો સંહાર કરવાની કેમ ઇચ્છા કરો છો ? ભીમે શો અપરાધ કર્યો છે? જે નીચે પોતાની દુષ્ટતાની પરાકાષ્ટાએ પ્હોંચી સતી દ્રૌપદીને ભર સભામાં લાવી. તેમનું અપમાન કર્યું હતું, તેનુંજ વેર ભીમસેને લીધું છે. માટે હવે આપે પોતે નિરપરાધી પાંડવોને કેટલો બધો અન્યાય આપ્યો છે, અને દુર્યોધને તેમની ઉપર કેટલા

અત્યાચાર કર્યા છે, તેનો વિચાર કરી ક્રોધનો ત્યાગ કરેવો ઘટે છે."

મહાત્મા કેશવનાં આ વચનો સાંભળીને મહારાજા ધૃતરાષ્ટ્રનો ક્રોધ ઉતરી ગયો, તેઓ પોતાના કાર્યમાટે પશ્ચાત્તાપ કરવા લાગ્યા, અને દીર્ઘ નિશ્વાસ નાંખીને કહેવા લાગ્યા. "હે માધવ! આપે જે કાંઈ કહ્યું તે સત્ય છે પરંતુ બળવાન્ પુત્ર પ્રેમથી મ્હારૂં ધૈર્ય જતું રહ્યું હતું, અને તેથી મ્હેં ભીમસેનને મારવાનો વિચાર કર્યો હતો. સુભાગ્યે આપે ભીમસેનની રક્ષા કરી, તેથી તે મ્હારી બાથમાં આવ્યો નહિ. આવ્યો હોત તો જરૂર તેનો વિનાશ થઇ જાત. હે કેશવ! આપના આ કાર્ય માટે આપને ખરેખરો ધન્યવાદ ઘટે છે. હવે હું શાન્ત થયોછું. અને મ્હારો શોક દૂર થઇ ગયો છે, માટે ભીમસેનને મ્હારી પાસે મોકલો, એટલે હું તેને આદર પૂર્વક આલિંગન કરી કુશળ સમાચાર પુછું. હે દેવકીનંદન! મ્હારા પુત્રો, અને બીજા અનેક ભૂપતિયો મરણ પામ્યા છે, માટે પાંડવોજ મ્હારી પ્રીતિ અને આશીર્વાદને પાત્ર થશે." આ પ્રમાણે કહી મહારાજા ધૃતરાષ્ટ્ર રૂદન કરતાં કરતાં ભીમસેન, અર્જુન, નિકુળ અને સહદેવને આલિંગન કરી તેમના કુશળ સમાચાર પુછી આશીર્વાદ આપવા લાગ્યા.

# ગાંધારીનું ધૈર્ય.

(ભીમના અન્યાય યુક્ત ગદા યુદ્ધ માટે યુધિષ્ઠિરની આશંકા શ્રીકૃષ્ણનું હસ્તિનાપુર જવું, અને ગાંધારીને સાન્ત્વન કરવું-ગાંધારીની ક્ષમા બતાવવી-ગાંધારીનો શાપ આપવાનો વિચાર-વ્યાસ દેવનું આવાગમન અને તેમનો ઉપદેશ ગાંધારીના કોપની શાન્તિ-રણભૂમિ જોઇને ગાંધારીનો વિલાપ-કૃષ્ણ અને યદુવંશ પ્રતિ ગાંધારીનો અતિશાપ-કૃષ્ણનો જવાબ ચરિત્ર-સમાલોચના.)

મહારાજા યુધિષ્ઠિર, અન્યાયયુક્ત ગદા યુદ્ધમાં ભીમસેનને હાથે દુર્યોધનને મરેલો જોઇને વિચાર કરવા લાગ્યા કે, "દુર્યોધન ન્યાય પ્રમાણેજ યુદ્ધ કરતો હતો. પરંતુ અમે તેને ગદાયુદ્ધના નિયમોનું ઉલ્લંઘન કરીનેજ મારી નાખ્યો છે માટે જ્યારે આ સમાચાર માતા ગાંધારીના સાંભળવામાં આવશે ત્યારે તેઓ પુત્રના શોકથી અને ક્રોધથી અધીરાં થઇ જશે, અને અમને સઘળાંને બાળીને ભસ્મ કરી નાંખશે. મહા સતી ગાંધારી પાંડવો તો શું, પરંતુ ત્રણે લોકને બાળીને ભસ્મ કરવાને સમર્થ છે માટે સૌથી પહેલાં તેમના કોપની શાન્તી કરવી જોઇએ." આ પ્રમાણે મનમાં વિચાર કરી મહારાજા યુધિષ્ઠિર ભગવાન્ વાસુદેવને કહેવા લાગ્યા કે-"હે કેશવ! તમે અમારા મિત્ર-શુભેચ્છક છો, આપની કૃપાથી આજે અમારૂં રાજ્ય નિષ્કંટક થયું છે. તમે અમારી સમક્ષ આ લોમહર્ષણ સંગ્રામમાં અતિશય દુઃખ ભોગવ્યું છે. હે જનાર્દન! તમે અમારે માટે વારંવાર જે ગદાના પ્રહારો, બાણો, અને શક્તિ, ભિંદિપાલ, તોમર અને પરશુ વગેરે વજ્ર જેવા અસ્ત્ર શસ્ત્રના

આઘાતો, અને શત્રુઓના અતિ કઠોર વચનો સહન કર્યા છે તે સઘળાં આજે દુર્યોધનના વિનાશથી સાર્થક થયાં છે. પરંતુ આજે અમારા બધાની રક્ષા કરવાને તમારે એક બીજો પણ શ્રમ લેવો પડશે. અમારા મ્હોટા કાકા મહારાજા ધૃતરાષ્ટ્રના પત્ની માતા ગાંધારીએ અતિ કઠોર તપશ્ચર્યાઓ કરીને પોતાનું શરીર સુકવી નાખ્યું છે. તેઓ જ્યારે પોતાના પુત્ર અને પૌત્રોના મરણના દુઃખદ સમાચાર સાંભળશે, ત્યારે બહુજ ખેદ પામીને શાપથી અમને ભસ્મ કરી નાંખશે માટે મ્હારા ધારવા પ્રમાણે પહેલાં તેમને પ્રસન્ન કરવાં એજ શ્રેયષ્કર છે. આ વખતે તે શોક સાગરમાં ડુબી ગયેલાં ક્રોધપરાયણ ગાંધારી પાસે તમારા સિવાય બીજા કોઇપણ જઇ શકે એમ નથી. માટે તમેજ તેમના ક્રોધની શાન્તિ કરી આવો. હે કૃષ્ણ ! તમે અવ્યય અને પ્રાણી માત્રના ઉત્પત્તિ અને સંહારના કર્તા છો. તમે યુક્તિ પૂર્વક આપના અપૂર્વ બુદ્ધિ બળથી ગાંધારીને શાન્ત કરવાને સમર્થ થશો, વળી મહાત્મા કૃષ્ણ દ્વૈપાયન પણ ત્યાં જશે. માટે અમારા હિતને માટે અમારા કાકી–માતા–ગાંધારી પાસે જઇને તેમના ક્રોધને સમાવી દો. એ આપનો મુખ્ય ધર્મ છે. ”

ધર્મરાજના વચનો સાંભળીને શ્રીકૃષ્ણ ભગવાન્ તેજ વખતે રથમાં બેઠા, અને તેના પૈડાના ઘર્ઘર શબ્દો દિશાઓ ગજાવી મુકતાં હસ્તિનાપુરમાં આવી પહોંચ્યા. ત્યાર પછી તેઓ રથમાંથી ઉતરી મહારાજા ધૃતરાષ્ટ્રના મહેલમાં ગયા, અને સૌથી પહેલાં મહર્ષિ કૃષ્ણ દ્વૈપાયનના દર્શન અને પાદવંદન કરી મહારાજા ધૃતરાષ્ટ્ર અને ગાંધારીને પ્રણામ કર્યા. તે પછી તેઓ મહારાજા ધૃતરાષ્ટ્રનો હાથ પકડી કરૂણ સ્વરે રૂદન કરવા લાગ્યા, અને થોડી વાર વિલાપ કરી જળ વડે પોતાની બન્ને આંખો ધોઇ નાખી રીતરિવાજ પ્રમાણે આચમન કરી તેમને આશ્વાસન આપવા લાગ્યા. “ હે સુબળનંદિનિ ! આ લોકમાં આપના જેવી કોઈ પણ સ્ત્રી દષ્ટિગોચર થતી નથી. તમે સભામાં મ્હારા દેખતાંજ આપના પુત્રોને બન્ને પક્ષનું હિત થાય એવો ધર્માર્થ યુક્ત ઉપદેશ આપ્યો હતો, પરંતુ આપના પુત્રોએ આપનો ઉપદેશ બીલ-

કુશળ આવ્યો નહિ. આપે તેજ વખતે દુર્યોધનનો તિરસ્કાર કરીને કહ્યું હતું કે, " હે મૂઢ ! હું કહું છું કે, જ્યાં ધર્મ છે ત્યાં જ જય છે. આ વખતે આપના શબ્દો કાર્યના રૂપમાં ફેરવાઈ ગયા છે, માટે આપ આદિ અન્ત સુધી જે કાંઈ બન્યું છે તેનો વિચાર કરી શોકનો ત્યાગ કરો. હે સતિ ! તમે ધારો તો તમારા તપોબળના પ્રભાવથી પોતાના ક્રોધાગ્નિથી ચરાચર વિશ્વને બાળી નાખવાને સમર્થ છો. પરંતુ કૃપા કરીને પાંડવોનો વિનાશ કરવાની ઇચ્છા કરશો નહિ. હવે કુળરક્ષા, પિંડદાન, અને પ્રેતકર્મ જેવાં દરેક કાર્યો-પાંડવો-ના ઉપરજ આધાર રાખે છે. આપના તરફ ધર્મરાજ યુધિષ્ઠિરને બાળપણ થીજ કેવો સ્નેહ અને ભક્તિભાવ છે તે આપનાથી અજાણ્યું નથી. હમણાં પોતાના સઘળા શત્રુઓનો વિનાશ થયેલો હોવા છતાં પણ તેઓ રાત્રિદિવસ દુઃખાગ્નિમાં બળ્યા કરે છે, અને તમને પુત્ર શોકથી અતિશય ખિન્ન અને વ્યાકુળ થએલાં સાંભળીને તમારી પાસે પણ આવી શકતા નથી."

પુત્ર શોકના જેવો શોક નથી. અલ્પમતિની અબળા સ્ત્રી જાતિની વાત-તો દૂર રહી પરંતુ હિમાલય જેવો અચળ, સમુદ્ર જેવો ગંભીર અને બૃહ-સ્પતિ જેવો બુદ્ધિમાન્ પણ પુત્ર શોકથી અધીરો થઇ જાય છે. તેની સાથે સરખાવતાં ગાંધારીના ધૈર્યને હજાર રીતે ધન્યવાદ ઘટે છે. તેમના ધૈર્યથી અટકાવેલો શોકરૂપી પ્રવાહ તેમના હૃદયના બંધનોને તોડી નાંખી મહા મહેનતે પ્રાપ્ત કરેલા જ્ઞાનરૂપ બંધનોનો વિનાશ કરી શકયો નહિ. તેઓ મહાત્મા વાસુદેવનાં વચનો સાંભળીને કહેવા લાગ્યા, " હે કેશવ ! તમે જે કાંઇ કહો છો, તે સત્ય છે, દારૂણ શોકના આવેગને લીધે મ્હારૂં મન ચળી ગયું હતું, પરંતુ તમારાં વચનો સાંભળીને તે શાન્ત થઈ ગયું છે. ગમે તેમ હો, પરંતુ વૃદ્ધ રાજા એક તો અંધ, અને વળી હવે પુત્ર વગરના થઇ ગયા છે. હવે તેમનો પણ આધાર પાંડવો ઉપરજ છે." આ પ્રમાણે કહીને ગાંધારી પોતાના વસ્ત્રથી મુખ ઢાંકી દઇને રૂદન કરવા લાગ્યાં. બહુજ શાન્ત પ્રકૃતિનો માણસ પણ પોતાના પુત્રને મારનાર ઉપર ક્રોધ કરી તેનું વેર લેવાની ઇચ્છા કરે છે, પરંતુ મહા સતી ગાંધારીએ પોતાના અસાધારણ ધૈર્યથી

ક્રોધને શમાવી દઇ પાંડવોને ક્ષમા આપી હતી. આ પ્રમાણે ગાંધારીને શાન્ત કરી મહાત્મા શ્રીકૃષ્ણ પાછા પાંડવોની છાવણીમાં આવી પહોંચ્યા.

પરંતુ શોકનો ધર્મ એવો છે કે તે દરેક વખતે એક સરખો રહેતો નથી, કેટલીક વખત તે વીંછીના ડંખની માફક બળી ઉઠે છે. એક દિવસ મહાત્મા વાસુદેવ અને પાંડવો ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી ગાંધારી પાસે ગયા. તે વખતે તેમને એકાએક ક્રોધ થઇ આવ્યો અને તેઓ મહારાજા ધર્મરાજને શાપ આપવાનો વિચાર કરવા લાગ્યા, પરંતુ તે સમયે દિવ્ય દષ્ટિવાળા અને પ્રાણી માત્રના મનના વિચારો જાણનાર સત્યવતીના પુત્ર— મહાત્મા વેદવ્યાસ ગાંધારીનો આ દુષ્ટ વિચાર જાણીને ભાગીરથીના પવિત્ર જળમાં સ્નાન કરી ત્યાં આગળ આવી પહોંચ્યા અને પોતાની પુત્ર-વધૂને શાન્ત કરવાને કહેવા લાગ્યા, "હે કલ્યાણિ! તેં પૂર્વેજ દુર્યોધનને 'વત્સ જે સ્થાને ધર્મ છે, તેજ સ્થાને જય છે.' એ વચનો કહ્યાં હતાં. મહાત્મ પાંડવો તુમુલ યુદ્ધમાં અસંખ્ય નરપતિઓનો સંહાર કરી છેવટ વિજય મેળવી તારી આજ્ઞા પ્રમાણે વર્તે છે. હે દેવિ!. તું પ્રાણી માત્રનું હિત કરનારી છે. તારૂં વચન કદિ પણ મિથ્યા જવાનું નથી. પૂર્વે તારામ અસાધારણ ક્ષમા હતી, તો હવે તું તારા એ સદ્ગુણનો શા માટે ત્યાગ કરે છે? આ વખતે અધર્મનો પરાજય કરવો એજ તારૂં કર્તવ્ય છે, જે સ્થાને ધર્મ હોય તેજ સ્થાને વિજય હોવો જોઇએ. માટે હે સતિ! તારા ધર્મ અને પુર્વોક્ત વચનો યાદ કરી ક્રોધનો ત્યાગ કર," તે સાંભળીને ગાંધારીએ કહ્યું." ભગવન્! પાંડવો ઉપર મ્હને દ્વેષ નથી, પરંતુ પુત્ર-શોકને લીધે મ્હારૂં અન્તઃકરણ બહુ વિહ્વલ થઈ જાય છે. કુન્તી જેમ પાંડવની રક્ષા કરે છે, તેમ મ્હારે અને મહારાજા ધૃતરાષ્ટ્રે પણ તેમની રક્ષા કરવી જોઇએ. કૌરવો પોતાના અહંકારને લીધેજ સંગ્રામમાં મરણ પામ્યા છે, તે માટે મને ક્રોધ થતો નથી. પરંતુ ભીમે દુર્યોધનને ગદા યુદ્ધ કરવા બોલાવી તેને પોતાના કરતાં વધારે યુદ્ધ-નિપુણ જોઇ મહાત્મા વાસુદેવની સમક્ષ તેની નાભિથી નીચેના ભાગમાં ગદા મારી તેથીજ મ્હ

ક્રોધ ચઢયો છે. યુદ્ધમાં પોતાના પ્રાણની રક્ષા કરવા, શાસ્ત્રમાં દર્શાવેલા ધર્મ નિયમોનું ઉલ્લંઘન કરવું એ શું વીરપુરૂષને ઉચિત છે ?"

મહાવીર ભીમસેન ગાંધારીનાં વચનો સાંભળીને ભય પામી વિનયપૂર્વક પોતાના દોષના બચાવમાં અનેક જુદા જુદા કારણો બતાવવા લાગ્યો. ત્યારે ગાંધારીએ કહ્યું, "વત્સ ! તેં મ્હારા એકસો પુત્રોમાંથી જેણે તારો થોડો અપરાધ કર્યો હોય, તેવા એક પુત્રને પણ જીવતો કેમ ન રહેવા દીધો ? એ એક પુત્ર પણ અમારા આંધળાની લાકડી રૂપ થઈ પડત. હાલમાં અમે વૃદ્ધ થઇ ગયાં છીએ, અમારૂં રાજ્ય પણ જતું રહ્યું છે, તો હવે તમેજ અમારા પુત્ર રૂપ છો. છતાં તમે જો ધર્મ પ્રમાણે વરત્યા હોત તો અમને આટલું બધું દુઃખ થાત નહિ !! ભીમસેનને આ પ્રમાણે જવાબ દઇને મહા સતી ગાંધારી ક્રોધ કરીને ફરીથી "હમણાં ધર્મરાજ ક્યાં છે ?" એમ બોલી ઉઠયાં. તે સાંભળીને મહારાજા ધર્મરાજે હાથ જોડી કંપતે શરીરે તેમની પાસે જઈને નમ્રતાથી કહ્યું, "માતાજી ! આપના પુત્રોને હણનાર, બહુજ નિર્દય નરાધમ, અને આપના રાજ્યના વિનાશનો એક માત્ર હેતુ સ્વરૂપ યુધિષ્ઠિર આપની પાસેજ ઉભો છે. માટે આપ તેને અભિશાપ આપો. આર્યે ! હું મિત્રદ્રોહી, મહાનીચ, અને મૂઢ છું. મ્હેંજ જ્યારે તમારા જેવા સુહૃદોનો વિનાશ કર્યો હોય, તો મ્હારે આ રાજ્ય, જીવન, અને ધનનું કાંઇપણ કામ નથી." આ પ્રમાણે કહેતાં કહેતાં ધર્મરાજ ગાંધારીના ચરણમાં આળોટી પડયા. આ વખતે મહાસતી ગાંધારીએ કાંઇ પણ પ્રત્યુત્તર ન આપતાં દીર્ઘ નિશ્વાસ મુકી આવરણમાંથીજ મહાત્મા ધર્મરાજની આંગળીના ટેરવાં સામું જોયું, અને તે ઉપર તેમની દૃષ્ટિ પડતાંજ ઉપરનો નખ બળી ગયો. તે જોઇને અર્જુન ભય પામી વાસુદેવની પાછળ ભરાઇ ગયો, અને બીજા પાંડવો પણ ભય પામી આમ તેમ ન્હાસવા લાગ્યા. તે જોઇને મહા સતી ગાંધારી પોતાનો ક્રોધ સમાવી દઇ માતાની પેઠે તેમને આશ્વાસન આપવા લાગ્યાં.

ત્યાર પછી બ્રહ્મચારિણી પતિપરાયણ ગાંધારી મહર્ષિ કૃષ્ણ-દ્વૈપાયને

આપેલા વચનના પ્રભાવથી દિવ્યચક્ષુઓથી ત્યાંથીજ કૌરવોના રણક્ષે
અવલોકન કરી કરુણ સ્વરે વિલાપ કરવા લાગ્યા, અને તે પછી કૌરવ–સ્
લાઓ સાથે કુરૂક્ષેત્રમાં જઇ દુર્યોધનને જોતાંજ મૂર્ચ્છિત થઇ મૂળમ
કપાયેલી કેળની પેઠે ભૂમિપર પડ્યાં. થોડી વાર પછી તેઓ શુદ્ધિમાં આ
એટલે દુર્યોધનના લોહીથી ખરડાયેલા શરીરને આલિંગન કરી " હા પુ
" હા પુત્ર " કહીને મ્હોટેથી રૂદન કરતાં કરતાં તેના હારથી વિભૂષિત વિશ
વક્ષઃસ્થળને પોતાનાં અશ્રુ બિંદુઓથી ભીંજવવા લાગ્યાં. ત્યારપછી શ્રીકૃ
બોલાવી રણભૂમિમાં પડેલા અસંખ્ય વીરોના મૃત–દેહને બતાવી તેમં
આ ભીષણ લોક ક્ષયનું મૂળ કારણ માની લઇ ક્રોધપૂર્વક કહેવા લાગ
" હે કૃષ્ણ ! મ્હેં મ્હારા પતિની સેવા કરીને જે કાંઇ પુણ્ય એકઠું કર્યું
તે દુર્લભ પુણ્યના પ્રભાવથી તમને અભિશાપ આપું છું કે તમે જે પ્રમ
કૌરવ અને પાંડવોના જ્ઞાતિ–વિનાશ તરફ ઉપક્ષા બતાવી છે, તેજ પ્રમ
તમારો જ્ઞાતિ વર્ગ પણ તમારાથીજ વિનાશ પામશે. આજથી છત્રીશ
વર્ષ ઉપર તમે અમાત્ય, જ્ઞાતિ, અને પુત્ર પરિવાર વગરના થઇને વ
ભમતાં ભમતાં બહુજ ખરાબ રીતે વિનાશ પામશો, અને તમારી સ્ત્રી
અમારી પેઠે સ્વામી, પુત્ર, અને બંધુ બાંધવ વગરની થઇને વિલાપ
શોકમાં દિવસ નિર્ગમન કરશે. મહા સતી ગાંધારીનો આ અભિશાપ સાં
શ્રીકૃષ્ણ હસતાં હસતાં જ કહેવા લાગ્યા' "દેવિ ! મ્હારા સિવાય યદુવંશ
વિનાશ કરવાને કોઇ પણ સમર્થ નથી. મ્હેં એ યદુવંશની ઘણાકાળ સુ
રક્ષા કરી છે, અને તેથી આજે તમે મ્હને મ્હારૂં કર્તવ્ય જ બતાવ્યું
યાદવોનો દેવ, દાનવ, કે મનુષ્ય સંહાર કરી શકે એમ નથી માટે તે
પરસ્પર યુદ્ધ કરીને જ વિનાશ પામશે."

આહા ! ધર્મશીલા મહાસતી ગાંધારીનું ધૈર્ય કેવું અપૂર્વ છે ? તેમ
જે ક્રોધાગ્નિ ધર્માનુરાગથી ઉત્પન્ન થયો હતો, તે ધર્મોપદેશથીજ શા
થયો છે. ભીમસેનનું અન્યાયયુદ્ધ જ તેમના ક્રોધનું મુખ્ય કારણ હતું. પ
વ્યાસ અને વાસુદેવના ઉપદેશથી, અને મહારાજા યુધિષ્ઠિરના વિનયથી

ઢબાવી દેવાને સમર્થ થયા હતા. ત્યાર પછી એક વખત અતિશય શોક થઇ જવાથી ધૈર્ય-ચ્યુત થઈ વિશ્વનિયંતા વાસુદેવનેજ ખરેખરા અપરાધી ધારી તેમને શાપ આપ્યો હતો. પરંતુ શ્રીકૃષ્ણ નિર્વિકારી યોગીપુરૂષ હતા. તેઓ ગાંધારીના શાપથી શા માટે ક્ષોભ પામે ? તેમણે જગતના કલ્યાણ માટે અધાર્મિક કૌરવોનો વિનાશ કરાવેલો હોવા છતાં, પતિવ્રતા ધર્મશીળા ગાંધારીના વચનોનો અનાદર કર્યો નહિ, તેમણે પોતાના ભક્ત પાંડવોને ક્રોધાગ્નિથી બળતાં બચાવી લઈ પ્રસન્નતાથી પોતાનીજ આહુતિ આપી હતી. તેમને મન સુખ અને દુઃખ, જીવન અને મરણ, માન અને અપમાન, ખ્યાતિ અને નિંદા વગેરે સમાનજ હતાં, ગાંધારીના અભિશાપમાં જે કાંઇ રહસ્ય હતું, તેના પ્રવર્તક પોતે જ હતા, અને તેથીજ તેમણે આત્મ-વિસર્જન કર્યું ન્હોતું. તેમણે મહા સતી ગાંધારીના વચનની રક્ષા, અને તેમનો ક્રોધ શાન્ત કરી આશ્વાસન આપવામાં પોતાની મહત્તા બતાવી આપી છે. નારી જાતિ તરફ અસલના હિંદુઓ કેવું સન્માન બતાવતા હતા, અને તેમની તરફ કેવી દયાળુ રીતે વર્તતા હતા, તે શ્રીકૃષ્ણના ચરિત્રમાં સ્પષ્ટ જણાઇ આવે છે.

આ પ્રબંધમાં અમે સાથે સાથે કૌરવ—દંપતીનું ચરિત્ર પણ ચિતર્યું છે. ધૃતરાષ્ટ્ર અને ગાંધારી બન્ને પુત્રના શોકથી અતિશય અધીરાં થઇ પાંડવોનું અહિત કરવાને તૈયાર થઈ ગયાં હતાં. ધૃતરાષ્ટ્રે પોતાનો દુષ્ટ વિચાર સિદ્ધ કરવાના હેતુથી ભીમસેનને આલિંગન કરવા બોલાવ્યો પરંતુ ચતુરચૂડામણિ કેશવે તેને બદલે ભીમના લોઢાના પુતલાને આગળ ધરી ભીમસેનની રક્ષા કરી હતી. અંધરાજ લોઢાના ભીમના ચુરેચુરા કરી નાંખી કેવા હાસ્યાસ્પદ થયા હતા તે વાંચકોને પહેલાંજ માલમ પડ્યું છે. વાસુદેવે પોતાની કુશળતાથી ભીમની રક્ષા કરી કૌરવપતિને જે સુશિક્ષા આપી હતી, તેણેજ સંજીવની સુધાની પેઠે તેમના શોકથી બળતા હૃદયમાં શાન્તિનો પ્રવાહ વહેવરાવ્યો હતો. સંજય, વિદુર, અને વ્યાસદેવના સેંકડો ઉપદેશથી પણ જેના મનની મલિનતા દૂર થઇ ન્હોતી, તે શ્રીકૃષ્ણના આ અપૂર્વ ચાતુર્યથી એકાએક નષ્ટ થઇ હતી, અને તેને પ્રભાવેજ તેમણે પોતાની દુર્બુદ્ધિ માટે

પશ્ચાત્તાપ કરી પાંડવોને સ્નેહપૂર્વક આલિંગન કરી આશીર્વાદ આપ્યો હતો, પરંતુ ગાંધારી કપટ–બુદ્ધિથી પાંડવોનું અનિષ્ટ કરવાને તૈયાર થયાં ન્હોતાં. તેમની ધર્મ–બુદ્ધિજ તેમના ક્રોધના મૂળ કારણ રૂપ હતી, તે છતાં તેઓ પોતાના અસામાન્ય ધૈર્ય–ગુણથી ક્ષમા બતાવતાં ખંચાયા ન્હોતાં. ધૃતરાષ્ટ્રે બળવાન્ પુત્ર—પ્રેમને વશ થઈને પોતાના મનની દુર્બળતા બતાવી હતી, પરંતુ ગાંધારી પોતાના અસાધારણ પાતિવ્રત્યે અને તપના પ્રભાવથી જગદ્‌ગુરૂ શ્રીકૃષ્ણને પણ અભિશાપ દેવાને સાહસ કરી શક્યાં હતાં. શ્રીકૃષ્ણે ધૃતરાષ્ટ્રની દુર્વાસના દૂર કરી તેમને સમુચિત શિક્ષા આપી હતી. પરંતુ તેઓ પતિ–પરાયણા સતી ગાંધારીના વચનનો અનાદર કરી શક્યા ન્હોતા. મહાત્મા વાસુદેવના આ પ્રકારના ભિન્ન ભિન્ન વ્યવહારનો વિચાર કરતાં કૌરવ–દંપતીના ચરિત્રબળનું તારતમ્ય જણાઇ આવશે.

---

## યુધિષ્ઠિરનો મોહ.

---

(કર્ણનો ખરેખરો પરિચય થતાં મહારાજા ધર્મનો આક્ષેપ, કુન્તી તરફ યુધિષ્ઠિરનો અભિશાપ–યુધિષ્ઠિરનો વૈરાગ્ય–અર્જુન વગેરેનો ઉપદેશ–વ્યાસ અને વાસુદેવના ઉપદેશથી યુધિષ્ઠિરનો શોક ત્યાગ–યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક–બાણશય્યા ઉપર સુતેલા ભીષ્મપિતામહ પાસે ધર્મરાજ અને શ્રીકૃષ્ણનું આગમન–કૃષ્ણ ભીષ્મપિતામહનો ઉપદેશ–ભીષ્મનો દેહત્યાગ–યુધિષ્ઠિરનો પરિતાપ–કૃષ્ણનો ઉપદેશ.)

---

મહારાજા ધૃતરાષ્ટ્ર અને પાંડવોનો, કૌરવ કુટુંબની સ્ત્રીઓ સહિત યુદ્ધમાં મરણ પામેલા વીરક્ષત્રિયોના આત્માની શાન્તિ માટે તેમનું ઉદક

કાર્ય કરવાને પતિત પાવની ભાગિરથીને કિનારે આવી પહોંચ્યા; અને તેમનાં નામનો ઉચ્ચાર કરીને વિધિપૂર્વક જળની અંજલિયો આપવા લાગ્યા. તે વખતે કુન્તાજી શોક વિહ્વળ ચિત્તે આંસુ સારતાં કહેવા લાગ્યાં, "હે પુત્રો! જે મહાવીર અર્જુનને હાથે મરણ પામ્યો છે, જેને તમે દાસી રાધાનો પુત્ર ગણતા હતા, અને જેનો સંહાર કરીને તમે યશ અને વિજય મેળવવાની ઇચ્છા કરતા હતા, તે મહાવીર કર્ણના નામની જળાંજલિ આપો. તે સહજ-કવચ, કુંડળધારી વીરવર તમારો મ્હોટો ભાઇ હતો, અને તેણે ભગવાન દિવાકરના ઔરસથી મ્હારા ગર્ભમાંજ જન્મ લીધો હતો." માતા કુન્તાજી-નાં આ વચનો સાંભળીને યુધિષ્ઠિરાદિ પાંચે ભાઇઓ કર્ણને માટેજ બહુજ શોક કરવા લાગ્યા અને મહાત્મા યુધિષ્ઠિર કર્ણના શોકથી મરણતોલ થઇ જઇ જનનીને કહેવા લાગ્યા, 'હે આર્યે! જેના બાહુબળથી અમે સઘળા ભય પામતા હતા, તેને આપે વસ્ત્રથી ઢાંકી રાખેલા અગ્નિની પેઠે શા માટે ગુપ્ત રાખ્યો? અમને અભિમન્યુ, દ્રૌપદીના પાંચ પુત્રો અને પાંચળો, અને કૌરવોના વિનાશ માટે જેટલો શોક નથી થતો, તેના કરતાં વધારે શોક કર્ણના વિનાશથી થાય છે. આજે કર્ણનો વિરહ અમને અગ્નિની પેઠે બાળે છે. હાય! તમે પહેલાંજ આ ગૂઢ વૃત્તાંત કહ્યું હોત તો અમને સ્વર્ગીય વસ્તુ પણ દુર્લભ થાત નહિ, અને કૌરવકુળનો ક્ષય કરનાર આ ભીષણ હત્યા-કાંડ પણ સંભવત નહિ." આ પ્રમાણે નાના પ્રકારના વિલાપ અને પરિ-તાપ કરીને અતિશય દુઃખી થઇને મહારાજા યુધિષ્ઠિરે કર્ણની સ્ત્રીયોને બોલાવી મંગાવી. તેના આત્માની શાન્તિ માટે વિધિ પ્રમાણે દૈહિક ક્રિયા કરીને શોકાકુળચિત્તે ભાગીરથીના જળમાંથી બહાર નીકળ્યા.

આ પ્રમાણે મહાત્મા યુધિષ્ઠિર પોતાના ભાઇઓ સહિત કર્ણની અં-ત્યેષ્ટિ ક્રિયા, અને અન્યાન્ય મિત્રોની તર્પણ ક્રિયા કરીને પોતાની વિશુદ્ધિને માટે એક માસ સુધી ગામ બહાર ભાગીરથીના તટ ઉપર રહેવા લાગ્યા. તે સમયે પોતાના શિષ્યો સહિત મહાત્મા વ્યાસદેવ, નારદ, દેવળ, દેવસ્થાન, અને કણ્વ વગેરે સિદ્ધ મહાત્મા ઋષિઓ, અને બીજા પણ

અનેક વિદ્વાન સ્નાતકો અને ગૃહસ્થ બ્રાહ્મણો, મહારાજા યુધિષ્ઠિરને મળવાને ત્યાં આગળ આવ્યા. ધર્માત્મા યુધિષ્ઠિર તેમને જોતાંજ ઉભા થઇ તેમનો આદર સત્કાર કરી પૂજન કર્યું, એટલે તે પૂજ્ય મહાત્માઓ તેમની પાસે અમુલ્ય આસનો ઉપર બેસીને તેમને આશ્વાસન આપવા લાગ્યા. ત્યાર પછી મહર્ષિ નારદે ધર્મરાજને કુશળ સમાચાર પુછ્યા, એટલે તેઓ પોતાના બંધુ, બાંધવ અને મિત્રોને યાદ કરીને ફરીથી શોક કરવા લાગ્યા, અને કુન્તાજીએ કર્ણનો ખરેખરો પરિચય ગુપ્ત રાખી તેમને ભ્રાતૃ વિચ્છેદના પાપમાં નાખ્યા તે માટે પરિતાપ કરવા લાગ્યા. ત્યાર પછી મહાત્મા નારદ મહાવીર કર્ણના જીવન-વૃત્તાંતનું સવિસ્તર વર્ણન કરી યુધિષ્ઠિરને આશ્વાસન આપવા લાગ્યા. શોકથી પરિતાપ પામતાં કુન્તાજી પણ ધર્મરાજને સંબોધીને મધુર વાકયથી કહેવા લાગ્યાં, " વત્સ ! યુદ્ધ થતા પહેલાં મ્હેં અને ભગવાન્ ભાસ્કરે—બન્નેએ—કર્ણને સદુપદેશ આપ્યો હતો, પરંતુ કર્ણ કોઇ પણ રીતે તારી સાથે મળવાને સંમત થયો નહિ, એટલુંજ નહિ પરંતુ તેણે તમારી તરફ બહુજ દ્વેષ બતાવ્યો હતો અને તેથીજ મ્હેં દુર્વિનથી કર્ણનો અનાદર કર્યો હતો ."

શોકાકુળ મહાત્મા ધર્મરાજ માતાનાં આ વચનો સાંભળી આંસુ સારતા કહેવા લાગ્યા, "જનનિ ! આપે કર્ણનું જીવન વૃત્તાંત ગુપ્ત રાખ્યું તેથીજ અમારે આ વિષમ દુઃખ વેઠવું પડયું છે, માટે હું શાપ દઉં છું કે કોઇપણ દેશમાં કોઇ પણ રમણી કોઇ પણ વાત ગુપ્ત રાખી શકે નહિ." મહારાજા યુધિષ્ઠિર આ પ્રમાણે સ્ત્રી જાતિને અભિશાપ આપીને પુત્ર, પૌત્ર, અને બંધુ બાંધવોને યાદ કરી બહુજ ઉદ્વિગ્ન ચિત્તે ધુમાતા અગ્નિ પેઠે મૌનધારણ કરી બેસી રહ્યા. ત્યાર પછી તેઓ તે અમત્ય શોકને લીધે વારંવાર દીર્ઘ નિશ્વાસ નાખી અર્જુન તરફ જોઇને કહેવા લાગ્યા, " ધનંજય ! આપણા જ્ઞાતિબંધુઓનો વિનાશ કરીને આપણે બહુજ દુર્દશામાં આવી પડ્યા છીએ. હવે મ્હારાથી આ દુઃખ સહન થતું નથી માટે ચાલ, આપણે યાદવ નગરમાં જઇને ભિક્ષા માગી ખાઇએ. "ધર્મરાજના

આવા શોક મોહયુક્ત અને રાજ્ય ભોગનો પરિત્યાગ કરી વનવાસ, તપસ્યા, અને ભિક્ષા-વૃત્તિ ધારણ કરવાના વિચારો સાંભળીને મહાવીર અર્જુન વડિલ બંધુનો અસામયિક વૈરાગ્ય જોઇને અતિશય દુઃખ પામી કહેવા લાગ્યો, " મહારાજ ! રાજવંશમાં જન્મ ગ્રહણ કરી અને ધર્મ પ્રમાણે પૃથિવીને જીતી લઇ નપુંસકની પેઠે રાજ્ય-લક્ષ્મીનો પરિત્યાગ કરવો, એ આપના જેવા શુદ્ધ ક્ષત્રિયનું કર્તવ્ય નથી. માટે હવે રાજાઓએ કરવા જેવા યજ્ઞ-યાગાદિ કરવામાં, અને અશેષ શ્રેયસ્કર અર્થ સંગ્રહ કરવામાં મન પરોવો."

મહાવીર અર્જુન આ પ્રમાણે અનેક સમયોચિત કાર્ય બતાવી મહારાજા ધર્મરાજને ફરીથી ઉત્સાહિત કરવા લાગ્યો. પરંતુ તે કોઇપણ રીતે તેમનો મોહરૂપ અંધકાર દૂર કરી શકયો નહિ. ત્યાર પછી તે બન્નેની વચ્ચે ઘણા ઘણા તર્ક વિતર્કો અને વાદ વિવાદ થયા, તે છતાં પણ મહારાજા યુધિષ્ઠિર-ની મોહજાળ દૂર થઇ નહિ. ત્યાર પછી ભીમસેન, નકુળ, સહદેવ અને દ્રૌપદી, તેમના શોક દગ્ધ ચિત્તમાં શાન્તિ-જળનું સિંચન કરવાના વિચારથી અનેક પ્રકારના સદુપદેશ આપી, અનેક યુક્તિ-પ્રયુક્તિ બતાવી તેમને રાજધર્મનું પ્રતિપાલન કરવા માટે ઉત્સાહિત કરવા લાગ્યાં. વળી મહાતપસ્વી દેવસ્થાન, મહર્ષિ વેદવ્યાસ, દેવર્ષિ નારદ, અને મહાત્મા કૃષ્ણ પણ અમુલ્ય ધર્મોપદેશ અને અનેક દાખલાઓ આપી ધર્મરાજને સાન્ત્વન આપવા લાગ્યા. આ પ્રમાણે ઉપરોક્ત સઘળા મહાત્માઓના સદુપદેશથી સહેજ શાંત થઈને મહારાજા ધર્મરાજ ભગવાન વ્યાસદેવને સંબોધીને કહેવા લાગ્યા, " ભગવાન્ ! આપ સમગ્ર રાજધર્મ અને આપત્તિ વખતે ગ્રહણ કરવા યોગ્ય નીતિ વિષયોનું કીર્તન કરો. ધર્મ ચર્ચા રાજ્યરક્ષા પરસ્પર વિરૂદ્ધ છે, માટે એક માણસ એકી વખતે ધર્મ રક્ષા અને રાજ્ય-ભાર કેવી રીતે ગ્રહણ કરી શકે, તે વિચાર મ્હારા મનમાં ઘોળાયા કરે છે, અને તેથીજ મ્હને વારંવાર મોહ થઇ આવે છે. "

ત્યાર પછી સાક્ષાત્ વેદસ્વરૂપ ભગવાન્ વ્યાસદેવ, દેવર્ષિ નારદ તરફ જોઇને મહારાજા યુધિષ્ઠિરને કહેવા લાગ્યા. " વત્સ ! જો તને તે સમગ્ર

ધર્મ વૃત્તાંત સાંભળવાની ઇચ્છા હોય, તો કુરૂકુળ પિતામહ વૃદ્ધ ભીષ્મની પાસે જા. તે સર્વ ધર્મને જાણનાર ભીષ્મ પિતામહજ તારા સઘળા સંશયોનું નિરાકરણ કરી શકશે. માટે એ મહાત્મા પ્રાણ ત્યાગ કરે ન કરે, એટલામાંજ તું જલદીથી ત્યાં જઈ પહોંચ." ત્યાર પછી યદુકુળ-તિલક મહામતિ વાસુદેવે ચારે વર્ણના હિત માટે ધર્મરાજને કહ્યું, "મહારાજ! આ પ્રમાણે અતિશય શોક કરવો આપને યોગ્ય નથી. મહાત્મા વ્યાસદેવજી જે કાંઇ કહે છે તેનું હમણાંજ પાલન કરો. આ સમસ્ત બ્રાહ્મણો, ભૂપાલો, અને આપના ભાઇઓ, અને દ્રૌપદી સઘળાં આપની સત્તામાં રહેવાની ઇચ્છા કરે છે. વળી આપના રાજ્યની ચારે વર્ણની પ્રજા પણ આવી પહોંચી છે, માટે એ સઘળાનું હિત કરવાને ભગવાન વ્યાસદેવજીની આજ્ઞા પ્રમાણે મહાવીર ભીષ્મ પાસે ચાલો." મહાત્મા વાસુદેવનાં આ વચનો સાંભળી માનસિક શોક સંતાપનો ત્યાગ કરી સમસ્ત લોકોનું હિત કરવાના વિચારથી મહારાજા યુધિષ્ઠિર તેજ વખતે ઉભા થયા, અને નક્ષત્રથી પરિવૃત થયેલા ચંદ્રની પેઠે પોતાના બંધુ બાંધવો સહિત મહારાજા ધૃતરાષ્ટ્રને આગળ કરી પોતાના નગરમાં પ્રવેશ કરવાનો નિશ્ચય કરી અસંખ્ય દેવતા અને બ્રાહ્મણોની અર્ચના કરવા લાગ્યા.

ત્યાર પછી મહારાજા ધર્મરાજે મૃગચર્મથી ઢંકાયલા, સારા લક્ષણોવાળા, સોળ શ્વેત ઘોડાઓથી ખેંચાતા, દેદિપ્યમાન્ રથમાં આરોહણ કર્યું. ભીમસેને તેમના ઘોડાઓની લગામ હાથમાં લીધી, અર્જુને તેમના મસ્તક ઉપર સુશોભિત શ્વેત છત્ર ધર્યું, અને માદ્રી પુત્ર નિકુળ અને સહદેવ પ્રભા સંપન્ન શ્વેત ચામરો ઢાળવા લાગ્યા. આ પ્રમાણે તે દિવ્ય રથમાં બેઠેલા પાંચે ભાઇઓ, પંચભૂતાત્મક દેહની પેઠે શોભવા લાગ્યા. તે વખતે વાસુદેવ સાત્યકિ સહિત, મહારાજા ધૃતરાષ્ટ્ર ગાંધારી સહિત, અને કુન્તાજી, દ્રૌપદી વગેરે સ્ત્રીઓ મહાત્મા વિદુરની રક્ષા નીચે યથોપયુક્ત વાહનમાં બેસીને ધર્મરાજને અનુસરવા લાગ્યાં. તેમની પાછળ અસંખ્ય શણગારાયલા રથો, હસ્તીઓ, અશ્વો, અને પાયદલો દોડવા લાગ્યા. મહાત્મા ધર્મરાજાના નગર

પ્રવેશના શુભ સમાચાર જોત જોતામાં સઘળે પ્રસરી ગયા. સઘળે આનંદ આનંદ વર્તી રહ્યો. નાગરિકો સમસ્ત નગર અને રાજ્યમાર્ગને શણગારવા લાગ્યા. જોતજોતામાં આખા નગરમાં શ્વેતમાળાઓ બંધાઇ ગઈ, અને રંગ બેરંગી ધ્વજા પતાકા ઉડવા લાગી. રાજ્યમાર્ગ ધૂપ અને ચંદનથી મધમધી રહ્યો. અને રાજ મંદિર વિવિધ સુગંધી પુષ્પો, અને માળાઓથી છવાઈ ગયું. નગર દ્વાર સુગંધી પુષ્પોથી અને અસંખ્ય મસ્તક ઉપર નવા જળ-પૂર્ણ કલશ વાળી ગૌરાંગી કુમારિકાઓથી શોભી ઉઠયું. મહારાજા યુધિષ્ઠિરે પોતાના બંધુ બાંધવો સહિત, દાસ, ભાટ, ચારણ અને બંદિજનોનાં સ્તુતિ ગીતો સાંભળતાં સાંભળતાં તે અસામાન્ય શોભા સંપન્ન હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો.

આ પ્રમાણે મહારાજા યુધિષ્ઠિર ધીમે ધીમે નગરના વિવિધ માંગલ્ય પદાર્થોથી સુશોભિત રાજ્યમાર્ગ વટાવીને રાજ-મંદિર પાસે આવી પહોંચ્યા, એટલે નગરવાસી પ્રજા કર્ણપ્રિય મધુર શબ્દોથી તેમને અભિનંદન આપવા લાગી, અને બ્રાહ્મણો તેમને આશીર્વાદ આપવાના વિચારથી આસપાસ વિંટાઇ ગયા. તે વખતે ધર્મરાજ મંગળાકાક્ષી વિપ્રોથી વિંટાઇને નક્ષત્રમાળાથી પરિવૃત ચંદ્રની પેઠે શોભવા લાગ્યા. ત્યાર પછી તેઓ પુરોહિત ધૌમ્ય, અને જયેષ્ઠ-તાત ધૃતરાષ્ટ્ર સહિત અસંખ્ય મોદક, રત્ન, સુવર્ણ, વસ્ત્ર, અલંકાર, અને અન્યાન્ય વિવિધ વસ્તુઓથી સમસ્ત બ્રાહ્મણોનું પૂજન કરવા લાગ્યા, તે વખતે તેમના પ્રીતિકર-કર્ણપ્રિય પવિત્ર પુણ્યાહવાચનથી ગગન મંડળ ગાજી રહ્યું. ચારે તરફ જયજયકાર, મનોહર દુંદુભિ અને શંખ ધ્વનિ થવા લાગ્યા. હજારો બ્રાહ્મણો પ્રસન્ન થઇને મહારાજા ધર્મરાજને આશીર્વાદ આપવા લાગ્યા. એવામાં તે બ્રાહ્મણોમાંથી દુર્યોધનનો મિત્ર ભિક્ષુક વેષધારી ચાર્વાક નામનો દુષ્ટ રાક્ષસ ધર્મરાજની નિંદા કરવા લાગ્યો, પરંતુ ત્યાં આગળ બેઠેલા અન્યાન્ય બ્રાહ્મણોના ક્રોધાગ્નિથી દગ્ધ થઇને, વિદ્યુતથી બળી ગયેલાં વૃક્ષની પેઠે તે તેજ વખતે ભૂમિપર પડયો. તે જોઇને મહારાજા ધર્મરાજા હર્ષ પામીને બ્રાહ્મણોનો યથોચિત સમાદર કરવા લાગ્યા.

ત્યાર પછી કુન્તીપુત્ર ધર્માત્મા યુધિષ્ઠિરે પ્રસન્ન ચિત્તે સુવર્ણના

આસન ઉપર બેસીને વિવિધ માંગલ્ય પદાર્થોને સ્પર્શ કર્યો. તે સમયે પુષ્પ, અક્ષત, અગ્નિ, દૂધ, મધ, ઘી, મૃત્તિકા, સુવર્ણ, વિવિધ રત્નો, જળ પૂર્ણ કલશો, અને સમિધાદિ વિવિધ અભિષેકની સામગ્રી આણવામાં આવતાંજ, પુરોહિત ધૌમ્ય મહાત્મા વાસુદેવની આજ્ઞા પ્રમાણે વ્યાઘ્રચર્મથી ઢંકાયલા સુશોભિત આસન ઉપર મહાત્મા યુધિષ્ઠિર અને દ્રુપદકુમારી કૃષ્ણાને બેસાડીને વિવિધ મંત્રો ઉચ્ચારીને અગ્નિમાં આહુતિ આપવા લાગ્યા. મહાત્મા વાસુદેવ પણ રાજર્ષિ ધૃતરાષ્ટ્ર અને પ્રજાવર્ગ સહિત ઉભા થઈને પોતાના પાંચજન્ય શંખથી ધર્મરાજને અભિષેક કરવા લાગ્યા, ચારે તરફ શ્રુતિમનોહર વાદ્યધ્વનિ થવા લાગ્યા. તે સાંભળી મહારાજા ધર્મરાજે ધૈર્યશાળી, વેદ–પારંગત, સાધુ બ્રાહ્મણોને હજાર હજાર મુદ્રા આપી સ્વસ્તિ વાચન કરાવી તેમનું વિધિપૂર્વક પૂજન કર્યું. આથી પ્રસન્ન થઇને બ્રાહ્મણો મધુર સ્વરે મહારાજા યુધિષ્ઠિરની પ્રશંસા કરવા લાગ્યા. આ પ્રમાણે સાધુ બ્રાહ્મણોના આશીર્વાદ લઈ, પ્રજાવર્ગથી પૂજાઈ મહારાજા ધર્મરાજ પોતાના વિસ્તીર્ણ રાજ્યનું શાસન કરવાને રાજ સિંહાસન ઉપર બિરાજ્યા.

ત્યાર પછી મહારાજા ધર્મરાજે મહાત્મા વાસુદેવ, અને સમસ્ત વિપ્રોની સમક્ષ કહ્યું, " મહારાજા ધૃતરાષ્ટ્ર મ્હારા પરમ દેવતા અને પિતા છે. હું સમસ્ત જ્ઞાતિનો વધ કરીને તેમની શુશ્રુષા કરવા માટેજ જીવન ધારણ કરૂં છું, માટે જેમણે મારી પ્રીતિ સંપાદન કરવી હોય તેમણે તેમની આજ્ઞા પ્રમાણેજ વર્તવું. તેઓ મ્હારા, આપના, અને સમસ્ત જગતના અધિપતિ છે, ત્યાર પછી તેમણે ભીમસેનને યુવરાજનું પદ આપીને મહાબુદ્ધિ વિદુર અને સંજયને પોતાના સલાહકાર તરીકે, અર્જુનને રાજ્યનું રક્ષણ કરવાને, નકુળને સેનાપતિ તરીકે, સહદેવને અંગરક્ષક તરીકે, અને પુરોહિત ધૌમ્યને દેવકાર્ય ઉપર નિયુક્ત કર્યા, અને તેમાં ખાસ કરીને વિદુર, સંજય અને યુયુત્સુને મહારાજા ધૃતરાષ્ટ્રની આજ્ઞામાં રહેવાની ભલામણ કરી. આ પ્રમાણે રાજ્યનો બંદોબસ્ત કરી મહારાજા ધર્મરાજ શ્રીકૃષ્ણ ભગવાનને કહેવા લાગ્યા, " હે વાસુદેવ ! મેં ફક્ત આપના અનુગ્રહ, નીતિ, બળ, બુદ્ધિકૌશળ, અને

પરાક્રમના પ્રભાવથી આ વિશાળ રાજ્ય સંપાદન કર્યું છે, માટે હું આપને વારંવાર નમસ્કાર કરૂં છું." આ પ્રમાણે શ્રીકૃષ્ણની પ્રશંસા કરીને તેઓ તેમની સ્તુતિ કરવા લાગ્યા. વાસુદેવ પણ મહારાજા યુધિષ્ઠિરના ભક્તિ પૂર્ણ વચનો—સ્તુતિથી પ્રસન્ન થઈને વિનયપૂર્વક તેમનું મન રંજન કરવા લાગ્યા.

આ પ્રમાણે મહાત્મા વાસુદેવને લોકહિતને કારણે પરમ પવિત્ર અને ધર્માત્મા યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક કરીને તેમણે બાણ શય્યા ઉપર પોઢેલા ભીષ્મપિતામહ પાસે જવાની આજ્ઞા કરી. શ્રીકૃષ્ણની આજ્ઞા થતાંજ મહારાજા યુધિષ્ઠિર ત્યાં જવાને તૈયાર થઇ ગયા, અને એક ક્ષણ પણ વિલંબ ન કરતાં તેજ વખતે શ્રીકૃષ્ણને આગળ કરી પોતાના સમસ્ત બંધુ બાંધવોને લઇને ભીષ્મ પિતામહ પાસે આવી પહોંચ્યા. ત્યાર પછી પ્રશાન્ત અગ્નિનારાયણ જેવા ભીષ્મપિતામહને કેટલીકવાર જોઇ રહીને શ્રીકૃષ્ણ તેમને સંબોધીને ખેદપૂર્વક કહેવા લાગ્યા, " હે ભીષ્મ ! આપ અસામાન્ય યોગબળથીજ આ ભીષણ વેદના સહન કરી શકો છો. આપના સિવાય ત્રણે લોકમાં બીજો કોઈ પણ પોતાના યોગબળથી મૃત્યુને અટકાવી શકવાને સમર્થ નથી. આપ જ્ઞાની, ધર્મજ્ઞ, અને ત્રણે કાળને જાણનારા છો. આ મૃત્યુ લોકમાં આપના જેવા ગુણવાન્ અને બળવાન્ કોઇ પણ જોવામાં તેમ સાંભળવામાં પણ નથી. આપના ગુણના પ્રભાવેથી દેવતાઓનો પણ પરાભવ કર્યો છે. વેદમાં કહેલો ધર્મ, શિષ્ટાચારની પ્રણાલી, અને ઇતિહાસ, પુરાણ, અને ધર્મશાસ્ત્ર વગેરેનું આપને યથાર્થ જ્ઞાન થયું છે. આ લોકમાં કોઈ પણ વિષયનો સંદેહ ઉત્પન્ન થાય તો તેનું સમાધાન આપના સિવાય બીજું કોઈ પણ કરી શકે એમ નથી. મહારાજા યુધિષ્ઠિર કુરૂક્ષેત્રના યુદ્ધમાં થયેલા જ્ઞાતિ ક્ષયથી અતિશય ખેદ પામ્યા કરે છે, માટે આપ એમના હૃદયના શોકના આવેગનું નિવારણ કરો. આપના જેવા બુદ્ધિમાન્ પુરૂષોજ મોહાવિષ્ટ મનુષ્યોને સાન્ત્વન આપી શકે એમ છે."

મહાત્મા ભીષ્મ, ભગવાન્ વાસુદેવના ઉપરોક્ત પ્રશંસાનાં વાક્યો શ્રવણ કરીને પ્રસન્ન ચિત્તે સ્હેજ માથું ઉંચું કરી પોતાના બન્ને હાથ જોડી તેમની

સ્તુતિ કરીને કહેવા લાગ્યા. "હે લોકનાથ ! આજે આપનાં આ વચનો સાંભળીને મ્હારા મનને બહુજ આનંદ થાય છે. હું આપની આગળ શું કહું ? દરેક વાક્યો આપનામાંજ વિદ્યમાન રહ્યાં છે. આ લોકમાં તમેજ બુદ્ધિમાનના અગ્રગણ્ય છો. મનુષ્યોએ જે કાંઇ કાર્ય કર્યાં છે, અને કરે છે, તે સઘળાં આપનામાંથીજ ઉત્પન્ન થયાં છે. વળી હમણાં બાણના આઘાતથી મ્હારૂં અંતઃકરણ પીડાય છે. ગાત્ર ઢીલાં થઇ ગયાં છે અને બુદ્ધિ પણ મંદ પડી ગઇ છે. વિષ અને અગ્નિ જેવા ભીષણ બાણોની વ્યથાથી મ્હારામાં બોલવાની શક્તિ રહી નથી, અને તેથી હું મ્હારા પ્રાણ વિસર્જન કરવાની ચેષ્ટા કરૂં છું. અશક્તિને લીધે મ્હારાથી બોલી શકાતું નથી તો હવે હું આપની આજ્ઞાનું કેવી રીતે પ્રતિપાલન કરૂં ? હે ભગવાન્ આપ પોતેજ ધર્મરાજને હિતોપદેશ આપો. આપ સઘળા શાસ્ત્રોને જાણનારા, લોકકર્તા, અને નિત્ય પદાર્થ છો, આપની હાજરીમાં મ્હારા જેવો ક્ષુદ્ર મનુષ્ય બીજાને શું ઉપદેશ આપે ? ગુરૂ વિદ્યમાન હોય તે છતાં શિષ્ય કેવી રીતે ઉપદેશ આપી શકે ?"

ભીષ્મનાં ઉપરોક્ત વચનો સાંભળીને શ્રીકૃષ્ણે કહ્યું, "હે ગાંગેય તમે સર્વાર્થદર્શી, મહાવીર અને કૌરવ કુળના ધુરંધર છો, તેથી તમે આવા વિનયયુક્ત વચનો બોલો તેમાં કાંઇ આશ્ચર્ય નથી. તમે શસ્ત્ર પીડાથી બહુ દુઃખી થતા જણાવ છો, માટે હું પ્રસન્ન થઇને વરદાન આપું છું તમને બાણના આઘાતથી થતી ગ્લાનિ, મૂર્ચ્છા, દાહ, ક્ષુધા, પિપાસા વગેરે કોઇપણ પ્રકારનું દુઃખ થશે નહિ. તેમ તમારૂં અંતઃકરણ જ્ઞાનના પ્રકાશથી ઉજ્જવળ થશે, અને બુદ્ધિમાં લેશ પણ ન્યૂનતા થશે નહિ." આ પ્રમાણે મહાત્મા ભીષ્મને આશ્વાસન આપી પ્રસન્ન કરી ભગવાન મધુસૂદન પાંડવો સહિત હસ્તિનાપુર આવ્યા.

બીજે દિવસે સ્હવારમાં નારદાદિ મહર્ષિઓ, ધૃતરાષ્ટ્ર, પાંડવો, યુદ્ધમાં બચેલાં ભૂપાલો, અને મહાત્મા ઋષિકેશ વગેરેએ ભીષ્મ પિતામહ પાસે જઇને તેમના કુશળ સમાચાર પુછ્યા, ત્યારે ભીષ્મ બોલ્યા, "હે જન

દૈન ! તમારી કૃપાથી મ્હારો દાહ, મોહ, શ્રમ, ગ્લાનિ વગેરે સઘળા રોગ દૂર થઈ ગયા છે. હમણાં હું તમારા વરદાનના પ્રભાવથી ભૂત, ભવિષ્ય, અને વર્તમાનનું હાથમાંના ફળની પેઠે નિરીક્ષણ કરી શકું છું. વેદ, વેદોક્ત ધર્મ, શિષ્ટાચાર, આશ્રમ ધર્મ, રાજધર્મ, અને દેશના, કુળના અને જાતિના ધર્માચરણ મ્હારા મનમાં સ્ફુરી નીકળ્યાં છે. તમારી કૃપાથી મ્હારી બુદ્ધિ નિર્મળ અને ચિત્ત સુસ્થિર થયું છે, માટે હવે હું હિત–અહિત સઘળું કહી શકીશ, પરંતુ તમે પોતે મહારાજા યુધિષ્ઠિરને કાંઈ પણ હિતોપદેશ આપતા નથી તે જોઇને મ્હને કૌતૂહલ થાય છે, માટે કૃપા કરીને મ્હારો તે સંશય દૂર કરો."

આ સાંભળીને ભીષ્મપિતામહનો સંશય દૂર કરવાને શ્રીકૃષ્ણ બોલ્યા, "હે કુરૂ–પિતામહ ! તમે મ્હને કીર્તિ અને કલ્યાણના મૂળ સ્વરૂપ જાણો છો. હિત અને અહિત સઘળાં કાર્યો મ્હારામાંથીજ ઉત્પન્ન થયાં છે તેથી જે પ્રમાણે ચંદ્રને શીતાંશુ કહેવાથી કોઇને આશ્ચર્ય થતું નથી, તેજ પ્રમાણે હું યશસ્વી થઇશ તોપણ કોઈ વિસ્મય પામવાનું નથી. આથી તમને વધારે યશસ્વી કરવાને માટે મ્હેં મ્હારી બુદ્ધિ તમને આરોપણ કરી દીધી છે. જ્યાં સુધી આ ત્રણે લોક વિદ્યમાન્ રહેશે ત્યાં સુધી તમારી અક્ષય કીર્તિનું આંદોલન કર્યાં કરશે. તમે મહારાજા યુધિષ્ઠિરને આ સમયે જે કાંઇ ઉપદેશ આપશો, તે સાક્ષાત્ વેદ–વાકયની પેઠે જન સમાજમાં આદર પામશે. તમારો યશ વિસ્તારવો એજ મ્હારો ઉદ્દેશ છે. માટે તમારી આસપાસ બેઠેલા સઘળા ધર્મ—જીજ્ઞાસુ નરપતિઓને ધર્મોપદેશ આપો."

શ્રીકૃષ્ણ પરમાત્મા સ્વરૂપ અને નિત્ય પદાર્થ છો. તમારી કૃપાથી મ્હારી વાણી અને મન દૃઢ થયું છે. માટે હવે હું ધર્મ સંબંધી વિવેચન કરીશ. હવે મહા યશસ્વી ધર્મ પરાયણ યુધિષ્ઠિર મને પ્રશ્ન પુછે." આ સાંભળીને શ્રીકૃષ્ણે કહ્યું. "કૌરવનાથ ! ધર્મરાજ યુધિષ્ઠર, પરમપૂજ્ય, માન્ય ભક્ત, ગુરૂ, આત્મીય, બંધુ બાંધવ અને અન્યાન્ય લોકોના પ્રાણનો સંહાર થવાથી બહુજ લજ્જા પામે છે, અને તેથી તેઓ હમણાં તમારા અભિશાપના ભયથી તમારી પાસે આવી શકતા નથી."

ભીષ્મે કહ્યું, " વાસુદેવ! જે પ્રમાણે બ્રાહ્મણોનો મુખ્ય ધર્મ, દાન અધ્યયન, અને તપશ્ચર્યા છે, તે પ્રમાણે ક્ષત્રિયોનો મુખ્ય ધર્મ શત્રુસંહાર છે. યુદ્ધમાં પોતાના શત્રુનો નાશ કરવો, એજ ક્ષત્રિયોનો પરમ ધર્મ છે. "સંગ્રામનું આમંત્રણ થતાં ક્ષત્રિયે યુદ્ધ કરવું" એમ મહાત્મા મનુ પણ કહી ગયા છે. યુદ્ધથી જ ક્ષત્રિયો યશ, ધર્મ અને સ્વર્ગ મેળવે છે. "પિતામહનાં આ વચનોથી સ્હેજ શાન્ત થઈ ને મહારાજા યુધિષ્ઠિરે તેમની પાસે જઈ વિનયપૂર્વક નમન કર્યું. તે જોઈને મહાત્મા ભીષ્મ પ્રસન્ન થઈને ધર્મરાજનું મસ્તક સુંઘી તેમને બેસવાની આજ્ઞા કરી કહેવા લાગ્યા, "ધર્મરાજ! તમારે કોઈપણ પ્રકારનો ભય રાખવો નહિ. હવે તમે નિઃશંક ચિત્તે જે કાંઇ પુછવું હોય તે પુછો.

ત્યાર પછી મહારાજા યુધિષ્ઠિરે ભીષ્મ અને વાસુદેવને નમસ્કાર અને બીજા ગુરૂજનો પ્રત્યે યથોચિત સન્માન બતાવીને પિતામહને રાજધર્મ સંબંધી વિવેચન કરવાને કહ્યું, એટલે તેમણે ધર્મ, જગદ્‌વિધાતા કૃષ્ણ, અને બ્રાહ્મણોને નમસ્કાર કરી મહારાજા યુધિષ્ઠિરને સંબોધીને શાશ્વત રાજધર્મ કહેવાનો આરંભ કર્યો. આ પ્રમાણે બાણશય્યા ઉપર સુતેલા મહાવીર ભીષ્મ દરરોજ ધર્મરાજના પ્રશ્નના ઉત્તરમાં એક પછી એક શાન્તિ પર્વમાં કહેલા રાજધર્મ, આપદ્ ધર્મ સંબંધી વિવિધ વિચિત્ર કથાઓનું વર્ણન કરી મોહ વિહ્વળ મહારાજા યુધિષ્ઠિરના શોકથી સંતાપ પામતા હૃદયમાં અમૃત–વૃષ્ટિ કરવા લાગ્યા. ત્યાર પછી તેમણે અનુશાસન પર્વમાં કહેલાં દાન–વિધિ, અને પ્રવૃત્તિ ધર્મ સંબંધી નાના પ્રકારના ઉપાખ્યાનો કહી અને ઘણા ઘણા સદુપદેશ આપીને મહારાજા યુધિષ્ઠિરનો સંશય દૂર કર્યો.

કેટલાક દિવસ પછી ભીષ્મ પિતામહનો મૃત્યુકાળ આવી પહોંચ્યો. યુધિષ્ઠિરનો હાથ ઝાલી તેમને મેઘ જેવા ગંભીર સ્વરથી કહેવા લાગ્યા, "વત્સ! હવે ઉત્તરાયણ આવી પહોંચી છે, તેથી તે સમયે તને તારા અમાત્યો સહિત આવી પહોંચેલો જોઈને હું બહુજ પ્રસન્ન થયો છું. હું ૫૮ દિવસો સુધી આ બાણશય્યા ઉપર સુઈ રહ્યો છું અને તે દિવસો મ્હને

વર્ષો જેટલાં લાગ્યા છે. હવે સદ્દભાગ્યે પરમ પવિત્ર મહા મહિનો, શુક્લ પક્ષ આવી પહોંચ્યો છે, માટે હવે હું થોડા સમયમાંજ સુખ પૂર્વક જીવન વિસર્જન કરીશ. આ પ્રમાણે કહીને તેઓ ધૃતરાષ્ટ્રને સંબોધીને કહેવા લાગ્યા, "હે મહારાજ! તમે ઘણા વિદ્વાન બ્રાહ્મણોની સેવાશુશ્રૂષા કરી છે. સૂક્ષ્મ વેદ શાસ્ત્ર અને ધર્મનું રહસ્ય તમારાથી અજાણ્યું નથી. કોઈ પણ ભાવી મિથ્યા કરી શક્યું નથી. તમારા પુત્રો બહુજ ક્રોધી, લોભી, અદેખા, અને દુષ્ટાચરણવાળા હતા માટે તમે તેમને માટે શોક કરશો નહિ. એક રીતે પાંડવો પણ તમારાજ પુત્રો છે તેથી તમે આ ધર્મ પરાયણ, અને ગુરૂ જનોની સેવા શુશ્રૂષા કરનાર પાંડવોનું પ્રતિપાલન કરજો. સરલ સ્વભાવ ધર્મરાજ યુધિષ્ઠિર હમેશાં તમારી આજ્ઞા પ્રમાણેજ વર્તશે."

ત્યારપછી મહાત્મા ભીષ્મ ગદ્દગદ્દ કંઠે ભગવાન્ વાસુદેવની સ્તુતિ કરી તેમને સંબોધીને કહેવા લાગ્યા, "ભગવાન! હવે હું આપને એકાગ્ર ચિત્તે નમસ્કાર કરૂં છું. તમે કૃપા કરીને મ્હારી તેમજ તમારા પરમ ભક્ત પાંડવોની રક્ષા કરજો. મ્હેં પહેલાંજ દુર્યોધનને કહ્યું હતું કે, "જ્યાં કૃષ્ણ છે ત્યાં ધર્મ છે, અને જ્યાં ધર્મ છે, ત્યાંજ જય છે, માટે તું ભગવાન્ વાસુદેવની સહાયતાથી પાંડવો સાથે સલાહ કર. પરંતુ તેણે મ્હારૂં તે કથન માન્યું નહિ, અને તેથીજ પરિણામે તેને કાળના મુખમાં પડવું પડ્યું છે. એ દુરાત્માને લીધેજ પૃથ્વી વીરપુરૂષો વગરની થઈ ગઈ છે. હું તમને પુરાણ-પુરૂષ રૂપે ઓળખું છું. મ્હેં મહર્ષિ નારદ અને વેદવ્યાસને મ્હોડે સાંભળ્યું છે કે અર્જુને અને તમે પૂર્વે નરનારાયણ રૂપે અવતરીને બદરિકાશ્રમમાં તપશ્ચર્યા કરી હતી. હવે મ્હારો દેહ ત્યાગ કરવાનો સમય આવી પહોંચ્યો છે, માટે અનુમતિ આપો કે જેથી મ્હને દેહાન્તે પરમ ગતિ પ્રાપ્ત થાય."

મહાત્મા ભીષ્મનાં ઉપરોક્ત વચનો સાંભળીને ભગવાન્ વાસુદેવે તેમને અભયદાન આપીને કહ્યું, "હે મહાત્મન! આ દેહનો ત્યાગ કર્યા પછી આપને વસુલોકની પ્રાપ્તિ થશે. આપ તદ્દન નિષ્પાપ છો, અને માર્કંડેયના જેવા

પિતૃભક્ત છે, તેથીજ મૃત્યુ પણ આપને આધીન રહી સેવકની પેઠે વર્તે છે." શ્રીકૃષ્ણ ભગવાનનાં આ વચનો સાંભળી તેમને ભક્તિપૂર્વક પ્રણામ કરી ભીષ્મપિતામહ મહારાજા ધૃતરાષ્ટ્ર પાંડવો, અને અન્યાન્ય વીર ક્ષત્રિયોને સંબોધીને કહેવા લાગ્યા, 'વત્સો ! હવે હું દેહત્યાગ કરૂં છું, માટે મ્હને તેમ કરવાની રજા આપો. સત્ય એજ પરમ બળ છે માટે સત્ય ઉપરથી તમારૂં મન ચલાયમાન ન થાય એ ખુબ સંભાળજો." આ પ્રમાણે કહીને સઘળાને આલિંગન કરી તેઓ મહારાજા યુધિષ્ઠિરને ફરી ફરીને હમેશાં જ્ઞાની, બ્રાહ્મણ, આચાર્ય, અને ઋત્વિજોનો સત્કાર કરવાનું કહેવા લાગ્યા.

આ પ્રમાણે કહીને મહારાજા શાન્તનુના પુત્ર મહાયોગી ભીષ્મ થોડીવાર મૌન ધારણ કરી ધીમે ધીમે મૂલ—આધાર વગેરે સ્થાને ચિત્તનો વિરોધ કરી તરત લીન થઇ ગયા. આ વખતે તેમનો પ્રાણવાયુ રૂંધાવાથી તે જે જે અંગનો ત્યાગ કરતો ગયો, તે તે અંગ ઉંચું થઇ બાણ અને ઘા વગરનું થવા લાગ્યું. તે જોઇને વેદવ્યાસ આદિ મહર્ષિઓ, પાંડવો અને વાસુદેવ વગેરે સઘળા આશ્ચર્યચકિત થઇ ગયા. જોતજોતામાં ભીષ્મ પિતામહના શરીર ઉપરના સઘળા ઘા અદૃશ્ય થઇ ગયા, અને તેમનો પ્રાણ બ્રહ્મરંધ્રને ભેદી નાંખી ખરતા તારાની પેઠે આકાશ માર્ગે ચાલ્યો ગયો. આ સમયે દેવતાઓએ ચારે તરફથી દુંદભિનાદ કરી પુષ્પવૃષ્ટિ કરવા માંડી. સિદ્ધ, અને મહર્ષિઓ પરમ આનંદમાં આવી જઇને શાન્તનુ પુત્ર ભીષ્મ દેવને ધન્યવાદ આપવા લાગ્યા. ક્ષયકાળમાંજ ભીષ્મના બ્રહ્મરંધ્રમાંથી આકાશ માર્ગે જતું તેજ સઘળાની સમક્ષ વિલીન થઇ ગયું.

આ પ્રમાણે ભરતકુળ ધુરંધર મહાત્મા ભીષ્મે દેહત્યાગ કર્યો, એટલે ધૃતરાષ્ટ્ર, વિદુર અને પાંડવોએ એકઠા થઇને તેમનું વિધિપૂર્વક પ્રેતકાર્ય કર્યું. ત્યાર પછી સઘળા ભાગીરથીમાં જઇ ભીષ્મપિતામહના નામથી તર્પણાદિ કરી બહાર આવ્યા, તે વખતે મહારાજા યુધિષ્ઠિરનું હૈયું ભરાઇ આવવાથી તેઓ રડતા કકળતા વિધાયલા માતંગની પેઠે ભૂમિપર પડયા. તેમને આ પ્રમાણે રડતા જોઇને મહાત્મા વાસુદેવ ભીમસેનને તેમને બેઠા

કરવાની આજ્ઞા કરી ધર્મરાજને આશ્વાસન આપવા લાગ્યા. બીજા ભૂપાળો તેમની આ સ્થિતિ અને તેમને વારંવાર દીર્ઘનિશ્વાસ નાંખતા જોઇને અતિશય શોક કરવા લાગ્યા, અને અર્જુનાદિ પાંડવો તેમને મૂર્ચ્છિત થઇ ગયેલા જોઇને તેમની આસપાસ બેસી ગયા. તે વખતે પરમ જ્ઞાની ધૃતરાષ્ટ્ર અને મહાત્મા વાસુદેવ, મહારાજા યુધિષ્ઠિરની દુર્દશા જોઇને અત્યંત ખેદ પામી તેમને સાન્ત્વન કરવાં તૈયાર થયા, અને ધર્મરાજ કૃષ્ણને સંબોધીને કહેવા લાગ્યા, "વાસુદેવ! તમે મ્હારા તરફ જે પ્રીતિ બતાવો છો તે મ્હને વિલક્ષણ લાગે છે. આ ક્ષણે તમે મ્હારા તરફ યથેષ્ટ મિત્રભાવ બતાવી, કૃપા કરી મ્હને તપોવનમાં ચાલ્યા જવાની રજા આપો. મહાવીર કર્ણ, અને પિતામહ ભીષ્મના મરણથી મ્હારા મનમાં લેશ પણ શાન્તિ નથી. માટે હવે હું તપશ્ચર્યા કરીને મ્હારા આ ઘોરતર પાપમાંથી મુક્ત થઇશ. હે હૃષિકેશ! આ ક્ષણે જેનાથી મ્હારા મનમાં પવિત્રતાનો સંચાર થાય એવો ઉપાય બતાવો."

આ સાંભળી ભગવાન્ વાસુદેવ રાહુગ્રસ્ત સૂર્ય જેવા, ધુમાડાવાળા અગ્નિજેવા—તદ્દન નિસ્તેજ અને ખિન્ન અંતઃકરણવાળા ધર્મરાજને આશ્વાસન આપીને કહેવા લાગ્યા, "હે મહારાજ! કુટિલતા, એ મૃત્યુનું અને સરળતા એ બ્રહ્મપ્રાપ્તિનું મુખ્ય કારણ છે. આ વાક્યનું સારી રીતે જ્ઞાન થાય ત્યારેજ યથાર્થ જ્ઞાન થયેલું કહેવાય છે, એ સિવાય બીજી બધી ખોટી વાતોજ છે. હજુ તમારૂં કાર્ય પુરૂં થયું નથી. હજુ પણ તમારે માથે શત્રુ છે. તમારા શરીરમાં અહંકાર રૂપ જે દુર્જય શત્રુ રહે છે, તેને આપે જીત્યો નથી. પંચભૂતાત્મક પંચેન્દ્રિય સાથે દરરોજ અહંકારને યુદ્ધ થાય છે. એ અહંકારનો નાશ કેવળ વિવેકરૂપી અસ્ત્રથીજ થઇ શકે છે. અહંકારના આક્રમણથી જ્યારે જીવાત્મા મોહ પામે છે, ત્યારે ગુરૂ તેને તત્વજ્ઞાનના પ્રભાવથી જાગૃત કરે છે, અને ત્યારે તે તત્વજ્ઞાનરૂપી વજ્રદ્વારા અહંકારનો નાશ કરી શકે છે.

"હે ધર્મરાજ! વ્યાધિ બે પ્રકારના છે. શારીરિક અને માનસિક;

એ બન્ને પ્રકારની વ્યાધિયો એક બીજાની સહાયતાથીજ ઉત્પન્ન થાય છે. એકની સહાયતા વિના બીજાની ઉત્પત્તિ થતી નથી. શરીર અસ્વસ્થ થવાથી મન પણ તેવુંજ થાય છે અને મનને દુઃખ થવાથી શરીર પણ દુઃખ પામે છે. કફ, પિત્ત અને વાયુ એ ત્રણ શરીરના ગુણ છે. જ્યારે એ ત્રણે ગુણો સમભાવે હોય છે, ત્યારે શરીર સ્વસ્થ હોય છે, અને તેમાં ફેરફાર થતાંજ શરીરને દુઃખ થયેલું જણાય છે. પિત્તનો વધારો થવાથી કફનો અને કફનો વધારો થવાથી પિત્તનો ઘટાડો થાય છે. શરીરની પેઠે મનના પણ ત્રણ ગુણ હોય છે. એ ત્રણ ગુણનાં નામ સત્વ-રજ-અને તમ* છે. એ ત્રણ ગુણો જ્યાં સુધી સમાન હોય છે ત્યાં સુધી મન સ્વસ્થ રહે છે. પરંતુ એ ત્રણ ગુણમાંથી એકની અધિકતા થતાં, બીજાની ન્યૂનતા થાય છે, હર્ષની પાછળ શોક, અને શોકની પાછળ હર્ષ, સંતાઇ રહેલો હોય છે. દુઃખમાં સુખનો, અને સુખમાં દુઃખનો અનુભવ કોણ લઈ શકે? માટે હવે સુખદુઃખ સઘળું ભુલી જવું એજ આપનું કર્તવ્ય છે. આ સમયે સુખ અને દુઃખ અતીત-પર-એવા પરબ્રહ્મ પરમાત્માનું સ્મરણ કરવું, એજ આપનું કર્તવ્ય છે. પૂર્વે ભીષ્મ દ્રોણાદિ સાથે તમને જે ભયંકર યુદ્ધ થયું હતું, તેના કરતાં અહંકાર સાથેનું યુદ્ધ વધારે ભીષણ અને ઘોર છે. એ યુદ્ધમાં વિજય મેળવવો એજ હવે આપનું પરમ કર્તવ્ય છે. યોગ અને તેવા બીજા કાર્યોનું અવલંબન કરવાથીજ તેમાં વિજય મળી શકે એમ છે.

---

* પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા સત્વ, રજ, અને તમ એ ત્રણ ગુણ અવ્યય આત્માને દેહમાં બાંધી રાખે છે, તેમાં નિર્મલ હેતુ બનાવનાર અને કોઇ પણ પ્રકારના ઉપદ્રવ વગરનો સત્વગુણ જીવાત્માને સુખ, અને જ્ઞાનના બંધનથી બાંધે છે. રજોગુણ અનુરાગના હેતુ રૂપ અને તૃષ્ણા અને સંગનું કારણ હોવાથી તે જીવાત્માને કર્મના બંધનથી બાંધે છે. તમોગુણ અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો અને મોહને ઉત્પન્ન કરનાર છે, અને તેથી તે પ્રમાદ, આળસ, અને નિંદ્રાવડે જીવાત્માને બાંધે છે. આ પ્રમાણે સત્વગુણ જીવને સુખ આપે છે, રજોગુણ કર્મમાં પ્રેરે છે, અને તમોગુણ જ્ઞાનને ઢાંકી દઇ પ્રમાદમાં નાખે છે.

ગીતા-અધ્યાય ચોથો.

આ યુદ્ધમાં ધનુષ્ય, બાણુ, ચાકર નોકર તેમજ બંધુ બાંધવ વગેરે કોઇની પણુ જરૂર પડવાની નથી, અને તેઓ તમને તેમાં સહાય પણુ કરી શકવાના નથી, માટે હવે કેવળ નિર્વિકલ્પાત્મક આત્માની સહાય લઇને તે યુદ્ધ માટે તૈયાર થઇ જાવ. જો તમે આ યુદ્ધમાં વિજય મેળવશો નહિ, તો તમારા સુખનો પાર રહેશે નહિ; માટે તમે મ્હારા આ ઉપદેશનું પાલન કરી સત્વર અહંકારનો પરાજય અને શોકનો ત્યાગ કરી સ્વસ્થ ચિત્તે રાજ્યનું પ્રતિપાલન કરો.

"હે ધર્મરાજ! એકલા રાજ્યનો ત્યાગ કરવાથી સિદ્ધિ મળવાનો કદિપણુ સંભવ નથી. સમસ્ત ઇંદ્રિયોનો પરાજય કરવાથીજ સિદ્ધિ મળે છે. જેઓ રાજ્યાદિ વિષયોનો પરિત્યાગ કરવા છતાં મનમાં ને મનમાં વિષયભોગનો વિચાર કરે છે તેમને ધર્મ અથવા સુખ કદિપણુ પ્રાપ્ત થતાં નથી. મમતા સંસાર પ્રાપ્તિનું અને નિર્મમતા બ્રહ્મત્વ પ્રાપ્તિનું મૂળ કારણુ છે. આ વિરૂદ્ધ ધર્મી મમતા, અને નિર્મમતા અલક્ષિતપણે દરેક મનુષ્યના ચિત્તમાં નિવાસ કરી, પરસ્પર આક્રમણુ અને પ્રતિરોધ કરે છે. જે મનુષ્ય આ સ્થાવર જંગમ આખી પૃથિવીનું રાજ્ય મેળવીને પણુ મમતાનો પરિત્યાગ કરી શકે છે, આ સંસારના બંધનોથી કદિપણુ બંધાતો નથી; અને જે મનુષ્ય ફળ, ફૂલ ખાઇને અરણ્યમાં રહેવા છતાં વિષયવાસનાનો ત્યાગ કરી શકતો નથી, તે સંસારની જાળમાં જકડાયલો જ રહે છે. એટલા માટે ઇંદ્રિય અને વિષય, એ સઘળાને માયામય જાણુવામાંજ તમારૂં કર્તવ્ય સમાયલું છે. જે મનુષ્ય કોઇપણુ પ્રાણી પદાર્થ ઉપર મમતા રાખતો નથી, તેજ મુક્તિ મેળવવાને સમર્થ થાય છે. કામી પુરૂષો કદિપણુ પ્રશંસાને પાત્ર થઇ શકતા નથી. કામના મનમાંથી ઉત્પન્ન થાય છે, અને તેજ સઘળી પ્રવૃત્તિનું મૂળ કારણુ છે. કામનાનો પરાજય કરવો બહુજ મુશ્કેલ છે. નિર્મળતા અને યોગાભ્યાસ સિવાય કોઇપણુ કામનાનો પરાજય કરવાને શક્તિમાન થવાતું નથી. જે મહાત્માઓ અનેક જન્મોના અભ્યાસથી કામનાને અધર્મરૂપ જાણી ફળ મેળવવાની વાસનાનો ત્યાગ કરી દાન, ધ્યાન,

વેદાધ્યયન, તપસ્યા, વ્રત, યજ્ઞ, વિવિધ નિયમ, અને યોગનો આશ્રય લે છે, તેજ કામનાનો પરાજય કરવાને સમર્થ થાય છે. કામનો નિગ્રહ એજ યથાર્થ ધર્મ, અને મોક્ષનું સાધન છે. એમાં લેશપણ સંશય નથી માટે તમે વિધિપૂર્વક અશ્વમેધ અને એવા બીજાં સુસમૃદ્ધ યજ્ઞો કરીને કામનાને ધર્મમાં ફેરવી નાંખો. બંધુ બાંધવોના વિયોગ માટે વારંવાર શોક કરવો એ આપને માટે તદ્દન અનુચિત છે. આ પ્રમાણે અહર્નિશ શોક કરવા છતાં પણ તમે તેમને કદિપણ જોઇ શકવાના નથી, તેથી હવે શોકનો ત્યાગ કરી વિવિધ યજ્ઞો કરો. તેમ કરવાથીજ તમે આ લોકમાં અક્ષય કીર્તિ, અને પરલોકમાં ઉત્તમગતિ મેળવવાને સમર્થ થશો.

ભગવાન્ વેદવ્યાસ, દેવસ્થાન, અને નારદાદિ ઋષિયોના આ પ્રમાણે-ના આશ્વાસનથી ધર્મરાજનો, મોહરૂપી અંધકાર દૂર થઇ ગયો, અને તેમણે તેજ વખતે બંધુના વિયોગથી ઉત્પન્ન થયેલા શોકનો ત્યાગ કરી ફરીથી તેમની-ઉર્ધ્વ-દૈહિક ક્રિયા કરી દેવતા અને બ્રાહ્મણોની યથોચિત સેવા અને સત્કાર કરીને પ્રશાન્ત મને રાજ્ય-શાસન કરવાનો નિશ્ચય કર્યો.



# યુધિષ્ઠિરની ત્યાગ શીલતા.

(મહારાજા યુધિષ્ઠિરને યજ્ઞ કરવાનો વ્યાસદેવનો ઉપદેશ-ધન-સંચય કરવાને પાંડવોનું હિમાલય જવું-યાદવોનું હસ્તિનાપુર આવવું -પાંડવોનું હસ્તિનાપુર પાછું આવવું-અશ્વમેધની તૈયારી-યજ્ઞના અશ્વની રક્ષા કરવા અર્જુનની નિમણુંક અને દિગ્વિજય કરવા નીકળવું-પોતાનાજ પુત્ર મણિપુરના રાજા બભ્રુવાહનને હસ્તે અર્જુનનો પરાજય અને શાપમોચન-યજ્ઞીય અશ્વ સાથે વિજયી પાર્થનું પાછું આવવું-યજ્ઞની સભા અને તેનું વર્ણન-દક્ષિણા. પ્રદાન-અને યજ્ઞની સમાપ્તિ-ઉપસંહાર.)

પિતામહ ભીષ્મના સ્વર્ગવાસથી વારંવાર શોક કરતા મહારાજા યુધિષ્ઠિરે જ્યારે સંન્યસ્ત લેવાનો વિચાર કર્યો, ત્યારે મહર્ષિ વેદવ્યાસ તેમને આશ્વાસન આપતાં કહેવા લાગ્યા, " વત્સ ! હજુ તમારી બુદ્ધિ પરિપક્વ થઈ નથી. તમે હજુપણ બાળકની પેઠે વિમોહિત થઇ જાવ છો. પરંતુ તમને આવી સ્થિતિમાં જોવા છતાં પણ હું તમને એચાર શબ્દો કહેવા માગું છું. યુદ્ધજ જેની જીવિકા છે એવા ક્ષત્રિયોના ધર્મને તમે સારી રીતે જાણો છો. ધર્મપરાયણ નરપતિને કદિપણ શોક કે દુઃખ થતાં નથી. તમે મહાત્મા ભીષ્મ પાસે સમગ્ર મોક્ષ ધર્મ પણ સાંભળ્યો છે. તેમણે તમારા ઘણા સંદેહો દૂર કર્યા છે. તેમને દરેક પ્રકારના પ્રાયશ્ચિત્તોનું અને રાજધર્મ અને દાનધર્મનું પણ સારૂં જ્ઞાન થયું છે, માટે સર્વ ધર્મને જાણી-સર્વે

શાસ્ત્રોમાં વિશારદ થઈ અજ્ઞાતાની પેઠે આ પ્રમાણે ખોટો મોહ કરવો તદ્દન અનુચિત છે.

"હે ધર્મરાજા! તમે હજુ સુધી સારી રીતે જ્ઞાન સંપાદન કરવાને સમર્થ થયા નથી. આ દુનિયામાં કોઇ કાંઇ પણ કરી શકતું નથી. ઈશ્વરની પ્રેરણાથીજ સઘળાં સારાં નરસાં કર્મો થાય છે, માટે નકામો પરિતાપ કરવો યોગ્ય નથી. વળી તમે કુરૂક્ષેત્રના યુદ્ધથી તમારી જાતને પાપમાં પડેલી માનો છો, તો જે કાર્યો કરવાથી પાપનો નાશ થાય તેનું કીર્તન કરૂં છું તે શ્રવણ કરો. દુષ્કર્મો કરનાર મનુષ્ય દાન, યજ્ઞ અને તપસ્યાથી પોતાના પાપમાંથી મુક્ત થાય છે. દેવતા અને અસુરોએ પણ પુણ્ય મેળવવાને ઘણા ઘણા યજ્ઞો કર્યા છે. યજ્ઞના જેવું ઉત્તમ કાર્ય બીજું એકે નથી. દેવતાઓએ પણ એ યજ્ઞના પ્રભાવથીજ પોતાનાથી વધારે બળ અને પરાક્રમવાળા દાનવોનો પરાજય કર્યો હતો; માટે, તમે દશરથપુત્ર શ્રી રામચંદ્રજી અને તમારા પિતામહ મહારાજા ભરતની પેઠે વિધિપૂર્વક રાજસૂય, સર્વમેધ, અને અશ્વમેધ વગેરે યજ્ઞોનું અનુષ્ઠાન કરો. અશ્વમેધ બહુ ઉત્કૃષ્ટ ગણાય છે, તેથી યથાવિધિ દક્ષિણા પ્રદાન સહિત તે યજ્ઞનું અનુષ્ઠાન કરવું એજ તમારૂં કર્તવ્ય છે."

પિતામહનો આ ઉપદેશ સાંભળીને મહારાજા યુધિષ્ઠિર કહેવા લાગ્યા, "ભગવાન્! આપના કહ્યા પ્રમાણે અશ્વમેધ યજ્ઞ કરવાથી ભૂપાળો પવિત્ર અને નિષ્પાપ થાય છે, એમાં સંદેહ નથી. પરંતુ હાલમાં અમારાથી તે યજ્ઞનું અનુષ્ઠાન થઇ શકે એમ નથી. અમારૂં સઘળું ધન નષ્ટપ્રાય થઇ ગયું છે, તો પછી હમણાં અમારાથી અશ્વમેધ યજ્ઞ કેવી રીતે થઇ શકે? વળી આ અશ્વમેધ યજ્ઞમાં પૃથિવી દાન જ પ્રધાન ગણાય છે અને બીજાં બધાં દાનો તેથી ઉતરતાં છે. પૃથિવીદાનવાળો અશ્વમેધયજ્ઞ કરે તેજ ઉત્તમ ગણાય છે. મ્હને પણ એવો ઉત્તમ યજ્ઞ કરવાનીજ ઇચ્છા છે માટે આપ મને હવે તે સંબંધી યોગ્ય ઉપદેશ આપો."

આ સાંભળી મહર્ષિ વેદવ્યાસે થોડીવાર વિચાર કરીને કહ્યું. "વત્સ! તે માટે તમે ચિંતા કરશો નહિ, તમારા ભંડારો હાલમાં ખાલી થઇ ગયા

છે તે ખરૂં છે. પરંતુ તે થોડા સમયમાં જ વિવિધ ધન રત્નોથી ભરાઇ શકે એમ છે. પૂર્વે મહારાજ મરૂતે હિમાલય પર્વત ઉપર યજ્ઞ કરી બ્રાહ્મણોને એકેક ઢગલો સુવર્ણ આપ્યું હતું, પરંતુ તે બધું લઈ જવાને તેઓ અસમર્થ હોવાથી તેનો ત્યાગ કરીને ચાલ્યા ગયા છે. હજુ પણ તે સુવર્ણ ત્યાંજ પડયું છે માટે તમે જઇને લઈ આવો. આથી તમારા યજ્ઞનું કામ બહુ સરલ થઈ પડશે."

ત્યારપછી મહારાજા યુધિષ્ઠિરના પુછવાથી ભગવાન વ્યાસદેવે મરૂત રાજાના યજ્ઞનું સવિસ્તર વર્ણન કરી તેમને અશ્વમેધ યજ્ઞ કરવાનો આગ્રહ કર્યો. ભગવાન્ વાસુદેવ અને દેવસ્થાન, કણ્વ અને નારદાદિ ઋષિઓ પણ ભગવાન વેદવ્યાસના ઉપદેશને મળતા થઇ ધર્મરાજને અશ્વમેધ યજ્ઞ કરવાની અવશ્યતા જણાવવા લાગ્યા. આથી તે બધાના ઉપદેશોથી શાન્ત અને ઉત્સાહિત થઇને મહારાજા યુધિષ્ઠિરે અશ્વમેધ યજ્ઞ કરવાનો સંકલ્પ કર્યો. આ વખતે મહાત્મા વાસુદેવ પોતાના પ્રિય શિષ્ય અને સખા અર્જુનની સાથે કેટલોક સમય ઇંદ્રપ્રસ્થમાં રહીને આનંદપૂર્વક વિહાર કરી વિવિધ ધર્મોપદેશ આપી તેનું મન મનવવા લાગ્યા. ત્યાર પછી મહારાજા યુધિષ્ઠિરની રજા લઈ સાત્યકિ અને સુભદ્રા સાથે દારૂકથી હંકાતા દિવ્ય રથમાં બેસીને દ્વારકા ગયા. આ તરફ મહારાજા યુધિષ્ઠિર ભગવાન્ વ્યાસ અને વાસુદેવના ઉપદેશ પ્રમાણે અશ્વમેધ યજ્ઞ કરવાનો પોતાના ભાઇઓ સાથે વિચાર કરવા લાગ્યા, અને છેવટ તેજ વખતે મરૂત રાજાના યજ્ઞનું સુવર્ણ લઈ આવવાનો નિશ્ચય કરી જોઇતી તૈયારી કરવા લાગ્યા. ધર્મરાજની આજ્ઞા થતાંજ સઘળું સૈન્ય સજ્જ થઇ ગયું, અને પાંડવો સમસ્ત રાજ્યનો ભાર યુયુત્સુને સોંપી બ્રાહ્મણોદ્વારા દેવાદિદેવનું પૂજન, અગ્નિહોત્રી બ્રાહ્મણોની પ્રદક્ષિણા અને અંધરાજ ધૃતરાષ્ટ્ર, ગાંધારી અને કુન્તાજીની આજ્ઞા લઈ ધન પ્રાપ્ત કરવાને સારા શકુન જોઇ નગર બહાર નીકળ્યા. આ વખતે બ્રાહ્મણો અને નગરવાસી સમસ્ત લોકો પરમ આનંદ પામી તેમના યશ ગાવા લાગ્યા અને સૈનિકોના કોલાહલથી નભોમંડળ પણ ગાજી ઉઠયું

આ પ્રમાણે હસ્તિનાપુરથી મોટી સેનાસહિત નીકળી મહારાજા યુધિષ્ઠિર હિમાલય પાસે આવી પહોંચ્યા, અને જ્યાં આગળ મહારાજા મરુતે યજ્ઞ કર્યો હતો ત્યાં આગળ મુકામ કર્યો. ત્યાર પછી મહર્ષિ ધૌમ્ય અને વેદવેદાંગને જાણનારા બ્રાહ્મણો પાસે વિધિપુર્વક શાન્તિ કરાવી સારા નક્ષત્રવાળા પવિત્ર દિવસે વિવિધ ઉપચાર સહિત ભગવાન્ ભૂતનાથ, ધનેશકુબેર, મણિભદ્ર, અને બીજા અનેક ભૂત અને યક્ષોનું પૂજન કર્યું. આ પ્રમાણે મન, વાણી અને કર્મથી દેવાદિદેવ મહાદેવ અને તેમના અનુચરોને પ્રસન્ન કરી બ્રાહ્મણોનો આશીર્વાદ અને આજ્ઞા લઇ જે સ્થાનમાં પોતાના અભિલષિત, સુવર્ણના ઢગલાઓ પડયા હતા ત્યાં આગળ ખોદવાની આજ્ઞા કરી. ધર્મરાજની આજ્ઞા થતાંજ તેમના અનુચરોએ ત્યાં આગળ ખોદવા માંડયું, અને તેમ થતાંજ તે સ્થાનમાંથી ઘણી જાતના સુવર્ણના પાત્રો, લોટા, આચમની, પત્રાલાં વગેરે અસંખ્ય વિચિત્ર પાત્રો મળી આવ્યાં. હસ્તિનાપુરથી નીકળતી વખતે મહારાજા યુધિષ્ઠિરે તે ધન ભરી લેવા માટે ઘણાં વાસણો, અને તેને લઇ આવવા માટે હજારો ઉંટ, ગર્દભ, હસ્તી, મનુષ્ય, રથ અને ગાડાં જેવાં અસંખ્ય વાહનો પોતાની સાથે લઇ લીધાં હતાં. આ વખતે મહારાજાની આજ્ઞા થતાંજ તે સઘળાં વાસણો, અઢલક સુવર્ણ, અને અસંખ્ય સુવર્ણ પાત્રોથી ભરાઇ યોગ્ય સ્થળે લાવવામાં આવ્યાં, અને ત્યાર પછી તેઓ ફરીથી મહાદેવનું પૂજન કરી મહર્ષિ વેદવ્યાસની આજ્ઞા પ્રમાણે પુરોહિત ધૌમ્યને આગળ કરી હસ્તિનાપુર તરફ પાછા ફર્યા.

આ તરફ અશ્વમેધ યજ્ઞનો યોગ્ય સમય આવી પહોંચતાં મહારાજા યુધિષ્ઠિરના આગ્રહનું સ્મરણ કરી મહાત્મા વાસુદેવ પોતાના વડીલ બંધુ બલદેવજીને આગળ કરી સુભદ્રા અને પ્રદ્યુમ્ન, યુયુધાન, ચારૂદેષ્ણ, શાંબ, ગદ, કૃતવર્મા, સારણ, નિશઠ, અને ઉન્મુખ વગેરે યાદવ વીરો સહિત હસ્તિનાપુરમાં આવી પહોંચ્યા. મહારાજા યુધિષ્ઠિરની ગેરહાજરીમાં મહાત્મા યુયુત્સુએ તેમનો યથાશક્તિ આદર સત્કાર કરી તેમનું પૂજન કર્યું. આ પ્રમાણે યથાયોગ્ય સત્કાર અને પૂજન ગ્રહણ કરી તેઓ સભામાં બેઠા હતા, તેજ

વખતે અભિમન્યુનો પુત્ર પરીક્ષિત્ શબરૂપે ઉત્તરાના ગર્ભમાંથી બહાર પડયો તેથી મહાત્મા વાસુદેવે ખેદયુકત ચિતે યુયુત્સુ સહિત અન્તઃપુરમાં પ્રવેશ કરી જોયું તો, મહાનુભાવા કુન્તાજી, દ્રૌપદી, અને સુભદ્રા, બીજી કૌરવસ્ત્રીયો સહિત રૂદન કરતાં કરતાં પોતાના માણસોને " શ્રીકૃષ્ણને જલદી તેડી લાવો, જલદી તેડી લાવો " એ પ્રમાણે આગ્રહપૂર્વક કહેતાં હતાં તેમને આ પ્રમાણે કલ્પાંત કરતાં જોઇને શ્રીકૃષ્ણ સત્વર તેમની પાસે ગયા અને તેમને આશ્વાસન આપવા લાગ્યા. શ્રીકૃષ્ણને આવેલા જોઇને શોકથી વિહ્વળ-થઇ ગયેલી કુન્તી, સુભદ્રા, અને ઉત્તરા વગેરે પાંડવવનિતાઓ વિલાપ કરી કરીને વાસુદેવને તેમની પૂર્વ પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવી બ્રહ્માસ્ત્રથી બળી-ગયેલા અભિમન્યુના પુત્રને સજીવન કરવાની પ્રાર્થના કરવા લાગ્યાં. આ પ્રમાણે તે રમણીયોના વિલાપો શ્રવણ કરી મહાત્મા મધુસૂદન આચમન કરી અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રના પ્રતિ–સંહાર કરી ઉત્તરાને સંબોધીને કહેવા લાગ્યા "વત્સે ! મ્હને અસત્યવાદી જાણીશ નહિ. આ જો, હું તમારા બધાની સમક્ષ જ તારા પુત્રને સજીવન કરૂ છું." ઉત્તરાને આ પ્રમાણે કહી ભગવાન હૃષિકેશ ફરીથી કહેવા લાગ્યા. " જો મ્હેં કોઇ પણ સમય યુદ્ધમાં પીઠ ન બતાવી હોય, જો હું સત્ય અને ધર્મ પ્રમાણેજ વર્તતો હોઉં, જો મ્હેં ધર્મ અને બ્રાહ્મણો પ્રત્યે સતત ભક્તિ બતાવી હોય, જો મ્હારે મ્હારા પ્રિય મિત્ર અર્જુન સહિત કોઇ પણ દિવસ વિરોધ ન થયો હોય તો, અને જો મ્હેં કંસ અને કેશીનો ધર્મ પ્રમાણેજ સંહાર કર્યો હોય, તો મારા તે સમગ્ર પુણ્યના બળવડે અભિમન્યુનો આ મરણ પામેલો પુત્ર આ વખતે સજીવન થાય." મહાત્મા કેશવનાં આ વચનો પુરાં થતાંજ ઉત્તરાના ગર્ભમાંથી ઉત્પન્ન થયેલું બાળક સચેતન થઇને રડવા લાગ્યું.

આ પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાનની કૃપાથી તે બાળકને હાથપગ હલા-વતું જોઇને કુન્તાદિ પાંડવસ્ત્રીયોના આનંદનો પાર રહ્યો નહિ. ડુબતા માણસને નૌકા મળવાથી જેટલો આનંદ થાય તેટલોજ આનંદ પરીક્ષિતના સજીવન થવાથી કુન્તી, દ્રૌપદી, સુભદ્રા અને ઉત્તરા વગેરે પાંડવ મહિલાઓને

થયો, અને તેથી તેઓ વારંવાર શ્રીકૃષ્ણની પ્રશંસા કરવા લાગ્યાં. પરીક્ષિત-ના જન્મના સમાચાર બહાર પડતાંજ સઘળે આનંદ આનંદ પ્રસરી રહ્યો. ભાટ ચારણ અને બંદિજનોએ કુરુવંશની પ્રશંસા કરી મહાત્મા જનાર્દનની સ્તુતિ કરવાનો આરંભ કર્યો. તેજ વખતે ઉત્તરાએ ઉભા થઇને પુત્ર સહિત આનંદપૂર્વક વાસુદેવને પ્રણામ કર્યા. મહાત્મા કૃષ્ણે અને અન્યાન્ય યાદવોએ તે સુકોમળ નવકુમારને જોઇને તેને આનંદપૂર્વક મહા મૂલ્યવાન વિવિધ રત્નો આપ્યાં, અને કુરુ કુળની પરિક્ષીણ અવસ્થામાં તેનો જન્મ થવાથી તેનું નામ પરીક્ષિત્ રાખ્યું. ત્યાર પછી તે બાળક શુકલપક્ષના ચંદ્રની પેઠે દિનપ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યો, તે જોઇને હસ્તિનાપુરના સઘળા રહેવાસીયોનાં મન આનંદથી પરિપૂર્ણ થઇ ગયાં. પરીક્ષિતનો જન્મ થયા પછી એક માસે પાંડવો હિમાલય પર્વત ઉપરનું ધન લઇ હસ્તિનાપુર આવી પહોંચ્યા, અને પરીક્ષિતનું અલૌકિક જન્મવૃત્તાંત શ્રવણ કરી આનંદ પામી મહાત્મા કેશવની પ્રશંસા કરવા લાગ્યા.

થોડા દિવસ ગયા પછી સત્યવતીના પુત્ર મહર્ષિ વેદવ્યાસ પણ હસ્તિનાપુરમાં આવી પહોંચ્યા અને પાંડવો અને યાદવોએ તેમનો યથોપયુક્ત આદરસત્કાર કરી અર્ઘ્યપાદ્ય પૂજન કર્યું. ત્યાર પછી ધર્મરાજ યુધિષ્ઠિરે કેટલીક વાતચીત કરીને તેમને વિનયપૂર્વક કહ્યું, "હે ભગવાન્! આપની કૃપાથી અમે જે ધન સંપાદન કર્યું છે, તે સઘળું હવે અશ્વમેધ યજ્ઞમાં વાપરવાની ઇચ્છા છે માટે તે સંબંધી અમને કાંઇ સલાહ આપો. અમે ફક્ત આપની અને મહાત્મા કેશવની ઉપર જ આધાર રાખીએ છીએ." તે સાંભળીને વ્યાસદેવજીએ કહ્યું, રાજન્! હવે હું તમને થોડા દિવસમાં અશ્વમેધ યજ્ઞ કરવાની સલાહ આપું છું. અશ્વમેધ યજ્ઞથી સઘળાં પાપ દૂર થાય છે માટે તમે તે પ્રમાણે યજ્ઞ કરવાથી નિષ્પાપ થશો એમાં કાંઇપણ શંકા નથી."

થોડા સમયમાંજ મહારાજા યુધિષ્ઠિરે વ્યાસદેવના વચન પ્રમાણે એક પછી એક અશ્વમેધ યજ્ઞમાં જોઇતી તમામ સામગ્રી તૈયાર કરાવી, મહાવીર

અર્જુનને કહ્યું, " ભાઇ ! તું આ યજ્ઞના અશ્વનું રક્ષણ કરજે. તારા સિવાય બીજું કોઇ પણ એ કાર્ય કરી શકે એમ નથી. જે રાજાઓ તારી સાથે યુદ્ધ કરવા તૈયાર થાય તેમને આપણા આ યજ્ઞનું વૃત્તાંત જણાવી યુદ્ધ કરી પરાસ્ત કરજે, અને નિર્દિષ્ટ સમયે અશ્વસહિત નિર્વિઘ્ને પાછો ફરજે' એવો મ્હારો આશીર્વાદ છે." અર્જુનને આ પ્રમાણે કહી ધર્મરાજે ધૃતરાષ્ટ્રની અનુમતિથી ભીમસેન અને નકુળને રાજ્યનો ભાર સોંપી સહદેવને સગાંસંબંધી અને કુટુંબીયોની આગતાસ્વાગતા કરવાની આજ્ઞા કરી.

ત્યાર પછી દીક્ષાનો સમય આવી પહોંચતાં પુરોહિતોએ મહારાજા યુધિષ્ઠિરને અશ્વમેધ યજ્ઞ કરવાની દીક્ષા આપી. આ વખતે તેઓ ઋત્વિજોની મધ્યમાં બેઠેલા હોવાથી પ્રદિપ્ત અગ્નિની પેઠે શોભવા લાગ્યા. વળી ધર્મરાજે સુવર્ણની માળા, મૃગચર્મ, દંડ અને ક્ષૌમવસ્ત્ર ધારણ કરેલું હતું, અને તેથી તેઓ યજ્ઞ-દીક્ષિત સાક્ષાત્ પ્રજાપતિના જેવા લાગતા હતા. તેમના ઋત્વિજો, અને અર્જુન પણ તેમના જેવાજ વસ્ત્રાભૂષણ ધારણ કરી શોભી રહ્યા હતા. ત્યાર પછી યજ્ઞના અશ્વને ચાલવાની તૈયારી થઇ એટલે ધનંજયે તેને સંબોધીને કહ્યું, " હે અશ્વ ! તારૂં મંગળ થાવ; તું નિર્વિઘ્ને ગમન કર, અને થોડા સમયમાંજ પાછો આવી પ્હોંચજે." આ પ્રમાણે કહીને મહાવીર અર્જુને પણ ધર્મરાજની આજ્ઞા પ્રમાણે ત્રણ અંગુઠીયો ધારણ કરી ગાંડીવનો ટંકાર કરી આનંદપૂર્વક અશ્વની પાછળ ચાલવા માંડયું, ત્યાર પછી તે અશ્વ એક પછી એક અનેક દેશોમાં ભ્રમણ કરવા લાગ્યો, અને અર્જુન તેની પાછળ પાછળ જઇને અસંખ્ય રાજાઓનો પરાજય કરી મહારાજા ધર્મરાજનું આધિપત્ય સ્થાપવા લાગ્યો. પૂર્વે કુરૂક્ષેત્રના યુદ્ધમાં કિરાત, યવન, મ્લેચ્છ, અને આર્યજાતિના જે વીરો મરણ પામ્યા હતા, તે સઘળાના બંધુ બાંધવો આ વખતે અર્જુનની સાથે યુદ્ધ કરવાને તૈયાર થઇ ગયા. ત્રિગર્ત, પ્રાગજ્યોતિષ અને સિંધુદેશના રાજપુત્રો સાથે અર્જુનને ઘોર યુદ્ધમાં ઉતરવું પડયું, પણ તેઓ અર્જુનનું બળવીર્ય સહન કરવાને અસમર્થ હોવાથી એક પછી એક શરણે થયા.

ત્યારપછી અર્જુન અશ્વમેધના અશ્વસહિત મણિપુર આવી પહોંચ્યો, ત્યારે તેનો પોતાનો બભ્રુવાહન તેના આવવાના સમાચાર સાંભળી બ્રાહ્મણોને આગળ કરી વિનયપૂર્વક તેનો આદર સત્કાર કરવાને સ્હામે ગયો. ક્ષત્રિયધર્માવલંબી મહાવીર અર્જુન પોતાના પુત્રને આ પ્રમાણે વિનયભાવ ધારણ કરતો જોઇને બહુ ગુસ્સે થયો, અને તેની નિંદા અને ભર્ત્સના કરવા લાગ્યો. પિતાનાં વચન સાંભળીને બભ્રુવાહન લજ્જાથી નીચું જોઇ પોતાના કર્તવ્ય સંબંધી વિચાર કરતો હતો એટલામાં નાગપુત્રી ઉલુપીએ તેની પાસે આવીને તેને અર્જુન સાથે યુદ્ધ કરવાનો ઉપદેશ કર્યો. ઉલુપીના વચનથી સાવધ થઇને બભ્રુવાહને યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો, અને થોડીવારમાંજ સુવર્ણનું કવચ અને સુશોભિત ટોપ ધારણ કરી અસંખ્ય ભાથાવાળા, સુવર્ણના વિવિધ અલંકારોથી શોભતા, પવનવેગી ચારઘોડા અને હિરણ્મય સિંહ–ધ્વજવાળા વિચિત્ર રથમાં બેસીને પિતા અર્જુન તરફ ધસી પોતાના અશ્વવિદ્યામાં કુશળ અનુચરોને અશ્વમેધ યજ્ઞના ઘોડાને બાંધવાનો હુકમ કર્યો. તેની આજ્ઞા થતાંજ અનુચરોએ તે ઘોડાને બાંધી લીધો. પોતાના પુત્રનું વીર કર્મ જોઇને અર્જુન બહુજ પ્રસન્ન થયો, અને પોતાના વ્રત પ્રમાણે તેના ઉપર બાણનો વર્ષાદ વર્ષાવવા લાગ્યો. આ તરફ મહાવીર બભ્રુવાહન પણ સુતીક્ષ્ણ દિવ્ય બાણોથી અર્જુનને પીડવા લાગ્યો. તેથી થોડીવારમાં તે પિતા પુત્રનું યુદ્ધ દેવ અને અસુરના યુદ્ધની પેઠે ઘોર થઇ ગયું. મહાવીર અર્જુન બભ્રુવાહનના બાણથી અતિશય વ્યથા પામી બેભાન થઇ રથમાં ઢળી પડયો. ત્યાર પછી ભાન આવતાં અર્જુન બભ્રુવાહનને અસંખ્ય ધન્યવાદ આપવા લાગ્યો, અને તેની સાથે વધારે ઘોર યુદ્ધ કરવાનો વિચાર કરી ધનુષ્યનો ટંકાર કરી પોતાના દિવ્યાસ્ત્રોનો પ્રયોગ કરવા લાગ્યો. અર્જુનના ક્રોધથી ફેંકેલા બાણોવડે જોતજોતામાં બભ્રુવાહનના રથની ધ્વજા છેદાઇ ગઇ, અને તેના અશ્વો નષ્ટ થઇ ગયા. આ પ્રમાણે ધ્વજ અને રથ વિનાનો થવા છતાં પણ મહાવીર બભ્રુવાહન અર્જુન સાથે પહેલાંની માફકજ યુદ્ધ કરવા લાગ્યો, અને છેવટ પિતા અર્જુનને સંગ્રામમાંથી

વિમુખ થયેલા જોઇને બાળકના જેવી સ્વાભાવિક ચપળતાથી તેના હૃદયમાં એક અતિ તીક્ષ્ણ બાણનો પ્રહાર કર્યો. એ બાણ અર્જુનને વાગ્યું કે તરતજ તે તેની દારૂણ પીડાથી બેભાન થઇ ભૂમિપર પડયો. બભ્રુવાહન પણ બહુ થાકી ગયો હતો, અને વળી અર્જુનના બાણોથી ક્ષત વિક્ષત થઇ ગયો હતો, તેથી અર્જુનને પડેલો જોઇને તે પણ મોહ પામી ભૂમિપર પડયો.

આ પ્રમાણે મહાવીર ધનંજય અને બભ્રુવાહન મૂર્છા પામી ભૂમિપર પડયા તે વખતે તેની માતા ચિત્રાંગદાએ રણભૂમિમાં પ્રવેશ કર્યો, અને તેમને બેભાન સ્થિતિમાં પડેલા જોઇ-મરણ પામેલા ધારી-અતિશય આક્રંદ કરતી મૂર્છાવશ થઇ ગઇ. થોડીવારે તેને ભાન આવ્યું ત્યારે તે નાગકન્યા ઉલુપીને પોતાની પાસે ઉભેલી જોઇ તેનેજ સ્વામીના વિનાશનું મૂળ કારણ ધારી તેનો તિરસ્કાર કરવા લાગી. આ તરફ વીર બભ્રુવાહનની મૂર્છા વળતાં તે પણ પિતાને મરણ પામેલા ધારી માતાસહિત પરિતાપ કરવા લાગ્યો, અને તે બન્નેએ અન્નપાણીનો ત્યાગ કરી ત્યાં આગળજ જીવન-વિસર્જન કરવાનો નિશ્ચય કર્યો. તેમની આવી દુર્દશા જોઈને ઉલુપીએ નાગલોકના સજીવન-મણિને સંભાર્યો, અને તેમ કરતાંજ તે મણિ તેની પાસે પ્રાદુર્ભૂત થયો. ત્યાર પછી તે સજીવન મણિ ગ્રહણ કરીને ઉલુપી સઘળા સૈનિકોની સમક્ષ બભ્રુવાહનને સંબોધીને કહેવા લાગી, " વત્સ! શોકનો ત્યાગ કરી ઉભો થા. અર્જુનનો પરાજય કરવાનું તારામાં સામર્થ્ય જ નથી. ઇન્દ્રાદિ દેવતાઓ પણ તેનો પરાજય કરી શકે એમ નથી. તારા પિતાનું મંગળ કરવાનેજ મ્હેં આ માયાનો વિસ્તાર કર્યો હતો માટે તારે તે સંબંધીના પાપનો લેશ પણ વિચાર કરવો નહિ. આ દિવ્યમણિ પણ આવી પહોંચ્યો છે, માટે તે ગ્રહણ કરીને તેને ત્હારા પિતાના વક્ષઃસ્થળ ઉપર મુક, એટલે તરતજ તું તેમને સજીવન થયેલા જોઇશ.

વિમાતાનું વચન સાંભળી મહાવીર બભ્રુવાહને પ્રસન્ન થઇને તે મણિ અર્જુના વક્ષઃસ્થળ ઉપર મુકયો. મણિનો સ્પર્શ થતાંજ તે સજીવન થઇને

ઉંઘમાંથી ઉઠતો હોય તેમ આંખ ઉઘાડી ઉઠીને બેઠો થયો, આ પ્રમાણે અર્જુન ઉલુપીએ આણેલા સજીવન મણિના પ્રભાવથી સજીવન થઇ બેઠો થયો, એટલે બભ્રુવાહને ભક્તિપૂર્વક તેના ચરણમાં પડી સાષ્ટાંગ પ્રણામ કર્યા. અર્જુને પણ બભ્રુવાહનને આલિંગન કરી તેનું મસ્તક સુંઘ્યું. ત્યાર પછી શોક કરી સુકાઇ ગયેલી ચિત્રાંગદા અને ઉલુપીને જોઇને અર્જુને વિસ્મય પામી બભ્રુવાહનને તેમના આવવાનું કારણ પૂછ્યું, એટલે નાગકન્યા ઉલુપીએ તેનો સંદેહ દૂર કરવાને તેના શાપના* વૃત્તાંતનું વર્ણન કરી મધુર વાકયથી તેને પ્રસન્ન કર્યો. મહાત્મા અર્જુન પતિવ્રતા ઉલુપીના યત્ન અને બુદ્ધિબળથી પોતાને શાપમાંથી મુક્ત થયેલો જોઇને તેની પ્રશંસા કરી પોતાના પ્રિયપુત્ર બભ્રુવાહનને કહ્યું, "વત્સ ! મહાત્મા યુધિષ્ઠિર આવતી ચૈત્રી પુનમે અશ્વમેધ યજ્ઞનો આરંભ કરશે, માટે તે દિવસે તું તારી માતા ચિત્રાંગદા, અને વિમાતા ઉલુપીને લઇ મંત્રિમંડળ સહિત હસ્તિનાપુર આવજે."

આ પ્રમાણે અર્જુને પોતાના પુત્ર બભ્રુવાહનને આમંત્રણ અને પ્રિયતમા ઉલુપિ અને ચિત્રાંગદા સહિત સાદર સંભાષણ કરી અશ્વની પાછળ ફરતાં ફરતાં એક પછી એક મગધ, બંગ, પુંડ્ર, અને કોશળ દેશો અતિક્રમ કર્યા. ત્યાર પછી તે ઇચ્છા પ્રમાણે ગમન કરનાર અશ્વ ચેદિ, કાશી, અંગ, કિરાત, તગન, અને દશાર્ણ દેશમાં ભમીને ફરીથી દક્ષિણ-સમુદ્ર કિનારે ફરી દ્રાવિડ, અંધ્ર, મહીષિક, કોલ્લગિરિ ફરી વળ્યો. અર્જુન પણ તેની

---

*કહેવાય છે કે, ભીષ્મપિતામહને શિખંડીની સહાયતાથી અર્જુને બાણશય્યા ઉપર પોઢાડયા, તેથી તેના અન્યાય યુદ્ધને લીધે ભીષ્મ-જનની ગંગાદેવીના અનુમોદનથી વસુદેવો તેને શાપ દેવાને તૈયાર થયા. આ અશુભ સમાચારની ખબર પડતાંજ નાગકન્યા ઉલુપીએ પોતાના પતિનો ઉદ્ધાર કરવાને પોતાના પિતાને વસુદેવોને શરણે જવાનો આગ્રહ કર્યો. ઉલુપીના આગ્રહ પ્રમાણે તેનો પિતા વસુદેવોને શરણે જઇ અર્જુનના હિતને માટે વારંવાર પ્રાર્થના કરવા લાગ્યો, ત્યારે ગંગાજીની આજ્ઞાથી તેમણે કહ્યું કે, "અર્જુન પુત્ર બભ્રુવાહન તેને સંગ્રામમાં પાડશે. ત્યારે તે અમારા શાપમાંથી મુક્ત થશે."

પાછળ પોતાના ગાંડિવના પ્રભાવથી અનેક વીરોનો પરાજય કરતો, મહારાજા ધર્મરાજની આણ ફેરવતો સૌરાષ્ટ્ર, અને ગોકર્ણ, અને પ્રભાસ વગેરે પ્રદેશો ફરીને દ્વારકા પાસે આવી પહોંચ્યો. ધનંજય યજ્ઞના અશ્વ સહિત દ્વારિકામાં પેઠો, એટલે સંગ્રામેચ્છુ યદુવંશીય બાળકો અશ્વને બાંધી લઈ અર્જુન સાથે યુદ્ધ કરવાને તૈયાર થયા. પરંતુ મહાત્મા ઉગ્રસેને તેમને તેમ કરતાં અટકાવી વસુદેવ સહિત અર્જુનની પાસે જઇ પ્રસન્નતાથી તેનો આદર-સત્કાર કર્યો. ત્યારપછી મહાવીર અર્જુન, મહાત્મા ઉગ્રસેન અને મામા વસુદેવની આજ્ઞા લઈને ફરીથી અશ્વની પાછળ જવાને તૈયાર થયો અને તે અશ્વ ત્યાંથી નીકળી સમુદ્રને પશ્ચિમ કિનારે થઇ પંચનદ પ્રદેશમાં (પંજાબ) ફરી છેવટ ગાંધાર દેશમાં જઇ પહોંચ્યો. આ વખતે શકુનિનો પુત્ર ત્યાં આગળ રાજ્યશાસન કરતો હતો. તે અર્જુનને પોતાના અધિકારમાં આવેલો જોઇ પોતાના પિતાના મરણનું વેર લેવાને, તેની સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી હાથી, ઘોડા, રથ, પાયદલ વગેરે ચારે પ્રકારની સેના સાથે તેની સ્હામે ધસી આવ્યો. ધર્મપરાયણ ધનંજયે ગાંધારપતિને આ પ્રમાણે યુદ્ધ કરવાને તૈયાર થયેલો જોઇને વિનયપૂર્વક મહારાજા યુધિષ્ઠિરનો સંદેશો કહી સંભળાવી યુદ્ધ નહિ કરવાને કહ્યું, પરંતુ તે ન હ માનતાં તેણે અર્જુન ઉપર બાણની વૃષ્ટિ કરવા માંડી. આથી ક્રોધે ભરાઇને-અર્જુને એક અર્ધ-ચંદ્રાકાર બાણથી તેના મસ્તક ઉપરનો ટોપ ઉડાવી દઈ તેને જયદ્રથના મસ્તકની પેઠે દૂર નાંખી દીધો. એ જોઇને ગાંધાર દેશના વીરો આશ્ચર્ય ચકિત થઇ ગયા, અને ગાંધારરાજ પણ ભય પામીને પલાયન કરવા લાગ્યો. આ પ્રમાણે તે ઇચ્છા પ્રમાણે વિહાર કરનાર અશ્વે અનેક દેશોમાં પર્યટણ કરીને છેવટે હસ્તિનાપુરનો માર્ગ લીધો.

એટલામાં મહાત્મા અર્જુનના એક દૂતે હસ્તિનાપુર આવીને તેના અશ્વસહિત ક્ષેમકુશળ પાછા ફરવાના મંગળ સમાચાર કહ્યા. દૂતનાં આ પ્રિય-વચનો-શુભ સમાચાર-સાંભળીને મહારાજા યુધિષ્ઠિરને બહુજ આનંદ થયો, અને તેજ વખતે તેમણે તેને અઢલક ધન આપવાનો આદેશ કર્યો. બીજે

દિવસે સ્હવારમાં કૌરવ ધુરંધર વિશ્વવિજયી અર્જુને અશ્વસહિત નગરમાં પ્રવેશ કર્યો. તે વખતે ઉચ્ચૈઃશ્રવા જેવા તે યજ્ઞના અશ્વના પગની ધૂળ ઉંચે ઉડીને પરમ શોભા પામવા લાગી અને નગરવાસીયોએ પરમ આહ્લાદ પૂર્વક અર્જુનની અતિશય પ્રશંસા કરી તેના યશ ગાવા માંડયા. આ પ્રમાણે નગરવાસિઓની શ્રુતિ-મનોહર સ્તુતિ-શ્રવણ કરતો કરતો અર્જુન યજ્ઞભૂમિ પાસે આવી પહોંચ્યો, અને પ્રથમ ધૃતરાષ્ટ્રને પ્રણામ કરી મહારાજા યુધિષ્ઠિર અને ભીમસેનને યથાવિધિ અભિવાદન, અને વાસુદેવ, નકુળ અને સહદેવને આલિંગન કરી તેમની સાથે સુખપૂર્વક વિશ્રામ કરવા લાગ્યો. તેજ સમયે મણિપુરના રાજા મહાત્મા બભ્રુવાહને, માતા ચિત્રાંગદા અને વિમાતા ઉલુપી સહિત હસ્તિનાપુરમાં પ્રવેશ કરી યજ્ઞપંડપમાં બેઠેલા વૃદ્ધ કૌરવ અને અન્યાન્ય ભૂપતિઓને અભિવાદન કરી તેમના આશીર્વાદ ગ્રહણ કર્યા. ત્યારપછી બભ્રુવાહને પિતામહી કુન્તાજીના ભવનમાં પ્રવેશ કરી તેમને વિનયપૂર્વક પ્રણામ કર્યા, અને ચિત્રાંગદા અને ઉલુપી એ બન્ને કુન્તાજી, દ્રૌપદી, સુભદ્રા અને બીજી કૌરવ કુળની સ્ત્રીયો સહિત વિનીત ભાવે મધુર સંભાષણ કરવા લાગ્યાં. મહાત્મા ધર્મરાજા અને કુન્તાજીએ પણ વિવિધ પ્રકારના રત્નાલંકારો આપી તેમને યથોચિત આદર આપી ઉતારા માટે અતિ ઉત્તમ શય્યા અને આસનનો બંદોબસ્ત કરાવી આપ્યો. આ પ્રમાણે સાસરીયાં તરફથી આદરમાન પામી તેમની આજ્ઞાથી યશસ્વિની ચિત્રાંગદા, અને ઉલુપી ત્યાંજ નિવાસ કરવા લાગ્યાં.

ત્યાર પછી ત્રીજે દિવસે મહાત્મા વેદવ્યાસ મહારાજા યુધિષ્ઠિર પાસે આવીને કહેવા લાગ્યા, " મહારાજ ! યોજકો કહે છે કે હવે યજ્ઞનું મુહૂર્ત આવી પહોંચ્યું છે માટે આજથી જ તમે અશ્વમેધ યજ્ઞનો આરંભ કરો. તમારા આ યજ્ઞમાં કોઇપણ પ્રકારનું વિઘ્ન આવશે નહિ. આ યજ્ઞ " બહુસુવર્ણ-યજ્ઞ " નામથીજ ઓળખાય છે, અને બ્રાહ્મણો જ યજ્ઞનું મૂળ કારણ છે, માટે યજ્ઞ સમાપ્ત થયે બ્રાહ્મણોને ત્રમણી દક્ષિણા આપવી એ તમારો ધર્મ છે. તમે બ્રાહ્મણોને ત્રણગણી દક્ષિણા આપશો તો તમને

પણ તેના બદલામાં ત્રણ અશ્વમેધ યજ્ઞનું ફળ મળશે, અને તમે જ્ઞાતિવધથી થયેલાં સઘળાં પાપમાંથી મુક્ત થશો. અશ્વમેધ યજ્ઞના અન્તમાં સ્નાન કરવાથી અતિશય પવિત્રતા પ્રાપ્ત થાય છે."

મહાત્મા વેદવ્યાસના ઉપદેશ પ્રમાણે ધર્મરાજે તેજ દિવસે દીક્ષા લીધી, એટલે વેદવેદાંત પારંગત યજ્ઞનિપુણ બ્રાહ્મણો, તે સુસમૃદ્ધ અશ્વમેધ યજ્ઞનો આરંભ કરી વિધિપૂર્વક પોતપોતાનાં કાર્યો કરવા લાગ્યા. યજ્ઞકાર્યમાં નિયોજાયલા વિપ્રો વિધિપૂર્વક અગ્નિ નારાયણનું સ્થાપન કરી સોમલતામાંથી રસ કાઢી શાસ્ત્રાનુસાર પ્રારંભની યજ્ઞક્રિયા કરવા લાગ્યા. યજ્ઞના સઘળા સભાસદો ષડશાસ્ત્રને જાણનારા, વ્રતપરાયણ, ચરિત્રવાન, બ્રહ્મચર્ય પાળનાર અને તર્કવિતર્કમાં નિપુણ હતા. હેતુવાદને માનનારા વક્તાઓ તે યજ્ઞની સભામાં બેસી પરસ્પર વિજય મેળવવાની ઇચ્છાથી નાના પ્રકારના તર્કવિતર્કો કરવા લાગ્યા. યજ્ઞ–પ્રસંગે આવેલા રાજાઓ મહારાજા યુધિષ્ઠિર તરફથી અતિશય આદર સતકાર પામી યજ્ઞભૂમિનું નિરીક્ષણ કરવા લાગ્યા. યજ્ઞભૂમિમાં કોઇ સ્થળે સુવર્ણના વિચિત્ર તોરણો, કોઈ સ્થળે વિવિધ શય્યા, આસન, અને વિહાર–સામગ્રી, કોઇ સ્થળે લોકોની ઠઠ, કોઇસ્થળે ઘડા, કળશ, આચમની, અને પંચપાત્રના ઢગલા, કોઇસ્થળે સુવર્ણથી મઢેલા દારૂમય યૂપો, કોઇસ્થળે નાના પ્રકારના સ્થળજ અને જલજ જીવજંતુ, કોઈસ્થળે વિવિધ પક્ષીઓ અને જંગલી પ્રાણીઓ, કોઇસ્થળે ચિત્રવિચિત્ર મનોહર પુષ્પવાળા વૃક્ષો, અને રમણીય લતામંડપો, કોઇસ્થળે પત્ર, પુષ્પ અને પલ્લવથી સુશોભિત સ્તંભો, તો કોઇસ્થળે સંગેમરમર પથ્થરના પગથીયાંઓ આવી રહ્યાં હતાં. આ સગળું જોઇને સઘળાં આશ્ચર્ય ચકિત થઈ જતાં હતાં. રાજા મહારાજાના વિસ્મયનો પાર ન્હોતો, અને તેમને જાણે આખો જંબુદ્રીપ મહારાજા યુધિષ્ઠિરના યજ્ઞમંડપમાં આવી ગયો હોય એમ લાગતું હતું.

આ પ્રમાણે અશ્વમેધ યજ્ઞનો આરંભ થયા પછી મહાવીર ભીમસેન, મહારાજા યુધિષ્ઠિરની આજ્ઞા પ્રમાણે દરરોજ અસંખ્ય માણસોને ભોજન

કરાવતો હતો. ચારે તરફ અન્નના પર્વતો, ઘી અને દહિંની નદીયો, અને બીજી અનેક સામગ્રીઓ પડેલી હતી. સ્હવારથી તે સાંજ સુધી ભોજનનું કામ ચાલતુંજ હતું. એક લક્ષ બ્રાહ્મણો જમી રહે એટલે એકવાર દુંદુભીનાદ કરવામાં આવતો હતો. આવા દુંદુભીનાદો એક આખા દિવસમાં ઘણીવાર થતા હતા. મહારાજા ધર્મરાજની યજ્ઞભૂમિએ દેવર્ષિ, ગંધર્વ, અપ્સરા, કિન્નર, સિદ્ધ અને બ્રાહ્મણોથી પરિપૂર્ણ થઇ અપૂર્વ શોભા ધારણ કરી હતી. સર્વ–શાસ્ત્ર પ્રણેતા મહર્ષિ વેદવ્યાસ પોતાના શિષ્યો સહિત યજ્ઞ મંડપમાં બીરાજીને નાના પ્રકારનાં શાસ્ત્રીય કર્મો કરતા હતા અને યજ્ઞના અવસાનમાં નારદ, તુંબુરૂ, વિશ્વાસુ, ચિત્રસેન, અને અન્યાન્ય ગંધર્વો નૃત્ય, ગીત અને વાદ્યથી અભ્યાગતોનાં મન રંજન કરતા હતા.

ત્યારપછી યોગ્ય સમયે યાજકોએ યજ્ઞભૂમિમાં, છ બિલ્વના, છ ખદિરના, છ પલાશના, છ દેવદારૂના અને એક શ્લેષ્માતક (શેલટ) ના યૂપ (સ્તંભો) ઉભા કર્યા, એટલે મહારાજા યુધિષ્ઠિરની આજ્ઞાથી ભીમસેને તેમની શોભામાં વધારો કરવાને બીજા અસંખ્ય સુવર્ણ સ્તંભો ઉભા કરાવ્યા. આ સમસ્ત સ્તંભો વસ્ત્રોથી ઢંકાયલા હોવાથી સપ્તર્ષિથી વિંટાયલા ઇંદ્રાદિ દેવતાઓની પેઠે શોભવા લાગ્યા. ત્યારપછી યાજકોએ ત્યાં આગળ કાંચનમય ઇષ્ટકા (યજ્ઞભૂમિઓ) દ્વારા અઢાર હાથ જેટલા ચાર ગુચ્છાઓથી સુસજ્જીત એક ત્રિકોણવાળો ગરૂડાકાર સ્થંડિલ તૈયાર કરી તેના પડખાંઓ સુવર્ણના બનાવી ચણવાનું કામ પૂર્ણ કર્યું એટલે ઋત્વિજોએ શાસ્ત્રાનુસાર જુદા જુદા દેવતાઓ માટે જુદા જુદા પશુ, પક્ષી અને મત્સ્યાદિનું સ્થાપન કરી યજ્ઞના અશ્વને બીજા ત્રણસો પશુ સહિત ઉપરોક્ત યૂપ સાથે બાંધ્યો. ત્યારપછી યજ્ઞમાં દીક્ષિત થયેલા બ્રાહ્મણોએ ક્રમે તે સઘળા પશુઓનું માંસ રાંધીને શાસ્ત્રપ્રમાણે અશ્વનું છેદન કર્યું એટલે મહા સતી દ્રૌપદી બ્રાહ્મણોની આજ્ઞા પ્રમાણે તેની પાસે આવી ઉભાં. ત્યારપછી બ્રાહ્મણોએ શાસ્ત્રવિધિ પ્રમાણે તે અશ્વના હૃદયનો મેદ ગ્રહણ કરી તેને રાંધવા માંડયો, અને મહારાજા યુધિષ્ઠિર પોતાના સઘળા ભાઇઓ સાથે તેના સર્વ પાપનો નાશ કરનાર

ધુમાડાને સુંઘવા લાગ્યા. છેવટે સોળ ઋત્વિજોએ તે અશ્વના બાકી રહેલા અંગોને ગ્રહણ કરી અગ્નિમાં આહુતિ આપી દીધી.

આ પ્રમાણે અશ્વમેધ યજ્ઞ સમાપ્ત થયો એટલે ભગવાન વેદ વ્યાસ અને તેમના શિષ્યો ઇન્દ્રતુલ્ય તેજસ્વી મહારાજા યુધિષ્ઠિરને વારંવાર ધન્યવાદ આપવા લાગ્યા, અને મહારાજા યુધિષ્ઠિરે વિધિપૂર્વક બ્રાહ્મણોને હજારો સુવર્ણ-મુદ્રા, અને ભગવાન્ વેદવ્યાસને સમસ્ત પૃથિવીનું દક્ષિણા-દાન આપ્યું. ત્યાર પછી મહાત્મા કૃષ્ણ-દ્વૈપાયન ધર્મરાજને કહેવા લાગ્યા, "મહારાજ! હું તમારી આપેલી પૃથિવી ગ્રહણ કરીને પાછી તમનેજ આપુ છું. બ્રાહ્મણોએ ધનનીજ આશા રાખવી જોઇએ, માટે તમે તેને બદલે મ્હને ધન આપો. આ સાંભળીને મહારાજા ધર્મરાજ પોતાના ભાઇઓ, અને અન્યાન્ય ભૂપાળોની સમક્ષ ઋત્વિજોને સંબોધીને કહેવા લાગ્યા, "હે વિપ્રો! મ્હેં મ્હારા આ યજ્ઞમાં પૃથિવીનું દાન કરવાનો નિશ્ચય કર્યો હતો, અને તે પ્રમાણે અર્જુનથી જીતાયેલી આ પૃથિવી આપને આપી છે તો તમે તેને ચાતુર્હોત્રના પ્રમાણમાં વ્હેંચી લઇ ગ્રહણ કરો. હવે હું અરણ્યમાંજ પ્રવેશ કરીશ. બ્રાહ્મણોનું ધન લેવાની મ્હને બીલકુલ ઈચ્છા નથી."

મહારાજા યુધિષ્ઠિરના ઉપરોક્ત વચનને દ્રૌપદી અને અન્યાન્ય પાંડવોએ અનુમોદન આપ્યું. તે જોઇને સભામાં બેઠેલા સઘળા સભાસદોને રોમાંચ થયો, અને તેઓ આશ્ચર્યચકિત થઈ ગયા. નભોમંડળમાંથી પણ ધન્યવાદ સંભળાવવા લાગ્યા, અને બ્રાહ્મણો મહા આનંદપૂર્વક હર્ષધ્વનિ કરી ઉઠયા. તે જોઈને મહાત્મા વેદવ્યાસ બ્રાહ્મણોની સમક્ષ મહારાજા યુધિષ્ઠિરને પુનઃ કહેવા લાગ્યા, "મહારાજ! હું તમારી આપેલી પૃથિવી તમને જ પાછી સોંપું છું, માટે તમે તે ગ્રહણ કરીને તેને બદલે બ્રાહ્મણોને સુવર્ણના દાન આપો." એટલે વેદવ્યાસના વચનોને અનુમોદન આપતાં મહાત્મા વાસુદેવ પણ ધર્મરાજને ઉદ્દેશીને કહેવા લાગ્યા, "મહારાજ! મહર્ષિ કૃષ્ણ દ્વૈપાયન જે કાંઇ કહે છે, તે યોગ્યજ છે, અને આપને તેજ પ્રમાણે કરવું ઘટે છે." મહારાજા ધર્મરાજ મહાત્મા કેશવના ઉપરોક્ત વચનો સાંભળી તેમની

આજ્ઞા પ્રમાણે ઋત્વિજોને ત્રણુ ગણી દક્ષિણા આપવા લાગ્યા. મહર્ષિ વેદ-વ્યાસે ધર્મરાજ પાસેથી તે સમસ્ત દ્રવ્ય ગ્રહણ કરીને તેના ચાર ભાગ પાડી ઋત્વિજોને વહેંચી આપ્યું. આ પ્રમાણે મહારાજા યુધિષ્ઠિર બ્રાહ્મણોને મન-માનતી દક્ષિણા આપી અશ્વમેધ યજ્ઞની સમાપ્તિ કરી તેના અંતમાં સ્નાન કરી નિષ્પાપ થઇ પોતાના ભાઇઓ સાથે પરમ શાન્તિ ભોગવવા લાગ્યા. ત્યાર પછી મહાત્મા વાસુદેવ, બળદેવ, અને પ્રદ્યુમ્ન વગેરે યાદવ–વીરો અને બભ્રુવાહન વગેરે નરપતિયો યથોચિત આદરસત્કાર પામી ધર્મરાજ યુધિષ્ઠિરની આજ્ઞા લઇ પોતપોતાની રાજધાની પ્રત્યે વિદાય થયા એટલે ધર્મરાજ નિષ્કલંક ચંદ્રની પેઠે મોહ વિમુક્ત અને નિષ્પાપ થઇને ભ્રાતૃવર્ગ સાથે મહા આનંદપૂર્વક નિવાસ કરવા લાગ્યા.

પ્રિય વાંચક ! આ પ્રબંધનું નવીન મથાળું જોઇને આશ્ચર્યચકિત થઇશ નહિ. જે મહાભારતીય યુગના નીતિબોધક આખ્યાનો આ ગ્રંથમાં સંગ્રહ-વામાં આવ્યા છે, તે પુરાણા યુગમાં યાગયજ્ઞાદિ ક્રિયાકલાપ અવશ્ય પ્રતિ-પાલ્ય નિત્ય–કર્મ જેવાં ગણાતાં હતાં. દ્વાપરયુગમાં યજ્ઞાનુષ્ઠાન જોઈ ક્ષત્રિય ભૂપતિયોને માટે ધર્મસંપાદક કરવાનું મુખ્ય કર્મ ગણવામાં આવતું હતું, અને ત્યાગશીલતા એજ દ્વાપરનો મુખ્ય ધર્મ હતો, એમ નીચેના શ્લોક ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છેઃ—

**तपःपरंकृते युगे त्रेतायां ज्ञानमुच्यते ।**
**द्वापरे यज्ञमेवाहुर्दानमेकं कलौ युगे "**

એટલા માટે મહાભારતની નીતિકથામાં મહારાજા યુધિષ્ઠિરના અશ્વમેધ યજ્ઞનું આ વર્ણન અપ્રાસંગિક તો નહિ જણાય, પરંતુ તેમ નહિ કરવાથી આ સંગ્રહ–પુસ્તકનાં અંગમાં હીનતા આવવાનો સંભવ રહે છે.

આ સાથે વળી એક વધારે મહત્વનો વિષય આપનું ધ્યાન ખેંચશે ! મહાભારતના કર્તાએ યાગયજ્ઞાદિ ક્રિયાકાંડના અશેષ ગુણનું કીર્તન કરતાં " યજ્ઞ જ શ્રેષ્ઠ પૂજા છે, યજ્ઞજ શ્રેષ્ઠવ્રત છે, યજ્ઞજ ચિત્તશુદ્ધિનું શ્રેષ્ઠ સાધન

છે, યજ્ઞજ શ્રેષ્ઠ ધર્માનુષ્ઠાન છે, યજ્ઞજ સર્વ વ્યાધિનો નાશ કરનાર મહૌ-પધિ છે અને યજ્ઞજ સર્વ પાપને ભસ્મ કરનાર મહા મંત્ર છે." એવા અનેક પ્રશંસાયુક્ત વચનો કહ્યા છે. વળી મહારાજા યુધિષ્ઠિર જેવા જે સઘળા ચક્રવર્તી રાજાઓએ યુગે યુગે રાજસૂય અને અશ્વમેધ વગેરે યજ્ઞો કરી સાર્વભૌમપદ મેળવ્યું છે, તેમના પુણ્યના પ્રભાવની પણ સીમા નહોતી, અને તેના પ્રભાવથી તેઓ આ લોકમાં અતૂલ કીર્તિ સંપાદન કરી પરલો-કમાં સદ્‌ગતિ પામવાને સમર્થ થયા છે, પરંતુ મહા જ્ઞાની અને દીર્ઘદૃષ્ટિ-વાળા ભગવાન્ વ્યાસદેવજીએ કોઇ પણ સ્થળે કુસંસ્કાર કે અહંકારને આ-શ્રય આપ્યો નથી. તેમણે-વિચાર કર્યો કે-યજ્ઞનું આવું અપૂર્વ ફળ સાંભ-ળીને જનસમાજના મનમાં "યજ્ઞજ પુણ્યપ્રાપ્તિનો એક માત્ર માર્ગ છે, અને તેજ સર્વ શ્રેષ્ઠ ધર્માનુષ્ઠાન છે" એવી ભ્રાન્તિ થઇ જશે, અને મ્હોટા મ્હોટા યજ્ઞ કરનાર રાજાઓના મનને તે વિશે અહંકાર આવી જશે, અને તેટલા માટે તેમના ચિત્તમાં એવો વિકાર ન જન્મે, તેથીજ અમારા ક્ષુદ્ર મત પ્રમાણે તેમણે મહારાજા યુધિષ્ઠિરના અશ્વમેધ યજ્ઞના અન્તમાં નકુલો-પાખ્યાનનું વર્ણન કર્યું છે.

અમારી આ ધારણા કપોળ-કલ્પિત નથી, કારણ કે મહાત્મા વૈશંપાયને પણ જનમેજય રાજા પાસે નકુલોપાખ્યાનનું કીર્તન કરી ઉપસંહારમાં કહ્યું છે કે, "મહારાજ! યજ્ઞને સર્વોત્કૃષ્ટ માનીને ગર્વ કરવો ઘટતો નથી. અસંખ્ય મહર્ષિઓ યજ્ઞ કર્યા વિના કેવળ તપશ્ચર્યાથીજ સ્વર્ગ મેળવવાને સમર્થ થયા છે, માટે અહિંસા, સંતોષ, સુશીલતા, સરલતા, તપસ્યા આત્મ-સંયમ અને સત્ય-એ સઘળાં યજ્ઞથી કોઈ પણ રીતે ઉતરતાં નથી.

———o———

## ધૃતરાષ્ટ્રની પ્રજાવત્સલતા.

( યુધિષ્ઠિરના સદ્‌વ્યવહારથી ધૃતરાષ્ટ્રનું પ્રસન્ન થવું, અને ભીમસેનના દુર્વાક્યથી ખેદ પામી વનમાં જવાને તૈયાર થવું–ઇચ્છા નહિ હોવા છતાં ધર્મરાજની તેમ કરવામાં અનુમતિ આપવી–પ્રજા પાસે ધૃતરાષ્ટ્રની વિદાય માંગવી–પ્રજાનું નિવેદન–શાંબનો ઉત્તર–ઉપસંહાર. )

રાજ્ય મેળવ્યા પછી મહાત્મા પાંડવોએ પંદર વર્ષ સુધી પિતૃવ્ય ધૃતરાષ્ટ્રની આજ્ઞા પ્રમાણે રાજ્ય પાલન કર્યું. એ પંદર વર્ષોમાં વિદુર, સંજય અને યુયુત્સુ વગેરે સર્વદા તેમની સેવા શુશ્રુષા કર્યા કરતા હતા. ભીમસેન વગેરે વીર પુરૂષો પણ મહારાજા યુધિષ્ઠિરની આજ્ઞા માથે ચઢાવી તેમની ઉપાસના અને ચરણવંદના કરતાં હતા, અને માતા કુન્તાજી, અહર્નિશ ગાંધારીની સેવામાં રહેતાં હતાં અને તેમને ગુરૂપત્નીના જેટલું માન આપતાં હતાં. દ્રૌપદી, સુભદ્રા, અને અન્યાન્ય પાંડવપત્નીયો ગાંધારી અને ધૃતરાષ્ટ્ર પ્રત્યે પોતાના સાસુસસરા જેટલો ભક્તિભાવ બતાવતાં હતાં, મહારાજા યુધિષ્ઠિર તેમને હમેશાં ઉત્તમ શય્યા, વસ્ત્રો, આભરણો, અને રાજ્યોચિત ભક્ષ્યાદિ પદાર્થો અર્પણ કરતા હતા. મહાત્મા કૃપાચાર્ય અને ભગવાન્ વેદવ્યાસ પણ સતત તેમની પાસેજ રહેતા હતા. " મહારાજા ધૃતરાષ્ટ્ર પુત્ર વિહીન થયા છે, માટે એમને કોઈ પણ પ્રકારે ઓછું ન આવે તેમજ તમારે વર્તવું. " એવો વારંવાર ઉપદેશ કરીને મહારાજા ધર્મરાજ પોતાના ભાઇઓને સાવધાન રાખતા હતા, અને તેઓ પણ તેમની આજ્ઞા પ્રમાણે ધૃતરાષ્ટ્ર પ્રતિ અતિશય ભક્તિભાવ બતાવતા હતા, પરંતુ ધૃતરાષ્ટ્રની દુર્બુદ્ધિને લીધે કૌરવ કુળના સંહાર રૂપી જે દુર્ઘટના થવા પામી હતી, તે ભીમસેનના હૃદયમાંથી કોઇપણ રીતે દૂર થતી

ન્હોતી, અને તેથી તે તેમને સુખ આપવા માટે બીજા ભાઈઓ જેટલો યત્ન કરતો ન્હોતો.

આ પ્રમાણે પાંડવો અને અન્યાન્ય ઋષિમુનિયોથી સન્માન પામતાં મહારાજા ધૃતરાષ્ટ્ર પહેલાંની માફક સુખમાં રહીને બંધુ બાંધવોના શ્રાદ્ધ નિમિત્તે બ્રાહ્મણોને ઘણું ધનદાન કરવા લાગ્યા. પાંડવો તેમની આજ્ઞા પ્રમાણે દરેક કામ કરતા હતા, અને તેમના વિનય, આજ્ઞાનુવર્તીપણું અને ભક્તિ જોઇને ધૃતરાષ્ટ્ર બહુજ પ્રસન્ન રહેતા હતા. પતિપરાયણા ગંધારી પણ પુત્રશોકનો ત્યાગ કરી પાંડવોનેજ પોતાના પુત્રો ગણીને સુખપૂર્વક દિવસ નિર્ગમન કરવા લાગ્યા, મહારાજા ધર્મરાજ ગાંધારી અને ધૃતરાષ્ટ્ર પ્રસન્ન રાખવાને પોતાનાથી બનતો પ્રયત્ન કરતા હતા, અને તેથી તેઓ તેમની ઉપર પ્રસન્ન થઈ મંદબુદ્ધિવાળા દુર્યોધનને સંભારીને અનુતાપ કરતાં હતાં, અને દરરોજ પ્રાતઃકાળમાં ઉઠી જપાદિ ક્રિયાથી પરવારી બ્રાહ્મણોદ્વારા સ્વસ્તિવાચક અને અગ્નિમાં આહુતિ આપી પાંડવોના દીર્ઘાયુષ્ય અને અજીતપણાની પ્રાર્થના કરતાં હતાં. ટુંકામાં આ સમયે પાંડવો તરફથી તેમને જે સંતોષ મળતો હતો તેવો સંતોષ તેમને પોતાના પુત્રો તરફથી કોઈ પણ દિવસ મળ્યો ન્હોતો. આ વખતે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણના લોકો તેમને પ્રસન્ન કરતાં હતાં. મહાત્મા વિદુર અને ગાંધારી પણ ધર્મરાજ્યનું સૌજન્ય જોઇને બહુજ પ્રસન્ન થયાં હતાં, પરંતુ ભીમસેન ઉપર તેમને એટલો બધો ભાવ ન્હોતો. ભીમસેન મહારાજા ધૃતરાષ્ટ્રને જોતાંજ મનમાં કચવાતો હતો, પરંતુ ધર્મરાજ પોતે તેમની સેવા શુશ્રુષા કરી તેમને પ્રસન્ન રાખવાને પ્રયત્ન કરતા હોવાથી, તેનો તેમ કર્યા વિના છુટકો થતો ન્હોતો.

આ પ્રમાણે પંદર વર્ષો વીતિ ગયા પછી એક વખત ભીમસેન દુર્યોધન, દુઃશાસન, અને મહારાજા યુધિષ્ઠિર, અર્જુન, નકુળ, સહદેવ, કુન્તા, અને દ્રૌપદીની ગેરહાજરીમાં પોતાના અન્યાન્ય બંધુ બાંધવો પાસે અભિમાન

કરીને કહેવા લાગ્યો, "બંધુઓ ! મ્હેં મ્હારા આ સુગોળ બાહુઓના પ્રભાવથી અનેક પ્રકારના અસ્ત્રશસ્ત્ર જાણનારા ધૃતરાષ્ટ્રના પુત્રોનો વિનાશ કર્યો છે. મ્હારા આ ચંદનથી ચર્ચેલા બાહુઓથીજ દુરાત્મા દુર્યોધન પોતાના પુત્ર મિત્ર સહિત યમદ્વારમાં પ્હોંચી ગયો છે," મહાવીર ભીમસેનને આ પ્રમાણે બોલતો સાંભળીને ધૈર્યશીળા ગાંધારીના મનમાં લેશ પણ દુઃખ થયું નહિ. પરંતુ કૌરવપતિ ધૃતરાષ્ટ્ર ભીમસેનના ઉપરોક્ત ભીષણ વાક્પ્રહારથી વ્યથિત થઇ ખેદ કરવા લાગ્યા. અને પોતાના દુષ્કર્મો માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યા. ત્યાર પછી તેમણે મહારાજા યુધિષ્ઠિરને બોલાવી કહ્યું, "વત્સ ! ત્હારૂં કલ્યાણ થાઓ. મ્હેં મ્હારા આશ્રય નીચે પરમ સુખથી નિવાસ કરીને વારંવાર દાન અને શ્રાદ્ધાનુષ્ઠાનદ્વારા ઘણું પુણ્ય કર્યું છે. મ્હારા સો પુત્ર યુદ્ધમાં હણાઇને અનાયાસે સ્વર્ગમાં ગયેલા હોવાથી તેમના મરણ માટે મ્હને લેશ પણ શોક થતો નથી. માટે હવે તુ મ્હને ગાંધારી સહિત વનમાં જવાની રજા આપ. હું તેની સાથે વલ્કલ પહેરી અરણ્યમાં રહીને તને આશીર્વાદ આપીશ. છેલ્લી અવસ્થામાં પુત્રને રાજ્યનો ભાર સોંપી દઇ વાનપ્રસ્થ ગ્રહણ કરવું એજ મ્હારૂં કર્તવ્ય છે. હું, ત્યાં આગળ વાયુ ભક્ષણ કરીને પત્ની સહિત ઉત્કૃષ્ટ તપ કરવામાંજ હવેના દિવસો ગાળીશ. તેમ કરવાથી તું પણ તે તપસ્યાના ફળનો ભોક્તા થઇશ. કારણ કે આપણા આર્યશાસ્ત્ર પ્રમાણે રાજ્યમાં જે કોઈ શુભાશુભ કાર્યો થાય છે, તેમાં રાજાનો ભાગ પણ સમાયલો છે."

મહારાજા યુધિષ્ઠિર વડિલ કાકાના ઉપરોક્ત ખેદયુક્ત વચનો સાંભળીને બહુજ ખેદ પામ્યા, અને તેમને પોતાની ઉપર પ્રસન્ન થઈ વનમાં જવાનો વિચાર માંડી વાળી સંતુષ્ટ ચિત્તે પ્રજાપાલન કરવાનો આગ્રહ કરવા લાગ્યા. પરંતુ મહારાજા ધૃતરાષ્ટ્ર કોઈ પણ રીતે તેમ કરવાને સંમત થયા નહિ, ત્યારે ભગવાન્ વેદવ્યાસે તેમના મનનો અભિપ્રાય જાણી લઈને યુધિષ્ઠિરને તેમને વનમાં જવા દેવાનો ઉપદેશ કર્યો. સંજય, કૃપાચાર્ય, અને યુયુત્સુએ પણ તેમના ઉપદેશને અનુમોદન આપ્યું, તેથી છેવટે મહારાજા ધર્મરાજ

તેમ કરવાને સંમત થયા. આ પ્રમાણે મહારાજા યુધિષ્ઠિરની અનુમતિ મેળવીને ધૃતરાષ્ટ્રે પરમ આનંદપૂર્વક ભોજનકાર્ય સમાપ્ત કર્યું. ત્યાર પછી તેમણે ધર્મરાજને રાજનીતિ સંબંધી વિવિધ મૂલ્યવાન સદુપદેશ આપીને પોતાની પ્રજાને બોલાવી. ધૃતરાષ્ટ્રનું આમંત્રણ સાંભળતાં જ કુરૂ–જાંગલમાં નિવાસ કરનારા સઘળા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રો રાજભવનમાં આવી પહોંચ્યા. તેમના આવ્યા પછી નરપતિ ધૃતરાષ્ટ્રે તેમને સંબોધીને કહ્યું, "હે મહામાન્ય પુરૂષો ! તમે કૌરવોના પરમ હિતૈષી છો કૌરવ–રાજાઓ પણ તમને પ્રસન્ન રાખવાને સતત પ્રયત્ન કરતા આવ્યા છે, માટે આ વખતે હું આપની પાસે જે કાંઇ પ્રાર્થના કરૂં છું તે સફળ થશે એવી મ્હને સંપૂર્ણ આશા છે. હું મહર્ષિ વેદવ્યાસ અને કુન્તીપુત્ર યુધિષ્ઠિરની અનુમતિથી વનમાં જવાને તૈયાર થયો છું. અમારી સાથે તમારો જે ચિર–સંબંધ–પ્રેમ છે તેટલો પ્રેમ અન્ય દેશના રાજાપ્રજા વચ્ચે ભાગ્યેજ હોય છે. મહારાજા યુધિષ્ઠિરના રાજ્યમાં પણ અમને એટલું બધું સુખ મળ્યું નથી. હું એક તો જન્માંધ હતો અને તેમાં હવે વૃદ્ધ અને પુત્ર પૌત્ર વગરનો થયો છું માટે મ્હારે વાનપ્રસ્થ લીધા શિવાય આત્મિક શ્રેય મેળવવાનો બીજો એકે ઉપાય નથી, માટે તમે તેમ કરવાની અનુમતિ આપો."

મહારાજા ધૃતરાષ્ટ્રના આવા કરૂણ–શબ્દો સાંભળીને પ્રજાવર્ગ સજળ નેત્ર, ગદ્‌ગદ્ સ્વરે રૂદન કરવા લાગ્યો, અને તેમાંથી કોઈ પણ મહારાજા ધૃતરાષ્ટ્રને ઉત્તર આપી શકયું નહિ, આથી તેઓ તેને સંબોધીને ફરીથી કહેવા લાગ્યા, " હે સંભ્રાન્ત મહાશયો ! મ્હેં તમારૂં જે પ્રતિપાલન કર્યું છે, તે જો સારૂં ન હોય તો મને તે માટે ક્ષમા કરજો. દુર્યોધનની દુર્નીતિ અને મ્હારી દુર્બુદ્ધિથી જે અસંખ્ય નરપતિયો કાળના મુખમાં જઇ પડયા છે તેમને સ્મરણ કરીને મ્હારી ઉપર ક્રોધ કરશો નહિ. તમે સંપદમાં તેમજ વિપદમાં મહારાજા યુધિષ્ઠિરની સાથે રહેજો. હવેથી ભગવાન્ બ્રહ્માના જેવા મહાતેજસ્વી યુધિષ્ઠિર તમારૂં પ્રતિપાલન કરશે. હું તેમને

તમારા અને તમને તેના હાથમાં સોંપું છું. અત્યાર સુધી તમે કોઈપણ દિવસ મ્હારા ઉપર કોપ કર્યો નથી. તમારી રાજ્ય-ભક્તિ ચિર પ્રસિદ્ધ છે, માટે આ ક્ષણે હું તથા ગાંધારી હાથ જોડીને તમારી પાસે અમારા ચંચળ બુદ્ધિવાળા, લોભી સ્વેચ્છાચારી અને દુરાત્મા પુત્રોના અપરાધ ક્ષમા કરી અમને વનમાં જવા રજા આપવાની પ્રાર્થના કરીએ છીએ."

મહારાજા ધૃતરાષ્ટ્રના આ વચનો સાંભળીને સઘળા શોકાકુળ થઇ કોઇ પોતાના હાથવતી, તો કોઇ પોતાના વસ્ત્રોથી મ્હો ઢાંકી રૂદન કરવા લાગ્યા. ત્યારપછી કેટલીક વારે શાન્ત થઇને તેઓએ શાંબ નામના એક વિદ્વાન બ્રાહ્મણને પોતાનો મત જણાવી, તેમને પોતાનો અભિપ્રાય મહારાજા ધૃતરાષ્ટ્રને જણાવવા વિનંતિ કરી, એટલે તે વિદ્વાન બ્રાહ્મણ તેમની પાસે જઇને વિનયપૂર્વક કહેવા લાગ્યો કે-" મહારાજ! આપની પ્રજા આપને વિદિત કરે છે કે આપે જે કાંઇ કહ્યું છે તે લેશ પણ મિથ્યા નથી. કૌરવો સાથે અમારે વિલક્ષણ પ્રેમ છે. આપના કુળનો કોઇ પણ રાજા અમારૂં પ્રતિપાલન કરવામાં પરાંગમુખ તેમજ અપ્રિય થયો નથી. સઘળા રાજાઓ પિતા માતાની પેઠે અમારૂ પાલન કરતા આવ્યા છે. મહારાજા દુર્યોધને પણ અમને અપ્રિય હોય એવું કોઈપણ કાર્ય કર્યું નથી. હવે ધર્મપરાયણ મહાત્મા વેદવ્યાસે આપને જે ઉપદેશ કર્યો છે, તે પ્રમાણે આપ ખુશીથી વર્તો. આપના વિયોગથી અમને બહુજ શોક થાય છે, એટલુંજ નહિ પરંતુ આપના ગુણો અમારા અંતઃકરણમાંથી કદી પણ દૂર થવાના નથી. પૂર્વે મહારાજા શાન્તનુ, આપના પિતા વિચિત્રવીર્ય, અને મહાત્મા પાંડુ વગેરેએ જે પ્રમાણે રાજ્યપાલન કર્યું હતું, તેજ પ્રમાણે આપના પુત્ર દુર્યોધને પણ અમારી રક્ષા કરી છે. એમનાથી અમારૂં લેશ પણ અનિષ્ટ થયું નથી. અમે તેમને પિતાતુલ્ય ગણતા હતા. અમે આપની કૃપાથી પરમ સુખથી નિવાસ કરીએ છીએ. આપનાથી તેમજ દુર્યોધનથી અમને બીલકુલ દુઃખ થયું નથી. આપ કુરૂ-કુળના ક્ષયને માટે મહારાજા દુર્યોધન ઉપર જે કંઈ દોષ મુકો છો, તે તદન ખોટો છે. એમાં દુર્યો-

ધન, કર્ણ, શકુનિ કે આપ પોતે કોઇ પણ પ્રકારે દોષ પાત્ર નથી, દૈવેચ્છાથીજ કૌરવોનો વિનાશ થયો છે. દૈવ અનિવાર્ય છે. કોઇપણ પ્રકારના પુરૂષાર્થથી તેનું નિવારણ થતું નથી. આપ આ સમસ્ત જગતના ગુરૂ છો અમે આપને તેમજ આપના પુત્ર દુર્યોધનને અધર્મી ગણતા નથી. માટે અમે પ્રાર્થના કરીએ છીએ કે મહારાજા દુર્યોધનને બ્રાહ્મણોના આશીર્વાદથી તેમના બંધુ બાંધવો સહિત દુર્લભ સ્વર્ગના સુખની પ્રાપ્તિ થાવ, અને આપ પણ તપસ્યા કરીને સનાતન ધર્મના ગૂઢ રહસ્યો જાણવાને સમર્થ થાવ. અત્યાર સુધી અમે જે જે પ્રકારના સુખસંજોગો ભોગવ્યા છે, તે આપનાથી અજાણ્યા નથી. દીર્ઘદર્શી જીતેંદ્રિય મહારાજા યુધિષ્ઠિર કુરૂ, સંવારણ, અને ભરત વગેરે રાજર્ષિઓની રીતિનીતિનું અવલંબન કરી ધર્માનુસારે રાજ્યાશાસન કરે છે. તેઓ બહુજ દયાળુ, સરળ અને પવિત્ર છે માટે અમે “એ કુન્તી પુત્ર મહારાજા યુધિષ્ઠિર અમારી ઉપર હજારો વર્ષ રાજ્ય કરો” એવી પ્રાર્થના કરીએ છીએ. તેમના છત્ર નીચે અમે પરમ સુખથી નિવાસ કરીશું. તેમના પ્રધાનોમાં કોઈ ટુંકી દૃષ્ટિવાળો કે મૂર્ખ વ્યક્તિ છેજ નહિ. વળી ભીમસેન વગેરે મહા પરાક્રમી ભાઈઓ પણ તેમની આજ્ઞામાંજ રહે છે. તેથી તેઓ અમને જે અપ્રિય હોય એવું કાર્ય કરે એવો સંભવ નથી. તેઓ સાધુ સજ્જનોપ્રતિ પ્રેમ અને દુષ્ટોપ્રતિ તિરસ્કાર બતાવે છે. વળી મહાનુભવા કુન્તી, દ્રૌપદી, ઉલુપી, અને સુભદ્રા પણ અમારાથી પ્રતિકૂળ વ્યવહાર કરતાં નથી. આપે અમારી ઉપર જે સ્નેહ બતાવ્યો છે, અને મહારાજા યુધિષ્ઠિર જે સ્નેહ બતાવે છે તે અમે કદિપણ વિસરી જવાના નથી. પાંડવો સાથે અમે કદિપણ અયોગ્ય વર્તન રાખી શકવાના નથી. કદિ અમે અધર્મી થઈશું તોપણ મહાત્મા પાંડવો ધર્માનુસારે અમારૂં પ્રતિપાલન કરશે. એ મહાત્માઓ પૃથિવી તો શું, પરંતુ સ્વર્ગલોકનું પણ પ્રતિપાલન કરવાને સમર્થ છે. તેઓ સંપત્તિમાં હશે કે વિપત્તિમાં હશે તોપણ અમે તેમને વશ રહીશું. માટે આપ હવે સંતાપ કરવો છોડી દઈ સ્વસ્થચિત્તે ધર્માનુષ્ઠાન કરો.”

મહામતિ શાંબે આ પ્રમાણે કહ્યું, એટલે ત્યાં આગળ આવેલી સઘળી પ્રજાએ તેને વારંવાર ધન્યવાદ આપી તેના વચનને અનુમોદન આપ્યું. ત્યારપછી મહારાજા ધૃતરાષ્ટ્રે પ્રજાજનોનો મત જાણી લઈ તેમને સ્નેહપૂર્વક વદાય કરી ગાંધારીસહિત પોતાના મહેલમાં પ્રવેશ કર્યો.

વાંચક ! પ્રાચીન ભારતના પવિત્ર ક્ષેત્રમાં રાજર્ષિ ધૃતરાષ્ટ્રનું પ્રજા-વાત્સલ્ય અને પ્રજાની રાજ્યભક્તિનું નિરીક્ષણ કર ! પુત્ર–શોકથી પીડાતા અંધરાજના અંધકારમય હૃદયમાં પણ પ્રજાવત્સલ્યની વિમળ જ્યોત્સ્ના પ્રકટી નીકળી હતી. પ્રજા તરફના તેમના કરુણારસથી ભરેલાં વાત્સલ્યમય વિનયી વચનો સાંભળીને કોને વ્યથા ન થાય ? પ્રબલ પ્રતાપી નરપતિ ધૃતરાષ્ટ્ર સામ્રાજ્યેશ્વર યુધિષ્ઠિરની શ્રદ્ધા–ભક્તિ અને સેવા શુશ્રુષાના પ્રબળ-પ્રલોભનનો ત્યાગ કરી પારલૌકિક સુખ મેળવવાને વન જવાને તૈયાર થાય, તો તેમને તેમ કરતાં કોણ અટકાવી શકે એમ હતું ? કોઈજ નહિ, અને તે છતાં તેમણે એક દીનહીન મનુષ્યની પેઠે પોતાની પ્રજાની અનુમતિ માગી હતી, તેજ તેમનું પ્રજાવાત્સલ્ય બતાવી આપે છે, જેઓ સંસારના સર્વ પ્રકારના સુખસંભોગ અને સ્નેહ મમતાને જલાંજલિ આપી કઠોર તાપસ ધર્મનો આશ્રય લેવાને તૈયાર થયા હતા, તેમણે પણ આ મોટા પ્રજાવાત્સલ્યથી પીગળીને અને પોતાના કર્મો માટે પશ્ચાત્તાપ કરીને પ્રજા-પાસે ક્ષમા ભિક્ષા માંગી, "જ્યાં અનુરાગ, ત્યાંજ વિનય; અને જ્યાં વાત્સલ્ય, ત્યાંજ સરળતા" એ મહાન્ નીતિવાક્યને વશ થઇને પોતાના પ્રજાવાત્સલ્યની પરાકાષ્ટા બતાવી છે. ખરેખરા પ્રજાવત્સલ નરપતિ પોતાની પ્રજાના ભવિષ્યના જીવનમાં પણ કદિ ઉદાસીન રહી શકતા નથી; અને તેથી જે તેમણે પોતાની પ્રજાપ્રત્યે અકપટ ચિત્તે હૃદયદ્વાર ઉઘાડીને, 'હું રાજા યુધિષ્ઠિરને તમારા, અને તમને તેના હાથમાં સોંપુ છું, માટે તમે સંપત્તિમાં–દરેક સ્થિતિમાં તેમની ઉપર સમાનદૃષ્ટિ રાખજો, અને તે તમારૂ પ્રજાપતિની પેઠે પ્રતિપાલન કરશે" એમ કહ્યું હતું. જે રાજા આ પ્રમાણે પ્રજાનું શુભ કરવામાં નિરત હોય, તેમને પ્રજા પણ વશ રહે તેમાં શું

-નવાઇ? આટલા માટેજ મહારાજા ધૃતરાષ્ટ્ર પોતાની સમસ્ત પ્રજાની આ-ન્તરિક શ્રદ્ધાભક્તિ આકર્ષવાને શક્તિમાન થયા હતા.

કૌરવ પ્રજાએ ધૃતરાષ્ટ્રના વિનયના બદલામાં જે રાજભક્તિ બતાવી છે તેમાં પણ ચમત્કાર છે. દુર્યોધનની દુર્મતિના પ્રભાવથી જગત્ વીરશૂન્ય અને કૌરવકુળનો વિનાશ થયેલો હોવા છતાં તેમણે તેને દોષ દીધો નથી, એટલુંજ નહિ પરંતુ દુર્યોધને તેમને અપ્રિય હોય એવું કોઇ પણ કાર્ય કર્યું નથી, અને તે મહારાજા શાન્તનુ, વિચિત્રવીર્ય, અને પાંડુની પેઠે રાજ્યપાલન કરી પ્રજાના વિશ્વાસભાજન અને હિતૈષી હતો એવો મત આપ્યો હતો અને મહારાજા ધૃતરાષ્ટ્રના ગુણો સંભારી શોકાકુળ થવા છતાં તેમની પારત્રિક કલ્યાણ-પ્રાપ્તિમાં વિઘ્ન નાંખવાનું દૂર મુકી તેમને અન્યાન્ય રાજર્ષિઓ પેઠે સનાતનધર્મ પ્રમાણે વૃદ્ધાવસ્થામાં આરણ્યવાસ કરીને ઉત્કૃષ્ટ તપોનુષ્ઠાન, કરવાને ઉત્સાહિત કર્યા હતા. કારણ કે પ્રજા પણ રાજાના પાપ પુણ્યના અંશે ભાગી છે, એ તેમનો દૃઢ વિશ્વાસ હતો. "રાજાનું સુખ એજ પ્રજાનું સુખ, અને રાજાનું દુઃખ એજ પ્રજાનું દુ.ખ છે" એવા સંસ્કારો તે સમયની પ્રજામાં જન્મથી પડી ગયેલા હોવાથી તેઓ રાજ્ય-શાસનમાં તેમને જે સહાયતા કરતા હતા, તેનું વર્ણન કરવું દુષ્કર છે. આટલા માટેજ, પૂર્વે પ્રજા સંપત્તિમાં સર્વદા રાજાને વશ રહેતી હતી, અને રાજ-ભક્તિ વિરૂદ્ધ વર્તવાની તેમને કલ્પના પણ થતી ન્હોતી. ખરેખર! આમાં તે મહાભારતના યુગની જે પ્રકારની રાજ્યભક્તિનો આપણને અનુભવ મળે છે તે હાલના સભ્ય જગતમાં પણ આદર્શરૂપ થઈ શકે છે.

આપણને મહારાજા ધૃતરાષ્ટ્રના પ્રજાવાત્સલ્યનો સારી રીતે પરિચય થયો છે. કૌરવકુળના દરેક રાજાઓ પણ તેમના જેવાજ પ્રજાવત્સલ હતા. મહારાજા ભરત, સંવરણ, શાન્તનુ, પાંડુ અને યુધિષ્ઠિર વગેરે તો પ્રાતઃસ્મરણીય રાજર્ષિઓએ ધર્માનુસારે રાજ્ય-શાસન કર્યું હતું. કુરૂવંશનો કોઈ પણ રાજા પ્રજાપાલનથી પરાંઙ્મુખ અને પ્રજાને અપ્રિય ન્હોતો. સઘળા રાજા મહારાજાઓએ માતા પિતાની પેઠે પ્રજાનું પ્રતિપાલન કર્યું છે. મહારાજા

દુર્યોધન લોભ અને મત્સરને વશ થઈ દુર્નિવાર્ય જ્ઞાતિ–વિરોધ અને લોકક્ષય પ્રવર્તક થવા છતાં પણ તેણે પ્રજાનું પ્રતિપાલન કરવામાં કદિ પણ શિથિલતા બતાવી નથી. અને તેથી પ્રજા તેમનું રાજ્યશાસન માથે ચઢાવી તેમને સર્વદા સન્માન આપતી હતી, તે આપણે જોઇ ગયા છીએ. સૌ કરતાં મહારાજા ધૃતરાષ્ટ્રનું પ્રજાવાત્સલ્ય લોકવિશ્રુત છે. દીર્ઘદર્શી, જીતેંદ્રિય મહારાજા યુધિષ્ઠિર દયાળુ કાર્યદક્ષ, વિનયી સરલ અને પવિત્ર સ્વભાવના હોવાથી તેમના શાસનકાળમાં પ્રજાએ પરમસુખ ભોગવ્યું હતું અને તેમણે પણ તેમની અપૂર્વ પ્રીતિ સંપાદન કરી હતી.

## કુન્તીનો આત્મત્યાગ.

**[ ધૃતરાષ્ટ્રની ધનપ્રાર્થના–અને ધનદાન–ધૃતરાષ્ટ્ર અને ગાંધારીની વનમાં જવાની તૈયારી–કુન્તીનું અનુસરણ–કુરૂયામિનીઓનું રૂદન–કુન્તી આચરણથી યુધિષ્ઠિર અને ભીમને વિસ્મય થવો અને તેમને તે સંબંધી પ્રશ્ન પુછવા, કુન્તીનો ઉત્તર. ]**

બીજે દિવસે પ્રભાત થતાંજ મહારાજા ધૃતરાષ્ટ્રે વિદુરજીને ધર્મરાજ યુધિષ્ઠિર પાસે મોકલ્યા, તેમણે ત્યાં જઇ ધર્મરાજને સંબોધીને કહ્યું, "રાજન્ ! મહારાજા ધૃતરાષ્ટ્ર વનમાં જવાને તૈયાર થયા છે. અને તેઓ આ કાર્તિકી પૂર્ણિમાને દિવસે અત્રેથી જવાના છે. હમણાં તેમણે યુદ્ધમાં મરણ પામેલા ભીષ્મદ્રોણાદિ મહાત્માઓ, અને અન્યાન્ય બંધુ બાંધવોનું શ્રાદ્ધ કરવાને આપની પાસે ધન મંગાવ્યું છે." મહાત્મા વિદુરના વચનો સાંભળીને મહારાજા યુધિષ્ઠિર અને અર્જુન પ્રસન્ન થયા, પરંતુ મહા ક્રોધી ભીમસેને દુર્યોધનનું દૌરાત્મ્ય સ્મરણ કરી તેમની પ્રત્યે વધારે આસ્થા બતાવી

નહિ. તે જોઇને મહારાજા યુધિષ્ઠિર ભીમસેનનો તિરસ્કાર કરી તેને મૌન ધારણ કરવાનું કહી; મહાત્મા વિદુરને સંબોધીને કહેવા લાગ્યા કે, "મહાત્મન્! આપ મહારાજા ધૃતરાષ્ટ્રને પુત્ર તથા ભીષ્માદિ બંધુવર્ગના શ્રાદ્ધ માટે જેટલું ધન જોઇએ તેટલું અમારા રાજ્ય–ભંડારમાંથી લેવાનું કહેજો. ભીમસેન તેથી ગુસ્સે થનાર નથી. તેમને બ્રાહ્મણોને ઇચ્છાનુરૂપ દાન અને અન્યાન્ય વ્યય કરીને પુત્ર અને બંધુ બાંધવોના ઋણમાંથી મુક્ત થવા દો. અમારા ધનની વાત તો દૂર રહી, પરંતુ અમારા દેહ પણ તેમનેજ આધીન છે, એ તેમને વિદિત કરજો."

શ્રીમાન્ વિદુરે ધૃતરાષ્ટ્ર પાસે જઇને મહારાજા યુધિષ્ઠિરનાં વચનો કહી સંભળાવ્યાં અને તેથી પરમ સંતુષ્ટ થઇને તેમણે તે દિવસથી કાર્તિકી પૂર્ણિમા સુધી ધન દાન કરીને વનમાં જવાનો નિશ્ચય કર્યો. તેમણે ભીષ્મ, દ્રોણ, સોમદત્ત, બાહ્લિક, અને દુર્યોધન વગેરે પુત્રો, તથા જયદ્રથ વગેરે મિત્રોનાં નામ દઇને, અન્ન, પાણી, વાહન, વસ્ત્ર, મણિમુક્તાદિ વિવિધ રત્નો, સુવર્ણ, દાસ, દાસી વગેરે અનેક વસ્તુઓનાં દાન આપ્યાં. મહારાજા યુધિષ્ઠિરની આજ્ઞાથી ધૃતરાષ્ટ્રનો આ સમયનો શ્રાદ્ધ યજ્ઞ એકી વખતે ધન રત્નથી પરિપૂર્ણ થઇ ગયો અને તેમણે વર્ષતા મેઘની પેઠે ધન વર્ષાવી બ્રાહ્મણોને તૃપ્ત કરી છેવટ વિવિધ મિષ્ઠાન જમાડી, પુત્ર, પૌત્ર અને પિતૃઓનું ઉર્ધ્વ દૈહિક કાર્ય સમાપ્ત કર્યું. આ પ્રમાણે કર્યા પછીના દશ દિવસો સુધી અસંખ્ય દાન કરી તેમણે પોતાના બંધુ બાંધવોને પણ પ્રસન્ન કર્યા. ત્યાર પછી અગિયારમે દિવસે કાર્તિકી પૂર્ણિમા હોવાથી મહારાજા ધૃતરાષ્ટ્રે પ્રાતઃકાળમાં સવેળા ઉઠીને પાંડવોને બોલાવી, તેમની પ્રત્યે યથોચિત પ્રીતિ બતાવી બ્રાહ્મણોદ્વારા યજ્ઞાનુષ્ઠાન કરી વિધિપૂર્વક વલ્કલ વસ્ત્રો ધારણ કરી ગાંધારી અને અન્ય કૌરવ–વધૂઓ સહિત પોતાના મહેલમાંથી બહાર નીકળ્યા. આ વખતે કૌરવકુળની સ્ત્રીઓના આર્તનાદથી અન્તઃપુર શોકપૂર્ણ થઇ ગયું. યુધિષ્ઠિરાદિ પાંચે ભાઇઓ, વિદુર, સંજય, યુયુત્સુ, ધૌમ્ય અનેક બ્રાહ્મણો પરમ શોકથી અશ્રુ વિસર્જન કરતા ધૃતરાષ્ટ્રની પાછળ પાછળ ચા-

લવા લાગ્યા. કુન્તાજી અને ગાંધારી પોતાની ખાંધ ઉપર અંધરાજના બન્ને હસ્તો મુકાવી તેમની સાથે સાથે ચાલવા લાગ્યાં. દ્રૌપદી, સુભદ્રા, ઉત્તરા, ચિત્રાંગદા, અને અન્ય રમણીઓ પણ ઉચ્ચૈઃ સ્વરે રૂદન કરતાં કરતાં તેમને અનુસરવા લાગ્યાં. વળી નગરવાસી ચારે વર્ણના લોકો શોકાતુર ચિત્તે રાજ માર્ગમાં ભેગા થઇ ગયા, અને તેઓ પહેલાં પાંડવો દ્યુતમાં હારીને કૌરવ સભામાંથી બહાર નીકળ્યા તે વખતે જેટલા દુખિત થયા હતા, તેટલાજ દુખિત અંધરાજને વનમાં જતા જોઇને થવા લાગ્યા. ત્યાર પછી મહારાજા ધૃતરાષ્ટ્ર વિનીત ભાવે અતિશય કષ્ટથી ધીમે ધીમે તે નગરવાસી સ્ત્રી પુ-રૂષોથી ખીચોખીચ ભરાયલા રાજમાર્ગને વટાવીને હસ્તિનાપુરના અતિશય ઉંચા દ્વારની બહાર આવી સાથે આવેલા મનુષ્યોને પાછા વાળવા લાગ્યા. મહાવીર કૃપાચાર્ય અને યુયુત્સુને મહારાજા ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિરના હાથમાં સોંપવાથી તેઓ વનમાં જતા અટકી પડયા. પરંતુ મહાત્મા વિદુર અને સંજય કોઇ પણ રીતે પાછા ન વળતાં તેમની પાછળ ચાલવા લાગ્યા.

ત્યાર પછી ક્રમે ક્રમે સઘળા નગરવાસીઓ પાછા ફર્યા એટલે મહા-રાજા યુધિષ્ઠિરે જ્યેષ્ઠકાકાની આજ્ઞા પ્રમાણે કામિનીઓ સહિત નગરમાં પ્રવેશ કરવાની ઇચ્છાથી માતા કુન્તાજીને સંબોધીને કહ્યું " હે માતાજી! આપ આપની પુત્રવધૂઓ સહિત નગર પ્રત્યે પાછાં ફરો; અને અમે મહારાજા ધૃતરાષ્ટ્ર સાથે વનમાં જઇએ છીએ.

આ સાંભળી આંખમાં આંસુ લાવી કુન્તાજી ગાંધારી સહિત જતાં ધર્મરાજને સંબોધીને કહેવા લાગ્યાં, " વત્સ! તું સહદેવનો કદિ પણ ત્યાગ કરતો નહિ. તે તારી અને મ્હારી ઉપર બહુજ ભક્તિભાવ રાખે છે. વળી પૂર્વે મ્હેં મ્હારી દુર્બુદ્ધિને લીધે જે મહાવીરને તારા પ્રતિપક્ષમાં યુદ્ધ કરવાનું અનુમોદન આપ્યું છે તે મહાત્મા કર્ણને પણ તું ભૂલી જતો નહિ. હવે તમે બધા ભાઇઓ મળીને તમારા તે જ્યેષ્ઠ બંધુને નિમિત્તે વિવિધ ધનદાન કરજો. વળી દ્રૌપદીને અપ્રિય હોય એવું આચરણ આચરશો નહિ, અને ભીમસેન, અર્જુન અને નકુળનું સદા રક્ષણ કરજો. આજે કૌરવકુળનો ભાર

સંપૂર્ણ રીતે તારી ઉપર મુકાય છે, અને હું તો અરણ્યમાં જઇ તપોનુષ્ઠાન અને તારા જ્યેષ્ઠકાકા અને ગાંધારીની સેવા શુશ્રૂષાજ કરીશ." મનસ્વિની કુન્તાજીનાં આ વચનો સાંભળીને ધર્મરાજ ખેદ કરીને કહેવા લાગ્યા, "હે માતા! આ વખતે આપની બુદ્ધિ આ પ્રમાણે કેમ ફરી ગઇ છે? હું કદિ પણ આપના વન-ગમનમાં અનુમોદન આપી શકીશ નહિ. આપ મ્હારી ઉપર પ્રસન્ન થાવ. પૂર્વે આપે મહાત્મા વાસુદેવની પાસે વિદુલાના વચનોનું કીર્તન કરી અમને અનેક પ્રકારે ઉત્સાહ આપ્યો હતો માટે આ વખતે આવા કઠિન શબ્દો કહેવા આપને બીલકુલ યોગ્ય નથી. અમે વાસુદેવના મુખથી આપનો ઉપદેશ શ્રવણ કરી આપના બુદ્ધિબળથી યુદ્ધમાં અનેક ભૂપતિયોનો સંહાર કરી રાજ્ય મેળવ્યું છે, તો પછી આજે આપનું તે જ્ઞાન, અને બુદ્ધિ કયાં જતાં રહ્યાં? અમને ક્ષત્રિય ધર્મનો આશ્રય લેવાની આજ્ઞા કરી, હવે તમો આ પ્રમાણે અમારો પરિત્યાગ કરો તે ઉચિત નથી. આપ અમારો અને રાજ્યનો પરિત્યાગ કરી ગહન વનમાં કેવી રીતે નિવાસ કરી શકશો? માટે હે માતા! અમારી ઉપર પ્રસન્ન થઇ હવે પાછાં વળો."

પાંડવજનની કુન્તાજી મહારાજા યુધિષ્ઠિરનાં ઉપરોક્ત વચનો સાંભળીને પણ પાછાં વળ્યાં નહિ. તે આંસુ સારતાં મહારાજા ધૃતરાષ્ટ્રની પાછળ જવા લાગ્યાં. આ જોઇને ભીમસેન કહેવા લાગ્યો, "હે માતા! હવે તમારા પુત્રોથી જીતાયલું રાજ્ય ભોગવવાનો અને રાજધર્મનું પાલન કરવાનો સમય આવ્યો, ત્યારે આપની બુદ્ધિમાં આવો અચાનક ફેરફાર કેમ થઇ ગયો? જો અમારો ત્યાગ કરીને આપને વનમાંજ જવું હતું, તો પછી અમારી પાસે આ પૃથિવીને વીરશૂન્ય શા માટે કરાવી? વળી જો આપને આવુંજ કરવું હતું તો, અમે જ્યારે છેક બાળક હતા ત્યારેજ અમને તેમજ માદ્રી પુત્રોને શા માટે વનમાંથી અહિં લઇ આવ્યાં? માટે હે માતા! આ ક્ષણે અમારી ઉપર પ્રસન્ન થઇને વનવાસ જવાની ઇચ્છાનો ત્યાગ કરી મહારાજા ધર્મરાજે પોતાના બાહુબળથી ઉપાર્જન કરેલા રાજ્યનું સુખ ભોગવો." આટલું કહેવા છતાં પણ કુન્તાજી પાછા ફર્યાં નહિ, અને તેઓ અશ્રુ વિસર્જન

કરતાં પાંડવોને વારંવાર સ્નેહપૂર્વક નિહાળતાં નિહાળતાં મહારાજા ધૃતરાષ્ટ્રને અનુસરવા લાગ્યાં, તેથી મહાત્મા પાંડવોએ પણ અતિશય વિષણ્ણ ચિત્તે ભૃત્ય અને પરિજન વર્ગ સહિત માતાની પાછળ જવાનો આરંભ કર્યો.

ત્યાર પછી કુન્તાજી પોતાના અશ્રુવેગને ખાળીને પુત્રોને સંબોધીને કહેવા લાગ્યાં, "વત્સો! પૂર્વે તમે તમારા બંધુઓથી કપટ દ્યૂતમાં પરાજય પામી અતિશય દુઃખી અને ખેદયુક્ત થયેલા હોવાથીજ મ્હેં તમને યુદ્ધ કરવાને ઉત્સાહિત કર્યા હતા. તમે મ્હાત્મા પાંડુના પુત્રો છો, તેથી તમારો અથવા તમારા યશનો નાશ થાય એ અનુચિત હોવાથીજ મ્હેં તમને તેમ કરવાને કહ્યુ હતું. વળી તમે બધા ઈન્દ્ર જેવા મહા પરાક્રમી છો, માટે તમે શત્રુને વશ થાવ, એ પણ ઉચિત કહેવાય નહિ. દશ સહસ્ર હાથી જેટલા બળવાળો ભીમસેન, અને ઈન્દ્ર તુલ્ય વિક્રમશાળી ધનંજય શોકમાં દિવસ નિર્ગમન કરે, તે યોગ્ય ગણાય જ નહિ. બાળક નકુળ અને સહદેવ ક્ષુધાથી પીડાય અને દ્રુપદનંદિની કૃષ્ણાને વનવાસમાં દુઃખ ભોગવવાં પડે એ અન્યાયજ કહેવાય. આ બધા વિચાર કરીનેજ મ્હેં તમને સંગ્રામ કરવાને પ્રોત્સાહિત કર્યા હતા. પૂર્વે જ્યારે આ પાંચાળી દ્યૂતમાં પરાજીત થઈ સભામાં તમારી સમક્ષ કેળની માફક કંપતાં આવ્યાં ત્યારે દુરાત્મા દુઃશાસને પોતાની અજ્ઞાનતાને લીધે દર્ભની પેઠે તેમના કેશ તાણ્યા હતા. આ વખતેજ મ્હેં "કુરૂકુળ એક વાર ભસ્મ થશે" એમ જાણી લીધું હતું. વળી પાપાત્મા દુઃશાસને જ્યારે પાંચાળીના કેશ ખેંચ્યા, અને તેમણે જ્યારે વારંવાર સહાયતા માટે પ્રાર્થના કરી રૂદન કર્યું હતું, ત્યારે મ્હારૂં ચૈતન્ય એકદમ વિલુપ્ત થઇ ગયું હતું મ્હેં એટલા માટેજ તમારા તેજ અને યશની વૃદ્ધિ કરવાના વિચારથી મહાત્મા વાસુદેવ પાસે વિદુલા સંજયવાળા સંવાદ*નું કીર્તન કર્યું

*વિદુલા સાત્વત વંશની એક વીરાંગના, અને સૌવીર રાજની રાણી હતી. તેના પતિના મરણ પછી સિંધુરાજે સૌવીર રાજ્ય જીતી લીધું હતું. તેથી વિદુલા પોતાના પુત્ર સંજયને મનુષ્ય સાધ્ય કાર્યોદ્વારા પુરૂષાર્થ કરવાનો ઉપદેશ કરી, તેને અનેક પ્રકારનાં ઉત્સાહજનક વાક્યોદ્વારા પોતાના પિતાના રાજ્યનો પુનરૂદ્ધાર કરવા

હતું. મ્હેં તમારા પિતાના રાજ્યમાં અશેષ સુખસંભોગ, વિવિધ મહા દાન, અને યથાવિધિ સોમરસનાં પાન કર્યાં છે. મ્હેં મહાત્મા વાસુદેવ પાસે વિદુલાનાં વાકયોનું કીર્તન કરી આરે પોતાને માટે નહિ, પરંતુ તમારા સુખ માટેજ તમને ઉત્સાહિત કર્યા હતા. હવે રાજ્ય—ભોગની વાસનાનો ત્યાગ કરી તપસ્યાદ્વારા મહાત્મા પાંડુના પવિત્ર લોકને પ્રાપ્ત કરવાનીજ મ્હને ઇચ્છા છે. પુત્રથી જીતાયલા રાજ્યનું સુખ ભોગવવાની મ્હને બીલકુલ અભિલાષા નથી, માટે હું વનવાસી મહારાજા ધૃતરાષ્ટ્ર અને રાણી ગાંધારીની સેવા શુશ્રૂષા કરી તપસ્યાથી મ્હારા દેહને સૂકવી નાંખીશ. હે પુત્રો! હવે તમે પાછા વળો અને રાજધાનીમાં જઇને પરમ સુખે રાજ્યસુખ ભોગવો. મ્હારા આશીર્વાદથી તમારી ધર્મબુદ્ધિ પરિવર્દ્ધિત અને મન શાન્ત રહેશે."

યશસ્વિની કુન્તાજીનાં આ વચનો સાંભળીને પાંડવો લજ્જા પામી મહારાજા ધૃતરાષ્ટ્રને પ્રણામ કરી પાંચાળી સહિત પાછા ફર્યા. કુન્તાજીને આ પ્રમાણે વનમાં જતાં જોઇને સ્ત્રીવર્ગ ઉચ્ચૈઃસ્વરે રૂદન કરવા લાગ્યો. તેથી તે સાંભળીને મહારાજા ધૃતરાષ્ટ્ર, ગાંધારી અને વિદુર પ્રત્યે કહેવા લાગ્યાં, "તમે જલદીથી યુધિષ્ઠિર જનની દેવી કુન્તાજીને પાછી વાળો. તેઓ મહા ફળપ્રદ ઐશ્વર્ય અને પુત્રોનો ત્યાગ કરી નકામાં શા માટે વનમાં આવે છે? એમની સેવા શુશ્રૂષાથી હું પરમ સંતુષ્ટ થયો છું. માટે તમે તેમને પાછા વળવાને સમજાવો," મહારાજા ધૃતરાષ્ટ્રની આજ્ઞા પ્રમાણે મહા સતી ગાંધારીએ કુંતાજીને બહુ બહુ સમજાવ્યાં. અને તેમને વનમાં આવવાની ઘણી ના કહી, પરંતુ તેઓ કોઇ પણ રીતે તેમને પાછાં વાળી શકયાં નહિ. તેથી પાંડવોએ દુઃખ અને શોકથી નગરમાં પ્રવેશ કર્યો. આ વખતે આખું હસ્તિનાપુર ઉત્સવ—વગરનું થઇ ગયું હતું. આબાળ વૃદ્ધ વનિતા સઘળાં શોક સાગરમાં ડૂબી ગયાં હતાં, અને પાંડવોના શોકનો પાર રહ્યો ન્હોતો.

---

સેજીત કરતી હતી, છેવટે તેના જયવંત ઉપદેશથી ઉત્સાહિત થઇને સંજય પોતાના પિતાનું રાજ્ય પાછું મેળવવા પામ્યો હતો.

## યાદવોની ઉચ્છૃંખલતા.

[ બ્રાહ્મણના શાપથી મુસળની ઉત્પત્તિ-રાજાની આજ્ઞાનો પ્રચાર, યાદવોના ભાવી દુઃખની ઝાંખી-કૃષ્ણની આજ્ઞા પ્રમાણે યાદવોનું પ્રભાસ-પાટણ જવું-ત્યાં આગળ રાજ-આજ્ઞાનું ઉલ્લંઘન કરી મદિરાપાન વગેરે યથેચ્છ રીતનાં વર્તન કરવાં-કેફમાં સાત્યકિ અને કૃતવર્માને કલહ થવો-કૃતવર્માનો શિરચ્છેદ-કૃષ્ણનું બાકી રહેલા યાદવોનો વિનાશ કરવાનું નક્કી કરી દારૂકને હસ્તિનાપુર મોકલવો-બભ્રુના પ્રાણસંહાર-વાસુદેવનો દ્વારકાનો-ત્યાગ, બળભદ્રનો દેહ-ત્યાગ-મહાયોગનો આશ્રય લઇને વાસુદેવનું પૃથિવી પર શયન કરવું અને જરા નામક પારધીના બાણથી તેમના પગનું વિંધાવું-કૃષ્ણની માનવ-લીલાનું સંકેલન અને સ્વર્ગારોહણ-ઉપસંહાર. ]

એક વખત મહર્ષિ વિશ્વામિત્ર, કણ્વ, અને તપોધન નારદ દ્વારકામાં આવ્યા હતા, તે વખતે સારણ વગેરે કેટલાક યાદવ વીરો દુર્બુદ્ધિને વશ થઇને શાંબને સ્ત્રીનો વેષ ધારણ કરાવી તેમની પાસે જઇને કહેવા લાગ્યા, " હે મહર્ષિયો ! આ મહા પરાક્રમી બભ્રુની ધર્મપત્ની છે. મહાત્મા બભ્રુ પુત્ર પ્રાપ્તિ માટે બહુજ તીવ્ર અભિલાષા રાખે છે, તો તે કેવી સંતતિને જન્મ આપશે તે કહો."

સારણ વગેરે વીરોનાં આ ઉપહાસ્ય રૂપ વચનો સાંભળીને તે સર્વજ્ઞ ઋષિયો પોતાનું અપમાન થયેલું ધારી ક્રોધ કરીને કહેવા લાગ્યા, " હે

દુષ્ટો ! મહાત્મા વાસુદેવનો આ શાંબ પુત્ર, વૃષ્ણિ અને અંધકવંશનો વિનાશ કરનાર એક ઘોરતર લોહમય મુસલને જન્મ આપશે, અને તેના પ્રભાવથી મહાત્મા બલદેવ અને જનાર્દન સિવાય સઘળા યાદવો એકી વખતે વિનાશ પામશે. મહાત્મા બળદેવ યોગબળથી દેહ ત્યાગ કરીને સમુદ્રમાં પ્રવેશ કરશે, અને વાસુદેવ ભૂમિ ઉપર શયન કરી જરા નામના પારધીના બાણથી વિંધાઇને પરલોકમાં જશે.'' સારણાદિને આ પ્રમાણે કહીને તે ત્રણે ઋષિયો હૃષિકેશ પાસે જઇ પહોંચ્યા, અને તેમને જે બન્યું હતું તે કહી સંભળાવ્યું. તેમનું વૃત્તાંત સાંભળીને તે પ્રમાણે અવશ્યમેવ થશેજ, એવો વિચાર કરી મહાત્મા કેશવે પોતાના અન્યાય યાદવો બંધુઓને બોલાવી "મુનિયોનું વચન કદિ પણ મિથ્યા જવાનું નથી" એમ કહી સંભળાવ્યું.

બીજે દિવસે સ્હવારમાં શાંબે મહાત્મા વિશ્વામિત્રાદિના શાપ પ્રમાણે વૃષ્ણિ અને અંધક કુળ–નાશક મુસલને જન્મ આપ્યો. તેનો જન્મ થતાંજ તેને મહારાજા બલભદ્ર પાસે લાવવામાં આવ્યું, અને તેમણે તેનો ભૂકો કરી સમુદ્રમાં નાંખી દેવાની આજ્ઞા આપી. ત્યાર પછી આહુક, જનાર્દન, બલભદ્ર અને બભ્રુ વગેરે વૃદ્ધ યાદવોએ બ્રહ્મ–શાપનું અનવું નિવારણ કરવા તેની સ્હામે યોગ્ય ઉપાય લેવાનો વિચાર કરી આખા નગરમાં ઘોષણા કરાવી કે, "આજથી આ નગરમાં કોઇએ પણ મદિરા બનાવવી નહિ, અને જે કોઇ અમારી આ આજ્ઞાનું ઉલ્લંઘન કરશે તેને તેના આખા કુટુંબ સહિત શૂળીએ ચઢાવવામાં આવશે." આ ઘોષણાનો પ્રચાર થતાંજ નગરવાસીઓ તેને માન આપી મદિરા બનાવતા તદ્દન બંધ થઇ ગયા.

આ પ્રમાણે વૃષ્ણિ અને અંધક વંશના મનુષ્યો સાવધાન થઇને રહેવા લાગ્યા, તે છતાં પણ તેમના ભાવી વિનાશના ભયંકર દુર્લક્ષણો થોડા દિવસમાંજ જણાવા લાગ્યાં. કૃષ્ણ પિંગળ વર્ણનો, બોડા માથાનો, વિચિત્ર આકારવાળો કાળ પુરૂષ દરરાત્રે તેમના ગૃહોમાં ભ્રમણ કરતો જણાવા લાગ્યો. રસ્તામાં અનેક ઉંદરો, અને માટીના વાસણો રઝળતાં જણાવા

લાગ્યાં. કાળ પ્રેરિત રાતા પગવાળા પીળચટા રંગવાળા હેલાઓ યાદવોના ઘરમાં વિચરવા લાગ્યાં. ગાયના ગર્ભમાં ગધેડા, ઘોડીના ગર્ભમાં હાથી, કુતરીના ગર્ભમાં બિલાડાં, અને નોળીયાના ગર્ભમાંથી ઉંદરો ઉત્પન્ન થવા લાગ્યાં, અને કૃષ્ણ અને બલદેવ સિવાયના દરેક યાદવો દેવ અને વડિલોના ભય અને લજ્જાનો ત્યાગ કરી યથેચ્છ રીતે વર્તી પાપકર્મ અને વડિલોનો અનાદર કરવા લાગ્યા.

એટલામાં એક વખત ત્રયોદશીને દિવસે અમાવાસ્યા આવતી જોઇને મહાત્મા વાસુદેવ તેને અતિશય અમંગળ સૂચક ધારીને પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યા, "હા ! કુરૂક્ષેત્રનું યુદ્ધ પુરૂં થયાને છત્રીશ વર્ષો પુરાં થઈ ગયાં છે, અને તે વખતે મહાસતી ગાંધારીએ પુત્રશોકથી અતિશય દુઃખિત થઇને જે કાંઇ કહ્યું છે, તે સફળ થવાનો સમય આવી પહોંચ્યો છે." આ પ્રમાણે વિચાર કરી યાદવોને બીજાથી નહિ હણાય એવા ધારીને મહાત્મા મધુસૂદને પોતેજ યદુકુળનો નાશ કરવાને યાદવોને પ્રભાસ તીર્થની યાત્રાએ જવાની આજ્ઞા કરી. તેમની આજ્ઞા પ્રમાણે વૃષ્ણિ અને અંધક વંશના સઘળા વીરો પોતાના પરિવાર સહિત તીર્થયાત્રા કરવાનો વિચાર કરી વિવિધ ભોજનો, પીણાંઓ, અને મદ્યમાંસાદિ તૈયાર કરવા લાગ્યા, અને થોડા સમયમાંજ પોતાને જોઇતા સઘળા પદાર્થો તૈયાર કરી હસ્તી, અશ્વ અને રથમાં બેસીને અસંખ્ય સૈન્ય સહિત નગરની બહાર નીકળ્યા. ત્યાર પછી તે સઘળા પ્રભાસપાટણમાં જઇને જુદા જુદા ઘરમાં નિવાસ કરી સ્ત્રીઓ સહિત યથારૂચિ ખાનપાન કરવા લાગ્યા. યાદવોનો વિનાશકાળ પાસે આવી પહોંચેલો હોવાથી તેમની શુદ્ધ બુદ્ધ જતી રહી હતી. તેઓ અનિવાર્ય કાળને વશ થઈ બ્રાહ્મણ ભોજન માટે આણેલાં અન્નમાં મદિરા ભેળવી તેને વાંદરાઓને ખવડાવી દેવા લાગ્યા. આ વખતે પ્રભાસતીર્થ નટ, નર્તક, અને ઉન્મત્ત મનુષ્યોથી પરિપૂર્ણ થઇ જઇ અસંખ્ય તુરી ભેરીના શબ્દોથી ગાજી ઉઠયું હતું. બલદેવ, સાત્યકિ, ગદ, બભ્રુ, કૃતવર્મા વગેરે વાસુદેવની સમક્ષ જ મદિરાપાન કરવા લાગ્યા. છેવટ સાત્યકિએ

છેક ઉન્મત્ત થઇને કૃતવર્માનો ઉપહાસ અને અપમાન કરીને કહ્યું, "હે નિર્દય ! ક્ષત્રિયમાં ઉંઘતા માણસોનો વિનાશ કરે એવો એક પણ નિર્દય નહિજ હોય, માટે તેં જે કાર્ય કર્યું છે, તે યાદવો સહન કરશે નહિ." સાત્યકિનાં આ વચનો સાંભળીને મહારથ પ્રદ્યુમ્ન પણ કૃતવર્માની અવજ્ઞા કરી સાત્યકિની પ્રશંસા કરવા લાગ્યો, આથી અતિશય ક્રોધે ભરાઇ પોતાનો ડાબો હાથ લંબાવી સાત્યકિના વચનોનો તિરસ્કાર કરી કૃતવર્મા બોલ્યો, "દુષ્ટ ! જ્યારે મહારાજ ભુરિશ્રવા પોતાના હાથ કપાઇ જવાથી રણક્ષેત્રમાં પડ્યા અને તેવી સ્થિતિમાં તેં તેનું મસ્તક છેદી નાંખ્યું ત્યારે તારૂં આ ડહાપણ ક્યાં ગયું હતું ? તારા જેવો દુષ્ટ બીજો કોણ હોઇ શકે ?" કૃતવર્માનાં વચનો સાંભળીને મહાત્મા કેશવે ક્રોધ કરીને તેની સ્હામું દૃષ્ટિપાત કર્યો. આ વખતે સાત્યકિ સ્યમંતક મણિના અપહરણનું * વૃત્તાંત કહી કૃતવર્માએ અક્રુરદ્વારા મહારાજા સત્રાજીતનો વિનાશ કરાવ્યો હતો, તેનું વર્ણન કરવા માંડ્યું. સત્રાજીતની પુત્રી સત્યભામા સાત્યકિના મુખનું તે પોતાના પિતાના વધનું * વૃતાંત શ્રવણ કરીને કોપાવિષ્ટ–ચિત્તે રૂદન કરતાં કરતાં વાસુદેવના

* કહેવાય છે કે, આદિત્ય ભગવાનના મિત્ર રાજા સત્રાજીતે અનેક પ્રકારની સ્તુતિદ્વારા સૂર્યદેવને પ્રસન્ન કરી તેમની પાસે સ્યમંતક નામનો મણિ મેળવ્યો હતો. જ્યારે સત્રાજીતે એ દિવ્યમણિ ધારણ કરી દ્વારકામાં પ્રવેશ કર્યો, ત્યારે સઘળા તેની જ્યોતિમયી પ્રભા જોઈને આશ્ચર્યચકિત થઇ ગયા હતા. ત્યાર પછી તેમણે એ વાત મહાત્મા શ્રી કૃષ્ણને નિવેદન કરવાથી, "શ્રી કૃષ્ણ પોતાની પાસે એ મણિ માંગી લેશે." એવા ભયથી સત્રાજીતે તેને પોતાના ભાઇ પ્રસેનને આપ્યો. એક વખત પ્રસેન તે મણિ ધારણ કરીને મૃગયા રમવા ગયો, અને તેવામાં એક સિંહે તેને મારી નાંખ્યો. ત્યાર પછી તે સિંહના મુખમાં મણિ જોઇને રૂક્ષરાજ જાંબવાને તેનો વિનાશ કર્યો, અને મણિ લઇને ગુફામાં પ્રવેશ કર્યો. આ તરફ પ્રસેન મૃગયા કરી પાછો ન ફર્યો એટલે યાદવો અનેક કુશંકાઓ કરી. "શ્રી કૃષ્ણે–સ્યમંતક મણિ માટે તેને મારી નાંખ્યો છે," એમ કહેવા લાગ્યા. શ્રી કૃષ્ણને આ વાતની ખબર પડતાં પોતાને નિર્દોષ સાબીત કરવાનો તેઓ પોતાના સૈન્ય સહિત પ્રસેનના અશ્વાનાં પગલાં જોતાં જોતાં જ્યાં આગળ પ્રસેન મરણ પામ્યો હતો ત્યાં આવી

ખોળામાં પડીને તેમના કોપાનળને સતેજ કરવા લાગ્યાં. તે જોઇને સાત્યકિ એકાએક ઉભો થઇને સત્યભામાને કહેવા લાગ્યો, " ભદ્રે ! હું પ્રતિજ્ઞા લઇને કહું છું કે હું આ પાપપરાયણ કૃતવર્માને હમણાંજ દ્રૌપદીના પાંચ પુત્રો, ધૃષ્ટદ્યુમ્ન, અને શિખંડીની પાસે મોકલી આપીશ. પૂર્વે એ દુષ્ટ, દ્રોણપુત્ર અશ્વત્થામાની સાથે પાંડવોની છાવણીમાં પ્રવેશ કરી ઉંઘતા નિર્દોષ મનુષ્યોનો સંહાર કર્યો છે. તે પાપથીજ આને તેનાં આયુષ્ય અને યશ ખુટી પડયાં છે. " આ પ્રમાણે કહીને તેણે શ્રીકૃષ્ણની સમક્ષજ પોતાના સુતીક્ષ્ણ ખડ્ગથી કૃતવર્માનું મસ્તક છેદી નાખી અન્યાન્ય વીરોને પણ પ્રહાર કરવા માંડયો. સાત્યકિને આ પ્રમાણે છેક ઉન્મત્ત થયેલો જોઇને મહાત્મા કૃષ્ણ તેને શાન્ત પાડવાને તેની તરફ ધસ્યા. પરંતુ તેઓ તેની પાસે પહોંચે, તે પહેલાંજ કાળના પ્રભાવથી ભોજ અને અંધક વંશના વીરોએ

---

પહોંચ્યા. ત્યાર પછી તેજ પ્રમાણે સિંહ તેમજ રૂક્ષના પદ ચિન્હને અનુસરીને જાંબવાનની ગુફામાં આવી પહોંચ્યા, અને ત્યાં ઘોર યુદ્ધમાં તેનો પરાજય કરી સ્યમંતક મણિ અને જાંબુવન્તી નામે તેની કન્યા લઇને પાછા ફર્યા અને દ્વારકામાં આવી સત્રાજીતને તેનો મણિ પાછો આપી પોતાની ઉપર નંખાયલા ખોટા આળનું નિવારણ કર્યું. * ત્યાર પછી " શ્રીકૃષ્ણને પોતે ખોટું કલંક લગાડયું છે. " એમ વિચાર કરી સત્રાજીતે તેમની કૃપા મેળવવાને તેમને પોતાની પુત્રી સત્યભામા— સમર્પણ કરી. પરંતુ અક્રુર, કૃતવર્મા અને શતધન્વા વગેરે યાદવો તેની સાથે પોતાના લગ્ન થવાની આશા રાખતા હતા. આ વખતે પોતાની આશા ભાંગી જવાથી તેમણે એકત્ર થઇને સત્રાજીતનો વિનાશ કરવાનો નિશ્ચય કર્યો, અને તે પ્રમાણે એક વખત જ્યારે શ્રી કૃષ્ણ ભગવાન્ દ્વારકામાં ન્હોતા ત્યારે શતધન્વા તેને મારી નાખી સ્વમંતક મણિ લઇ આવ્યો. આ પ્રમાણે પોતાના પિતાનો વધ થવાથી સત્યભામાને બહુજ ક્રોધ થયો, અને તેથી તેમણે શ્રીકૃષ્ણ પાસે શતધન્વાનો વિનાશ કરવાની હઠ લીધી. આખરે શ્રી કૃષ્ણે પોતાના વડિલ બન્ધુની સલાહ લઈ શતધન્વા ઉપર ચઢાઇ કરી. આ તરફ શતધન્વાને અક્રૂર અને કૃતવર્માની સહાય નહિ મળવાથી તે સ્વમંતક મણિ અક્રુરને આપી દઇ, મિથિલા દેશમાં ન્હાસી ગયો, પરંતુ શ્રી કૃષ્ણે ત્યાં જઇને પોતાના ચક્રદ્વારા તેનો સંહાર કર્યો— વિષ્ણુપુરાણ અને હરિવંશમાં આ વિષય વિસ્તારથી વર્ણવામાં આવ્યો છે.

તેને ઘેરી લીધો. મહાત્મા કૃષ્ણે વિકરાળ કાળની ગતિનો વિચાર કરી તેમની ઉપર લેશ પણ ક્રોધ કર્યો નહિ, તેથી તેઓ પોતાના ઉચ્છિષ્ટ પાત્રોથી સાત્યકિને પીડા કરવા લાગ્યા.

મહાવીર સાત્યકિને આ પ્રમાણે ભોજ અને અંધકોથી પીડા પામતો જોઇને રૂક્મિણીનો પુત્ર પ્રદ્યુમ્ન યુયુધાનની રક્ષા કરવાને સંગ્રામ સ્થળમાં આવી પહોંચી ગર્વ કરી અંધકો સહિત યુદ્ધ કરવા લાગ્યો. ભોજ અને અંધકોની સંખ્યા વધારે હોવાથી મહાવીર પ્રદ્યુમ્ન અને સાત્યકિ તેમનો કોઇ પણ રીતે પરાજય કરી શકયા નહિ, અને તેથી તેઓ કેટલીકવાર વીરતાથી સંગ્રામ કરી ભગવાન વાસુદેવની સમક્ષજ નાશ પામી ભૂમિ પર પડયા. ત્યાર પછી મહાત્મા વાસુદેવે પોતાના પુત્ર પ્રદ્યુમ્ન અને સાત્યકિને હણાયલા જોઇને કોપ કરી પાસેના એરકા નામના ધારવાળાં તૃણ હાથમાં લીધાં, એરકાને વાસુદેવના હસ્તનો સ્પર્શ થતાંજ તે મુસળના આકારમાં ફેરવાઇ ગયાં, તેથી મહાત્મા વાસુદેવ તેનાથીજ પાસેના ભોજ અને અંધકોનો વિનાશ કરવા લાગ્યા. આ પ્રમાણે અંધક, ભોજ, શૈનેય, અને વૃષ્ણિયોને એરકાના આઘાતથી વિનાશ પામવા લાગ્યા. તે વખતે કોઇ પણ યાદવ ક્રોધ કરીને એક એરકા પાદડું ગ્રહણ કરતો કે તરતજ તે વજ્રસમાન થઇ જતું હતું. ટુંકમાં બ્રહ્મશાપના પ્રભાવથી તે સ્થાનના સઘળાં એરકાંઓ મુસળરૂપ થઇ યાદવોના પ્રાણ લેવા લાગ્યાં. યાદવો બહુજ ઉન્મત્ત થઈ ગયા હતા. પિતા પુત્રનો, અને પુત્ર પિતાનો વિનાશ કરતો હતો. કુકુર અને અંધક વંશના વીરો ઉન્મત્ત થઇને અગ્નિમાં પડતાં પતંગિયાની પેઠે દેહ ત્યાગ કરવા લાગ્યા. આ વખતે કોઈ પણ યાદવ આ ભીષણ રણસંગ્રામમાંથી ન્હાસી શકયો નહિ. મહાત્મા કેશવ કાળની પ્રબળ ગતિનો વિચાર કરી ઘોરતર હત્યાકાંડ જોવા લાગ્યા. ધીમે ધીમે તેમની સમક્ષમાંજ એરકાના આઘાતથી શાંબ, ચારૂદેષ્ણ, ગદ, અને અનિરૂદ્ધના પ્રાણ નીકળી ગયા; તેથી તેમણે ક્રોધ કરીને ત્યાં આગળના વીરોનો સંહાર કર્યો. ભગવાન્ શ્રી કૃષ્ણને આ પ્રમાણે ભીષણ કાળ સ્વરૂપ ધારણ કરી યાદવોનો

સંહાર કર્યો. તે પછી મહાત્મા બભ્રુ અને દારૂક વિષણ્ણ મને "હે જનાર્દન! હવે આપે અસંખ્ય મનુષ્યનો સંહાર કર્યો છે, માટે "ચાલો આપણે ત્રણે જણ મહાત્મા બળભદ્ર પાસે જઈએ" એમ કહેવા લાગ્યા.

ત્યાર પછી મહાત્મા બળભદ્રની શોધમાં ચોતરફ ફરતાં તેમણે જોયું તો, તેઓ એક અતિશય નિર્જન પ્રદેશમાં એક વૃક્ષ નીચે બેસીને વિચાર કર્યા કરતા હતા. બળભદ્રની અવસ્થા જોઇને મહાત્મા હૃષિકેશે દારૂકને હસ્તિનાપુરમાં જઇ યાદવોના વિનાશના ખબર આપી અર્જુનને પોતાની પાસે તેડી લાવવાની આજ્ઞા કરી. મહાત્મા શ્રીકૃષ્ણની આજ્ઞા થતાંજ દારૂક હસ્તિનાપુર આવવાને નીકળી પડયો. ત્યાર પછી વાસુદેવે પોતાની પાસે ઉભેલા બભ્રુને કહ્યું, "ભાઇ! તું જલદીથી અન્તઃપુરની સ્ત્રીનું રક્ષણ કરવા જા. આ તકનો લાભ લઇને ધનના લોભથી લુંટારાઓ તેમનો નાશ કરશે, માટે તેમની સંભાળ લે." મહાવીર બભ્રુ તેમની આજ્ઞા પ્રમાણે સ્ત્રીઓની રક્ષા કરવાને જવા લાગ્યો, પરંતુ તેટલામાંજ બ્રાહ્મણના શાપથી ઉત્પન્ન થયેલાં મુસળે એક પારધીના લોહમય મુદ્દગરના રૂપમાં આવિર્ભૂત થઇ, તેના શરીર ઉપર આવી પડી તેના પ્રાણ લીધા. "બભ્રુને મરણ પામેલો જોઇને મહાત્મા હૃષિકેશે, બલભદ્રને પોતાના પાછા આવતાં સુધી વાટ જોવાનું કહી નગરમાં પ્રવેશ કર્યો, અને પોતાનાં પિતાને યાદવોના સંહારનું વૃત્તાંત કહી સંભળાવી કહ્યું કે, "હે મહાત્મન્! જ્યાં સુધી અર્જુન આવે નહિ ત્યાં સુધી તમે અંતઃપુરની સ્ત્રીયોનું રક્ષણ કરજો. મ્હારા મ્હોટા ભાઇ બલદેવજી વનમાં મ્હારી વાટ જુવે છે, માટે હવે હું તેમની પાસે જાઉં છું. પૂર્વે કુરૂક્ષેત્રના યુદ્ધમાં કૌરવ અન્યાન્ય નરપતિયોનો વિનાશ થતો જોયો હતો, અને વળી આજે યાદવોનો વિનાશ પણ પ્રત્યક્ષ જોયો છે. યાદવોના વિરહથી આ નગરી મ્હારી આંખમાં કાંટા જેવી લાગે છે, માટે હવે હું બલભદ્ર સાથે વનમાં જઇને તીવ્ર તપોનુષ્ઠાન કરવામાં શેષજીવન વ્યતીત કરીશ."

પિતાને આ પ્રમાણે કહીને મહામતિ વાસુદેવ તેમને પ્રણામ કરી અંતઃ-

પુરની બહાર નીકળ્યા. તેમને જતા જોઇને અંતઃપુરનાં સઘળાં બાળકો અને સ્ત્રીઓ કરૂણસ્વરે વિલાપ કરવા લાગ્યાં, તેથી મહાત્મા કેશવ પાછા ફરી તેમને શાંત કરવાના હેતુથી કહેવા લાગ્યા. "હે સીમન્તિનીઓ! મહાત્મા ધનંજય થોડા સમયમાં અત્રે આવીને તમારૂં દુઃખ દૂર કરશે, માટે તમે હવે રૂદન કરવું છોડી દો." આ પ્રમાણે કહીને તેઓ ત્વરાથી અન્તઃપુરનો ત્યાગ કરી બહાર નીકળી પડયા. ત્યાર પછી તેઓ નિર્જન પ્રદેશમાં બલભદ્ર પાસે આવી પહોંચ્યાં, પરંતુ તેઓ તે વખતે યોગ સાધનામાં બેઠા હતા, અને તેમના મુખમાંથી એક શ્વેતવર્ણનો મ્હોટો સર્પ બહાર નીકળતો હતો. આ સર્પનું મુખ લાલ હતું. અને તેને એક હજાર મસ્તકો હતાં. જોતજોતામાં તે સર્પ બલદેવના મુખમાંથી સંપૂર્ણ રીતે બહાર નીકળીને સમુદ્ર તરફ દોડવા લાગ્યો, અને તે સમુદ્રની પાસે જઇ પહોંચ્યો ત્યારે જળાધિપતિ વરૂણદેવ, તથા કર્કોટક વગેરે નાગોએ તેની સ્હામા આવી, આદરસત્કાર કરી તેનું અર્ઘ-પાદ્ય પૂજન કર્યું. આ પ્રમાણે તે સર્પ બલદેવના દેહમાંથી બહાર નીકળ્યો, એટલે તેઓ પણ નિશ્ચેષ્ટ થઇ ગયા, તેથી તેમણે દેહ ત્યાગ કરેલો ધારી મહાત્મા વાસુદેવ શોકાકુળચિત્તે તે વિજન વનમાં ભ્રમણ કરતાં કરતાં શ્રમિત થઇને વિશ્રાંતિ લેવાને એક સ્થળે બેસી ગયા. આ વખતે પૂર્વે ગાંધારીએ તેમને જે કાંઇ કહ્યું હતું, તે તથા ઉચ્છિષ્ટ દૂધપાક પગને તલીયે નહિ લગાડવાથી પરમ તપસ્વી મહાત્મા દુર્વાસાએ જે શબ્દો* કહ્યા હતા, તે તેમને યાદ આવ્યા. તેથી તેમણે મહર્ષિ નારદ,

*એક વખત મહર્ષિ દુર્વાસા કેટલોક સમય, એક ચોક્કસ સ્થળે નિવાસ કરવાનો વિચાર કરી અનેક સ્થળે વિચરવા લાગ્યા, પરંતુ કોઇ પણ તેમને આશ્રય આપવાનું સાહસ કરી શકયું નહિ. છેવટે મહાત્મા શ્રી કૃષ્ણે તેમનો અતિશય આદરસત્કાર કરી પોતાના મહેલમાં આશ્રય આપ્યો. ત્યાર પછી એક દિવસ દુર્વાસાને મિષ્ટાન ખાવાનું મન થવાથી શ્રી કૃષ્ણ ભગવાને તેમને ઉત્તમ દૂધપાકનું ભોજન કરાવ્યું. દુર્વાસા દૂધપાક ખાઇને શ્રી કૃષ્ણને સંબોધીને કહેવા લાગ્યા, "વાસુદેવ! તમે તમારે આખે શરીરે આ દૂધપાક ચોપડી દો." દુર્વાસાની આજ્ઞા થતાંજ શ્રી કૃષ્ણ ભગવાને તે ઉચ્છિષ્ટ અને ઉના દૂધપાકનું માથાથી પગ સુધી લેપન કરી દીધું,

દુર્વાસા, અને કણ્વના વચનોનું પ્રતિપાલન કરવાને, પોતાના દેહાન્ત વિષે દેવતાઓનો સંદેહ ભાંગવા અને ત્રૈલોક્યનું પાલન કરવાને આ મર્ત્યલોકનો ત્યાગ કરવાનો વિચાર કરી ઇંદ્રિય સંયમ અને મહાયોગનું અવલંબન કરી પૃથિવી ઉપર શયન કર્યું. આ વખતે જરા નામનો એક પારધી ત્યાં આવી પહોંચ્યો, અને તેણે સુતેલા શ્રી કૃષ્ણને હરણ ધારીને તેમની ઉપર બાણ છોડયું. પારધીના આ બાણથી હ ષ્કેશના પગનું તળીયું વિંધાઈ ગયું. ત્યાર પછી પેલો પારધી હરણને પકડી લેવાની ઇચ્છાથી સત્વર ત્યાં આવી પહોંચ્યો, પરંતુ ત્યાં આવતાંજ તેના શોકનો પાર રહ્યો નહિ. તેણે પોતાના બાણથી હરણને બદલે એક પીતાંબર ધારી યોગનિરત મહાપુરૂષને વિંધાયલા જોયા. આથી તે પોતાના અઘટિત કાર્ય માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યો, અને પોતાના અપરાધમાંથી મુક્ત થવાને શ્રી કૃષ્ણને શરણે જઇ તેમના કાલાવાલા કરવા લાગ્યો, શ્રીકૃષ્ણ પોતે જે કાંઇ થવાનું હતું તે જાણતાજ

---

એટલે દુર્વાસા પોતાની પાસે ઉભેલા રૂકિમણીને જોઈને હાસ્ય કરી તેમનાં સર્વાંગે દૂધપાકનું લેપન કરી રથમાં બેસાડયા, અને શ્રીકૃષ્ણની સમક્ષજ તેમને પીડવા લાગ્યા. રૂકિમણીને રથમાં બેસાડી પરમ દુષ્કર્ષ મહાત્મા દુર્વાસા તે રથને રાજ—માર્ગ તરફ હાંકવા લાગ્યા, પરંતુ રૂકિમણી વારંવાર રથમાંથી ઉતરી પડી તેમને સંતાપવા લાગ્યા. આટલું છતાં પણ મહર્ષિ શાન્ત થયા નહિ, અને તેમણે રૂકિમણીને માર મારવા માંડયો. પરંતુ છેવટે જ્યારે તેઓ કોઇ પણ રીતે તેમને ચળાવી શકયા નહિ, ત્યારે ક્રોધ કરી રથમાંથી ઉતરી પડી વિકટ માર્ગે ન્હાસવા લાગ્યા. દુર્વાસાને આ પ્રમાણે ક્રોધ કરી ન્હાસી જતાં જોઇને શ્રીકૃષ્ણ તેમની પાછળ ગયા અને "ભગવાન્ પ્રસન્ન થાવ" એમ કહેવા લાગ્યા. તે જોઇને દુર્વાસાએ શ્રીકૃષ્ણને કહ્યું, "વાસુદેવ ! તમે ક્રોધનો ખરેખરો પરાજય કર્યો છે, માટે જેમ અન્ન મનુષ્ય તેમજ દેવતાઓને પ્રિય છે તેમ તમે પણ તેમને પ્રિય થાવ. તમે મ્હારા ઉચ્છિષ્ટ દૂધપાકનું લેપન કરેલું હોવાથી હું બહુજ પ્રસન્ન થયો છું. અને હવે તમને મૃત્યુનો ભય રહેશે નહિ, એવું વરદાન આપું છું. તમે જ્યાં સુધી જીવવાની ઈચ્છા રાખશો ત્યાં સુધી જીવી શકશો. પરંતુ તમે તમારા પગને તળીયે દૂધપાક ચોપડયો નહિ હોવાથી ત્યાંથી આપનો જીવ જશે.

હતા, તેથી તેમને પારધીના કાર્યથી લેશ પણ ક્રોધ થયો નહિ. ત્યાર પછી તેમણે તે પારધીને આશ્વાસન આપી એકાએક આકાશમંડળને ઉદ્ભાસિત કરી સ્વર્ગમાં ગમન કર્યું. આ વખતે ઇંદ્ર, અશ્વિનીકુમારો, રૂદ્ર, આદિત્ય, વસુ, વિશ્વદેવ, મુનિ, સિદ્ધ, ગંધર્વ અને અપ્સરાઓ તેમની યથોચિત પૂજા કરવા લાગ્યા. મુનિયોએ ઋગ્વેદથી અને ગંધર્વોએ સંગીતથી તેમની સ્તુતિ કરવાનો આરંભ કર્યો, અને દેવરાજ ઇંદ્ર પ્રપ્રન્ન મને તેમને અભિનંદન આપવો લાગ્યા. આ પ્રમાણે ભગવાન નારાયણ તેમનો સત્કાર અને પૂજન ગ્રહણ કરી તેમની સાથે પોતાના અપ્રમેયસ્થાનમાં આવી પહોંચ્યા.

યાદવોની ઉચ્છૃંખલતાનું પરિણામ આવું ભીષણ આવ્યું છે. સર્વ શક્તિમાન ભગવાન્ શ્રીકૃષ્ણ પોતાની ઇચ્છાથી તે સઘળાનું નિવારણ કરી શકત, એમાં સંશય નથી. પરંતુ દૈવ અને કર્મફળની આડે તેઓ કદિ પણ આવતા નહિ; તેઓ ન્યાયી અને પક્ષપાત વગરના હતા, તેથી કર્મનું ફળ ભોગવતી વખતે તેમને માટે પ્રિય તેમજ અપ્રિય સમાનજ હતાં. યાદવોએ પણ કૌરવોની પેઠે પોતાના કર્મનું ફળ ભોગવવુંજ જોઇએ, એમ ધારીનેજ તેમણે તેમાં અંતરાય નાંખ્યો ન્હોતો. વળી ગાંધારી પતિપરાયણ મહાસતી હતાં. સતીત્વનો પુરસ્કાર પરલોકની પેઠે આ લોકમાં પણ મળે જ છે. સતીના વચનના કે તેના સત્યની રક્ષા કરવી એજ સતીત્વનો ઉત્સાહવર્ધક ઐહિક પુરસ્કાર છે. એટલા માટેજ તેમણે યાદવોના વિનાશની ખબર હોવા છતાં પણ તેમ થવા દેવામાં શ્રેય માન્યું હતું. વળી ત્રીજા બ્રહ્મ-શાપની વાત પણ સહજ નથી. સત્યવાદી જીતેંદ્રિય બ્રાહ્મણના વચનોનું ભગવાન્ વાસુદેવ કદિ પણ ઉલ્લંઘન કરી શકે જ નહિ. સત્યવાદિતા અને તપોનુષ્ઠાનની શક્તિ અસીમ છે તેમ તેનો પુરસ્કાર પણ અનુપમજ હોઇ શકે. આ સઘળાં કારણો જોતાં ભગવાન્ શ્રીકૃષ્ણ યાદવોના ઉક્ત પરિણામમાં શા માટે નિરપેક્ષ રહ્યા હતા, તે સ્પષ્ટ જણાઇ આવે છે.

---

# યુધિષ્ઠિરનો સાર્વજનિક પ્રેમ.

—o—

**[ કૃષ્ણના વિયોગથી ખેદ પામેલા પાંડવોનું મહાપ્રસ્થાન—કૃષ્ણરૂપી ધર્મનું અનુસરણ—સમુદ્ર કિનારે અગ્નિનો આવિર્ભાવ—અને અર્જુનના ગાંડીવ ધનુષ્ય અને અક્ષય ભાથાનો પરિત્યાગ-ક્રમ પ્રમાણે યોગભ્રષ્ટ થઇને દ્રૌપદી, સહદેવ, નકુળ, અર્જુન અને ભીમસેનનું પતન—ઇંદ્ર અને યુધિષ્ઠિરનો સંવાદ—શ્વાનનું ધર્મરૂપ ધારણ કરવું અને યુધિષ્ઠિરને આશ્વાસન આપવું-યુધિષ્ઠિરનું સદેહે સ્વર્ગમાં જવું-સ્વર્ગમાં દુર્યોધનનું ઐશ્વર્ય જોઇને યુધિષ્ઠિરને ક્રોધ થવો—અને ભાઇઓના સંસર્ગમાં રહેવાની ઇચ્છા થવી—યુધિષ્ઠિરનું નરક-દર્શન—ધર્મ અને ઇન્દ્રાદિ દેવતાઓનું આવવું-અને તેમની ઉપર પ્રીતિ બતાવવી—મંદાકિનીના પવિત્ર જળમાં સ્નાન કરી યુધિષ્ઠિરની દિવ્યમૂર્તિ થવી, ઉપસંહાર. ]**

———

ધર્મપુત્ર મહારાજા યુધિષ્ઠિર અર્જુનને મ્હોડે યાદવોના વિનાશ, અને કૃષ્ણના સ્વર્ગવાસની વાત્ સાંભળી પોતે પણ મહાપ્રસ્થાન કરવાનો વિચાર કરી અર્જુનને સંબોધીને કહેવા લાગ્યા, " ભાઇ ! કાળથી પ્રાણીમાત્રનાં દરેક કાર્યો પૂરાં થાય છે. કાળ—પ્રભાવ એજ મનુષ્યના વિનાશનું સાધન છે. અને મ્હેં પણ એ કાળની અપરિહાર્ય ગતિને સત્વર વશ થવાનો વિચાર કર્યો છે, માટે તમે તમારા કર્તવ્યને નક્કી કરો. " ધર્મરાજ યુધિષ્ઠિરનાં આ વચનો સાંભળીને તેને અનુમોદન આપીને અર્જુને " હું પણ સત્વર

મૃત્યુના મુખમાં પડવાની ઇચ્છા કરૂં છું " એમ કહ્યું. તે સાંભળીને ભીમસેન નકુળ, અને સહદેવે પોતાનો પ્રાણ ત્યાગ કરવાનો વિચાર જણાવ્યો. આ પ્રમાણે પાંચે પાંડવોએ પ્રાણ ત્યાગ કરવાનો નિશ્ચય જણાવ્યો, તે પછી ધર્મરાજ યુધિષ્ઠરે પરીક્ષિતને રાજ્યાભિષેક કરી યુયુત્સુને રાજ્યનો ભાર સોંપ્યો, અને ભગવાન વાસુદેવના પૌત્ર વજ્રને ઇંદ્રપ્રસ્થમાંના બાકી રહેલા યાદવોનું પ્રતિપાલન કરવાનું સોંપ્યું. ત્યારપછી તેઓ પોતાના ચારે ભાઇઓ સહિત માહાત્મા વાસુદેવ, મામા વસુદેવ, અને બળદેવ વગેરે યાદવોના નામનું તર્પણ અને શ્રાદ્ધાદિક કાર્ય કરી વાસુદેવને નિમિત્તે મહર્ષિ વેદવ્યાસ, નારદ, માર્કંડેય, અને યાજ્ઞવલ્કય વગેરેને સુસ્વાદુ ભોજન કરાવી, બ્રાહ્મણોને રત્ન, વસ્ત્ર, ગામ, અશ્વ, રથ, અને દાસદાસી વગેરેનાં દાન આપવા લાગ્યા, અને પોતાના કુળગુરૂ કૃપાચાર્યને પરીક્ષિતને ધનુર્વેદ શીખવવાનો ભાર સોંપી દીધો.

ત્યાર પછી પાંડવોએ પોતાની પ્રજા પાસે વિદાય લઇને વનમાં જવાનો નિશ્ચય કરી દિવ્ય વસ્ત્રાભરણોનો પરિત્યાગ કરી વલ્કલ વસ્ત્રો પહેરી લીધાં, અને સમયોચિત યજ્ઞ સમાપ્ત કરીને અગ્નિને જળમાં શાંત કરી સહધર્મિણી દ્રૌપદી સહિત હસ્તિનાપુરની બહાર નીકળ્યાં. આ વખતે એક કુતરો પણ તેમની સાથે થયો. નગરવાસી ચારે વર્ણના લોકો તેમને ઘણે દૂર સુધી વળાવીને પાછા ફર્યા, એટલે મહાત્મા પાંડવો અને દ્રૌપદીએ ઉપવાસ વ્રત ધારણ કરી યોગ પરાયણ થઇ પૂર્વ તરફ ચાલવા માંડયું. મહાત્મા યુધિષ્ઠિર આગળ થયા, અને તેમની પાછળ ભીમસેન, અર્જુન, નકુળ અને સહદેવ ચાલવા લાગ્યા. મહાસતી દ્રૌપદી સર્વેની પાછળ ચાલતાં હતાં, અને હસ્તિનાપુરથી જે કુતરો તેમની સાથે થયો હતો તે તેમની પણ પાછળ ચાલતો હતો. ત્યાર પછી તેઓ અસંખ્ય દેશ, નદી, નાળાં અને પર્વતો ઓળંગીને સમુદ્ર કિનારે આવી પહોંચ્યાં. આ વખતે દીર્ઘ આકૃતિવાળો પુરૂષ, પર્વતની પેઠે તેમનો માર્ગ રૂંધીને તેમને કહેવા લાગ્યો, " હે પાંડવો! હું અગ્નિ છું. મ્હેં પૂર્વે મહાવીર અર્જુન અને વાસુદેવના પરાક્રમના પ્રભા-

વથી ખાંડવ વન બાળી નાખ્યું હતું. ભગવાન્ હૃષિકેશ પાસે જે ચક્ર હતું, તેનો તેમણે ત્યાગ કર્યો છે. અર્જુને પણ ગાંડીવનો પરિત્યાગ કરીને જ વનમાં જવું જોઇએ. હવે એ ધનુષ્ય એને કાંઇ પણ કામનું નથી.” અગ્નિદેવનાં આ વચનો સાંભળીને યુધિષ્ઠિરાદિ સઘળા ભાઈઓએ અર્જુનને ગાંડીવનો ત્યાગ કરવાને કહ્યું, એટલે તેણે તેજ વખતે પોતાનું ગાંડીવ ધનુષ્ય અને અક્ષય ભાથુ સમુદ્રના જળમાં ફેંકી દીધાં. ભગવાન્ અગ્નિદેવ પણ તેજ વખતે અન્તર્ધાન થઈ ગયા. ત્યાર પછી પાંડવો દક્ષિણ તરફ જઇ લવણ સમુદ્રને ઉત્તર કિનારે થઇને દક્ષિણ—પશ્ચિમ દિશા તરફ ચાલવા લાગ્યા, અને છેવટે પાછા ફરી, ફરીથી પશ્ચિમ તરફ જઇ સમુદ્ર—જળથી ભીંજાતી દ્વારકાપુરીનાં દર્શન કરી પૃથિવી—પ્રદક્ષિણા કરવાના હેતુથી ઉત્તર તરફ ચાલવા લાગ્યા.

આ પ્રમાણે, મહાત્મા પાંડવો દ્રૌપદી સહિત દેહ અને મનનો સંયમ કરી યોગાવલંબનપૂર્વક ઉત્તર તરફ જતાં જતાં હિમાલય પાસે આવી પહોંચ્યા. ત્યાર પછી તેમણે એ પર્વત ઉપર ચઢવા માંડયું, અને ચઢતાં ચઢતાં છેક એટલે ઉંચે જઇ પહોંચ્યા કે ત્યાંથી સમુદ્ર અને સુમેરૂ પર્વત પણ તેમને જણાવા લાગ્યા. ત્યાર પછી તેઓ હિમાલય ઓળંગી જવાના વિચારથી વિદ્યુત વેગે ચાલવા લાગ્યા, પરંતુ એટલામાં મહાસતી દ્રૌપદી અતિશય થાકને લીધે યોગભ્રષ્ટ થઇ પાંડવોની સમક્ષ જ ભૂમિ પર પડયાં. એ જોઇને મહાવીર ભીમસેન ધર્મરાજને સંબોધીને કહેવા લાગ્યો, “ હે મહારાજ! રાજપુત્રી દ્રૌપદીએ કોઇ પણ દિવસ અધર્મ કર્યો નથી તો તે શા માટે યોગભ્રષ્ટ થઇ ભૂમિ પર પડયાં ?“ એના ઉત્તરમાં મહારાજા યુધિષ્ઠિરે કહ્યું, “ ભાઇ ! દ્રૌપદી આપણ સઘળા કરતાં અર્જુન ઉપર વધારે પ્રેમ રાખતાં હતાં, એટલા માટે આજે તેમને તેનું ફળ ભોગવવું પડયું છે.” આ પ્રમાણે કહીને ધર્મરાજ દ્રૌપદી તરફ ન જોતાં આગળ ચાલવા લાગ્યા, પરંતુ થોડે છેટે ગયા પછી મહાત્મા સહદેવ પણ ત્યાંથી પડી ગયા. આથી ભીમસેને વળી પાછું યુધિષ્ઠિરને પુછવા માંડયું. “ ભાઇ ! આપણો નાનો

ભાઇ સહદેવ અહંકાર વગરનો અને આપણી સેવા શુશ્રૂષા–પરાયણ હતો તો તે શા માટે પૃથિવી પર પડયો છે?" તે સાંભળીને યુધિષ્ઠિર બોલ્યા કે, ભાઇ! સહદેવ પોતાને બધા કરતાં વધારે જ્ઞાની માનતો હતો. તે પાપે આજે પૃથ્વીપર પડયો છે. આ પ્રમાણે કહીને ધર્મરાજ યુધિષ્ઠિર પોતાના બીજા ભાઇઓ, અને પેલા કુતરા સહિત ત્વરાથી આ. ગળ વધવા લાગ્યા, પરંતુ તેઓ થોડે દૂર ગયા એટલામાં જ મહાત્મા નકુળ, મહાસતી દ્રૌપદી અને પ્રિય બંધુ સહદેવના પતનથી નિતાંત દુઃખ પામીને યોગભ્રષ્ટ થઈ ભૂમિ પર પડયો. મહાવીર વૃકોદર ધર્મરાજને વળી પાછા પુછવા લાગ્યા, "હે મ્હોટા ભાઇ! નકુળ પરમ ધાર્મિક, અલૌકિક રૂપ–સંપન્ન, અને આપણી આજ્ઞામાં રહેનારો હતો, તો તે ક્યા પાપે કરીને નીચે પડયો તે કહો." એ સાંભળીને ધર્મરાજ વળી પાછા કહેવા લાગ્યા, "હે ભાઇ! ધર્મપરાયણ નકુળ આ લોકમાં મ્હારા જેવો રૂપાળો કોઇ છેજ નહિ, અને હુંજ સૌથી સર્વ શ્રેષ્ઠ છું." એમ ધારીને મનમાં ને મનમાં અહંકાર કરતો હતો. તેથીજ આજે તેને યોગભ્રષ્ટ થઇને નીચે પડવું પડયું છે. તું હવે તેની તરફ ન જોતાંજ મારી સાથે ચાલ્યો આવ." આ પ્રમાણે કહીને ધર્મરાજ નકુળનો ત્યાગ કરી શાંતિથી આગળ ચાલવા લાગ્યા. થોડીવાર પછી ઇંદ્રતુલ્ય–પરાક્રમી મહાવીર અર્જુન દ્રૌપદી સહદેવ અને નકુળના પતનથી અતિશય શોકાતુર થઇ પૃથિવી પર પડયો, એટલે તેને જોઇને મહાત્મા ભીમસેન ધર્મરાજને સંબોધીને ફરીથી કહેવા લાગ્યા, "હે ભાઇ! મહાત્મા અર્જુન મશ્કરીમાં પણ જુઠું બોલ્યો નથી તો પછી હમણાં એ શા માટે નીચે પડયો?" યુધિષ્ઠિરે કહ્યું, "ભાઇ! અર્જુને શૌર્યાભિમાની થઈ એક દિવસમાં સમસ્ત શત્રુનો સંહાર કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. પરંતુ તેનું તે પ્રતિપાલન કરી શકયો નહોતો. વળી તે મહાવીર અહંકારને લીધે અન્યાન્ય ધનુર્ધરોનું અપમાન કરતો હતો, તેથીજ આજે તેને તેનું ફળ ભોગવવું પડયું છે." ધર્મપરાયણ મહારાજા યુધિષ્ઠિર આ પ્રમાણે કહીને ભીમસેન અને પેલા કુતરા સહિત આગળ ચાલવા માંડયું.

પરંતુ થોડી ક્ષણમાં જ મહાવીર ભીમસેન નીચે પડવા લાગ્યો તેથી તે પડતાં પડતાં ઉચ્ચૈઃસ્વરે ધર્મરાજને સંબોધીને કહેવા લાગ્યો, "મહારાજ! હું આપને બહુજ વહાલો હતો તો હું કયા પાપને લીધે પડું છું તે કૃપા કરીને કહો?" ભીમસેનના આ વચનો સાંભળી ધર્મરાજ બોલ્યા, "ભાઇ! તું બીજા કોઇને પણ ન આપતાં જેટલું ભોજન હોય તેટલું બધું ખાઇ જતો હતો. અને મ્હારા જેવો કોઇ બળવાન છેજ નહિ, એવું અભિમાન રાખતો હતો તેથીજ તારે આજે આ પ્રમાણે પડવું પડે છે." આ પ્રમાણે કહીને ધર્મરાજ ભીમ તરફ પણ ન જોતાં આગળ ચાલવા લાગ્યા. આ વખતે ફક્ત પેલો કુતરોજ તેમની પાછળ પાછળ ચાલતો રહ્યો. ત્યાર પછી ધર્માત્મા ધર્મનંદન કેટલેક દૂર ગયા એટલે દેવરાજ ઇન્દ્ર પોતાના રથના ગડગડાટથી ભૂમંડળ અને નભોમંડળને ગજાવી મુકી તેમની પાસે આવી પહોંચ્યા, અને તેમને સંબોધીને પોતાના રથમાં બેસી સ્વર્ગારોહણ કરવાનું કહેવા લાગ્યા. આ વખતે ધર્મરાજે પોતાના ભાઇઓના પતનથી શોકાતુર થઇને દેવરાજને કહ્યું, "સુરરાજ! સુખ સંવર્ધિતા સુકુમારી પાંચાળી, અને મ્હારા વહાલા ભાઇઓ પૃથિવી પર પડયા છે. એમનો ત્યાગ કરી સ્વર્ગમાં આવવાની મ્હને ઇચ્છા નથી માટે કૃપા કરી તેમને પણ મ્હારી સાથે સ્વર્ગમાં આવવાની આજ્ઞા કરો." ધર્મરાજના આ વિનયયુક્ત વચનો સાંભળીને દેવરાજ કહેવા લાગ્યા. "મહારાજ! દ્રૌપદી અને તમારા ચારે ભાઇઓ મનુષ્ય-દેહનો ત્યાગ કરીને તમારી પહેલાં જ સ્વર્ગમાં આવી પહોંચ્યા છે, માટે તમે તેમને માટે શોક કરશો નહિ. હવે તમે આ મનુષ્ય-દેહેજ સ્વર્ગમાં આવીને તેમનો સાક્ષાત્કાર કરશો."

દેવરાજ ઇંદ્રે આ પ્રમાણે આશ્વાસન આપ્યું, એટલે ધર્માત્મા યુધિષ્ઠિર વળી પાછા કહેવા લાગ્યા, "મહારાજ! આ કુતરો મ્હારો અનન્ય ભક્ત છે. એ ઘણા દિવસથી અમારી સાથે જ રહ્યો છે, માટે કૃપા કરીને તેને પણ મ્હારી સાથે સ્વર્ગમાં આવવાની રજા આપો." એ સાંભળીને દેવરાજ કહેવા લાગ્યા, "ધર્મનંદન! આજે તમે અતુલ સંપત્તિ,

પરમ સિદ્ધિ, અમરત્વ અને મ્હારા જેવું દિવ્ય સ્વરૂપ પ્રાપ્ત કરશો. કર્તવ્ય છે, એનો ત્યાગ કરવામાં તમે કોઇ પણ જાતનું પાપાચરણ કરેલું ગણાશે નહિ." દેવરાજ ઇંદ્રનાં આ વચનો સાંભળીને મહારાજા યુધિષ્ઠિર કિંચિત ક્ષોભ પામીને કહેવા લાગ્યા, "દેવરાજ! અકર્તવ્ય કરવાને તૈયાર થવું, એ સારા માણસનું ભૂષણ નથી. આ ક્ષણે જો સ્વર્ગીય સંપત્તિ પ્રાપ્ત કરવાને મારે આ મારા પરમભક્ત કુતરાનો ત્યાગ જ કરવો પડતો હોય તો મારે સુખસંપત્તિની જરા પણ જરૂર નથી."

મહારાજા યુધિષ્ઠિરનાં ઉપરોક્ત વચનો સાંભળીને દેવરાજ કહેવા લાગ્યા. "ધર્મરાજ! જે માણસ કુતરા સહિત એકત્ર નિવાસ કરે છે, તે કદિ પણ સ્વર્ગમાં નિવાસ કરી શકતો નથી. ક્રોધવશ નામના દેવતાઓ તેવા મનુષ્યના યજ્ઞદાનાદિનું ફળ નષ્ટ કરે છે માટે તમે તેનો ત્યાગ કરો." યુધિષ્ઠિરે કહ્યું, "દેવેંદ્ર! ભક્તનો પરિત્યાગ કરવાથી બ્રહ્મહત્યા જેવું ભીષણ પાપ લાગે છે, માટે મ્હારા પોતાના સુખને માટે આ કુતરાનો હું કદિ પણ ત્યાગ કરી શકીશ નહિ. ભીત, ભક્ત, ક્ષીણ અને શરણાગત મનુષ્યોની પ્રાણ જતે રક્ષા કરવી જ જોઇએ. એ સાંભળી દેવરાજ ઇંદ્ર વળી પાછા કહેવા લાગ્યા, "ધર્મરાજ! તમે હવે જલદીથી આ કુતરાનો ત્યાગ કરો. તેમ કરવાથી તમને અનાયાસે પરમપવિત્ર દેવલોક પ્રાપ્ત થશે. જ્યારે તમે તમારાં પ્રાણપ્રિયા દ્રૌપદી અને ભાઇઓનો ત્યાગ કરી પોતાના ઉત્કૃષ્ટ કર્મ–બળથી સ્વર્ગના અધિકારી થયા છો, તો પછી આ એક કુતરાનો ત્યાગ કરવામાં શું હરકત છે? તમે ત્યાગી થઇને આ પ્રમાણે મોહવશ કેમ થઇ ગયા છો?" એ સાંભળી યુધિષ્ઠિરે કહ્યું, "દેવરાજ! આ લોકમાં કોઇ પણ મનુષ્ય મરણ પામેલા મનુષ્ય સાથે સંધિ કે વિગ્રહ કરી શકતો નથી. મારા ભાઇઓ, અને દ્રૌપદી મૃત્યુના મુખમાં જઇ પડેલાં હોવાથી જ "હું તમને જીવત–દાન આપવાને સમર્થ નથી, એમ ધારીને જ મ્હેં એમનો ત્યાગ કર્યો છે. તેઓ જીવતાં હોય તો તેમનો કદિ પણ ત્યાગ કરત નહિ. મ્હારા મત પ્રમાણે શરણાગતને ભય–પ્રદર્શન–સ્ત્રીહત્યા, બ્રાહ્મણના ધનનું

અપહરણ અને મિત્રદ્રોહ,—એ ચાર કાર્યોની પેઠે ભક્તજનનો પરિત્યાગ કરવો એ પણ મહા પાપ છે."

મહાત્મા યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું એટલે તેમની સાથેના કુતરાએ ધર્મનું સ્વરૂપ ધારણ કરી તેમને સંબોધીને મધુરતાથી કહ્યું, "વત્સ ! તારી પરીક્ષા લેવાનેજ હું કુતરાના વેષમાં ત્હારી સાથે આવ્યો હતો. હવે મ્હારી ખાત્રી થઇ છે કે તું ખરેખરો ધર્મપરાયણ, બુદ્ધિમાન્ અને પ્રાણી ઉપર દયા રાખનાર છે. પૂર્વે મ્હેં દ્વૈતવનમાં પણ તારી પરીક્ષા કરી હતી* તે વખતે જ્યારે તારા ભાઇઓ પાણી લેવા જતાં મરણ પામ્યા હતા; ત્યારે ત્હેં ભીમ કે અર્જુનને સજીવન કરવાનું ન કહેતાં માદ્રી પુત્ર નિકુળના જીવનની પ્રાર્થના કરી હતી, અને આ વખતે પણ તું કુતરાને પોતાનો આશ્રિત ધારીને સ્વર્ગારોહણની આશાનો ત્યાગ કરવાને તૈયાર થઇ ગયો છે. હું તારાં આ બન્ને કાર્યો જોઇને બહુજ પ્રસન્ન થયો છું. તારા જેવો ધર્મપરાયણ આ સ્વર્ગમાં પણ કોઇ છે નહિ, માટે તું તારા મનુષ્ય દેહ સહિત સ્વર્ગમાં જઇ શકીશ." કુતરાનો વેષ ધરનાર ભગવાન ધર્મે આ પ્રમાણે કહ્યું એટલે ઇન્દ્રાદિ દેવતાઓ અને દેવર્ષિઓ, મહારાજા યુધિષ્ઠિરને દિવ્ય રથમાં બેસાડી પોતપોતાના વિમાનમાં બેસી ગયા. ત્યાર પછી ધર્મરાજ તે દિવ્ય રથમાં બેસી પોતાના તેજથી નભોમંડળને પ્રકાશિત કરી દેવલોકમાં જઇ પહોંચ્યા, એટલે મહર્ષિ નારદ દેવસમાજમાં ઉચ્ચૈઃસ્વરે ધર્મરાજની પ્રશંસા કરીને કહેવા લાગ્યા, "હે દેવો ! અત્યાર સુધીમાં જે જે રાજર્ષિઓ સ્વર્ગમાં આવ્યા છે, તે સઘળાની કીર્તિને પોતાના યશ અને તેજથી ઢાંકી નાંખી મહારાજા યુધિષ્ઠિર આજે સદેહે સ્વર્ગમાં પધાર્યા છે. એમની પેઠે સદેહે સ્વર્ગમાં આવવાને બીજો કોઇ પણ મનુષ્ય શક્તિમાન થયો નથી." આ વખતે મહાત્મા યુધિષ્ઠિર તેમનો યોગ્ય આભાર માની પોતાના ભાઇઓને ત્યાં આગળ નહિ જોવાથી ખિન્ન થઇને કહેવા લાગ્યા કે—

* "ધર્મરાજનું ધૈર્ય અને ધર્મનિષ્ઠા"...જુવો.

" હે મહા પુરૂષો ! મ્હારા ભાઇઓ જે લોકમાં હોય, તે ઉત્કૃષ્ટ હો કે નિકૃષ્ટ હો, પરંતુ હું તે લોકમાં જ જઇશ. તેમનો ત્યાગ કરી બીજા લોકમાં રહેવાની મ્હને બીલકુલ ઇચ્છા નથી, " ધર્મરાજ યુધિષ્ટિરના આ સરળ શબ્દો સાંભળી દેવરાજ બોલી ઉઠયા, " મહારાજ ! તમે તમારા કર્મફળથી સ્વર્ગમાં પધાર્યા છો, માટે હવે સુખપૂર્વક આ સ્થાનમાં જ નિવાસ કરો. સ્વર્ગમાં આવીને પણ તમે મનુષ્યની પેઠે સ્નેહને વશ શા માટે થાવ છો ? અત્યાર સુધી તમારા જેવી સિદ્ધિ કોઇ પણ મેળવી શકયું નથી. તમારા ભાઇઓ આ સ્થાનના અધિકારી નથી માટે સ્વર્ગીય ભૂમિમાં આવીને માનુષી વિચારો કરવા તદન અનુચિત છે. " એ સાંભળીને ધર્મરાજ ફરીથી કહેવા લાગ્યા, "દેવરાજ ! મ્હારી પ્રણયિની બુદ્ધિમતી દ્રૌપદી અને મ્હારા પરમપ્રિય ભાઇઓ જે સ્થાનમાં વસતા હોય, ત્યાં જવાની મ્હને તીવ્ર વાસના થાય છે. તેમનો ત્યાગ કરી આ સ્થાનમાં નિવાસ કરવાની મ્હને બીલકુલ ઇચ્છા નથી."

ત્યાર પછી ધર્મરાજ યુધિષ્ઠિરે સ્વર્ગમાં ફરીને જોયું તો મહારાજા દુર્યોધન, સાધ્ય અને દેવતાઓથી વિંટાઇને નભોમંડળમાં બિરાજતા ભગવાન્ સૂર્યનારાણ જેવી શોભા પામી એક દિવ્ય આસન ઉપર બેઠા હતા. તેને જોતાં જ યુધિષ્ઠિરના ક્રોધની સીમા રહી નહિ. આથી તેઓ તરત જ પાછા ફરીને દેવતાઓને સંબોધીને કહેવા લાગ્યા, " હે દેવો ! જે લોભી દુર્યોધનને માટે અમે પૃથિવી વીરશૂન્ય કરી અમારા અનેક બંધુ બાંધવોનો વિનાશ કર્યો છે, અને જેને માટે અમારે ઘણું ઘણું કષ્ટ ભોગવવું પડયું છે, તે દુરાત્મા સાથે સ્વર્ગ લોકમાં પણ રહેવાને હું રાજી નથી. હવે હું એનું મ્હોડું પણ જોવાનો નથી. હવે તો હું જ્યાં મ્હારા ભાઇઓ હશે ત્યાંજ જઇશ. " ધર્મરાજને આ પ્રમાણે બોલતા સાંભળીને દેવર્ષિ નારદ હાસ્ય કરીને કહેવા લાગ્યા, " ધર્મનંદન ! એવી વાત બોલશો નહિ, સ્વર્ગમાં એક બીજા સાથે વિરોધ સંભવતો નથી. દુર્યોધન માટે હવે તમારે આવા શબ્દો ઉચ્ચારવા જોઇએ નહિ. જે સઘળા રાજાઓ સ્વર્ગમાં નિવાસ કરે છે, તેમણે તથા દેવતાઓએ દુર્યોધનનો સત્કાર કર્યો છે. એ સદા સર્વદા તમારો

દ્વેષ કરતો હતો એ વાત ખરી છે. પરંતુ સમરાંગણમાં દેહ ત્યાગ કરવાથી તેને વીરજનોચિત ગતિ પ્રાપ્ત થઇ છે. માટે હવે તમે દુર્યોધન સાથે મિત્ર ભાવે નિવાસ કરો. આ સ્વર્ગ છે. આ સ્થાનમાં વૈરભાવ રાખવો એ બીલકુલ ઉચિત નથી."

દેવર્ષિ નારદનાં ઉપરોક્ત વચનો સાંભળી મહારાજા યુધિષ્ઠિર દેવતાઓને સંબોધીને વળી પાછા કહેવા લાગ્યા. "હે દેવો! જે દુરાત્મા દુર્યોધનને પાપે પૃથ્વી ઉત્સન્નપ્રાય થઇ છે તે પાપાત્માને પણ જ્યારે સનાતન વીરલોક પ્રાપ્ત થયો છે, તો મ્હારા પ્રતિજ્ઞ, પ્રબલ પરાક્રમી, સત્યવાદી ભાઇઓ કયાં નિવાસ કરે છે? કુન્તી પુત્ર મહાવીર કર્ણને કયો લોક પ્રાપ્ત થયો છે? વળી સિંહ જેવા મહા પરાક્રમી જે જે રાજાઓ અને રાજપુત્રોએ અમારે માટે સમરાંગણમાં પોતાના શરીરોની આહૂતિ આપી છે, તે સઘળા કયાં છે? તેઓ શા માટે આ સ્વર્ગમાં આવ્યા નથી. જો તે સઘળા મહારથીઓ આ સ્વર્ગમાં હોય તો જ હું તેમની સાથે અત્રે નિવાસ કરીશ. હું તે સઘળા મહાત્માઓ અને મ્હારા ભાઇઓ સિવાય આ સ્વર્ગ લોકમાં નિવાસ કરવા રાજી નથી. ભ્રાતૃહીન થઇ સ્વર્ગમાં વસવાથી પણ મ્હને શું સુખ મળવાનું છે? મ્હારે જ્યાં મ્હારા ભાઇઓ હોય ત્યાં જ સ્વર્ગ છે, માટે તમે મ્હને તેમની પાસે તેડી જાવ."

મહારાજા યુધિષ્ઠિરનાં ઉપરોકત વચનો સાંભળીને દેવતાઓ કહેવા લાગ્યા, "વત્સ! જો તમને તમારા ભાઇઓ પાસેજ જવાની ઇચ્છા હોય, તો તમે જલદીથી ત્યાં જાઓ. હવે વિલંબ કરશો નહિ. મહારાજા ઇંદ્રની આજ્ઞાથી અમે તમારી બધી વાસના પરિપૂર્ણ કરીશું." આ પ્રમાણે કહીને તેમણે એક દૂતને બોલાવ્યો અને તેને મહારાજા યુધિષ્ઠિરને તેમના બંધુ બાંધવો પાસે લઇ જવાને કહ્યું. ત્યાર પછી તે દૂતે દેવતાઓની આજ્ઞા પ્રમાણે મહારાજા યુધિષ્ઠિરને લઇને એક અતિભીષણ માર્ગે ચાલવા માંડયું. આ માર્ગ બહુજ દુર્ગમ અને ઘોર અંધકારથી છવાયલો હતો.

પાપાત્માઓજ આ માર્ગે આવ જા કરે છે. વળી તે અતિશય દુર્ગંધવાળો, માંસ અને શોણિતથી ખરડાયલો, અને મચ્છર, માંકડ માખીયો, મડદાઓ, હાડકાં, વાળ, કૃમિ, કીટ વગેરેથી છવાઇ ગયેલો હતો. એની ચારે તરફ અગ્નિ લાગેલો હતો. કાગડાઓ, ગીધો અને પ્રેતો નિરંતર જોવામાં આવતાં હતાં. આ પ્રેતોમાંથી કેટલાકનાં શરીર મેદ અને રૂધિરથી ખરડાયલાં હતાં. અને કેટલાકના બાહુ, કેટલાકની ઝાંઘો, કેટલાકના હસ્તો, કેટલાકના પેટ અને કેટલાકના પગ છેદાઇ ગયેલા માલમ પડતા હતા. ધર્મરાજ યુધિષ્ઠિર તે દુર્ગંધવાળા અતિ ભયંકર માર્ગે ચિન્તાકુળ ચિત્તે જતા હતા, તે વખતે, ઉના પાણીની ઘણી નદીયો, તીક્ષ્ણ ધારવાળા તલવાર જેવાં પાત્રોના વનો, લોઢાની શિલાઓ, અને ઝીણા કાંટાવાળા શલ્મલી વૃક્ષો તેમના જોવામાં આવ્યાં. વળી આ ઉપરાંત ચારે તરફ જે તેલના કઢાઓ ઉકળતા હતા અને પાપાત્માઓને નિરંતર તે વિષમ યંત્રણા સહન કરવી પડતી હતી, તે પણ તેમની દૃષ્ટિએ પડી.

ત્યાર પછી ધર્મરાજ યુધિષ્ઠિર તે અતિશય દુર્ગમ સ્થાન જોઇને દેવતાના દૂતને સંબોધી કહેવા લાગ્યા, "હે મહાત્મન્ ! હજુ મ્હારે આવા માર્ગમાં કેટલે દૂર જવું પડશે ? આ સ્થાન કયું છે, અને મ્હારા બંધુઓ કયા સ્થાનમાં નિવાસ કરે છે તે સ્પષ્ટ રીતે કહી દેવા કૃપા કરો." આ સાંભળીને તે દૂતે પોતાને થયેલી આજ્ઞા પ્રમાણે કહ્યું, "મહારાજ ! જો આપ બહુજ થાકી ગયા હો તો હવે અત્રેથી પાછા ફરો." આ વચન સાંભળી દુઃખ અને શોકથી સંતપ્ત થયેલા મહારાજા યુધિષ્ઠિર તે સ્થાનની દુર્ગંધ સહન નહિ થવાથી, પાછા ફરવા લાગ્યા. પરંતુ આ વખતે એક ચમત્કાર થયો. જેવા તેઓ પાછા ફરવા લાગ્યા કે તરત જ ચારે તરફથી, "હે ધર્મનંદન ! અમારી ઉપર કૃપા કરીને એક ક્ષણ ભર અહિં ઉભા રહો. આપના આવાગમનથી સુગંધી પવિત્ર વાયુ વાવા લાગ્યો છે, અને અમને તેથી પરમ સુખ થયું છે. વળી અમને આપનાં દર્શન ઘણે લાંબે સમયે થયેલાં હોવાથી બહુજ આનંદ થયો છે. માટે આપ એક ક્ષણ

વધારે થોભીને અમને સુખી કરો. આપના આવાગમનથી અમારાં સઘળાં દુઃખો દૂર થઇ ગયાં છે." એવા શબ્દો સંભળાવવા લાગ્યા. પરમ દયાળુ મહારાજા યુધિષ્ઠિર, આ કરૂણાજનક વાક્યો સાંભળીને અતિશય ક્લેશ પામી ત્યાં આગળ ઉભા રહ્યા. આ વખતે આવા અનેક શબ્દો તેમના સાંભળવામાં આવ્યા, પરંતુ તે શબ્દો કોના છે અને ક્યાંથી આવે છે, તે તેઓ જાણી શક્યા નહિ. તેથી તેઓ તે શબ્દો બોલનારાઓને સંબોધીને કહેવા લાગ્યા, "હે ભાઇઓ ! તમે કોણ છો ? અને શા માટે આવા દુર્ગંધસ્થાનમાં વસો છો, તે કહો ?"

ધર્મરાજના આ શબ્દો સાંભળતાં જ તે સઘળા ચો તરફથી એક સામટા "હું કર્ણ છું, હું ભીમસેન છું, હું અર્જુન છું, હું નકુળ છું, હું સહદેવ છું, હું ધૃષ્ટદ્યુમ્ન છું, હું દ્રૌપદી છું. અમે દ્રૌપદીના પાંચ પુત્રો છીયે." એમ બોલી પોતપોતાનો પરિચય કરાવવા લાગ્યા. તે સાંભળીને મહારાજા યુધિષ્ઠિર પોતાના મન સાથે જ વિચાર કરવા લાગ્યા, "હાય ! કેવું વિષમ સંકટ ! મ્હારા ભીમસેનાદિ ભાઇઓ, કર્ણ, દ્રૌપદી, અને દ્રૌપદીના પાંચ પુત્રોએ એવાં તે શાં પાપ કર્યાં હશે કે તેમને આ દુર્ગંધયુક્ત ભીષણ સ્થાનમાં રહેવું પડયું છે ? ધૃતરાષ્ટ્ર પુત્ર દુર્યોધન અતિશય પાપ પરાયણ હોવા છતાં પોતાના અધર્મી અનુચરો સહિત શા માટે ઇન્દ્રની પેઠે પરમ સમૃદ્ધિવાન થઇ સ્વર્ગમાં નિવાસ કરે છે, અને મ્હારા ભાઇઓ પરમધાર્મિક સત્યપરાયણ. શાસ્ત્ર પારંગત, અને ક્ષત્રિય ધર્મ પ્રમાણે પ્રવર્તનારા હોવા છતાં પણ તેઓ શા માટે આવા ઘોર નરકમાં પડયા છે. તેનો નિર્ણય મ્હારાથી થઇ શકતો નથી. શું હું નિદ્રાવસ્થામાં છું ? ના જાગૃત છું. ત્યારે શું મ્હને ચિત્તભ્રમ થયો છે !" એવો વિચાર કરવા લાગ્યા. મહારાજા યુધિષ્ઠિર, શોકાકુળ ચિત્તે આ પ્રમાણે વિચાર કરતાં કરતાં એકદમ આવેશમાં આવી ગયા, અને દેવ અને ધર્મની નિંદા કરવા લાગ્યા. ત્યાર પછી તેઓ પેલા દેવદૂતને સંબોધીને કહેવા લાગ્યા, "ભદ્ર ! તમે જેના દૂત છો, તેની પાસે જઇને કહો કે, હવે હું અહિંજ રહીશ. મ્હારે

ત્યાં આવવું નથી. મ્હારા હતભાગ્ય ભાઇઓ મ્હારા આગમનથી પરમ સુખી થયા છે. ” ધર્મરાજનાં આ વચનો સાંભળી દૂત ત્યાંથી ચાલ્યો ગયો, અને દેવરાજ ઇન્દ્ર પાસે જઇને ધર્મરાજનો વિચાર નિવેદન કર્યો.

ત્યાર પછી મહારાજા યુધિષ્ઠિર એકાદ ક્ષણુ તે અપવિત્ર સ્થાનમાં રહ્યા, એટલે મૂર્તિમાન ધર્મ અને ઇન્દ્રાદિ દેવતાઓ ત્યાં આવી પહોંચ્યા. તે તેજસ્વી પુરૂષોના આવાગમનથી તે સ્થાનનો અંધકાર એકાએક ઉડી ગયો. ત્યાર પછી દેવરાજ ઇન્દ્ર, યુધિષ્ઠિરને સાન્ત્વન કરતાં કહેવા લાગ્યા, “ મહારાજ ! સઘળા દેવતાઓ તમારી ઉપર પ્રસન્ન થયા છે. હવે તમારે વધારે દુઃખ સહન કરવું પડશે નહિ. તમે અમારી સાથે આવો. તમને તમારા પુણ્ય બળે પરમસિદ્ધિ અને અક્ષય લોક પ્રાપ્ત થયાં છે. તમને નરકનાં દર્શન કરાવ્યાં, તે માટે અમારી ઉપર ક્રોધ કરશો નહિં, દરેક મનુષ્યે પોતાના પાપ અને પુણ્યનાં ફળ ભોગવવાં જોઇએ. જે મનુષ્ય અતિશય પાપ અને થોડાં પુણ્યનો સંચય કરે છે તે પહેલાં સ્વર્ગનું સુખ ભોગવી લે છે. અને જે મનુષ્ય વધારે પુણ્ય, અને થોડા પાપનો સંચય કરે છે, તે પહેલાં નરકનાં દુઃખ ભોગવી પાછળથી અક્ષય સ્વર્ગનું સુખ ભોગવે છે. એટલા માટે જ—આપનું હિત કરવા માટે જ—અમે તમને પહેલાં નરકનાં દર્શન કરાવ્યાં છે. પૂર્વે તમે કપટથી ગુરૂ દ્રોણાચાર્ય પાસે અશ્વત્થામાના મરણ સમાચાર કહી તેમને છેતર્યાં હતાં. * તેથી અમે પણ તમને

ગુરૂ દ્રોણાચાર્ય પોતાના છેલ્લા યુદ્ધને દિવસે અમિત તેજે પાંડવ સૈન્યનો વિનાશ કરવા લાગ્યા. તેથી મહાત્મા વાસુદેવે મહારાજ યુધિષ્ઠિરને ઉપદેશ કર્યો કે, “ મહારાજ ! તમે આચાર્યને અશ્વત્થામાના મરણના સમાચાર કહો. નહિ તો તેઓ આપનું સઘળું સૈન્ય વિનષ્ટ કરશે. ” મહારાજ યુધિષ્ઠિર ખોટું બોલતાં બ્હીધા, તેથી ભીમસેન રણમાં અશ્વત્થામા નામના એક મહોન્મત હાથીને મારી નાંખી તે દ્રોણાચાર્ય પાસે “ અશ્વથ્થામા મરાયા , અશ્વત્થામા મરાયા ” એમ કહીને ચીન્કાર કરવા લાગ્યો. તે સાંભળી દ્રોણાચાર્ય બહુજ શોકાકુળ થઈ ગયા, ત્યાર પછી આ વવાની ખાત્રી કરવા માટે તેમણે સત્યવાદી મહારાજા યુધિષ્ઠિરને અશ્વત્થામા

આજ નરકનાં દર્શન કરાવ્યાં છે. હવે તમારા ભાઈઓ. તથા દ્રૌપદી નરકમાંથી મુક્ત થાય છે. તમારા પક્ષના સઘળા રાજાઓ સ્વર્ગમાં ગયા છે, અને તમારા મ્હોટા ભાઈ મહા ધનુર્ધર કર્ણે પણ પરમ સિદ્ધિ પ્રાપ્ત કરી છે. માટે તમે પણ શોકનો ત્યાગ કરી અમારી સાથે ચાલો, તેમને પોતે પોતાને સ્થાને નિવાસ કરતાં જોઇને તમને પરમ સંતોષ અને આનંદ થશે. આ જુવો, તમારી પાસે જ ત્રણે લોકને પાવન કરનારાં ગંગાજી વહી રહ્યાં છે. તમે એના પવિત્ર જળમાં સ્નાન કરશો, એટલે તમારા શોકસંતાપ અને વૈરાદિ મનુષ્ય ભાવો લીન થઇ જશે."

દેવરાજ ઇન્દ્ર આ પ્રમાણે કહી રહ્યા એટલે ભગવાન્ ધર્મ, પોતાના પુત્ર યુધિષ્ઠિરને સંબોધીને કહેવા લાગ્યા, "વત્સ! હું તારી ધર્મપરાયણતા, સત્યનિષ્ઠા, ક્ષમા, અને દમાદિ ગુણો જોઇને પ્રસન્ન થયો છું. મ્હેં ત્રીજી વખત તારી પરીક્ષા કરી છે. આ વખતે પણ તું તારા ભાઈઓનો ત્યાગ કરી સ્વર્ગનું સુખ ભોગવવા તૈયાર થયો નથી. તારા ભાઇઓ નરક ભોગવવાને લેશ પણ યોગ્ય નથી. હમણાં તે તેમને જે નરકના દુઃખો ભોગવતાં જોયા હતા, તે ફક્ત દેવરાજ ઇન્દ્રના માયા બળનીજ સૃષ્ટિ હતી. હવે તું અમારી સાથે આવીને ગંગાજીના આ પવિત્ર જળમાં સ્નાન કર." ત્યાર પછી મહારાજા યુધિષ્ઠિરે સઘળા દેવોને મસ્તક નમાવી તેમની આજ્ઞા પ્રમાણે ગંગાજીના તટ ઉપર જઇ તેના પવિત્ર જળમાં સ્નાન કર્યું, અને તેમ કરતાં જ તેમનો મનુષ્ય દેહ વિલીન થઇ ગયો. મહારાજા યુધિષ્ઠિરે દિવ્યમૂર્તિ ધારણ કરી અને તેમના અન્તરમાંથી શોક, સંતાપ, અને વૈરાદિ

---

મરાયો છે કે નહિ તે પુછ્યું. આ વખતે મહારાજા યુધિષ્ઠિર, જયની અભિલાષા, અને મિથ્યા કથનનો ભય, એ બન્નેનો વિચાર કરી, ચિત્ત-વિભ્રમને વશ થઇ દ્રોણાચાર્ય પાસે "અશ્વત્થામા મરાયો," એટલા શબ્દો સ્પષ્ટ બોલી "કુંજર" શબ્દ પાછળથી ધીમે રહીને બોલ્યા. કહેવાય છે કે આ પહેલાં મહારાજા યુધિષ્ઠિરનો રથ પૃથિવીથી ચાર આંગળ ઉંચો ચાલતો હતો. પરંતુ આ વખતે તેઓ અસત્ય બોલ્યા તેથી તે પૃથિવીને સ્પર્શ કરવા લાગ્યો.

માનુષ–ભાવો પણ દૂર થઇ ગયા. ત્યાર પછી તેઓ ધર્મ અને અન્યાન્ય દેવોથી વિંટાઇને ઋષિઓના સ્તુતિવાદો શ્રવણ કરતા કરતા જ્યાં આગળ પોતાના ચારે ભાઇઓ અને ક્રોધવિહીત કૌરવ પરમ સુખે નિવાસ કરતા હતા, ત્યાં આગળ આવી પહોંચ્યા.

ધન્ય મહારાજા યુધિષ્ઠિર ! તમને ધન્ય છે ! આપનું પુણ્યમય ચરિત્ર વાંચી તેનો પ્રચાર કરવાનો સમય પ્રાપ્ત થવાથી અમે અમારી જાતને કૃતાર્થ થયેલી માનાયે છીયે. આપનાં ચરિત્રમાધુર્ય, ધર્માનુરાગ, અને જીવ હિતૈ-પણા આદી ગુણો આ મર્ત્ય લોકમાં દુર્લભ છે, અને તેટલા માટે જ આપ આપના મર્ત્ય–દેહે અમર લોકમાં ગયા છો. આપના સર્વજન–મનોરમ ચરિત્ર પ્રભાવથી પ્રજાવર્ગ વશીભૂત, આત્મીય સ્વજનો વિમુગ્ધ, અને કટ્ટા શત્રુઓ પણ વિસ્મય પામી સ્તબ્ધ થઈ ગયા હતા. આપતા અકૃત્રિમ ધર્માનુરાગે જગતના ઇતિહાસમાં જે અસાધારણ ધૈર્ય, અને સત્યનિષ્ઠાનાં દષ્ટાંતો બતાવ્યાં છે, તે અતુલનીય છે. સર્વ કરતાં આપની પ્રાણીમાત્રનું હિત કરવાની ઇચ્છા, પ્રેમમંદાકિનીની પતિતપાવની શાન્તિ ધારાની પેઠે, સર્વ જીવ તરફ સમભાવે વર્ષી રહી હતી. આપજ દ્વૈતવનમાં નિવાસ કરતી વખતે સ્વપ્નમાં મૃગલીઓના કરૂણ સ્વરો સાંભળી, તેમની ઉપર દયા કરી તેમનો વિનાશ થતો અટકાવવા માટે કામ્યક વનમાં ગયા હતા. આપેજ એક સામાન્ય કુતરાની માયાથી મુગ્ધ થઇને સ્વર્ગનું સુખ તુચ્છકારી નાખ્યું અને છેવટે સ્વર્ગારૂઢ થઇને પણ માયા નરકવાસી પોતાના ભાઇઓની દુર્દશા જોઇ પોતાની સ્વર્ગીય સંપાદનોનો ત્યાગ કરી તેમની સાથે નરકનાં દુઃખ ભોગવવાને તૈયાર થયા હતા. આપના જેવો વિશ્વપ્રેમી થયા સિવાય કોણ આ પ્રમાણે ત્યાગ અને આત્મવિસર્જન કરી શકે ? જે આપની પેઠે પ્રાણી માત્ર ઉપર દયાશીલ હોય, તેજ ભગવત પ્રેમનો અધિકારી થઇ શકે છે. આપના આ મહદ્ ગુણથીજ પ્રેમમય ભગવાન્ શ્રી કૃષ્ણ તમારી સાથે પ્રેમના બંધનથી બંધાયા હતા. હે દેવ ! અમે અદ્વિતીય ચરિત્ર બળથી અને વિશ્વપ્રેમથી અમરત્વ પ્રાપ્ત કર્યું છે. હે પતિતપાવન ! આપના

અલૌકિક ધર્મજીવનની પવિત્ર જ્યોતિ ભારતભૂમિને ઉદ્‌ભાસિત કરી હજારો પાપી તાપીના હૃદયમાં પુણ્યપ્રભાનો સંચાર કરો. હે પુણ્યશ્લોક ! અમે આપનાજ સુપવિત્ર નામનું સ્મરણ કરીને આ સામાન્ય ગ્રંથ પરિસમાપ્ત કરીએ છીએ.

